ઉદ્ધવી સંપ્રદાયના
સત્સંગીઓ માટે

# કિર્તન સાર સંગ્રહ

છપાવી પ્રગટ કરનાર.

રાંમલાલ વનમાળીદાસ.

ઠે. દેશી મિત્ર પ્રેસ—સુરત.

કીંમત રૂપીઓ એક.

# કિર્તન સાર સંગ્રહ.



ઉદ્ધવી સંપ્રદાયના સત્સંગીઓ માટે.

છપાવી પ્રગટ કરનાર.

રામલાલ વનમાળીદાસ સોરઠીઆ.

ઠો. દેશાઇપોળ—સુરત.



સુરત કણપીઠ બજારમાં આવેલા દેશી મિત્ર પ્રેસમાં
મગનલાલ કીકાભાઇએ છાપી.

આવૃતી ત્રીજી.

સંવત ૧૯૭૩ સને ૧૯૧૭

કીમત રૂપીઓ એક.

# અનુક્રમણિકા.

# કીર્તન સાર સંગ્રહ

## માનશી પુજા—રાગ ધોળ.

શ્રી સહજાનંદ સ્વામીનાદાસજીરે, કરે પ્રીતે નીત ઉઠી પરભાતરે, પ્રભુની પુજા માનશીરે, પેહેલું શ્રીહરીનું રૂપ સંભારવુંરે; જેવા નિરખ્યા હોય સુંદર શામરે ॥ પ્રભુ૦ ॥ ॥ ૧ ॥ ધરી ધ્યાન અચલ નીજ નાથનુંરે, પ્રેમે પૂજવા હરી સુખ ધામરે. ॥ પ્રભુ૦ ॥ ॥૨॥ દતંધાવન આદી ક્રીયા કરાવવીરે, હરીને પાવલાં પેરાવવાં પાયરે ॥ પ્રભુ૦ ॥ ॥૩॥ સરવે સેવાની સામગ્રી પાસે રાખવીરે, હરીની પુજા મધે વિઘન ન થાયરે ॥ પ્રભુ૦ ॥ ॥૪॥ પેહેલું સુગંધી ફુલેલ અંગે ચોળવુંરે, ઢાળી ચંદન બાજોઠીયે સારરે ॥પ્રભુ૦॥૫॥ પછે નીર ઉનેથી નવરાવવારે, હરીને સજવા સુભગ શણુગારરે ॥પ્રભુ૦॥૬॥ હરીને પીતાંબર વસ્ત્ર પેરાવવુંરે, અંગે ઉપરણી સોનેરી શીર પાઘરે ॥ પ્રભુ૦ ॥ ॥ ૭ ॥ પ્રેમે ઢોલીયો ઢાળીને પધરાવવારે, કરવો શામને ચંદન અંગ રાગરે ॥ પ્રભુ૦ ॥ ॥૮॥ કંઠે પુષ્પના હાર પેરાવવારે, હરીને ચોખલીયા ચોડવા સુંદર ભાલરે ॥ પ્રભુ૦ ॥ ॥ ૯ ॥ માથે મોતીડાના તોરા ધરાવવારે, હરીને હસવા ટીલકડી કરવી ગાલરે ॥પ્રભુ૦॥૧૦॥ મોંઘા મોતીડાના હાર આરોપવારે હાથે હેમકડાં નગ જડાવનારે ॥પ્રભુ૦॥ ॥૧૧॥ કાને મકાકત કુંડલ ધરાવવારે, અંગે બાજુબંધ બાંધી શોભે ભાવરે ॥પ્રભુ૦॥૧૨॥ હરીના ચરણુને ચંદન ચડાવવુંરે, ચાંપી ઉરમા પામવી ઘણી શાંતરે ॥પ્રભુ૦॥ ॥ ૧૩ ॥ ધરી બાલભોગ આરતી ઉતારવીરે, કરવી સ્તવન પ્રક્રમા બહુ ભાતરે ॥ પ્રભુ૦ ॥ ૧૪ ॥ કરી અષ્ટ અંગે દંડવત દેવનેરે, પછે

પુજવા પ્રભુજી કેરા દાસરે ॥ પ્રભુ૦ ॥૧૫॥ હરીને ખટરસ ભોજન ભાવતાંરે, પીરસી પ્રેમે સું બેસવું પ્રભુ પાસરે ॥પ્રભુ૦॥૧૬॥ ઘણી જુગતે જમાડી જગદીશનેરે, પ્રેમે પાનબીડી લેવી મુખવાસરે ॥પ્રભુ૦॥ ॥ ૧૭ ॥ પ્રીતે પલંગ પોઢાડી પગ ચાંપવારે, હરીનો કરવો નીજ મંદીર નીવાસરે ॥પ્રભુ૦॥૧૮॥ રહેવું નીશદીન હરીની હજુરમાંરે, કરવી પ્રભુના ચરણ કેરી સેવરે ॥ પ્રભુ૦ ॥ ૧૯ ॥ મુકતાનંદ એવી રીતે પુજા માંનસીરે, કરતા ભવજલ તરે તતખેવરે ॥ પ્રભુ૦ ॥ ૨૦ ॥

## રાગ ગરબી.

ભજ્યો નહીં ભગવાનનેરે મળ્યો માણસનો દેહ, પ્રીત કરી પરનારમાં હાંરે નીચ સોબત સ્નેહ ॥ભજ્યો૦॥૧॥ મીથ્યા માયાના જોરમાંરે, થયો અંધ અજાણ લાજે વીટાણો લોકની, હાંરે કરે આપ વખાણ ॥ભજ્યો૦॥ ॥૨॥ ચીંતા ઘણી ચીતમાં ભરીરે, હાલ ભુંડા હેરાન; ફુટેલ હૈયુ ને ફેલ આવડે, મીથ્યા મોટપનું માન ॥ભજ્યો૦॥૩॥ જુઠા બોલો નથી જાણતોરે, માથે મરવાની ઘાત; દેવાનંદ કહે જમ આવશે, હાંરે માર મુરખ ખાય ॥ ભજ્યો૦ ॥ ૪ ॥ પદ ૧ ॥

અંતે જાવું છે એકલારે, સંગે આવે નહીં કોઇ; માત પીતાને ભાઇ દીકરા, હાંરે નારી કુટશે રોઇ ॥ અંતે૦ ॥ ૧ ॥ ભુખે મરીને ભેળી કરીરે, આથ લાખ કરોડ; ડાટી રેશે દરબારમાં, હાંરે જોને આંખ્યું કયાં ફોડ ॥અંતે૦॥૨॥ જીવ સંગાતે જાયછેરે. પુન પોતાના પાપ; સુખદુઃખ ફળ તેના ભોગવે, હાંરે જમપુરીમાં આપ ॥ અંતે૦ ॥ ૩ ॥ રાજા ધરમની આગળેરે, ખાશો મુરખ માર, દેવાનંદ કહે દેહ ધારશો. હાંરે લખ ચોરાશી વાર ॥ અંતે૦ ॥ ૪ ॥ પદ ૨ ॥

ભુલી ગયો ભગવાનનેરે, ગયું જોબન બાળ; આવ્યું બુઢ્ઢાપણુ અંગમાં, હાંરે કેડે આવેછે કાળ ॥ ભુલી૦ ॥ ૧ ॥ ઘરના માણુસ જાણે ઘેલડોરે, કોઈ માને ને વાત; અક્કલ ઘટીને વધી આપદા, હાંરે કેદી મરશે કુજાત ॥ ભુલી૦ ॥ ૨ ॥ મનમાં અતિ ધન ધાખડોરે વાલા વિષે વિકાર; આડા બોલો અસીણીઓ, હાંરે દુખ પામે અપાર ॥ ભુલી૦ ॥ ૩ ॥ શરીરનું ચામડું સુકાઈ ગયુંરે, થયો અંધ અધીર; દેવાનંદ કહે હરી ન ભજ્યો, હાંરે બહુ નામી બળવીર ॥ ભુલી ॥ ૪ ॥ પદ ૩ ॥

પ્રભુ ભજી લેને પ્રાણીઆરે, ધન દોલત ને નાર; અંતે જાવું તજી એકલા, હાંરે સગા કુટુંબ સંસાર; ॥પ્રભુ૦॥૧॥ જેણે ભજ્યા જગદીશનેરે. ભવ પામ્યા તે પાર; એને વિસારીને આથડે, હાંરે ગોથાં ખાશે ગમાર ॥પ્રભુ૦॥૨॥ લખચોરાશી જાતનારે આવે દેહ અપાર; જનમ મરણુ ગર્ભવાસનું, હાંરે દુખ વારવાર ॥પ્રભુ૦ ॥ ૩ ॥ વૈદ કોટિ વાંસે ફરેરે, કરે ઓસડ અનેક, રંચ ન ટાળે રોગને, હાંરે દેવાનંદકે વિવેક પ્રભુ૦ ॥૪॥ પદ ॥૪॥

## રાગ ગરબી.

હૈયાના ફુટયા હરિ સંગે હેત ન કીધું, લખચોરાશી કેરૂ લગડું માથે માગી લીધુંરે ॥ હૈયા૦ ॥ ૧ ॥ પેટને અરથે પાપ કરંતા, પાછું ફરી નવ જોયું, ચાર દિવસના જીવતર સારૂ, મન માયામાં મોયુંરે હૈયા૦ ॥૨॥ જનમ મરણુ દુખ ગરભવાસનું તે નવ શકીયો ટાળી, માત પિતા જુવતી સુત સંગે, વિસાર્યા વનમાળીરે ॥ હૈયા૦ ૩ ॥ આળસ ને અજ્ઞાન અતિશે, કામ બગાડયું તારૂં; દેવાનંદ કહે દેખ વિચારી, માન કહ્યું તું મારૂંરે ॥ હૈયા૦ ૪ ॥ પદ ॥ ૧ ॥

દુનિયામાં ડાહ્યો, ડાહાપણુમાં દુઃખ પામ્યો; ભવતારણુ ભગવાન વિસારી, ચડીયો હાસે બામેરે ॥ દુની૦ ॥૧॥ મનુષ દેહ મળ્યો અતિ

મોટો, ખોટો જાણી ખોયો; ચારે ચૌટે જુઠું બોલ્યો, નાહક નિર વશોયોરે ॥ દુની૦॥૨॥ હરી હરીજન સંગે હેત ન કીધું પીધું વિખનું પાણી; સુખ સંસારી પામ્યા સારૂં, મુવા લગી ધર તાણીરે ॥દુની૦॥ ૩ ॥ હરખ શોકની નદીયો મોટી, તેમાં જાય તણાણો; દેવાનંદ કહે હરી ભજ્યો નહી, ઘણે દુખે ઘેરાણોરે ॥ દુની૦ ॥ ૪ ॥ પદ ॥ ૨ ॥

અજ્ઞાની તારા અંતરમાં દેખ વિચારી, અંત સમે કોઇ કામ ન આવે; સગાં કુટુંબ સુત નારીરે ॥ અજ્ઞા૦ ॥ ૧ ॥ જોબન ધનનુ જોર જણાવે, ફાટી આંખે ફરતો; કાળ કરાળ કઠણ શિર વેરી, દિલમાં કેમ નથી ડરતોરે ॥ અજ્ઞા૦ ॥૨॥ માલ ખજીના મંદીર મેલી, મુવા ભુપ મદમાતા; સ્વાન સુકરના દેહ ધરીને, ઘરઘર ગોથાં ખાતારે ॥ અજ્ઞા૦ ॥ ૩ ॥ આજ અમુલખ અવસર આવ્યો, હરી ભજવાનું ટાણું; દેવાનંદ કહે દેહ મનુષનો, ન મળે ખરચે નાણું રે ॥ અજ્ઞા૦ ૪ ॥ પદ ॥૩॥

પામર તે પ્રાણી વિસાર્યા વનમાળી, મિથ્યા સુખ માયામાં મોહ્યા; મૃગતૃષ્ણાજલ ભાળીરે ॥ પામ૦ ॥ ૧ ॥ આઠ પોહોર અંતરમાં બળીઓ, ઘણા ધણાને ધાયો; રળીખાયી ધન ભેળું કીધું, ના ખરચ્યો ના ખાયોરે ॥ પામ૦ ॥૨॥ નારી આગળ નિરલજ થઇને, ખીલો ખીલો બોલે; હડકલાને હસી બોલાવે, કર તરણને તોલેરે ॥ પામર ॥૩॥ સાસુ સસરો સગો સંબંધી, તેની સેવા કીધી; દેવાનંદ કહે સાધુ જનની તે સેવા તજી દીધીરે ॥ પામ૦ ૪ ॥ પદ ૪ ॥

## રાગ ગરબી.

કર પ્રભુ સંગાથે દ્રઢ પ્રિતડીરે, મરી જાવું મેલીને ધનમાલ; અંતકાળે સગું નહી કોઇનુંરે, સંસકારે સંબંધી સરવે મળ્યાંરે, એતે જુઠી માયા કેરી જાળ ॥ અંત૦ ॥૧॥ માર માર કરી ધન મેળવ્યુંરે,

તેમાં તારૂ નથી તલભાર ॥ અંત૦ ॥ ૨ ॥ સુખ સપના જેવું સંસાર નુંરે, તેને જાતા ન લાગે વાર ॥ અંત૦ ॥ ૩ ॥ માટે શેવ તુ સાચા સંતનેરે, તારા ટળશે ત્રિવિધીના તાપ ॥ અંત૦ ॥ ૪ ॥ અતિ મોટા પુરૂષને આશરેરે, બળે પુરવ જનમના પાપ. ॥ અંત૦ ॥ ૫ ॥ એવું સમજીને ભજ ભગવાનનેરે, સુખકારી સદા ઘનશ્યામ ॥અંત૦॥ ॥૬॥ દેવાનંદનો વાલો દુખ ટાળશેરે, મનવાંછીત પૂરણકામ ॥અંત૦॥ ॥ ૭ ॥ પદ ॥ ૧ ॥

મળ્યો માણુસનો દેહ ચીંતામણીરે, તારા અંગમાં છે રોગ અસાધ; નથી લેતો નારાયણ નામનેરે; માથે મરણ જનમ મોટું દુઃખછેરે, તારા અંતરમાં હરીને આરાધ ॥નથી૦॥૧॥ ઘણું સુજેછે કામ સંસાર નુંરે, કરે સગાનું બહુ સનમાન ॥નથી૦॥૨॥ હેત કરતો નથી હરી દાસમાંરે, દેયા ફુટયા તું સુણ હરામ ॥નથી૦॥૩॥ પરનારી સંગાથે કરી પ્રિતડીરે, તારો એળે ગયો અવતાર ॥નથી૦॥૪॥ બહુનામીની બીક નથી રાખતોરે, ખરેખાત મળીશ તેમાં ખુવાર ॥ નથી૦ ॥ ૫ ॥ અતિ કઠણ વેળા છે અંતકાળનીરે, પછે થાશે તને પસતાવ ॥નથી૦॥ ॥૬॥ દેવાનંદની શિખામણ માનજેરે, તારા અંતરમાં કરીને ઉછાવ ॥ નથી૦ ॥ ૭ ॥ પદ ૨ ॥

તારા મનમાં જાણે મરવું નથીરે, એવો નિશ્ચે કર્યો નિરધાર; તેમાં ભુલી ગયો ભગવાનનેરે; ધન્ય દોલત નારીને ઘણા દીકરારે. ખેતીવાડી ઘોડી ને ઘરબાર ॥તેમાં૦॥૧॥ મેડી મંદીર જરૂખાં ને માળી યાંરે, સુખદાયક સોનેરી સેજ ॥તેમાં૦॥૨॥ ગાદી તકીયા ને ગાલ મસૂરીયાંરે, અતિ આડ કરે છે એજ ॥તેમાં૦॥૩॥ નીચું કાંધ કરીને નમતો નથી, એવું સાધુ સંગાથે અભિમાન ॥તેમાં૦॥૪॥ મરમાળી મોહનજીની મુરતીરે, તેની સાથે ન લાગેલ તાન ॥ તેમાં૦ ॥ ૫ ॥

પાપ અનેક જનમનાં આવી મળ્યાંરે, તારી ગતિ મલિન થઇ મંદ ॥ તેમાં૦ ॥ ૬ ॥ દેવાનંદના વાલાને વિસરી ગયોરે, તારે પડયો ગળે જમફંદ ॥ તેમાં૦ ॥ ૭ ॥ પદ ॥ ૩ ॥

તારે માથે નગારાં વાગે મોતનાંરે, નથી એક ઘડીનો નિરધાર; તોય જાણ્યા નહીં જગદીશનેરે, મોટા મેલીને રાજ મરી ગયારે, જોને જાતાં ન લાગે વાર ॥ તોય૦ ॥ ૧ ॥ તારૂં જોબન ગયું જખમારતુંરે માથે કાળા મટી ગયા કેસ ॥ તોય૦ ॥ ૨ ॥ અંતકાળે લેવાને જમ આવીઆરે, તેનો ભારી ભયંકર વેસ ॥ તોય૦ ॥ ૩ ॥ રોમ કોટિ વીંછી તણી વેદનારે, દુઃખ પામ્યો તું દેવના ચોર ॥તોય૦॥૪॥ સગાં સ્વારથી મળ્યા સઉ લૂટવારે, કેનુ જરા ન ચાલે જોર ॥તોય૦॥૫॥ જીભ ટુંકી પડી ને ત્રુટી નાડીઉંરે, થયું દેહ તજ્યાનું તતકાળ ॥ તોય૦ ॥ ૬ ॥ દેવાનંદ કહે ન જાણ્યા મારા નાથનેરે, મળ્યો માણુસનો દેહ વિશાળ ॥ તોય૦ ॥ ૭ ॥ પદ ॥ ૪ ॥

## પદ રાગ ગરબી.

કાળનાં ગડે નગારાં કાળનાં ગડે, અગડ ધેંધેંધેંધેં નગારાં કાળનાં ગડે; ઢોલને રણતુર વાગે ઝાંઝ ખડેડે, નેજા ને નિશાન દીસે ફોજુ બહુ ફરે ॥અગડ૦॥૧॥ નાળુને જંજાળું સરવે કડે ને ધડે, આંખ્યું માચી બેઠો આંધો મનસુબા ઘડે ॥અગડ૦॥૨॥ કઠણુ વેળે કાળ આવી ઓચીંતો અડે, જળ થોડામાં જીવ જેમ પૂરો તરફડે ॥અગડ૦॥૩॥ ચેતવું હોય તો ચેતી લેજો બીજું રહ્યું નડે, દેવાનંદનો નાથ ભજ્યા વિના નરકે જઇ પડે ॥ અગડ૦ ॥ ૪ ॥ પદ ॥ ૧ ॥

પછે ને મળેરે તુંને પછે ને મળે, કાંઇક લેલેલેલે ને લાવ પછે ને મળે; મોતી સરીખો કણુ લેઇ મુરખ ઘંટીમાં દળે, બાવળીયાનું બી બોઇ આંબો કેમ ફળે ॥ કાંઇ૦ ॥૧॥ કસ્તુરી ને કેવડા લૈ તેલમાં તળે, મનુષ દેહ દુર્લભ પામી વિષમાં મળે ॥ કાંઇ૦ ॥૨॥ એક અખેલા એકના અંતે જોજે જો મળે, એકડા વિનાના મીંડાં તેમાં તારૂં નૌવળે ॥ કાંઇ૦ ॥૩॥ અનેક જનમના પાપ તેતો સતસંગે બળે, દેવાનંદ કહે ગધેડો કુતો થાવું તે ટળે ॥ કાંઇ૦ ॥૨॥

પાપનો ભરેરે માથે પાપનો ભરે, પાપી કેકેકેકેને કેમ પાપનો ભરે; જુવાનીમાં આગ લાગી પરત્રીયા હરે, દેવ સાધુને બ્રાહ્મણ તેની નિંદા બહુ કરે ॥ પાપી૦ ॥૧॥ ચોરીને અવેરી કરે મરડાતો ફરે, માંસ ને મદીરા પિએ નવ્ય ડરે ॥ પાપી૦ ॥૨॥ ભાંડ ભવાઇને હાંસી બાજી કરતો નવ્ય ડરે, વસુપસુ વાહન હરે ચગ્રી તે ધરે ॥પાપી૦॥૩॥ એ પાપે કરી સ્વી કીંકર ઝાલ્યા તે નરે, દેવાનંદ કહે માર તડાતડ જમુંમાંને મરે ॥ પાપી૦ ॥ ૪ ॥ પદ ૩ ॥

નિમમા રેનેરે તુંતો નિમમા રેહને, પ્રાણી રેરેરેરને તુંતો નિમમા રેહને; ચારે વ્રત પાલી નીત નામને લેને, સ્વામીનારાયણુ નામ તારા મુખથકી કેને ॥ પ્રાણી૦ ॥ ૧ ॥ સાધુ સેવા વચન માની જે કોપે તેને અજામેલ અંધ છુટો નારદ એ બેને ॥પ્રાણી૦॥૨॥ કાયાગાયા કુડે નિત્ય દાનને દેને, અમુલખ દેહ આવ્યો સુતો કેમ ઘેને ॥પ્રાણી૦ ॥ ૩ ॥ લખચોરાશી ફેરા ટળે સતસંગી તેને, દેવાનંદ કહે કાંસારજે લાત જમ મારે જેને ॥ પ્રાણી૦ ॥ પદ ૪ ॥

વિખને પાધુંરે તેંતો વિખને પીધું; ઘેલા જોજોજોજો ને તેંતો વિખને પીધું; કામી ક્રોધી લોભી લંપટ ચરણુ જઇ લીધું, રળાખપી ધન ભેળું કરી તેને તેં દીધું ॥ ઘેલા૦ ॥૧॥ અધ ગુરૂએ કાન ફુંક્યા

એહેરાશું લીધું, કામવામના ચોર શેવી તેનો શું કીધું ॥ઘેલા૦॥૨॥ પંચ વિષે ઝેર તે તો હળાહળ પીધું, વિછણ કેરા વેતર પાણી કારજ ન સીધ્યું ॥ ઘેલા૦ ॥ ૩ ॥ ઉરવી ઉપરય તણી વીરદેખે પ્રકાશેં વીધું, દેવાનંદ કહે જમાન આવ્યા જમ ખરા ખેધું, ॥ ઘેલા૦ ॥ ૪ ॥ પદ ૫ ॥

તિરથે જાનેરે તું તો તિરથે જાને, મુઢ જાજાજારે તું તો તિરથે જાને, કપટ માન મેલી દાસ પ્રભુનો થાને, ભાગ્ય હો કોને અરીણુ તજી હરી ગુણ ગાને ॥ મુઢ૦ ॥ પદ ॥ ૬ ॥

## રાગ ગરબી.

જનમ સંગાથી વિસાર્યા જગદીશનેરે, એળે ખોયો માણુસનો અવતારરે; સગુ નથી કોઇ જાણે તારા જીવનુરે. સપના જેવો જુઠો આ સંસારરે ॥જન૦॥૧॥ ડાહ્યો થઇને દોસે નિર્લજ નાતમાંરે મરમ કરીને બોલે મોઠા વેણુરે, શેરીમાં મરડાતો ચાલે માનમાંરે, રાતાં દિસે રોસ ભરેલાં નેણુરે ॥ જન૦ ॥ ૨ ॥ નારી આગળ એક રતી નવ ઉપજેરે, ડહાપણ મેલી જ્યાં દોરે ત્યાં જાયરે, નિરલજ થઇને નાચે કુબુધી કેણમાંરે, વિષે ભરેલાં ગરજુ ગોથાં ખાયરે ॥ જન૦ ॥૩॥ અંતરમાં કપટી ને કુડી ઇરસારે, સાધુ જનનો લેશ ન કીધો સંગરે; દેવાનંદ કહે જમ જોરાવર આવશેરે, ભાંગી કરશે ભુકો તારૂં અંગરે ॥ જન૦ ॥ ૪ ॥ પદ ૧ ॥

ભવસાગરનો પાર ન આવે પ્રભુ વિનારે, તપ તિરથ વ્રત કરીએ કોટિ ઉપાયરે; પુન કરી અમરાપુરનું સુખ પામીએરે, અંતે પાછો ફોગટ ફેરો થાયરે ॥ ભવ૦ ॥ ૧ ॥ માયાની મોટપ તે મિથ્યા જાણજેરે, નદીએ આવ્યું જેમ પાણીનું પુરરે; તેની પેઠે ધન્ય જોબનને

જીવવુંરે, આક તણા જેમ ઉડી જાશે તુરરે ॥ ભ૦ ॥ ૨ ॥ સગા કુટુંબ મેલીને મરવું એકલુંરે, લખ ચોરાશી ફરવું વારંવારરે; પાપ તણા ફલ આગળ તારે આવશેરે, કરમ કરીને ભરિઆં તેં કોઠારરે ॥ ભવ૦ ॥૩॥ આજ અમુલખ માણસનું તન આવીયુંરે, ભજવા સારૂ ભાવ કરી ભગવાનરે; દેવાનંદ કહે માન તજીને માનજેરે વાત વિચારી સારી ચતુરસુજાણરે ॥ ભવ ॥૪॥ પદ ૨ ॥

સગપણ સાચું જાણે શ્રી ઘનસ્યામનુંરે કેવળ બીજું માને કુડે કુડરે; સગા સંબંધી સ્વારથ કેરા સોબતીરે, મેલી જાશે મુખમાં નાખી ધુળરે ॥સગ૦॥૧॥ દેશ વિદેશ ડોલે ધનને કારણેરે, પ્રભુ વિસારી લાલચમાં લપટાયરે; ભાગ્ય વિનાનો ભટકે પામર પ્રાણીઓરે, જોને તારૂં જોબન એળે જાયરે ॥સગ૦॥૨॥ કાળ અચાનક ફેરવું આવે કારમીરે, ઘેરી લેછે ધાટે ઘરનું બારરે; નાડી તુટી આંખો બાહાર નિસરીરે, તે ટાણે શામળીયો કરતલ સારરે ॥સગ૦॥૩॥ એટલા સારૂ કરજે એનો આશરોરે, માથે પડતા મટશે જમના મારરે; દેવાનંદ કહે દાસપણામાં લાભછેરે પ્રેમ કરીને રાખો મનમાં પ્યારરે ॥સગ૦ ॥૪॥ પદ ૩ ॥

દેખ્ય વિચારી દિલમાં તારા દેહનેરે, નથી રહ્યાનો એક ઘડી નિરધારરે; મમતા મોટી ખોટી બાજી ખેલેછેરે, ભુંડપ કેરો માથે લે મા ભારરે ॥ દેખ૦ ॥૧॥ વરણાગીમાં વડપેપાણી હારનોરે, ઉપર રાતોમાતો રંગનો છેલરે; ભિતરે કાળો ભેખ ધરીને ભોળવેરે, ફોગટ ફરતો કરતો કુડાં ફેલરે ॥દેખ૦॥૨॥ આતમ સાધન કાંઇ ન કીધું આળસુરે, વિષયમાં વિટાણો બારે માસરે; હરીજન સાથે હેત ન કરતાં આવડયુંરે, કપટી તારો કોણ કરે વિસવાસરે ॥ દેખ૦॥૩॥ સુમ થયો ધન સંચીને ભેળું કર્યુંરે, મરતાં સુધી ન ખરચ્યું ન ખાયરે; દેવા-

નંદ કહે મધમાખી લુંટાયછેરે, હાથ ઘશીને પામર તું પસ્તાયરે ॥દેખ૦ ૪ ॥ પદ ૪ ॥

## પદ રાગ ધોળ.

પામર નર ભજો ભગવાન, મરણ આવ્યું ઢુકડું; કેડે આવેછે કાળ અજાણ ॥મર૦॥ અણુ સમજ્યાં ઓસડ કરેરે, રતિયે રોગ ન જાય; લોકવાણી ઉરમાં ધરીરે, ગોળી જળમાં ઘોળી ઘોળી પાય ॥મર૦ ॥૧॥ અન ગળે નવ ઉતરેરે, ખાતાં ઉલટી થાય; અતિ વ્યાધી દુખ દેહમાંરે, ખાંસી સુળ આવે ન ખમાય ॥ મર૦ ॥ ૨ ॥ સગાં સંબંધી સહુ મળીરે, બેઠા ઘરને બહાર; અઢાર દિવસ થયા મોલ્યુરે, ડોસો તન તજવા થયો તૈયાર ॥ મર૦ ॥ ૩ ॥ ઈંદ્રીના દેવતા ઉડી ગયોરે, વિખરી વાણી બોલાય; દેવાનંદ કહે હરી વિમુખનોરે, તોય પાપી પ્રાણ ન જાય ॥ મર૦ ॥ પદ ॥ ૪ ॥ ૧ ॥

ગાફલ નર તેં વિસાર્યા ગોપાલ, ઉગારે કોણ આ સમે; મરવું મેલી તે જુહો જંજાલ ॥ ઉગા૦ ॥ ૧ ॥ મુખના દાંત કાળા થયારે, આંખ્યો ગઇ દરડાઇ; નાકની ડાંડી નમી ગઇરે, દુખ પામ્યો પુરવની કમાઈ ॥ ઉગા૦ ॥ ૨ ॥ વાતપિત કફ મોસ્ય કરીરે, ભાઇ ત્રણે ભેળા થાય; સ્વાસ મધે સહુ દેખતારે, તનની નાડીયો સરવે ત્રુટી જાય ॥ ઉગા૦૩॥ પેઠો જમ એક પેટમાંરે, બીજો રહ્યો છે બહાર; દેવાનંદ કહે હરિ વિમુખને રે, માથે પડશે મુદગળના માર ॥ ઉગા૦ ૪॥પદ॥૨॥

કરે પાપી અતીશે પોકાર, પરવશ થયો પ્રાણીઓ; દુખ દેખી રૂએ નરનાર ॥ પર ॥ પેટ ચઢે બંધ છુટી ગયોરે, જીવ અતીશે અકળાય; સુપન અવસ્થા પ્રધાન થઇરે, બાગ્યું વેણુ બોલે બકવાય, ॥ પર૦ ॥ ૧ ॥ ડોઢે વાગે ડાકલાંરે, ભુવો ધુણે બરવાડ; નિર્લજ

૭૦૬૮



નકટી દેવનીરે, બાધા રાખો કરશે માતા વાર ॥ પર ॥ ૨ ॥ વાઝોઃ બાવન વિરનોરે, જંત્રમંત્ર બહુ જાણુ; મુઠ નાખી કામણ કર્યારે, દોરો બાંધો તો થાય સુવાણુ ॥ પર૦ ॥ ૩ ॥ જોશી કહે પિડે ગ્રહ પનોતી, શાંતિ કરે સુખ થાય; દેવાનંદ કહે ત્રત્યુંરે, જાપ જપીએ દરદ મટી જાય ॥ પર૦ ૪ ॥ પદ ૩ ॥

મુરખ નર કરે કોટિ ઉપાય, ત્રત્યું પાછું નહિ વળે; ત્રુટી આયુસ તે ન સંધાય, ॥ ત્રતુ ॥ અરીણુ તો ઉગે નહીરે, પાપી દારૂ પાય; ભાઇ બંધ મળી ભુંડું કર્યુંરે, નાંખ્યો નરક પડયો પસ્તાય ॥ ત્રતુ૦ ॥ ૧ ॥ કોટી કરે ગઉ દાનનેરે, સોના રૂપાના શણુગાર; પામે ફળ પરલોકમાંરે, માથે મરણુ જનમ બહુવાર. ॥ ત્રતુ૦ ॥ ૨ ॥ કાશીએ જઇને કરવત મેલાવો, ને ગાળે હિમાળે દેહ; ભક્તિ વિના ભવ ન તરેરે, પામે રાજ સાજ સુખ તેહ ॥ ત્રતુ૦ ॥ ૩ ॥ બુઢા જોબન વાળનેરે, જમડા પકડી જાય; દેવાનંદ કહે મરી ગયારે, વાંસે વાર કોઇથી ન થાય ॥ ત્રતુ ॥ ૪ ॥ પદ ॥ ૪ ॥

## પદ—રાગ ધોળ.

કીધો ગરભમાં કોલકરાર, ભુલ્યો ભગવાનને પામ્યો ઉંચે કુળે અવતાર ॥ ભુલ્યો૦ ॥ તીમર અવસ્થા બાળનીરે, પરવસ દેહ ગમાર રૂદન કરે બહુ રાત્યમાંરે, માતા ધવરાવે કરી મન વાર ॥ભુલ્યો૦॥૧॥ રમ્યા જમ્યામા રૂચી ઘણીરે, વીત્યા વરસને માસ; સુપન અવસ્થા પ્રધાન થઇરે, રસમાં વીકળ ઇંદ્રિનો દાસ ॥ભુલ્યો૦॥૨॥ બાર વરસનો બાળકોરે, ભણ્યો ગણ્યો બહુ ભેદ; ચૌદ વિધાને ચોસઠ કળારે, શીખ્યો રાજસાજ સુખ તેહ ॥ ભુલ્યો૦ ॥ ૩ ॥ સારા કુળમાં સગપણુ કર્યુંરે. પરણ્યો નૌતમ નાર; દેવાનંદ કે દુખ વધ્યુંરે, ચીંતા ઘણી સાંઝ સવાર ॥ ભુલ્યો૦ ૪ ॥ પદ ૧ ॥

પામ્યો ધન જોબનનું જોર; નારાયણ ન ભજ્યો; કરવા શીખ્યો કુસંગને: શોર ॥ નારાયણ ॥ પંચવીષયના પુરમાંરે, જીવ તણાણો જાય; કેદ્ કરેરે જુદી જાત્યાનારે, છેલો છકેલો મનમાય ॥ નારાયણ૦ ॥૧॥ પરનારીમાં પ્રીતડીરે, ચીત મળવા લલચાય; ભાળે રુપાળી ભામનીરે, ધન દેઇ ભેટે ભ્રષ્ટ રાય ॥ નારાયણ૦ ॥ ૨ ॥ કરે ફજેતી કુળનીરે, લાજ નહી લવલેશ; માત પીતાને ધીકાર છેરે. એવાં પુત્રને કાઢો પરદેશ, ॥ નારાયણ૦ ॥ ૩ ॥ અનર્થનું અંગારછેરે, ધન્ય ત્રીય જાણ્ય જરૂર; દેવાનંદ કે હરીદાસનેરે; તેથી રહેવું રેવું તજી દુરય ॥ નારાયણ૦ ૪॥ પદ ॥ ૨ ॥

બુઢાપણમાં થયો બેહાલ, વીસાર્યા વ્રજરાજને; ચાર દિવસમાં લઇ જાશે કાળ ॥ વીસાર્યા૦ ॥ પવન ચાલે પંસથીરે થરથર ધ્રુજે દેહ; અતી કરે અપમાનનેરે, તોય સુત દારામાં સ્નેહ ॥ વીસાર્યા૦ ॥ ૧ ॥ અતી ગધાતી ગોદડીરે, પાથરતા પસ્તાય; જુ માંકડને જંતુ ઘણારે, કરે દેહ દુખી પીડા થાય ॥ વીસાર્યા૦ ॥ ૨ ॥ મનમાં અતી ધન્ય ધાખડીરે, કરનો નીત્ય કોટી ઉપાય; મમતા મોટી સાંકણીરે, તેનું પેટ કદીયે ન ભરાય ॥ વીસાર્યા૦ ॥ ૩ ॥ ખાવા ઇછે ખીરનેરે, ભોજન કોમળ ભાત; દેવાનંદ કહે રાબડીરે, એહુ જાડુ ગળે અરધી રાત ॥ વીસાર્યા૦ ॥ ૪ ॥ પદ ૩ ॥

બુઢ્ઢોરે બેઠો ઘરબાર, વીમુખ ભગવાનથી; નિર્લજ નાગો દેખે સુત નાર ॥ વિમુખ૦ ॥ ૧ ॥ ઘરના માણસ ક્યાંઇ ગયારે, હાટરડાની કરી ટેલ; દીકરા દીકરી સઉ દુર રયારે, ફાગટ દેખાડો શાના ફેલ ॥ વિમુખ૦ ॥ ૨ ॥ આખા ગામમાં એકલોરે, પ્રથમ કેવાતો પટેલ; જાણીનેરે મરાવતો જીવનેરે, લાંચુ લેતો છાની કરી છેલ ॥ વિમુખ૦ ॥ ૩ ॥ આમ કથા ત્યવા ખરચનુંરે, કરે અતિસે જ્ઞાન; દેવાનંદ કે હરી કથારે, પામર કેદીયે સુણે નઇ કાન ॥ વિમુખ૦ ૪ ॥ પદ ૪॥

# ધોળ—દેવાનંદ.

સીલવંતા સાધુ સાંભળજ્યે કરી પ્રીતી, આઠ પ્રકારે અબળા તજવી; મન ઈંદ્રીને જીતીરે ॥ સીલ૦ ॥ ૧ ॥ નારી કથા શ્રવણુ ન ધરવી, તે વીષવેલી કાવે; તેની કીરતી તે નવ કરવી ભુલે મન ભર આવેરે, ॥ સીલ૦ ॥ વીનતા હાસ વીનોદ કરીને, રાત્ય દીવસ જ્યાં રેવે; તે ઠેકાણે સાચા મુનીવર, જાણી પાવ ન દેવેરે ॥સીલ૦॥૩॥ અબળા અંગે કાળી ગોરી, નેણુ ભરી નહી દેખે; બાળ વૃધ નવ જોબન વાલી, તે માદક સમ લેખેરે ॥સીલ૦ ૪॥ છેટે રહીને છાની વાતું, કામનીયુને કાવે; દેવાનંદ કે તે પોતાનું, હાથે નાક વઢાવેરે ॥ સીલ૦ ૫ ॥ પદ ૧ ॥

નીસકામી નરને, વીનતાની વાત ન કરવી; માયાની મુરતી જાણીને નાગણુ જેવી પરહરવીરે ॥ નીસ૦ ॥ ૧ ॥ માંનનીયુને મળવા મનમાં, કુડો ખાદ ન કરવો; મનસા પાતક મોટું લાગે, એ અધર્મથી ડરવુરે ॥ નીસ૦ ॥ ૨ ॥ ભામનીયું તે ભેગી થઈને જે ઠેકાણે જાવે; સૌચ વીધી કરવાને સારૂ હરીજન ત્યાં નહી આવેરે ॥ નીસ૦ ॥ ૩ ॥ આઠ પ્રકારે અબળા કેરો, ત્યાગ કરે તે ત્યાગી; વીખે થકી વૈરાગ્ય જે પામ્યા; તે સાચા વૈરાગીરે ॥ નીસ૦ ॥ ૪ ॥ ભેખ ધરીને કામની ભેળો, જુએ છે સુખે દેવાનંદ કહે, એ જેવા સાધુ નીસે નરકમાં જાવેરે ॥ ॥ નીસ૦ ॥ ૫ ॥ પદ ૨ ॥

વીવેકી નરને એમ વીચારીને જોવું, કુપાતરને દાન દેવું તે બીજ ખારમાં બોવુરે ॥ વીવે૦ ॥ ૧ ॥ કામી ક્રોધી લોભી કપટી, જુઠા બોલા કાવે; અન વસ્ત્ર ધાન્ય તેને આપે, તે સેકીને બી વાવેરે ॥ વીવે૦ ॥૨॥ ઇંદ્રી પાંચ સહુ મન જીતે, તે હરીદાસ કહાવે; વાલી વસ્તુ એને આપી, અનંત ઘણી થઇ આવેરે ॥ વીવે૦ ॥ ૩ ॥ દુર્બળ સુદામે આણી દીધા,

મુષ્ટી તાંદુલ મેવા; કંચન મોલ કર્યા સુખકારી, સત પુરૂપની સેવારે ॥વી વે૦॥૪ દ્રૌપદીએ નીજ ચીર વધેરી, બાંધ્યું હરી ને હાથે, દેવાનંદ કહે ભરી સભામાં, આપ્યા દીનાનાથેરે॥ વીવે૦ ॥ ૫ ॥ પદ ૩ ॥

ગાફલ બે ગરજુ આ તન એળે ગમાયો, ધર્મ વિસારી ધધે વળગ્યો; કુડે ધુળ્ય કમાયોરે ॥ ગાફલ ॥ ૧ ॥ કામનીયુંમાં કરતો ડોલે, વિશે ભરેલી વાતુ; પાપ કરીને પુર બાંધ્યું, ભવસાગરનું ભાતુંરે ॥ ગાફલ૦॥૨॥ દેવ મંદીરમાં દરશન કરવા, ભુલ્યો ભટકયો આવે; માંનનીયુંના મુખ જોવાંને, આંખડીયું અટકાવેરે ॥ગાફલ૦॥૩॥ આરલ્સ રાખી ન ઉચારે, રામકૃષ્ણ મુખ વાણી; ગ્રામ કથાના દીયે ગપોડા, જુવે જુડે જાણીરે ॥ ગાફલ ॥ ૪ ॥ ગાંજો ભાંગ લીલાગર મહફુર, હોકા પીવે ચાવે; દેવાનંદ કહે દેખ વિચારી દુખનો અંત ન આવેરે ॥ ગાફલ ॥ ૫ ॥ પદ ૪ ॥

## સાત વારના પદો.

આદીતવારે ઉદે થયા, સુરજ સહજાનંદ; મારગ બતાવ્યો મોક્ષનો મળીયાં મુનિનાં વ્રંદ. અવસર અમુલખ આવીયો ॥૧॥ ભાગ્યે પામ્યો ભ્રત ખંડમાં મુધો મનુસ્યા અવતાર; સમજી રહેવું સત સંગમાં સુપના જેવો સંસાર ॥ અવ૦ ૨ ॥ શિતળ સોમે સરીખડાં, ભુતલ પ્રગટયા ભગવાન; અધરમ મુળ ઉખાડવા, દીધાં દરસન દાન ॥ અવ૦ ॥ ૩ ॥ પામર ભટકયો ભવ પંથમાં, જાણ્યા વિના જગદીશ, દેવાનંદ કહે દુખ આવશે, જ્યાંત્યાં જનમ ધરીશ ॥ અવ૦ ૪॥પદ૧॥

મંગળકારી હરી મુરતી, ભેટયે ભવદુખ જાય; સમરણ કરય શ્રી ગોવીંદનું, ફોગટ ફેરો ન થાય; અંતે જાવુંછે એકલા ॥૧॥ ગા-

કુલ સગાની ગોઠડી, મોટી માયાની જાલ; વલગ્યો મીથ્યા વેવારમાં કેડે આવે છે કાળ ॥ અંત્યે ॥ ૨ ॥ ગુરુએ સમજાવી બહુ કહ્યું, માને મુરખના જામ; કાયા માયા ને કામની, નથી ઠરવાનું ઠામ ॥ અંત્યે ॥૩॥ લાલચ્ય લાગી ઉર લોભની, ઇચ્છા મનમાં અપાર; દેવાનંદ કે હરી ના ભજ્યો, એળે ખોસો અવતાર ॥ અંત્યે ॥ ૪ ॥ પદ ૨ ॥

બ્રહસ્પતી જેવાને ભોળવ્યા, માયા મનમાં મગરૂર; ડાહ્યા પીલાયા ડાઢમાં, ચાવી કીધા ચકચુર, સેવો સાચા હરી સંતને ॥ ૧ ॥ દુકીત દુગ્ધામાં ડુબીયો, અનરથ કીધાં અપાર; દુરમતી ડાપણુ ડોળતો, નથી તનનો નીરધાર ॥ સેવો ॥ ૨ ॥ શુકર સ્વાનના દેહમાં, નિર્લજ થાશો નરનાર; કટકા અન્નકેરે કારણે, બેઠું જોસે ઘરબાર, ॥ સેવે ॥ ૩ ॥ ભવદુખ તરવાના ભેદમાં, સદગુરૂ મલતાં સમજાય; દેવાનંદનો પ્રભુ દેખશો; જનમ મરણુ મટી જાય ॥ સેવો ॥ ૪ ॥ પદ ૩ ॥

સનીશ્ચરે સહુને કહ્યું, રાખો હરીસંગે હેત; જાત જોવા ભેળું થયું, કુટુંબ કુડો સંકેત. ભાવે ભજી લ્યો ભગવાનને ॥ ૧ ॥ આરત રાખીને ઓળખો, ગીરધર ગોપીના સ્યામ; સરવે દેવોના દેવ છે, અંત્યે એનું છે કામ ॥ ભાવે ॥ ૨ ॥ સેવક થાને ધનશામનો, ટળશે તનડાના તાપ; જીવનમુક્તના જોગમાં, વધસે મોટેરૂં માપ ॥ ભાવે૦ ૩ ॥ બ્રહ્મ વિધાના ભોમીયા, સાચા સંત સુજાણુ; દેવાનંદ કહે હરીદાસ, માં, પીવા અમૃત રસ પાન ॥ ભાવે ॥ ૪ ॥ પદ ૪

## પંદ—રાગ વેરાડી.

સગાં કોઇ સાથે નાવેરે મરવાને ટાણે ॥ સગાં ॥ માત પીતાસુત નારી, સ્વારથીઆ સંસારી ભારી; અંતકાલે ભાગી જાવેરે ॥ મર ૧ ॥

જીવને જમ લેવા આવે, પાપ કરયાં તે પીડા પાવે; પામર નર બહુ પસ્તાવેરે ॥ મર ॥ ૨ ॥ મીથ્યા બોલી માયા મેલી તે દાટીરે નાવે ભેલી; વણસમજ્યો વીલખાવેરે ॥ મર ॥ ૩ ॥ દેવાનંદ કહે સુખકારી, ભજો ભજો નહી ગીરધારી, સંત વીના કોણ સમજાવેરે ॥ મર ॥૪॥ પદ ॥૧॥

ઝીતી બાજી ગયો હારીરે, મનુષ્યા તન પામી; ॥ ઝીતી ॥ રાજ સાજ સુખ દીધું, તેનું કહ્યું નવ કીધું; પરદારા કીધી પ્યારીરે ॥ મન ॥ ૧ ॥ વીશય મનમાં કીધા વાલા, એ સુખમાં અથડાવા હાલા; નિર-લજ એવા નર નારીરે ॥ મન ॥ ૨ ॥ પાપી ન ગયો સાધુ પાસે, બેઠો ખળમાં બાર માસે; વીકલમતીઓ વ્યભીચારીરે ॥ મન ॥ ૩ ॥ જેને આ નર દેહ દીધો, તેનો ચરણો નહી લીધો, દેવાનંદ કહે ભુલ્યો ભારીરે ॥ મન ૪ ॥ પદ ૨ ॥

ગાયા નહી ગીરધારી પ્રીતેરે, નંદજી લાલો ॥ ગાયા ॥ કહ્યું તેં નારીનું કીધું, રળીને ધન તેને દીધું, હસીને બોલાવે હેતેરે ॥ નંદ ॥ ૧ ॥ આ સંસારી સુખ વીસે, ઝાંઝવાના પાણી દીસે, તેમાં નાવા ઈચ્છે નાતેરે ॥ નંદ ॥ ૨ ॥ રાત દીવસ તતપર થઇ રળીઓ ત્રીવીધ્યા તાપે અંતર બલીઓ, ચીંતા વાધી બહુ ચીતેરે ॥ નદ ॥ ૩ ॥ દેવાનંદ કહે મીથ્યા માયા તેમાં લોભી લલચાયા; વસ કરી સખ્યા વીતેરે, ॥ નંદ ॥ ૪ ॥ પદ ૩ ॥.

કાળ તારી કેડે આવેરે, વિચારી જોને ॥ કાળ ॥ જુઠું આ જીવત તારૂં હારી ગયા હજાર વારૂં, કુડી માયા કામ નાવેરે ॥ વિચા ॥ ૧॥ મોટા મોટા મરી જાવે, રાજા રાંક ન રહને પાવે; આયુષ તારૂં ઓછું થાવેરે ॥ વિચા૦ ॥ ૨ ॥ પ્રભુને વિસારયા તેં પ્રાણી, મીથ્યા બોલો મુખે વાણી; ધનહીન સહુ દીસે ધાવેરે ॥ વિચા૦ ॥ ૩ ॥ દેવાનંદ કહે આજ કહ્યું, જોબન તારૂં એળે ગયું, વજદાણી ક્યાં વિસારયારે ॥ વિચા૦ ૪ ॥ પદ ॥ ૪ ॥

## પદ: રાગ સોરઠ.

જડ બુદ્ધિ જીવ પોચ્યાના પરમાણુ અવિચળ આવીઆં, જે મુક્ત થયા વ્યાસમુનિએ વિસ્તારી ભેદ બતાવીયા; ધ્રુ પામ્યા પ્રભુના ધામને, તે તજ્યા કપટ છલ કામને; પામ્યા વૈકુંઠમાં વિસરામને ॥જડ૦॥૧॥ જોને ઓધવ લોમસ અમર રહ્યા, મુનિ મારકંડ કાગ ભુસંડી કહ્યા; ભજી કૃષ્ણુ કલ્પ ઘૈ વિતી ગયા ॥જડ૦॥૨॥ સનકાદિક નારદ સરલ મતિ, પ્રહલાદ બવિક્ષણુ જોગી જતી; જેણે પુરૂષોતમને કિધા પતિ ॥જડ૦॥૩॥ એ તો ઇશ્વર કોટીમાં ભળીયાં, ભજી પ્રગટ પ્રભુને થયા બળીયા; જેને દેવાનંદનો સ્વામી મળીયા ॥ જડ૦ ॥ ॥ ૪ ॥ પદ ૧ ॥

હરી ભજન કરી સુખ સંપત્તિ પામ્યા તે સરવે જાણે, તેને કુડ કહે તે પામરનું બોલ્યું કુડ પ્રમાણે; વાલે કંચનના મંદીર કીધાં, જાણી દુરબલ સુદામાને લૈ દીધાં; પ્રભુ સમરથથી કારજ સિધાં ॥ હરિ૦ ॥ ૧ ॥ નરસૈંએ નોત્તમ ટેક ધરી, જેનું મામેરૂં હાર હુંડી ભરી; પ્રભુ પદ પામ્યા સંસાર તરી ॥ હરી૦ ॥ ૨ ॥ જુવો મીરાં રાજાની રાણી, જેને પાપીએ પાયું વિખ પાણી; રાખ્યું પુરૂ-ષોતમ મુખનું પાણી ॥ હરી૦ ॥ ૩ ॥ એવા કોટિક જનને ન્યાલ કરયા, તેના જનમ મરણુ સંતાપ હર્યા; જેને દેવાનંદનો વાલો વરયા ॥ હરી૦ ॥ ૪ ॥ પદ ૨ ॥

જોને જાગીને માયાનું અંધારૂં મુરખ મોટું, તુને ખબર નથી સાસ્ત્રીના બોલે તે સરવે ખોટું, તું સવળાને અવળુ જાણે, સુપના જેવા સુખને માણે; ઘણો માર ખાસે મરતુ ટાણે ॥જોને૦॥૧॥ બહુ સમજયો શાસ્ત્ર થકી બાહારે, ભરે પેટ પામર પશુ હારે; તુને નિત્ય બમાડયો પરનારે ॥જોને૦

ારા તેં સાચા સંત નથી સેવ્યા, તારા સંગી સરવે સઠ જેવા; તેમાં જરૂર આવશે જમ લેવા ॥ જોને૦ ॥ ૩ ॥ તું તો મુરખના મતમાં મોટો, રહ્યો ગાફલ મનમા યા ગોટો. દેવાનંદ કહે મનનો મત ખોટો ॥ જોને૦ ॥ ॥ ૪ ॥ પદ ૩ ॥

નર દેહ ધરી કુબુદ્ધી કલીમલ કીધી કુડ કમાઇ, સમર્યા ન હરી અણસમજે આથડતાં આયુસ ગમાઇ; પરનારી સાથે પ્રિત ઘણી, વિશયા સુખ ત્રશ્ના તુછતણી; અંતકાળે તારો કોણ ધણી ॥નર૦॥૧॥ મોટપમાં બુડયો મુઢમતિ, અહંકારે પામ્યો અસદગતી; તારે અધર્મ સાથે હેત અતિ ॥ નર૦ ॥ ૨ ॥ કરે આમ કથા બહુ દિવસ ગયા, વણ સમજે કુડા વાડ કરયા ઉર દુષ્ટપણું નૈ લેશ દયા ॥નર૦॥૩॥ લેખુ રતીરતીનું જમડા લેશે, કરયાં પાપ પ્રમાણે દુખ દેશે; દેવાનંદ કહે મા.થે સયુ જોશે ॥ નર૦ ॥ પદ ૪ ॥

## પદ. રાગ રાજીઓ.

જોને વિચારી તારા જીવમાં ॥ હો પ્રાણીયા ભુલી ગયો ભગવાનરે ધરધંધે ઘેરયો, કેડે આવે છે તારે કાળ અતિ કોપતો, ખાધા ખેલ્યામાં ખોયું બાળપણું ॥હો પ્રા૦॥ જોબન આવ્યું થયો જુવાનરે ॥ ધર૦ ॥ ૧ રોળયો કરે છે દિન રાતમાં ॥હો પ્રા૦ ॥ પાપ કરયામાં અતિ પ્રિતરે ॥ધર૦॥ ૨ ॥ અંગે બુઢાપણુ આવીયું ॥ હો પ્રા૦ ॥ નિરલજ થઇને ફરે નીતરે ॥ ધર૦ ॥ ૩ ॥ સંગત કરે નૈ કેદી સંતની ॥હો પ્રા૦ હરી ભજયામાં નહી હેતરે ॥ ધર૦ ॥ ૪ ॥ અંતે લેવાને જમ આવશે ॥હો પ્રા૦॥ દેવાનંદ કહે હજી ચેતરે ॥ ધર૦ ॥પ॥ પદ ૧॥

અંતે જાવું છે ઉડી એકલા હો જાણજે, સગા ન આવે કોઇ સાથરે; મરવાને ટાણે, પ્રભુ વિના કોણ મુકાવે જમ મારથી; કંઠ

રૂંધ્યાંશે કફ જાળથી ॥ હો જા૦ ॥ કાળા જમકીંકર દેખાયરે ॥ મર૦ ॥ ૧ ॥ નવસેં નવાણું ત્રુંટે નાડીયું ॥ હો જા૦ ॥ બહોતેર કોઠામાં લાગે લાયરે ॥ મર૦ ॥ ૨ ॥ રોમ કોટી વીંછીની વેદના ॥ હો જા૦॥ હૈડું હાલ કલોલ થાયરે ॥ મર૦ ॥ ૩॥ આંખ્યું ઉઘાડે અતિ વેદના ॥ હો જા૦ ॥ શેશ કોટીથી ન કેવાયરે ॥ મર૦ ॥ ૪ ॥ દુઃખ પામીને તજ્જે દેહને ॥ હો જા૦ ॥ દેવાનંદ કરે કોણ સાયરે ॥ મર૦ ॥ ૫ ॥ પદ ॥ ૨ ॥

રોતા કુટુંબી રયા રાતમાં હો પાપીયા, ધામ ધરાને ધન માલરે કોઇ સાથે નાવે; મેલીને પાળો જમપુરની વાટે જાય છે, કરમ કરયાં તે આડા આવશે ॥ હો પા૦ ॥ હરી ભજ્યા વિના બેહાલરે ॥ કોઇ૦ ॥૧॥ બેતું ન લીધું ભાતુ પુન્યનું ॥ હો પા૦ ॥ ભુખ તરસની પીડા થાયરે ॥ કોઇ૦ ॥૨॥ જીવ માર્યા તે આડા આવશે ॥ હો પા૦ ॥ તારૂં કાપીને તન ખાયરે ॥ કોઇ૦ ॥૩॥ લોઢાની નારી ઉની લાલ કરી ॥ હો પા૦ ॥ બાથ ભરાવી દેવે મારરે ॥ કોઇ ॥૪॥ આંખ્યુમાં ઉના ગજ નાખશે ॥ હો પા૦ ॥ નીરખી દેવાનંદ કે છે પરનારરે ॥ કોઇ૦ ॥૫॥ પદ ॥ ૩ ॥.

મેલ્યા વીસારી ઘનશામને હો મુર્ખા, દુઃખનો ન આવે હવે પારરે: સંતુના દ્રોહી, પડવાનું પાપે કરી તારે કુંભીપાકમાં આગલ વૈતરણી નદી આવશે ॥ હો મુ૦ ॥ માથે મુગદલના લાગે મારરે ॥ સંતુ૦ ॥૧॥ દીધાં નથી તેં ગૌદાનને ॥ હો મુ૦ ॥ કોણ ઉતારે સામે તીરરે ॥ સંતુ૦ ॥૨॥ કાડે કોલુમાં કાયા પીલાશે ॥ હો મુ૦ ॥ છોયા સરીખું થાય શરીરરે સંતુ૦ ॥૩॥ ઉભો ધર્મની આગળ રાખશે ॥ હો મુ૦ ॥ આગે રતી રતીના જવાબરે ॥ સંતુ૦ ॥૪॥ કુટુંબ સારૂ કર્યાં પુન્ય

પાપને ॥ હો મુ૦ ॥ એકલો દેવાનંદ કહે ભોગવ આપરે ॥ સંતુ૦ ॥૫॥ પદ ॥૪॥.

## પદ રાગ ઠુમરી.

જુઠી જુઠી જગતકી આશરે, નર નાશ પલકમાં પાવે ॥ જુઠી ॥ ટેક ॥ કાલ ચવીના મુખમેં લીના, વાંકા નહીં વીશ્વાસરે ॥ નર૦ ॥ ॥૧॥ માનત મેરી નહીં કોઇ તેરી, કાલ કઠીન શીર ત્રાસરે ॥ નર૦ ॥ ॥૨॥ સુત વીત દારા જગ વ્યવહારા, સર્વે સુપન વીલાસરે ॥ નર૦ ॥ ॥૩॥ દેવાનંદ દેખી ભવ ભય લેખી, ઇનસે ભયે ઉદાસરે ॥ નર૦ ॥ ॥૪॥ પદ ॥૧॥.

ગાયે ગાયે ન ગીરધરલાલરે, નર પલ ગયે પીસ્તાઇ ॥ ગાયો ॥ટેક અતી મદમાતા દેશમેં બાતા, હો ગયે હાલ બેહાલરે ॥ નર૦ ॥૧॥ કુકર્મ કરતા દીલ નહીં ડરતા, ધરે રહે ધનમાલરે ॥ નર૦ ॥૨॥ પ્રભુ પદ પ્રીતિ કબહુ ન કીતી, કુબુદ્ધી ચલત કુચાલરે ॥ નર૦ ॥૩॥ દેવાનંદ પ્યારે હરી ઉર ધારે, તજી દીનો જગ જંજાલરે ॥ નર૦ ॥૪॥ પદ ॥૨॥.

મેરી મેરી કરત મતીમંદરે, વ્રજચંદ દીયે વીસરાઇ મેરી૦ ॥ટેક॥ નર તન પાયો કછુ ના કમાયો, ફેર ધર્યો ભવ ફંદરે ॥ વ્રજ૦ ॥૧॥ જીવ અભાગી વીજે અનુરાગીં, સમર્યા નહીં સુખકંદરે ॥ વ્રજ૦ ॥૨॥ ત્રીવીધી તનમેં જરત હે મનમેં, ગાફલ ગબરૂ ગંદરે ॥ વ્રજ૦ ॥૩॥ દેવાનંદ બારી કેત વિચારી, જાંહી જપત સુરવંદરે ॥ વ્રજ૦ ॥૪॥. પદ ॥૩॥.

આયો આયો મનુષ્ય અવતારરે, નર ચાર દીવસ મજમાનાઃ ॥ આ૦ ॥ટેક॥ કુટુંબ કબીલા સ્વારથ મીલા' વાંકુ ચલત નહીં વારરે

॥ નર૦ ॥ ૧ ॥ જમકે દુતા મારતા જુતા, પાપી કરત પોકારરે ॥ નર૦ ॥૨॥ ભવદુખ ભારી દેખ વીચારી. મરને ધરત અવતારરે ॥ નર૦ ॥ ૩ ॥ દેવાનંદ ભારી ચરને મે.ર રી, સેજ તરે સંસારરે ॥ નર૦ ॥ ૪ ॥ પદ ॥ ૪ ॥

## પદ. રાગ ખમાચ.

ભજ્યો નહી ભગવાન મુરખ જીવતો મર્યો ॥ ભજ્યો૦ ॥ ટેક ॥ પેટને અરથે પાપ કરતાં દીલમાં ન ડર્યો, પુન્ય કર્યાનું પાડોશીને ત્યાં આંડો ફરયો ॥ ભજ્યો૦॥ ૧ ॥ દુખ વેઠીને દામ કીધો ખજાનો ભરયો, જમ જોરાવર લઇને ચાલ્યા, વાવરવા ન રયો ॥ ભજ્યો૦॥૨॥ કુડની માળા કોટમાં પેહેરી કુડ ગુરૂ કરયો, આહાર મૈથુન કરવા લાગ્યો કોઇ ન તરયો ॥ ભજ્યો૦ ॥ ૩ ॥ સહજાનંદજી ઓળખ્યા વિના અંતર ન ઠરયો દેવાનંદ કહે દિલમાં વસ્યા વીણુ કારજ શું સરયો ॥ ભજ્યો ॥ ૪ ॥ પદ ૧ ॥

હરિ વિના હિતકારી બીજુ કોઇ તારૂં નથી ॥હરી૦ ટેક ॥ પ્રભુ ભજ્યાનું દેહ પુરાણે કહ્યું છે કથી, અક્કલ હિણા આળશી બેઠો પામરતું પથી ॥ હરી ॥ ૧ ॥ માત પીતા સુત નારી બંધવ નહી તારાં સાથી, અંત સમે તો એકલા જાવું ક્યાં મરે મથી ॥હરી૦॥૨॥ સ્વારથીઓ સંસાર તેમાં રહ્યા લથબથી, સંત પુરૂષની સોબત વિના શી થાશે ગતી ॥ હરી૦ ॥૩॥ અકલવંતા રાજ કરંતા મુવા મારથી, દેવાનંદ કહે આપણે જાવું, કહુ ઠેઠથી ॥ હરી૦ ॥૪॥ પદ ॥ ૨ ॥

માણુસનો અવતાર મોઘો નહી મળે ફરી ॥ મા૦ ટેક ॥ માન અરડાઇ મોટાપ મેલી ભજી લે હરી, નહીતો જાશો ચોરાશીમાં જનમ

બહુ ધરી ॥ માણુ૦ ॥ ૧ ૧ ॥ દુખતણો દરીયાવ મોટો નહી શકે તરી. સામળીયાને શરણે જાતાં આ શમે ઉગરી ॥ માણુ૦ ॥ ૨ ॥ નિર્લજ તું નવરો ન રહ્યો ધર ધંધો કરી, માયા માયા કરતો મુરખ ન બેઠો. હરી ॥ માણુ૦ ॥ ૩ ॥ ચેતી લે ચિત્તમાં વિચ્ચારી ચાલજે ડરી, દેવાનંદનો નાથ ભજો પ્રેમમાં ભરી ॥ માણુ૦ ॥ ૪ ॥ પદ ૩ ॥

ભજીલે ભગવાનને સાચા સંતને મળી ॥ ભજી૦ ટેક ॥ વચનમાં વિસ્વાસ રાખે ભજનમાં ભળી, પુરવ કેરાં પાપ તારાં તો જાશે ટળી ॥ભજી૦॥ ૧ ॥ ઓળખીલે અવીનાશી રહેજે જ્ઞાનમાં ગળી, રીઝશે રંગરેલવાલો અઢળક ઢળી ॥ ભજી૦ ॥ ૨ ॥ કાળ તો વિકરાળ વેરી. વિખસે વળી. કામની કુટુંબ તુને નાંખશે ઘંટીમાં દળી ॥ ભજી૦ ॥૩॥ સત્ય ત્યાં સુખ ધરમ રહે કુડ તહાં કળી, દેવાનંદ કહે દુનિયા કેરી. અક્કલ આંધળી ॥ ભજી૦ ॥ ૪ ॥ પદ ॥ ૪ ॥

## પદ. રાગ પરજ,

અંતકાળે આવીરે મારી શ્રીઘનશામ કરો સાયરે ॥ અંત ॥ રોમ કોટી વીંછીની તનમાં થાય વેદના, કફ જાળે કંઠ રૂંધાય છે ॥ અંત૦ ॥ ૧ ॥ શુધ ન રહે જ્યારે પોતાના શરીરની, તનડાની નાડી તુટી જાયછે ॥ અંત૦ ॥૨॥ ઘરના માણુસ જ્યારે ઘેરી બેસે પાસલે; પુમડુ લેને જલ પાયરે ॥ અંત૦ ॥ ૩ ॥ દેવાનંદ કહે દેહ તજવા ટાણે હૈડું હાલકલોલ થાય છે ॥ અંત૦ ॥ ૪ ॥ પદ ॥ ૧ ॥

કાયાગઢ ઘેર્યોરે કાળે વીઠલ વર વેલા વારે આવજો ॥ કાયા૦॥ જોર ન ચાલે તમ વીના બીજા કોઇનું, તનડાના તાપ બુઝાવજ્યો. ॥ કાયા૦ ॥૧॥ જીભ ટુંકી થઇ વાણી તોતડી બોલાય તારે, કોટીક

ગુના વીસરાવજો ॥ કાયા૦ ॥ ૨ ॥ પાપ કર્યાં તે આડા આવે જ્યારે પીડવા, મોહન તે થકી મુકાવજો ॥ કાયા૦ ॥ ૩ ॥ દેવાનંદ કહે અધમ ઓધારણ, તનડાની વાસના તોડાવજો ॥ કાયા૦ ॥ ૪ ॥ પદ ૨ ॥

મરવા ટાણે આવોરે માવા, દર્શન દો છો હરીદાસને ॥મર૦॥ જન અપરાધ તમે ઉર નથી ધારતા, આપો છો બ્રહ્મપુર વાસને ॥મર૦ ॥૧॥ ગુના અમારા હોય કોટી કોટી ગીરધર, નટવર કરજ્યો, હરે નાશને ॥ મર૦ ॥ ૨ ॥ શ્રી ધનશામ તમે કરૂણાના સાગર, ટાળો છો જનના ભવ ત્રાસને ॥ મર૦ ॥ ૩ ॥ દેવાનંદ કહે દોયલી વેળામાં, અમને તમારી એક આશરે ॥ મર૦ ॥ ૪ ॥ પદ ॥ ૩ ॥

કેજ્યો ઓધા આવેરે વાલા, પ્રાણ કરે જાવા પરીયાણને ॥કેજ્યો૦॥ પરમ સ્નેહી તમે રેજ્યો મારી પાસરે; સહજાનંદજી સુંજાણરે ॥કેજ્યો૦ ॥૧॥ બોતેર કોઠા ખાલી થાય મળ ઝરી ઝરી, વાદીને મેલે જ્યારે વાણનો ॥ કેજ્યો૦ ॥ ૨ ॥ ખમ ખમ ખાંસી કરે હૈયામાં આવે હેડકી પડખામાં સુળ મારે બાણને ॥ કેજ્યો૦ ॥૩॥ દેવાનંદ કહે વાલા અંતે વેલા આવજ્યો ભકતવત્સલ દ્રગ બાણને ॥ કેજ્યો૦ ॥૪॥ પદ ॥ ૪ ॥

## પદ રાગ–મેવાડો.

અંતકાલે આવીરે સંભાલી લેજો સામળારે, જોસો માં અમારા અવગુણ શામ; પણ છે પોતાનુંરે પ્રભુજી તમે પાળજ્યોરે, અધમઓ-ધારણ કરૂણાના ધામ ॥ અંત૦ ॥૧॥ ગજને છોડાવ્યોરે ગ્રહના મુખ થકીરે, કરતો કાંઇ અરધ નામ ઉચ્ચાર; એવી રીતે આવીરે સુંદર સામળારે, વાટડી જોઉં છું વારંવાર ॥ અંત૦ ॥ ૨ ॥ નારાયણ નામેરે ઓધારયો અજામેલનેરે કરતો તે પુત્ર તણોરે પોકાર; એવુંરે વિચારીરે

અલબેલા આવજોરે, અમારે છે તમારોરે આધાર ॥ અંત ॥૩॥ દોયલી વેળામાંરે દીનાનાથજીરે, કોને અમે કેની કરીએ આશ; મુક્તાનંદના સ્વામીરે સુંદર સામળારે, અબળાને તેડીને રાખો પાસ ॥ અંત૦ ॥૪॥ પદ ॥ ૧ ॥

દોયલી વેળામાંરે કોઇ કેનુ નથીરે, જ્યારે કરે જમડાં આવીને જોર; તેણી વેળા આવીરે દયાળુ મુજ દીનનેરે, બાંહ્ય ગ્રહી રેજો નંદ કીશોર ॥ દોય૦ ॥૧॥ જ્યારે ત્રુટે નાડીરે ઝલાઇ જાય જીભડીરે, વાજે કફ સહીત સ્વાસનો ઘોર; સગાંને સબંધીરે લાગ્યાં સહુ લુટવા, કુડા કુડા કરીને સોર બકોર ॥ દોય૦ ॥૨॥ સ્વારથનાં સગાંરે સરવે સંસાર મારે તમ વીના જુઠા સરવે જંન; તમે ને તમારારે જન પ્રભુ પરમારથીરે, બીજે નવ માને મારૂં મન ॥ દોય૦ ॥ ૩ ॥ ત્રાહી ત્રાહી કરીરે પોકારૂં જોઇ તમ ભણીરે, સેવકની કરજ્યો સ્યામ સંભાળ; મુક્તાનંદના સ્વામીરે જાણુ સુજાણુ છોરે, વર્ણવે છે વેદ દીન દયાળ ॥દોય૦॥૪॥પદ॥૨॥

આ અવસરરે દયાળુ દયા બહુ કરીરે ટાળવાને જન્મ મરણના તાપ; વાહન ચડીનેરે આવોછો મારા વાલમારે, નારાયણ નામ જપતા જાય ॥ આ અ૦ ॥ ૧ ॥ અનેકને આવ્યારે અંતસમે તેડવારે, સાથે સંતજનનો સાથ; એવા તે તમારારે ગુણ અનંત અપાર છેરે, સાંભળતામાં સરવે થાય સનાથ ॥ આ અ૦ ॥ ૨ ॥ અધમને જાતીરે ઓધારી બહુ નારીરે, જેને નીંદે શાસ્ત્ર વેદ પુરાણ; ગુણને અવગુણનેરે નાથ ગણતા નથીરે, ચરણે આવ્યા વીનાં શામ સુજાણ ॥ આ અ૦ ॥ ૩ ॥ કરૂણારસનેરે પ્રગટ કરયો કાનજીરે કરવાને અનેક જનનો ઉધાર; મુક્તાનંદના વાલેરે માહાસુખ આપીયુંરે, કરી નીત્ય નવલા નેહ વીહાર ॥ આ અ૦ ॥ ૪ ॥ પદ ૩ ॥

ભલેરે પધાર્યારે ગીરધર ગાજતારે, હવે મુને કરી કતારથકાન; નયણાં ઠરેછેરે નાથને નીરખતાંરે, જેનું નીત્ય ધરીને રહેતા ધ્યાન ॥ ભલે. ॥ ૧ ॥ દુખડાના દાડારે હવેતો દુર પડયારે, લીધી છેલ છબીલે મારી સાર; જીવન જોઇનેરે જગ જુદો થયોરે, તમ સંગ લાગ્યો રંગ એક તાર ॥ ભલે. ॥ ૨ ॥ કમળા સરખીરે કરી મુને કાનજીરે, ગ્રહી ગુણવંતે મારો હાથ; ભલે મારૂ ભાગ્યરે ફળ્યું કોઇ કાળનુરે, પામી પતી અખીલ ભુવનનો નાથ ॥ ભલે. ॥ ૩ ॥ અખંડ સોહાગીરે તમને જે જાણશેરે, માણશે મહાસુખ મોજ અપાર; મુકતાનંદ કહે છેરે તમને પરહરીરે, બવજળ કોઇ ન પામે પાર ॥ભલે.॥૪॥પદ ૪॥

## પદ. રાગ—સોરઠ.

હરી ગુણ ગાતાં દુરજનીયાનો ધડક ન મનમાં ધારીએ. શીરને સાટે સ્વાસ ઉસાસે સુંદર વર સંભારીએ; જે સાચું સમરણ આદરે તેનો મુરખ માણસ દ્રોહ કરે તે ઉલટો નીજ શિર બારભરે ॥ હરી. ॥ ૧ ॥ જે સુરજ સામી રજ નાંખે, તે ઉલટી આવી પડે આંખે; રવીરોસ રાગ મન નવ રાખે ॥ હરી. ॥ ૨ ॥ એમ સમજી મન દ્રઢ રાખીએ મુખ કાયરતા નવ ભાખીએ; જે તન પ્રભુપર વારી નાંખીએ ॥ હરી. ॥ ૩ ॥ તનમન ધન હરી ચરણે ધરે તેની સુંદર સ્યામ સાહ્ય કરે; કહે મુકતાનંદ તારે ને તરે ॥ હરી. ॥ ૪ ॥ પદ ૧ ॥

સરવે માન તજી સામળીઆ સંગાને મન દ્રઢ બાંધીએ. તજી લોક લજ્યા સાધુજન સંગાતે પ્રિતી સાધીસ; જે સાધુ જનનો સંગ કરે તેના કામાદિક સંતાપહરે, તેનું મન લઇ મોહન ચરણે ધરે ॥ સર. ॥ ૧ ॥ એમ હરી ભજતાં મોટપ પામે, તેના જનમ મરણના દુખ વામે, ફરી મન ન ચડે બીજે બામે ॥ સર. ॥ ૩ ॥ ધરૂઆદિ

અચળ થયા હરી સેવી તેની શિખામણ મન ધારી લેવી; ભક્તિ પણ કરવી તે જેવી ॥ સર. ॥ ૩ ॥ દુરીજનનાં સગથી દુર રહીએ હરીજનનો અવગુણ નવ લૈએ; મુકતાનંદના દાસના દાસ થઇએ. ॥ સર. ॥ ૪ ॥ પદ ॥ ૨ ॥

તન ધન જાતાં હરીજન હોય તે હરી ભકિતથી નવ્ય ચળે, જેમ નાર સતી સરવે મમતા છોડી પતિ સંગે બળે, જુવો પ્રહલાદે પણ નવ છોડયું, નિજ તાતતણું પણ સગપણ ત્રોડયું; દ્રઢ કરી મોહન સંગ મન જોડયું ॥ તન. ॥ ૧ ॥ જુવો હરીચંદે હરી નવ તજીયા; પર ઘેર વેચાઇ પ્રભુને ભજીઆ; તારે મોહનના મનમા રજીયા ॥તન. ॥ ૨ ॥ જુવો બળીનું મન નવ હારીયું, ગુરૂ વચન રૂદે નવ ધાર્યું; તન મન પ્રભુપર વારીયું ॥ તન. ॥ ૩ ॥ એવી દ્રઢતા ધારે તે સુખીયાં તે કોઇ કાળે નવ હોય દુખીયાં; કહે મુકતાનંદ તે મહાસુખીયાં ॥ તન. ॥ ૪ ॥ પદ ૩ ॥

હરીજન થઇને હાણ વરધ સુખદુખ મનમાં નવ ધરીયે. ટાળ્યાં નવ ટળે ઘટ સાથે ઘડીયાં હિમત નવ હારીયે, જુવો કદરજ મહા દુખીયા કાવ્યા તે સુખ દુખ મનમાં નવ લાવ્યા; ત્યારે મોહનનાં મનમાં ભાવ્યા ॥ હરી. ॥ ૧ ॥ જુવો વસુદેવ દેવકી બંધ રહ્યાં, બહુ કાળે બંધન દુર થયાં; જેને હરી પુત્ર તોય દુખ સહ્યા ॥ હરી. ॥૨॥ જુવો પાંડવ હરીને અતિ પ્યારા, જેથી પલ એક નાથ ન રહે ન્યારા તે વન ભટકયા લઈ સંગ દારા ॥ હરી. ॥ ૩ ॥ એમ સમજી હરખ શોક તજીએ થઈ એકમને પ્રભુને ભજીએ; કહે મુકતાનંદ હરીને સજીએ ॥ હરી. ॥ ૪ ॥ પદ ॥ ૪ ॥

## પદ. રાગ—ગરબી.

સહજાનંદ સ્વામીરે ભજ દ્રઢ ભાવ કરી આવો અવસર દુર્લભરે

નાવે તારે ફરી ફરી; તુને કહું સત માનેરે, સંતની વાતલડી, તજી દેજે તું વગેરે; મન કેરી ઘાતલડી, પરધન પરનારીરે, તજી સતસંગ કરે, હરીવિમુખની સંગતરે, વિખ જાણી પરહરે; મારૂં કહ્યું સત માનેરે, જાવુંછે જરૂર મરી, કર પુન્ય પરમારથરે સંપત રહેશે ધરી, એવું સમજી વિચારીરે, પાણી પેહેલી પાળ કરો; વાલો મુક્તાનંદનોરે, ભજી ભવ કષ્ટ હરો ॥ પદ ॥ ૧ ॥

સ્વામીનારાયણ કેહેતાંરે, કેમ તું લાજે છે જમદુત જોરાવરરે, લેશે તારા પ્રાણ હરી, તારાં સગાં સંબંધીરે, રેહેશે હાય હાય કરી; જેને કાજે કરેછેરે કુકરમ અતી ભારી, તેતો સંગે ન ચાલેરે, નવજોબન નારી; જાસે પાપે પોતાનેરે, નરકમાં જમ સંગે; ન ચાલેરે, નવજોબન ચીરી ચીરી સહુ અંગે; એવું સમજી વીચારીરે, શ્રી હરીને ભજજે; મુક્તાનંદ સંત કહેછેરે, સરવે કુકરમ તજજે; ॥ પદ ॥ ૨ ॥

ઘનશામને સેવોરે કુમતીને દુર કરી; એ છે સરવેના સ્વામીરે, પ્રગટ પ્રણામ હરી; જેનું ધ્યાન ધરેછેરે, મહા મુની શુક જેવા; જેના પદ પંકજનીરે, કરે કમળા સેવા; એવા શ્રી નારાયણરે ભજે કષ્ટ હરે; એને ઇષ્ટ જે જાણેરે, તેતો કુળ સહીત તરે; વાલો નીજતપનું ફળરે સહુને આપે છે; કરી રૂપ અલોકીકરે, ભવ દુખ કાપે છે, એવા પ્રગટ પ્રભુનેરે, ભજો ભ્રમણા ત્યાગી મુક્તાનંદ હરી ભજીનેરે થાશો તમે બડભાગી ॥ પદ ॥ ૩ ॥

શ્રી નારાયણ ભજજેરે, શુધ થઇ નર નારી; ખટ શઠ સરખીરે દુરીજનની વાણી; તેને સત્ય ન ગણવીરે, દુખ દાયક જાણી; કામી ક્રોધીને લોભીરે, લંપટ રેન્જે ભગરા તેતે સત્ય ન ગણવારે, તેતો જમદુત ખરા, કમી સંત શીખામણરે તેને નીંદયા કહે છે તેતો જમ-

પુરી કેરરે; દારૂણ દુખ સેછે, સંત અસંત વીચારીરે, ભાવે હરી ભજન કરો; મુક્તાનંદ નારાયણ રે. નામે ભવસિંધુ તરો ॥ પદ ॥૪॥

## પદ. રાગ ધોળ.

અલોકીક આદિત ઉદીયારે, સહજાનંદ સ્વામી; પતીતને પાવન કરવારે, પ્રગટયા બહુ નામી ॥ ૧ ॥ સોન થકી ઘણું સીળારે કરૂણા રસ ધારી; જનમત કુમુદ વીકારયારે પુરૂષોતમ પોતે, કોટી કરમને ટાળેરે નયણા ભરી જો તે ॥ ૩ ॥ બુધ થઇ બોધ પ્રકાસેરે, આપે અવહં- તારી; મુઢ મલીન જન તર્યારે, અગણીત નર નારી ॥ ૪ ॥ ગુરૂજી ના ચરણ ઉપાસેરે; હરીહર અજ જેવા; બ્રહ્મ રૂપ મુનિ મોટારે, કરે સદગુણ સેવા ॥ ૫ ॥ શુકર સ્વાન ખર જેવારે, જેને ચરણે રહે આવી; બ્રહ્મરૂપ થયા ભવમાંરે, ગોવીંદ ગુણ ગાવી ॥ ૬ ॥ સનીશ્ચર ગ્રહસમ સૌનેરે, મન મહા દુખકારી, તેને તે વશ કરી રાખેરે, વચનાંકુસ મારી ॥ ૭ ॥ અક્ષર પદ અવનાશીરે, જેનું ધામ કહાવે; મુક્તાનંદ તે ગુરનારે નિશદીન ગુણ ગાવે ॥ ૮ ॥ પદ ॥ ૧ ॥

## પદ. રાગ કાફી.

જાનાહે નર જાના હે, ઘર છોડી એકીલા જાનાહે ॥ ઘર૦ ॥ મેડી મંદીર છોડ ચલેગે એક દીન ભોય બીછાનાહે ॥ ૧ ॥ નીજ તન નારી પુત્રકુ પોખે, જારીકે સાર મીલાના હે ॥ ઘર૦ ॥ ૨ ॥ બ્રહ્મા આદી ભુવનકે સ્વામી, ઉહાંભી થીર ન રહાના હે ॥ ઘર૦ ॥ ૩ ॥ દાસ મુકુંદ આસ તજ જુકી, શ્રી હરી ચરન ઠેકાના હે ॥ ઘર૦ ॥ ૪ ॥ પદ ॥ ૧ ॥

હરી ભજન વીના જમ આવેગે ॥હરી૦॥ હરીજન દેખકે હાંસી

કરત વાંકે, મુખમેં આગ જરાવેગે ॥ હરી૦ ॥૧॥ કીર્તન કથારી સુને નહીં તાકે, સવનમેં સીસા ડરાવેગે ॥ હરી૦ ॥૨॥ કર્મ વીકમ કરે જીનકે હીત, ઇનમે કોઇ નહીં બચાવેગે ॥ હરી૦ ॥૩॥ દાસ મુકુંદ ચલો ગુરુ ચર્ણે, એક પલકમે છોડાવેગે ॥ હરી૦ ॥૪॥ પદ ॥૨॥.

હરી ભજન વીના દુઃખ પાવેગે ॥ હરી૦ ॥ દુર્લભ દેહ ભજન બીન તજીકે, માર જનમકી ખાવેગે ॥ હરી૦ ॥૧॥ જમકે મનમેં મેર ન આવે, કાંટા માંહી ચલાવેગે ॥ હરી૦ ॥૨॥ પરનારી પર સંગ કરે વાકુ, લોહ થંભ લપટાવેગે ॥ હરી૦ ॥૩॥ દાસ મુકુંદ વાસ હરી ચરણે ઇન મારગમે ન આવેગે ॥ હરી૦ ॥૪॥ પદ ॥૩॥.

ભવજળમેં બુડત સંત તારેગે ॥ ભવ ॥ જનમ મરણ ભય તબહી ભાગે, સંત સાધુ ઉર ધારેગે ॥ ભવ૦ ॥૧॥ જે તરી ગયેસો સંત શમાગમ અબહી સંત ઉદ્ધારેગે ॥ ભવ૦ ॥૨॥ સંત સબદકુ જો લોપી ચલેગે, આગુ બહુત સંભારેગે ॥ ભવ૦ ॥૩॥ દાસ મુકુંદ નાવ સત્સંગ ત્યાં પલમે પાર ઉતારેગે ॥ ભવ૦ ॥૪॥ પદ ॥૪॥.

## પદ. રાગ સોરઠ.

નર અજ્ઞાની સાંભળને શિખામણ મુરખ મારી, કહું હેત કરી સત્ય માની અંતરમાં લેજે ધારી, પ્રભુ નવ ભજ્યા નર દેહ ધરી, આણી ખોટામાં પ્રતીત ખરી, તું મહા દુઃખ પામીશ મુઢ મરી ॥ નર૦ ॥૧॥ સુત નારી કુટુંબી જે કહાવે, તે તારા ભેળા નહીં આવે; તોય મુરખ તારે મન ભાવે ॥ નર૦ ॥૨॥ તું ઘર દોલત સાચા જાણી, તેમાં બંધાણો અતીશે પ્રાણી, માટે નવ ઓળખ્યા સારંગ પ્રાણી ॥ નર૦ ॥૩॥ તારૂં ધન જોબન સર્વે કાચું, જમ લઇ જાશે કરડી ડાચું, કહે મંજુકેસાનંદ સાચું ॥ નર૦ ॥૪॥ પદ ॥૧॥.

શું સમજીને મુખથી વેણુ બોલે ચાવી ચાવી, વળી જ્ઞાન કરે ભોળા જનને ખોટી સાખ બતાવી; તું ખોટા ગુરુને સાચા જાણે તેના દોષ હૈયામાં નવ આણે; તુંને પડશે ખબર મરવા ટાણે ॥ શું સ૦ ॥૧॥ બાવળમાં આંબા બુધી લાવે, તેને કેરી કદીયે નવ આવે; તેની શુગ વાગે પીડા પાવે ॥ શું સ૦ ॥૨॥ વળી નપુશકની નારી કહાવે, તેને પુત્રતણું સુખ નવ આવે; તેના રાત દીવસ દુઃખમાં જાવે ॥ શું સ૦ ॥૩॥ તેમ ખોટા ગુરુને શરણે જાય, તેનું કલ્યાણ ક્યારે નવ થાય, મંજુકેશાનંદ એ સત્ય ગાય ॥ શું સ૦ ॥૪॥ પદ ॥૨॥.

જોને જાગીને અંતરમાં અંધારું મુરખ તારે, સાચા સંત હરી ઓળખીને તું હૈડામાં નવ ધારે તું દેહ માંહે પ્રભુને શોધે, તે કપટી ગુરુ કેરે બોધે; તેમાં તારું મનડું નવ રોધે ॥ જોને૦ ॥૧॥ વળી નાગપાંચમ આવે જ્યારે, કરી સર્પ લીટા પુજે ત્યારે; સાચા નાગને લાકડીએ મારે ॥ જોને૦ ॥૨॥ જેમ ઘુવડ રવીને નવ દેખે, તેમ અજ્ઞાની પ્રભુ નવ પેખે, તેનો મનુષ્ય દેહ જાય અલેખે ॥ જોને૦ ॥૩॥ તેને જમડા લઇ જાશે તાણી, તારે મુખથી નહીં બોલાય વાણી; મંજુકેશાનંદ કહે સત્ય વાણી ॥ જોને૦ ॥૪॥ પદ ॥૩॥.

નર તન પામી હાર્યો જીતી બાજી મુઢ અજ્ઞાની, ખોટા સંત તણી શીખામણ તેં અંતરમાં સત્ય માની; કામી ક્રોધી ગુરુ તને એમ કહે છે તારા દેહ માંહીજ પ્રભુ રહે છે; તું બહાર તે શું શોધે છે ॥ નર૦ ॥૧॥ એમ ક.ા પરનારી સંગ કરે, કરી ચેલા તેનું દ્રવ્ય હરે; તેનું પાપ હૈયામાં નવ ધરે ॥ નર૦ ॥૨॥ કોઇ કહે છે મન મારો ભાઇ કોણુ છે ભગની પુત્રી માય; તેનો સંગ કરે મહાતમ ગાઇ ॥ નર૦ ॥૩॥ એમ દૈત્ય ગુરુ શીક્ષા દે છે, તેને મુરખ સત્ય માની લે છે; મંજુકેશાનંદ સાચું કહે છે ॥ નર૦ ॥૪॥ પદ ॥૪॥.

# રાગ ગરબી.

તુંને સાંભળ આપું શીખ, એક મોટા મારી માનનેરે; તારે નથી રેવાનું ઠીક, માટે ભજી લે ભગવાનનેરે ॥ ૧ ॥ આજ કાલમાં આવશે કાળ, ઠાલો બાંધી રહો થોકમાંરે; જોને જોબન ભુધા બાળ, ઝાલી જાય છે જમલોકમાંરે ॥ ૨ ॥ તારા મનમાં મંદીર માળ, ધણી ધનની છે ધાખડીરે; જોને હાલતી વેળાના હાલ, કાંરે ફુટી તારી આંખડીરે ॥ ૩ ॥ સીદ માથડે બાંધછ મોટ, પોટ પુરણુ પાપનોરે; તારે ખરી જાય છે ખોટ, સોદો સ્યાને કરછ સાપનોરે ॥૪॥ માન્ય માન્ય હો મોટા મંદ, અધધણી થાયછે ધાટડીરે; એમ કહે નીસકુળાનંદ, વાહલી વાલપની વાતડીરે ॥ પદ ॥ ૧ ॥

તારે ડાહાપણે વાજ્યો છે ડાટ, ધાટ ધડછ ઘણી ધાટનારે, તુ તો ચાલીયો બારે વાટ, રડવડતલ રાતનારે ॥ ૧ ॥ લીધો ભુંડાઇને તે ભાર ચાર પાંચ મળીને પુછીયોરે; તું તો ખરો થયો ખુવાર, માથા લગી મુરખ ખુંચીયોરે ॥૨॥ તેંતો ભેલી ફાંધી ભુલ, ડુલ્યો દુરમતીના દીકરારે, શીયા થાશે તારા સુલ, થઇસ જખમ આવશે જરારે ॥ ૩ ॥ કંઠ આવીને ઘેરશે કાળ, પાપી કાળજ જીવને કાઢશેરે; તેતો તેડી જાશે તત્કાળ, તુને ચોરની પેઠે પાડસ્યેરે ॥ ૪ ॥ શિદ માણતો નથી મંદ, ફંદ ફોટે પડયો કાળનોરે; એમ કહે નિશકુળાનંદ, દોપ કાઢીશ માં દયાળનોરે ॥ ૫ ॥ પદ ॥ ૨ ॥

તારે માથડે આવ્યું મોત, જોતાં ઝાંખી જોને થાયછેરે, તારૂં પલટી ગયું છે પોત, જરા આવી જોબન જાયછેરે ॥ ૧ ॥ તારા ડગવા લાગ્યા દાંત, કાલપ ગઇ વળી કેશનીરે; હોય સ્વાર થવાની ખાંત, વાત ન માને ઉપદેશનીરે; તારે કાને પડી ધાક, નાક નથી વળી નકટારે;

હવેકેતળનો સીયો વાંક, સંત મળી કહે છે સામટાંરે ॥૩॥ તારૂં થરથર ધ્રુજે થુળ, કુળમાંયે કડવોરે; તુને મીઠુ મેલી મુળ; ભાંડી કહે છે સો ભડવોરે ॥ ૪ ॥ ખશી ડગલીને થયો દુઃખ, મુખ ન રહ્યો કોડી કામ-નોરે; કહે નિશકુળાનંદ, કામ ભુલ્ય લેને આશરો શ્રીરામનોરે ॥ ૫ ॥ પદ ॥ ૩ ॥

તુંને સાચું કેતાં સુળ, થુળમાંહી શીદ થાયછેરે; તું તો તપાશ તારૂં મુળ; વાલા વેરી થઇને વાયછેરે ॥૧॥ તુંતો આવ્યો તો કોણકાજ, આજ આવી કર્યું અવગુરે, તુંને લેશ ન આવી લાજ, કાજ સુજ્યું નહીં સવગુરે ॥૨॥ ભરયો ભુંડાઇમાં ભરપુર, ભેળેસ ભુતનારે શીદ થઇને ગાંડાતુર, તું નાખસ રહ્યો તુતનારે ॥ ૩ ॥ તેંતો ખોટમાં દીધી દોટ, કોટે બાંધી કાળા પાણુનેરે; તુંતો ચાલીયો ચડીચોટ, ડોટે પડીયો જમ રાણુનેરે ॥૪॥ હવે સમર સુંદર સ્યામ, કામ તજીને હરામનુંરે; કહે નિશકુળાનંદ આમ, નામ સુખ થાવા લે શ્રી રામનુંરે ॥ ૫ ॥ પદ ॥ ૪ ॥

## પદ. રાગ ધોળ.

માનો મળી છે મોટી વાત, આવી તે ન હારજોરે, કરી જતન દીવસ રાત, સુતા બેઠા સંભાળજ્યોરે ॥૧॥ સાચો મલ્યોછે સત સંગ, અંગ્યે અચળ કરી રાજ્યોરે, રખે ચડે બીજાનો રંગ, એવું ડાપણુ દુર નાખજ્યો ॥ ૨ ॥ લઇ બેઠાછો મોટો લાભ. બેડીયું રણુ ખહાનેરે નેતો દુખનો ઉગત ડાભ; માની લેજ્યો એ મર્મનેરે ॥ ૩ ॥ આજ પામ્યાછો આનંદ, પામ્યા દારણુ દુખનેરે, એમ કેહે નીસકુળાનંદ; રખ્યે મુકતા એવા સુખનેરે ॥ ૪ ॥ પદ ॥

ઘણું મોંઘા જે ઘનસામ, નાવે નજરે તમને કોઇનેરે; અક્ષરવાસી આઠુ જામ, જેને રહ્યા છે અખંડ જોઇને ॥ ૧ ॥ અતી ધીને દીન આધીન, નીત્ય નમાવે છે સીસનેરે; લગ્ની લગાડી લેલીન, જોઇ રહ્યા છે જગદીશનેરે ॥ ૨ ॥ એવા મુકતને મળવા કાજ, મોટા ઇછેછે મનમાંરે શીવ બ્રહ્માને સુરરાજ, તેતો તલસી છે તનમાંરે ॥ ૩ ॥ એવા દેવતાના દરસન થાતા નથી થોડી વાતમાંરે, નીસકુળાનંદ વીચારો મન, આવોરે હશએશી એકાંતમાંરે ॥ ૪ ॥ પદ ૨॥

કીયા જીવ કીયા જગદીશ, જાણો જુજવી એ જાતછેરે; મર આપીયે સો સો સિસ, તોય વણુ મલ્યાની વાત છેરે ॥ ૧ ॥ કીયા કીડી કરી મેળાપ, ભેલો થાવા ભારે ભેદ છેરે; કીયા પુરણુ પુરશોતમ આપ, કીયા જીવ જેને બહુ કેદછેરે ॥ ૨ ॥ અતી અણુ મલ્યાનું એહ મળવું માયીક અમાયીકનેરે; તેતો દયા કરી ધરી દેહ, આવે ઓધારવા અનેકનેરે ॥ ૩ ॥ તેયે થાય એનો મેળાપ, જારે નર્તન ધરે નાથજીરે; નીસકુળાનંદ આપ, તારે મળાય એને સાથજીરે ॥ ૪ ॥ ॥ પદ ॥ ૩ ॥

એવા મલ્યા છે માહારજ, જે કોયે સર્વના શ્યામછેરે, વલી રાજ એ ધીરાજ, એને આધારે સૌ ધામછેરે ॥ ૧ ॥ ધામ ધામના જે રેનાર, હાજર રેછે જોડી હાથનેરે; કરી આરત્યે શું ઉચાર, સિસ નમાવે છે નાથનેરે ॥ ૨ ॥ શીવ બ્રહ્માને સુરેશ, દેવે અદેવ રેછે ડરતારે; જેની આગ્નામાં અહોનીસ સસી સુર્ય રેછે ફરતાંરે ॥૩॥ કંપે કાળ માયા મનમાંય, અતી ઘણું અંતરમાંરે, કહી નીસકુળાનંદ કાય, તું પણુ ડરયને તેના ડરમાંરે ॥ ૪ ॥ પદ ॥ ૪ ॥

એની આગલ્ય જે આપણુ, કોણુ ગણુતીમાં આવીયેરે; શીદ ડોળીને ડહાપણુ, સમજુ સ્યાણો હસાવીએરે ॥ ૧ ॥ જેણે રચ્યુ

આ જગત, જોને જુજવી જાત્યનુંરે; જોતાં મુઝાઇ જાય મત્ય, એવું કરયું ભાત્ય ભાત્યનુંરે, ॥ ૨ ॥ એણે કરયું એવું એક, થાય નહીં જરૂર જાણીએરે; વણુ કરયે એ વીવેક, શીદ અભીમાન આણીએરે ॥ ૩ ॥ ડાહાપણુ ભોળા પણુ રઇએ, દાસના દાસ થઇનેરે; કહે નીસ્કુળાનંદ, આપણુ તો બેશીયે લાભ લઇનેરે ॥ ૪ ॥ પદ ૫ ॥

જે જે હરીયે કરીયું હેત, એવું કરે કોણુ આપણેરે; માત તાત સગાં સમેત, માન્ય સ્નેહી ભોળાપણેરે ॥ ૧ ॥ જોને ગ્રભવાસની ત્રાસ ટળે કેમ ટાળી કોયનીરે; તે પણુ ટાળીને અવીનાશ, રાખે ખબરય અન તો એનીરે ॥ ૨ ॥ વળી સમે સમે સંભાળ જાણો કરે હરીજ નનીરે; બીજું એવું કોણુ દયાળ, કાંરે મનાય નહીં મનનેરે ॥ ૩ ॥ એમ સમજ્યા વીના જન, આવે ઉન્નમતાઇ અંગમાંરે કહે નીસ્કુળાનંદ વચન, પછે મન માને કુસંગમાંરે ॥ ૪ ॥ પદ ॥ ૬ ॥

જૈયે ગૃણ્યો પોતામાં ગુણુ, જાણ્યું હું પણુ છો કોય કામનોરે, તારે કોને વાધ્યો કુંણુ, લેતા આસરો સુંદર સામનોરે ॥ ૧ ॥ જારે કરી દીનતા ત્યાગ, અંગ્યે લીધો અંહંકારનેરે, ત્યારે મળ્યો માયાને લાગ, ખરો કરવા ખુવારનેરે ॥ ૨ ॥ પછે પ્રભુ પામવા કાજ, જે જે કર્યુ આ જગમાંરે; તેતો સર્વે ખોયો સાજ, પડયો હાકિકો જગ ફંદમાંરે ॥ ૩ ॥ એવા મુરખ નીમીરાત, એને અર્થે નથી આવતીરે; કહે નીસ્કુળાનંદ વાત, હરી ભકતને મન ભાવતીરે. ॥ ૪ ॥ પદ ૭ ॥

આવી અરથની જે વાત, કોયે ન રઉ તારે અંગમાંરે; તારે સુખી થાસે સાક્ષાત, પછે સમજીરે સત સગામાંરે, ॥ ૧ ॥ થઇ ગરી બને અજવાન સીસ થઇ રહે સર્વનોરે; મેલી મમતાને માન, ત્યાગ કરે તન ગર્વનોરે, ॥ ૨ ॥ ખોલી ખોટયા ન રાખે કોઈ, બલી બગતી

બજાવવારે; એક રહે અંતર માંઇ, તાન પ્રભુને રીઝાવવારે. ॥૩॥ એવા ઉપરય શ્રી ઘનશામ, સદા સર્વદા રાજી રેયછેરે; સરે નીસ્કુળાનંદ કામ, એમ સરખ સંત કોયછેરે. ॥ ૪ ॥ પદ ૮ પુરા ॥

## રાગ ગરબી.

અભાગી અંધ માનને શીખ.મણુ માહરી ॥અભા૦॥ બુધીતો ફરે છે તારી બાહરી ॥અભા ॥ અમુલખ અવસર જાયછે ॥અગાસ્યાને તું ખોટ ખરી ખાયછે ॥અ૦॥૧॥ પારસ જાયછે ગુંજા પાહાડમાં ॥અ૦॥ વાટ મુકીને ચાલ્યો વાડમાં ॥અ૦॥૨॥ આડું બોલતાં કેમ આવડે ॥અ૦॥ મોહ ચકડોળ ચીત્ત કયાં ચડે ॥અ૦॥૨॥ જાણીને જાય છે જમ હાથમાં ॥અ૦॥ લખ ચોરાશીના સાથમાં ॥અ૦॥ સમઝી ન શકયા સુખ પેરને ॥અ૦॥ જાણીને ખાધું તેં જઇ ઝેરને ॥અ૦॥૩॥ વચન ન માન્ય સંત શીખીનાં ॥અ૦॥ ખોલીને ખાધાં ફળ વિખનાં ॥અ૦॥ નિશકુળાનંદ કહે હેતને ॥અ૦॥ ચેતી શકે તો હજુ ચેતને ॥અ૦॥ ૪ પદ ॥૧॥

જંજાળી જીવ કરને વીચારતું વીવેકના ॥જં॥ ગ્રહી વિશ્વાસ ગુરૂ એજનો ॥જં॥ પ્રિતિ અનીતીશું ટાળીએ ॥જ॥ વિજેની વાટેથી મન વાળીએ ॥જં૦॥૧॥ સુપના સરીખો સંસારછે ॥જં॥ જાગતા જાવાનો નીરધારછે ॥જં॥ માત તાત ભાઇને ભગની ॥જં॥ ટાળી સોબત છે એ ઠગી ॥જં॥૨॥ પંચ બ્રહ્માંડ તે જાશે પડી ॥જં॥ સુતવીત દારા ઘરછે ઘડી ॥જં॥ વાદળાની છાયા તે જાશે વહી ॥જં॥ તન જાતે કોઇ તારૂં નથી ॥જ॥૩॥ ખોટ મોટી ખાઈ ફુલ્યો કયાં ફરે ॥જં॥ નિશકુળાનંદની એ શીખ છે ॥જં॥ હજીએ ચેતેનો ઘણું ઠીક છે ॥ જં ॥ ૪ ॥ પદ ૨ ॥

મતિહોમંદ પશુતણી પેરે પેટ ભરયું ાામાા મોક્ષનું સાધન કાંઇ નવ કરયું ા મ ા ખાઇ ખાઇ ધરાઇને રહ્યો સુઇ ા મ ા અનીતશું પ્રિત તું કાં કરે ા મ ા જાગ્યો ત્યારે ધન અજ્ઞેશીતો જોઇ ાામાા૧ાા આવ્યો અવસર એળે જાય છે ાામાા ધંધામાં નિરંતર ધાય છે ાામાા સુખ તે સંસારનું જાશે મટી ા મ ા જાય છે કુસંબો જેમ ઉપટી ાામાા બુદ્ધિ તો આવી છે તુને અવળી ાામ૦ ૨ાા સંત જો મળે તો કરે સવળી ાામાા ખોટાને જાયછે ખરૂં કરવા ાામાા ઝાંઝવાના જળ જાય ભરવા ાામાા ધન દારા સુતના સંજોગથી ાામ૦ાા૩ાા ભુખ કેની બાગી નથી ભોગથી ા મ ા નિશકુળાનંદ કહે ન્યાયનું ા મ ા તારા જીવના તરવાના ઉપાયનું ા મ ૪ ા પદ ૩ ા

જોજે હો જીવ વસમું લાગેછે વાલી વાતમાં ાાજોાા જાણીને જાયછે જમ હાથમાં ાાજોાા માણેછે મહાસુખની મોજને ાાજોાા જાણતો નથી તું જમ ફોજને ાાજોાા૧ાા તુથી મોટા તે મરી ગયા ાાજોાા કાળની ઝાળમાં કોઇ નવ રહ્યા ાાજોાા તેની તો ચીંતા તુજને નહી ા જો ા કહી કહી થાકયા તુજને કહી ાાજોાા૨ાા તારે તો જાવું છે ઘડી તાલમાં ાાજોાા પાયા તુ નાંખેછે પતાળમાં ાાજોાા અચંબો થાયછે એનો અમને ાાજોાા જાણતો નથી વેરી જમને ાાજોાા૩ાા અચાનક આગ્રહથી જાશે લઇ ાાજોાા અધવચ આદરયું જાશે રહી ા જો ા નિશકુળાનંદ કહે નોરની ાાજોાા સુખ નિશ્ચે શાખ નથી જોરની ાાજો૦ ૪ાા પદ ાા૪ાા

## રાગ ગરબી.

વાય વાય કુમતી મતી તારીરે, મેલી મોહનવદન જોઇ નારીરે; હારયો હેવાન કર્યુંતી ઝીતી બાજીરે, લાગીપેજાર ના આવી લાજ પાજીરે; ાા૧ાા તેંતો ખરી બલાને ખોળી લીધીરે, તેતો વાધણીશું વાલપ

કીધીરે તજી મહારસના પ્રભુ મેવારે; જાણી ઝેરનું પારખું જાય લેવારે ॥ ૨ ॥ તેંતો સ્નેહ કીધો સરપ સાથેરે, માગી લીધું મુરખ દુખ માથેરે; ઘણી ઘાત થઇ છે ઘરમાંઇરે, તેનો તુજને વીચાર નહીં કાંઇરે ॥ ૩ ॥ તારૂં વિખે સંગાથે ચીત બાંધ્યુંરે, આંબ તજીને આંક ફળ ખાધુંરે; તેંતો વણસાડયું છે કાજ તારૂંરે કહે નિશકુળાનંદ તે સારૂંરે ॥ ૪ ॥ પદ ॥ ૧ ॥

ધિક ધિક તારો જને અવતારરે, તેંતો ન કરયો નર જો વિચારરે ચૌદ લોકને ગઇછે નારી ચાવીરે, તુને તેની પ્રતીત કેમ આવીરે ॥૧॥ બ્રહ્મા સરખાને જેણે ભુલાવ્યારે, શિવ સરખાને જેણે જો ડોલાવ્યારે જેણે એકલસીંગીને અંધ કીધોરે, જેણે પારાસર પકડીને લીધોરે ॥ ૨ ॥ કીધું નારદ તણું તે મુખ કાળુંરે. રૂપી સુબરીતણું તે તપ ટાળ્યુંરે; જેણે અંધ તે અસુર કુળ કીધુંરે, કહી અમ્રતને જો વિખ દીધુંરે ॥ ૩ ॥ જેણે રાવણ તણું તે કુળ ખોયુંરે, ત્યાં તારૂં તે મન કેમ મોયુંરે; લીધું દુખ તેં અલપ સુખ સાટેરે કહે નીશકુળાનંદ તે માટેરે ॥ ૪ ॥ પદ ॥ ૨ ॥

બાળ બાળ કુમતી મતી તારીરે, તેંતો વાત કાંય જો ન વિચારીરે, કયાં ગઇ તારી અકલ અભાગીરે. તજી સુખ દુઃખ મુખ લીધું માગીરે; ॥ ૧ ॥ તુને વિખેના મોદક કેમ ભાવેરે, ખાવા હાડ કાયાની હોંશ કેમ આવેરે, તારૂં ધનહારા દેખી દીલ ડોલેરે, થૈ બાવારેને હકબક બોલેરે ॥ ૨ ॥ તારૂં અસત ધંધે મન લાગ્યુંરે, સુતા અહીંને ઉઠાડી વીખ માગ્યુંરે; મનરેમતી ખાધી તે ઠગ મુળીરે તજી સુખ સેજ સુતો જઇ સુળીરે ॥ ૩ ॥ ફટ ફટ કુમતી મતી તારીરે, તજી મહીને વલોવ્યું જઇ વારીરે; નીસકુળાનંદ નર તુનેરે, વળી કહીશ કશું નહીં મુનેરે ॥ ૪ ॥ પદ ॥ ૩ ॥

એક અચંબો થાય છે અતિ ભારીરે, તુંને લાજ નથી આવતી લગારીરે; લખ ચોરાશી કુટુંબ કુળ તારૂંરે, ખર શુકરમાં કેદ કુણ સારૂંરે ॥ ૧ ॥ ઈંડજ ઉડવીજને સ્વેદ જરાયોરે, વાર અનેક તું ઉપજ્યો મરાયોરે; ઉંચ નીચમાં લીધો તેં અવતારરે, આવ્યો સુપચદ્દ વર્ણ અઢારરે ॥ ૨ ॥ એક એકને ઉદર નર આવ્યોરે, તુંતો સરવે તણો સુત કાવ્યોરે; તેની લાજ તુને ન આવી લેશરે, હવે આપીયે તે શો ઉપદેશરે ॥ ૩ ॥ દીઠો નહીં તુજ જેવો કોઇ ડાહયોરે; તુંતો ભુખને દુખથી ન કાહયોરે; કહે નીસકુળાનંદ એટલુરે માન તજી હજી માને તો છે ભુલરે ॥ ૪ ॥ પદ ॥ ૪ ॥

સત વાત એક સાંભળોને સારીરે જોજ્યો જન મન વાત એ વીચારીરે; આવી મનુષ્યા દેહ શા માટેરે, આવ્યો કોણ કામ ચાલ્યો કોણ વાટેરે ॥ ૧ ॥ તેની સંતને ન પુછી વાત સાચીરે, તુંતો આપણે ડાપણે રહયો રાચીરે; કરે સુખના સમાજ કાજ કામરે, તારૂ મન મોહ્યું દામ વામ ધામરે ॥ ૨ ॥ કરે મનોરથ મન નીત્ય નવારે વીષે સુખ વળી જે ભોગવવારે; આજ સુધી તેનો અભાવ ન આવેરે કેમ ધંતુરાનાં ડીડાં ભુંડા ભાવેરે, ॥ ૩ ॥ ભુખ્યો ભોરંગને લાગે લીંબ મીઠોરે, કરી કમાણીને હાલ્યો નર દીઠોરે; શી અકલ લીધી છે નર સીખીરે, કહે નીસકુળાનંદ નર દેખીરે ॥ ૪ ॥ પદ ॥ ૫ ॥

એક વાત વળી સાંભળી છે સારીરે, કહું વીવીધ પ્રકારે જો વીચારીરે; એક બાવરો એસાર્યો વળી વહાણેરે; માન્યુ મુરખ પડયો હું બંધીખાનેરે ॥૧॥ ચડયો ફેરને દીઠું એ સરવે ફરતુંરે, માન્યું મનમાં જે પાપ્યો હવે મરતુરે; થયો આકળો અભાગી લાગી લેરીરે; ખરા ખાવા વિશેષે જાણ્યા વેરીરે ॥૨॥ ચડી ડોલ ને દીઠું છે દુખદાઇરે મારી ઠેક છેક પડયો પાણી માંઇરે, એમાં દોષ કહો કેને હવે દઇયેરે મારી મળ્યો સતસંગ

તરી તજી જઇયેરે ॥ ૩ ॥ તજી સુખ પડયો દુખ દધી માંઇરે. એ પ્રકાર માન જાય કચવાઇરે; સરવે સુખ દુખ વહાણનું જોસઇયેરે, કહે નિશકુળાનંદ પાર થઇયેરે ॥ ૪ ॥ પદ ॥ ૬ ॥

એક મુરખને હાથ મણી મળીરે, જોઇ ચાખી સુધી ન લાગી ગળીરે; હતો વેવલો ને કાવતો વિવેકીરે જોઇ ત્રાડા ફોડી નાખ્યું નરે ફેંકીરે ॥ ૧ ॥ તેમ સતસંગ મળયો શિરોમણીરે, હતી બાળબુદ્ધિ કબુદ્ધિને ઘણીરે; તેણે સતસંગ રંગ અંગ લાગયોરે, કાળા કામળાને કસુંબો ન લાગયોરે ॥૨॥ રહ્યો પથ્થર કોરો જે પાણી માંઇરે, જોઇ જળ મઝે જવાસો સુકાઇરે; મળી મરકટને રાજસીજ સિધીરે, દેખા ટોપરને તરત ઠેક દીધીરે ॥ ૩ ॥ મળી અલ્પમતિને વાત મોટીરે, કરે અનુમાન જ્ઞાન કહે ખોટીરે; મળી અનુપમ મોજ તેજ ત્યાગીરે, કહે નિશકુળાનંદ એ અભાગીરે ॥૪॥ પદ ૭॥

જેમ સરપને પાણીને દુધ પાયરે, તેતો ઘરનાં પરનાંને ખીજબ્યો ખાયરે, જેમ વેરીને શાખવે વિદ્યા વિધરે, કરે દાવ ઘાવ પાછો પર સિધરે ॥૧॥ દખે દિનમાં અંધારૂ ખાંતે ખોલીરે, એવા અંધ નર ઉલુકની ટોળીરે; એવો નર કોઇ દીઠો નઠારોરે, મળ્યું કલ્પવૃક્ષ માગ્યોછે કુવાડોરે ॥૨॥ પડયું અવળું ન સુઝે બીજું સાજરે, રીઝયા રાજપાસ માગીછે પિયાજરે; હરી કલ્પવૃક્ષ સમ કાવેરે, મળે તેને તેવું જેવું જેને ભાવેરે ॥૩॥ કહેછે દૈવનો ચોર મેલું દેખીરે, પણ અંતરની ઇચ્છા ન ઉરેખીરે; પડી જન્માંતરે વાત પાચીરે, કહે નિશકુળાનંદ એ સાચીરે ॥ ૪॥ પદ ॥ ૮ ॥

## પદ. રાગ ગરબી.

જાવુંછેરે જાવુંછેરે જાવુંછે નીદાન, ભજ ભગવાનરે ॥ જીવ ॥ જાવુંછેરે જાવુંછેરે રેહેવાનુંછે કાચુ; માની લેજે સાચુંરે ॥ જીવ ॥૧॥

જાવુંછેરે જાવુંછુંરે માલ ધન મેલી, હાલુ ઠેલીરે ॥ જીવ૦॥૨॥ જાવુંછેરે જાવુંછેરે આવું તન ત્યાગી જોને જાગીરે ॥ જીવ૦ ॥ ૩ ॥ જાવુંછેરે જાવુંછેરે આપો જમણે હાથે, આવશે સાથેરે ॥જીવ૦॥૪॥ જાવુંછેરે જાવુંછેરે કહે નિશકુળાનંદ, ભજ ગોવીંદરે ॥ જીવ૦ ॥ ૫ ॥ પદ ॥ ૧ ॥

ભુલેમાંરે ભુલેમાંરે આવું અંગ ભાળી, દેશે બાળીરે ॥ ભાઇ ॥ ભુલેમાંરે ભુલેમાંરે તન તન નથી તારૂં, માને મારૂંરે ॥ભાઇ૦॥૧॥ ભુલેમાંરે ભુલેમાંરે દેખી દેહ રૂડી, છે જો કુડીરે ॥ ભાઇ૦ ॥ ૨ ॥ ભુલેમાંરે ભુલેમાંરે દેહ દેશે દાટી, થાશે માટીરે ॥ ભાઇ૦ ॥ ૨ ॥ ભુલેમાંરે ભુલેમાંરે દેખી દેહ સારી, જોને જોને વિચારીરે ॥ ભાઇ૦ ॥ ૪ ॥ ભુલેમાંરે ભુલેમાંરે કહે નિશકુળાનંદ સ્વામી સુખકંદરે ॥ ભાઇ ૫ ॥ પદ ॥ ૨ ॥

માનીલેરે માનીલેરે માનીલે મન મારૂં, તો ઘણું સારૂં રે; ॥મન॥ માનીલેરે માનીલેરે ખોટામાં શું ખુત્યો તજ્યને તું તોરે તુતોરે ॥મન॥૧॥ માનીલેરે માનીલેરે ધાઇશમાં ધન્ય નારી, થાશે ખુવારીરે ॥મન॥૨॥ માનીલેરે માનીલેરે સાચાનો થા સંગીત મન બહુ રંગીરે ॥મન॥૩॥ માનીલેરે માનીલેરે તાણ તારી તજી હરીલેને ભજીરે ॥ મન૦ ॥૪॥ માનીલેરે માનીલેરે કહે નિશકુળાનંદ ફાટે ફંદરે ॥મન૦॥૫॥પદ॥૩॥

વિચારેરે વિચારે વિચારે વીર વારૂ તો ઘણું સારૂં રે ॥વીર૦॥ વિચારેરે વિચારેરે વિચારીને ચાલે, જાવું કાલેરે ॥વીર૦॥૧॥ વિચારેરે વિચારેરે, વિચારીને બોલે; હરી કેમ ભુલુંરે ॥ વીર ॥ ૨ ॥ વિચારેરે વિચારેરે, સતસંગ કુસંગ, તો રહે રંગરે ॥વીર૦ ૩॥ વિચારેરે વિચારેરે, દુર્લભ છે આ દેહી; ગઇ આવે નહીંરે ॥વીર૦॥૪॥ વિચારેરે વિચારેરે કહે નિશકુળાનંદ; છેલી સંધરે ॥ વીર૦ ॥ ૫ ॥ પદ ॥ ૪ ॥

# ૫૬. રાગ ગરબો.

જુવો વીચારી આ સોબત સારી, એકા એકી ચાલ્યા ઉઠીજી; કોઇક આજ ને કોઇક કાલ્ય, આંહી રયાની વાત જુઠીજી ॥ જુવો ॥ ૧॥ નાના ને મોટા ને નજરે નીરખતા, ગયા આપડા ગોઠીજી ॥ જુવો૦ ૨॥ દીન દીન પ્રતે અંગ રંગ પલટે, ખેત વાળ કાળ કોઠીજી ॥ જુવો૦॥ ૩॥ કર્મ વિકર્મ કર્યાં જેણે જેવાં, તેની પલાણી ચાલ્યા પોઠીજી ॥ જુવો૦ ॥૪॥ નીસકુળાનંદ કહે ભજી લ્યો ગોવંદ, તું ઝીત્યો હારી જા માં બાજીજી ॥ જુવો૦ ॥ ૫ ॥ પદ ॥ ૧ ॥

કાળ વિકાળ વેરી સીર ગાજે, ચેતો ચેતો નર નારીજી; જે કોઇ જાયું તે જાસે જરૂર, જુવોને મનમાં વીચારીજી ॥ કાળ૦ ॥ ૧ ॥ દેવ દાનવ માનવ મુનીવર, રહે નહી તન ધારીજી ॥ કાળ૦ ॥ ૨ ॥ કોઇક ઝીતી જાશે આ જગતમાં કોઇક જાશે મુઠી હારીજી ॥ કાળ૦ ॥ ૩ ॥ કેડા મોર રહ્યું નહી કોઇ, સઉ સંત કહે છે પોકારીજી ॥કાળ૦॥૪॥ નિસકુળાનંદ કે ભજી લે ગોવીંદ; માન શીખામણ મારીજી; ॥ કાળ૦ ॥ ૫ ॥ પદ ॥ ૨ ॥

જુઠી માયા કાયા પણ જુઠી, તેમાં લોભાણો શું લેરીજી; તેં તો જાણ્યું જે જીવીશ જુગ સારો; માથે ન દીઠો કાળ ઘેરીજી ॥ જુઠી ॥ ૧ ॥ માત તાત કેના સુત સબંધી કેના માલ ધન મેડીજી ॥ જુઠી૦ ॥ ૨ ॥ અંતકાળે કોઈ કામ ન આવે, જ્યારે લીયે કાળ ઘેરીજી ॥ જુઠી૦ ॥ ૩ ॥ ભુલવણીમાં ભુલ્યો ભગવંતા, ખાધાં ફળ ઝાંઝાં ઝેરીજી ॥ જુઠી૦ ॥ ૪ ॥ નિશકુળાનંદ કહે ભજી લ્યો ગોવીંદ, માની વાત સંત કેરીજી ॥ જુઠી૦ ॥ ૫ ॥ પદ ॥ ૩ ॥

પરદેશી છે આ પ્રાણી પરોણો, તે રહી રહીને કેટલુંક રહેશેજી; ચાલુ ચાલુ નિત્ય ચિત્ત ચિત્તવે છે, ચાલી અચાનક દેશેજી ॥ પર૦ ॥ ૧ ॥ મારૂં મારૂં કરી મમતે મરે છે, ચાલતાં શું લૈ લેશેજી ॥ પર૦ ॥ ૨ ॥ માવા મોહમાં અતિ ભરમાણી, ઉપદેશ અંતર ન બેશેજી ॥પર૦ ॥ ૩ ॥ જાતી વેળા કેશે કાંઇ ન માણો, કેડે કાળીઆ એમ કેશેજી ॥ પર૦॥ ૪ ॥ નિશકુળાનંદ કહે ભજીલે ગોવીંદ, આ વાત હયામાં જો બેસેજી ॥ પર૦ ॥ ૫ ॥ પદ ॥ ૪ ॥

## રાગ કાફી.

સહજાનંદ હરી પ્રગટ થયા ॥સહ॥ વ્યાસ મુનીએ જે પુરવે કહીતી, તે વાત સાચી કરી ॥પ્રગ૦॥૧॥ કૌશલ દેશમાં પ્રગટયા પોતે, દ્વીજ કુળ દેહ ધરી ॥પ્ર૦॥૨॥ અધર્મ કેરાં મુળ ઉખાડી, સધરમ થાપ્યો કરી ॥પ્રગ૦॥૩॥ નિશકુળાનંદ કહે દુરગપુર આવ્યા, નિરખ્યાં નેણું ભરી ॥ પ્રગ૦॥ ૪ ॥ પદ ॥ ૧ ॥

સહજાનંદ હરી, ભજી લ્યોને સહજાનંદ હરી; દારૂ માટી ચોરી અવેરી; એ ચારનો ત્યાગ કરી ॥ભજી૦ ॥૧॥ જન્મ મરણનું સંકટ મોટું, તે થકી મનમાં ડરી ॥ભજી૦॥૨॥ નારાયણનું નામજ લેતાં, ભવજળ જાશો તરી ॥ ભજી૦ ॥ ૩ ॥ નિશકુળાનંદ કહે નિશંક થઇને માનજ્યો વાત ખરી ॥ભજી૦ ॥૪॥ પદ ॥ ૨ ॥

જાવું જરૂર મરી, મેલી સરવે, જાવું જરૂર મરી; રાત દિવસ રળ્યો ધનને કાજે, સમરયા ને ઘડીએ હરી ॥ મેલી૦ ૧ ॥ મેડિ મંદિર માલ ખજીના, સંપત રહેશે ધરી ॥ મેલી૦ ॥૨॥ સગાં સંબધી સઉ જોઇ રહેશે, કેનુ ન ચાલે જરી ॥ મેલી ॥ ૩ ॥ નિશકુળાનંદ કહે જોને વિચારી, રહે નહી દેહ ધરી ॥ મેલી ॥ ૪ ॥ પદ ૩ ॥

મનમાં વિચારી જરી, જોયું નહીં મનમાં વિચારી જરી; સાધુ જનની વાત ન માની, પાપીની સોબત કરી ॥ જોયુ ॥ ૧ ॥ નારાયણ નું નામ ન લીધું, મનુષ્ય દેહ ધરી ॥ જોયું. ॥ ૨ ॥ જુવાનીમાં જોરે ભરીયો, ચોરી અવેરી કરી ॥ જોયું. ॥ ૩ ॥ નિશકુળાનંદ કહે માગીને લીધી, માથે ચોરાશી ફેરી ॥ જોયું. ॥ ૪ ॥ પદ ॥ ૪ ॥

## પદ. રાગ જંગલો.

જનુની જીવોરે ગોપીચંદની, પુત્રને પ્રેરયો વૈરાગ્યજી; ઉપદેશ આપ્યો એણી પેરે, લાગ્યો સંસારીડે આગજી ॥ જનુ. ॥ ૧ ॥ ધન્ય ધન્ય માતા ધરૂવ તણી, કહ્યાં કઠણ વચનજી; રાજસાજ સુખ પરહરી વેગે ચાલ્યા વનજી ॥ જનુ. ॥ ૨ ॥ ભલો ત્યાગ ભરથરી તણો, તજી જેણે સોળસેં નારજી; મંદીર જરૂખાં મેલી કરી, આસન કીધેલાં બારજી ॥ જનુ. ॥ ૩ ॥ ઉડી ન શકે ઉટીયો, બહુ બોલાવ્યો બાજંદજી; તેને દેખીને ત્રાસ ઉપન્યો, લીધી ફકીરી છોડયા ફંદજી ॥ જનુ. ॥ ૪ ॥ એવા વૈરાગ્યવંતને જાઉં વારણે, બીજા ગયા અનેકજી; ભલા ભુંડા અવનિ ઉપરે, ગણતાં નાવે છેકજી ॥ જનુ. ॥ ૫ ॥ કયાં કુળ રાવણ તણું, સગરસુત સાઠ હજારજી; ન રહ્યું નાણું રાજા નંદનુ; સરવે સુપના વહેવારજી ॥ જનુ, ॥ ૬ ॥ એવા છત્રપતિ ચાલી ગયા; રાજ મુકી રાજનજી; દેવ દાનવ મુનિ, સરવે જાણ્યો સુપનજી ॥જનુ. ॥ ૭ ॥ સમજી મુકો તો સાર ઘણું, જરૂર મુકાવશે જમજી; નિશકુળાનંદ કહે નહીં માને સાચું કહું સમ ખાઇજી ॥જનુ.॥૮॥પદ॥૧॥

જંગલ વસાવ્યો જોગીએ, તજી જેણે તનડાની આશજી, વાત ન ગમે આ વિશ્વની, આઠો પહોર ઉદાશજી ॥ જંગ. ॥ ૧ ॥ સેજ પલંગે પહોઢતા, મંદીર જરૂખા માંહીજી; તેને નહીં તરણુ સાથરો, રહેતા

તરૂતલ છાયજી ॥ જંગ. ॥ ૨ ॥ સાલદોસાલા ઓઢતા, ઝીણા જરકશી જામાજી; તેને રાખી કંથા ગોદડી, સહુ શિર શિતને ઘામ ॥ જંગ. ॥ ૩ ॥ ભાવતા ભોજન જમતાં, અનેક વિધીનાં અન્નજી; તેરે માગણ લાગ્યા ટુકડા, ભિક્ષા ભોવન ભોવનજી ॥ જંગ. ॥ ૪ ॥ હાજી ક્હેતાં હજાર ઉઠતાં, ચાલતા લશકર લાવજી; તે નર ચાલ્યા એકલા, નહીં પેજારૂ પાયજી ॥ જંગ. ॥ ૫ ॥ રહોનો રાજા રસોઇ કરૂં જમતા જાઓ જોગી રાજજી; ખીર નીરજાવું ક્ષણ એકમાં તેનો ભીક્ષાને કાજજી ॥ જંગ. ॥ ૬ ॥ અહાર કારણ ઉભો રહે, કરી એકની આશજી; તેરે જોગી નહીં ભોગી જાણવો, અંતે થાશે વણાસજી ॥ જંગ. ॥ ૭ ॥ રાજસાજ સુખ પરહરી જે જન લેશે જોગજી; ધનરે દારામાં તે નહીં ધસે; રોગ સમ જાણે ભોગજી ॥ જંગ. ॥ ૮ ॥ ધન એ ત્યાગ વૈરાગને; તજી જેણે તનડાની આસજી; કુળ તજી નીશકુળ થયા, તેનું કુળ અવિનાશજી ॥ જંગ. ॥ ૯ ॥ પદ ॥ ૨ ॥

ત્યાગ નટકેરે વૈરાગ વિના, કર કોટિ ઉપાયજી; અંતર ઉંડી જે ઇચ્છા રહે; તે તો કેમ તજાયજી ॥ ત્યાગ. ॥ ૧ ॥ વેસ લીધો વૈરાગનો, વેસ નહીં ગયો દુરજી; ઉપરનો આછો બન્યો, મહી મોહ ભરપુરજી ॥ ત્યાગ. ॥ ૨ ॥ કામ ક્રોધ મદ લોભનું, જ્યાં લગી મુળ ન જાયજી, સંગ પ્રસંગે તે ઉપજે, ઇંદ્રી વિષે આકારજી ॥ ત્યાગ. ॥૩॥ ઉસ્નરતે અવની ઉપરે, બીજ નવ દીસે બાહારજી; ઘનવરસે વરસે વન પાગરે, એમ ઇંદ્રી વિષે વિકારજી ॥ ત્યાગ. ॥ ૪ ॥ ચમક દેખીને લોહ ચળે, ઇંદ્રી વિષે સંજોગજી; અણભેટે અભાવ છે, ભેટે ભોગવશે ભોગજી ॥ ત્યાગ. ॥ ૫ ॥ ઉપર તજેને અંતર ભજે, એમ સરે અરથજી; તે વરણી આશ્રમથી, અંતે કરશે અનરથજી ॥ ત્યા. ॥ ૬ ॥ ભ્રષ્ટ થયો જોગ ભોગથી, જેમ બગડયું દુધજી; ગયુંરે ધ્રથ મહી માખણથી, આપે થયું અસુરજી ॥ ત્યાગ. ॥ ૭ ॥ પળમાં જોગી

પળમાં ભોગી; પળમાં ગ્રહીને ત્યાગીજી; નિસકુળાનંદ કહે એ નરનો વણુ સમજ્યો વૈરાગજી ॥ ત્યાગ. ॥ ૮ ॥ પદ ॥ ૩ ॥

હું બલીહારીરે વૈરાગને, ઉપન્યો જેને અંગજી; ચૌદ લોક જે ચતુર ધા, ન ગમે કોઇનો સંગજી ॥ હું બ. ॥ ૧ ॥ સુખ ન ઇચ્છે સંસારનુ, સમજે સુપના સમાનજી; વાત ગમેરે વૈરાગની, તન સુખ ત્યાગવા તાનજી ॥ હું બ. ॥ ૨ ॥ દુખી દેખી આ દેહને, રહે રાજી તે મનજી; અનરથનું આધાર છે, એમ જાણીને કરે જતનજી ॥ હું બ. ॥ ૩ ॥ રાત દીવસ રૂદીયામાંહી, વરતે એમ વિચારજી; હું કોણને જઇશ કીયાં; કરૂં તેનો નિરધારજી ॥ હું બ. ॥ ૪ ॥ કરૂં ઉપાય હવે એહનો, ડોલી દેશવિદેશજી; કોઇરે ઉગારે મને કાળથી, સોપું તેને શિસજી ॥ હું બ. ॥ ૫ ॥ રહે આતુરતા અંતરે, ધણી દેખી દેહ અનંતજી; સુખ ન માને સંસારનું, ન કરે કોઇ શું પ્રિતજી ॥ હું બ. ॥ ૬ ॥ એવો વિચાર આવ્યા વિના, ન હોય તનસુખ ત્યાગજી; ઉપરનો લાગેરે લજામણો, વગોણા સરખો વૈરાગજી ॥ હું બ. ॥ ૭ ॥ હરી ગુરૂ દેવે દયા કરી, આપે એ વિચારજી; નિસકુળાનંદ કહે નિશંક થઇ, સેજે તરીયા સંસારજી ॥ હું બ. ॥ પદ ॥ ૪ ॥

પ્રથમ વૈરાગ જેને પ્રગટે, તજે સકળ સંસારજી; રાજસાજ સુખ સંપતી, મેલે માલ ભંડારજી ॥ પ્રથમ ॥ ૧ ॥ અસન વસન ભુંસણુ સજા, એથી ઉતારે મનજી; અંતર વૈરાગ્ય જેને ઉપજે; તજી ભોવન ઇચ્છે વનજી ॥ પ્રથમ ॥ ૨ ॥ સપ્ત ધાતુ સુવર્ણ લગી, પછે નહીં તે વાસણુજી, ગામ ભોગ્ય તે ગમે નહીં, ઇચ્છે અરણુમાં આસનજી ॥ પ્રથમ ॥ ૩ ॥ માત તાત સુત સબંધી, તજે ભગનીને ભાઇજી;

નારી ન ગમે દીઠી નયણે, ત્રોડે સૌથી સગાઈજી ॥ પ્રથમ ॥ ૪ ॥ એટલા તજી નર નીસરે, વલતા લીયે વેસજી, સુખ દુખ સહે શરીરને, દેખી દેશ વિદેશજી ॥ પ્રથમ. ॥ ૫ ॥ પછી થાકી બેસે કોઇ થાનકે જોગજી, નીસકુળાનંદ એ નરને; વલતો ન રહે વૈરાગ.જી ॥ પ્રથમ. ॥ ૬ ॥ પદ ॥ ૫ ॥

વૈરાગનેરે વીઘન ઘણાં, તાકી રયા તૈયારજી; માન મોટાઇ છચ્છે મારવા, ઉડાવા ધન નારજી ॥ વૈરાગ. ॥ ૧ ॥ ઉપરનારે અભાવથી, ટકે નહીં કદી ટેકજી; પાંચ વૈરી પ્રચંડ છે, અધીક એકથી એકજી ॥ વૈરાગ. ॥ ૨ ॥ ખાતાં પીતાં સુતા જાગતાં, વસવું વેરીને વાસજી; જોતા સુણતાં બેસતાં, તેનો કરવો તપાસજી ॥ વૈરાગ. ॥ ૩ ॥ તપાસ્યા વિના જે ત્યાગીયું, હોડે કરી હૈયા જોરજી, તે કોઇ દાડે કચવાઇને, કાંઇ ભાંગશે ભુરજી ॥ વૈરાગ. ॥ ૪ ॥ અંતર ઉંડા અભાવથી કરીયે તન મન ત્યાગજી; પછે ભરીયે પગલાં, તો ન વણશે વૈરાગજી ॥ વૈરાગ. ॥ ૫ ॥ સાચે કારજ સરવે સરે, કાચે રાચે નહીં રામજી; નીસકુળાનંદ કે ન કીજીયે, વણ સમજી એ કામજી ॥વૈ.॥૬॥પદ ૬॥

વૈરાગવાન એ વાણી વદે, લોકો સમજે નહીં લેશજી; મોટા સતની સેવા કયાં મળે, એમ આપે ઉપદેશજી ॥ વૈરાગ. ॥ ૧ ॥ તન ધન વસનવતે, સેવા સાધુની કીજેજી; વિધ વિધના વ્યંજન શું રૂડી રસોઇયું દીજેજી ॥ વૈરાગ. ॥ ૨ ॥ આગે સાધુને આપીયું, સુતવીત ઘરને બારજી; એવા ભકત લખાણા ભકતમાળમાં, દેખ્યા દીલના ઉદારજી ॥ વૈરાગ. ॥ ૩ ॥ આજ સાધુને આપતા કાંરે મુઝાય મનજી; સુત કલતર કારણે, ક્રોડી ખરચો છો ધનજી ॥ વૈરાગ. ॥ ॥ ૪ ॥ અમેરે ત્યાગી સરવે ત્યાગી, ત્યાગા રાજને પાટજી, તમારા

કલ્યાણને કારણે, સંત બતાવે વાટજી ॥ વૈરાગ૦ ॥ ૫ ॥ એ વણસ્યા વૈરાગની વાતડી, સુણો સૌ નર નારજી; નીસકુળાનંદ એ નરનું, કેમ પડશે પારજી ॥ વૈરાગ ॥ ૬ ॥ પદ ૭ ॥

જેનું રે મન વન વછતુ, અતી રેતા ઉદાશજી તે તાકયા વસ્તીએ વસવા બાંધી સૌ સાથે આશજી ॥જેનુરે૦॥૧॥ જેનેરે ગમતી જીરણ કંથા જેવુતેવુ, જલઠામજી; તેણેરે રંગ્યા રાતા તુંબડાં, ગમતા અન માંગે ગામો ગામજી ॥જેનુરે ॥૨॥ રસ રહીત અન ઇચ્છતા, દેવા દેહને દંડજી; તેનેરે જોઇએ તીખા તમતમા, ખાવા ખીરને ખાંડજી॥ જેનુરે૦॥ ॥૩॥ જેનેરે જાગ્યે આરગ્ય લાગતી, ગમતું નહી સજ્યા ઘરજી; તેનેરે આસનથી ઉઠાડતાં, જાણે જગવો મણીધરજી ॥ જેનું૦ ૪ ॥ પોતાનો પરીવાર પરહરી, ચાલ્યો એકીલો આપજી; તેણીરે કર્યો સ્નેહ શાસશું, લીધો પરનો સંતાપજી ॥ જેનુરે૦॥૫॥ ઓછી સમજણે જે આદરે કાયા થકી જે કાયજી, નિશકુળાનંદ એ નરનું, અંતે એમજ હોયજી ॥જેનુરે૦॥૬॥ પદ ૮ ॥

અમે જડ ભરથીરે જોગીયા, ઇછુ નઈ વૈભોગજી; જકત પદારથ જીવને, રૂચે નઇ જેમ રોગજી૦ ॥ અમે૦ ૧॥ જુના પાના પટ પેરશું, નઈ ઇછું નવીનજી, સીત ઉસ્ન સીર સહીસું; રાખી કંથા કોપીનજી ॥અમે૦॥૨॥ ખટરસ ખાવા નઇ ખોળીયે, જમસું જે મળશે અનજી નીર્માને દંન નીગમશું, રેશું મને મગનજી ॥અમે૦॥૩॥ પ્રીત સઉસું પરહરી, કરસુ કૃસ્ન ભજનજી; મોરે અમારા મતમાં, અગે કરવુ વીધનજી ॥અમે૦॥૪॥ હર્ષ સોક હાણ્યુ વદને, સેસું, સુખ દુખ તનજી; નિશકુળા નંદ કે નઇ દઇયે, નીજકુળને લંછનજી ॥અમે૦ ૫॥પદ ૯॥

રૂખુભકુંવરની રીત્યને, સુણો સંત સુજાણજી; સમરથ ભરત નામે કરી, પરઠયો ખંડ પ્રમાણજી ॥ રૂખુભ૦ ॥૧॥ રાજ તજી તપ આદર,

તજી સઉસુ સનેહજી; દયા માંહી દુખ ઉપન્યું, થયો મ્રગીશું નેહજી ॥ રૂષભ૦ ॥૨॥ તેણે કરી તન ધરીયું, ધરયું જ્ઞાન અભંગજી, અંગીરા કુળમાં અવતર્યા રયા સઉસુ અસંગજી ॥ રૂષભ૦ ॥ ૩ ॥ માબાપ મેલી મરી ગયા, ભાઇને ભોજાઇજી; જડ જાણીને જેવું તેવું, અન આપે તે ખાયજી ॥ રૂષભ૦ ॥ ૪ ॥ પાવા સારૂ ખેતર મોકલ્યા, ચોર લૈ ગયા ત્યાંયજી; દેતા બળીદાન દેવીગે, કરી કાળીગે શાયજી ॥ રૂષભ૦ ॥ ૫ ॥ ત્યાંથી જડ ભરત જોડીયા, રાગે લઇ સીબીકેયજી, નિસ્કુળાનંદ એ નૃપને કર્યો સુખનો ઉપાયજી ॥ રૂષભુ૦ ॥ ૬ ॥ પદ ॥૧૦॥

જડ ભરતની જાત્યના, જોગી જે જગમાયજી; ઇંદ્રી મનને ઉપરે, રહે શત્રુ સદાયજી ॥ જડ૦ ॥ ૧ ॥ વિકળ ન થાય વિસે સુખમાં રહે પરવતી પ્રાયજી; ધર્મ ધીરજ મુકે નહી, ભર મસ્તક જાયજી ॥જડ૦ ૨॥ આઠો પોરમાં એક ઘડી, ન માને નીજ દેહજી; તેના સુખ સાર સું કરે, ઉપાય નર એહજી ॥ જડ૦ ॥ ૩ ॥ હરી ઇચ્છાયે હરેફરે કરે જીવનો ઉધારજી; જેને મલે એવા જોગીયા, પામે તે ભવપારજી ॥જડ૦ ૪॥ એવા જોગીને આવીને મળે, જાણે અજાણે જે જનજી; નીશકુળાનંદ એ નરને; કરે પળમાં પાવનજી ॥જડ ॥૫॥ પદ ॥૧૧॥

જોગી જીવોરે એવા જગતમાં, સગા સઉના સોયજી ॥ શતરૂ સોધતા સંસારમાં જેને ન જડે કોયજી ॥ જોગી ॥ ૧ ॥ સ્થાવર જંગમ સ્થુળ સુક્ષ્મ ॥ ચરાચર જે જંતજી ॥ મનક્રમ વચને દુવે નહી ॥ દળે દયા અંતજી ॥ જોગી ॥ ૨ ॥ નીશ્ચે એવાને નીરખી ॥ દયા દુષ્ટને નોયજી ॥ દુજાતો સરવે દયા કરે ॥ જ્યારે એવાને જોયજી ॥ જોગી ॥ ૩ ॥ દેહ દર્શિદુખ ભોગવે ॥ કરે સુખનો ઉપાયજી ॥ આતમ દરસી આનંદમાં ॥ રહે સુખમાં સદાયજી ॥ જોગી ॥૪॥ જુએ પોતાનુ બાસે નહી ॥ ત્રણ્યે કાળમાં તનજી ॥ નીશકુળાનંદ એમ સમજને ॥જોગી ન કરે જતનજી ॥ જોગી ॥ ૫ ॥ પદ ૧૨ ॥ પુરા ॥

## ૫૬. રાગ જંગલો.

### વિહારીલાલજી મહારાજ.

બોલો બોલોરે જોગી બાલુડા ॥ કયાંથી આવીઆ આપજી ॥ દેહ ધરચો કીયા દેસમાં ॥ કોણ માય ને બાપજી ॥ બોલો૦ ૧ ॥ બાલપણામાં બટુક તમે ॥ કેમ લીધો વૈરાગજી ॥ સગાને સબંધી તણો તમે ॥ કહો કેમ કરીયો ત્યાગજી ॥ બોલો૦ ૨ ॥ માત પીતાએ પ્રેમ કરી ॥ મન લડાવા શું લાડજી ॥ કે ભાઇ ને ભોજાઇથી ॥ રીસાયા કરી રાઢજી ॥ બોલો૦ ૩ ॥ કાયા તમારી છે કોમળી ॥ પાદુકા નથી પાય-જી ॥ વાટમાં કાંટા ને કાંકરા ॥ તેમાં કેમ ચલાયજી ॥ બોલો૦ ૪॥ ટાઢને તડકોરે બહુ પડે ॥ કેમ સહન કરાયજી ॥ ઝડીયું પડેરે વરસાદની॥ કહો કેમ ખમાયજી ॥ બોલો૦ ૫ ॥ પ્રથવી ઉપર પોઢતા હશો ॥ પાથરચો નહી પલંગજી ॥ ખરેખરૂં ખુચતું હસે ॥ આતું કોમળ અંગજી ॥ બોલો૦ ૬ ॥ કોણ સેવા કરતા હસે ॥ સાચો રાખી સનેહજી ॥ ભુખ તરસ વેઠતા હસો ॥ દીસે દુરબળ દેહજી ॥ બોલો૦ ૭॥ કમળકે પુસ્પ ગુલાબનું ॥ એવું શોભે શરીરજી ॥ દેખી દયા અમને ઉપજે ॥ આવે નેણામાં નીરજી ॥ બોલો૦ ૮ ॥ ચંદ્ર કે ઈંદ્ર દીનેસ છો કે સુમ સરૂપજી ॥ કયાંતો અક્ષર પતી આપછો ॥ કોટી ભુવનના ભુપજી ॥ બોલો૦ ૯ ॥ છત્ર ચમર જોગ્ય છો ॥ તમે ભાગવત છો ભ્રાતજી ॥ તે જોગી થઇને જગમાં ફરો ॥ એતો અચરત વાતજી ॥ બોલો૦ ૧૦ ॥ હાથી ઘોડા રથ પાલખી ॥ તમને વીમાન હોયજી ॥ તે તમે વીચારોછો એકલા ॥ કહો કેમ કળી શકે કોઇજી ॥ બોલો૦ ૧૧ ॥ તે તન ઉપર જોયો ॥ હીરા મોતીના હારજી ॥ તે તન ઢાંકયું મ્રગચમરથી ॥ નથી સજયા સણગારજી ॥ બોલો૦ ૧૨ ॥ જે

સીર ઉપર જોયે ॥ મણી જડીત મુગટજી ॥ તે સીર ઉપર જણાય ॥ જોતા આજ જટા જુઠજી ॥ ભોલે૦ ૧૩ ॥ કંચન કેરી કટોરીયો ॥ જળ પીવાને જોગજી ॥ તે તમે રાખ્યું છે તુમડું ॥ તેવા ભોગવો વૈભવ ભોગજી ॥ ભોલે૦ ૧૪ ॥ વરણી લાગોછો વાલા ઘણા ॥ આવો અમારે ઘેરજી ॥ જુગતી કરીને જમાડીએ ॥ રસોયું રૂડી પેરજી ॥ ભોલે૦ ॥ ૧૫ ॥ આસીસ અમને આપીયે ॥ ધરી ઉરમાં વાલજી ॥ નિત અમારૂં રક્ષણ ॥ કરો વિશ્વ વિહારીલાલજી ॥ ભોલે૦ ૧૬ ॥ પદ ૧ પુરૂં ॥

## રાગ ઉપર પ્રમાણે.

સપનું સમજોરે આ સંસારને, દુખ દરીયો વિશાળજી; પડયા પાસા નવ નીસરે, કોટી વાર ગળે કાળજી ॥ સુપ૦ ॥ ૧ ॥ માત તાત સુત જુવતી, સૌ સ્વારથીઓ સાથજી, કામસાધી કોરે રહે, દેવે જમડાને હાથજી ॥સુપ૦ ૨॥ સગાં સંબંધી સહુ મળી, મોટો કીધો માનજી; વેગે ચડયો વેવારને, ભુલ્યો મુક્તિનું ભાનજી ॥ સુપ૦ ॥ ૩ ॥ અસ્વ વેહેલ્યું પલંગ પાલખી, હાથી હીંડોળા ખાટજી; મેલી જાવું જીવને એકલાં, મારૂં માનો સ્યા માટજી ॥ સુપ૦ ॥ ૪ ॥ મોહોલ જરૂખાં માલીયાં, રૂડી રંગીત મેડીજી; તેને મેહેલાવી જમ મારતા, તુરત લૈ જાએ તેડીજી ॥ સુપ૦ ॥ ૫ ॥ ખાન પાન સુખ સેજમાં રેહેતા હૈયે હુલાસજી; દયાનંદ કહે હરી ન ભજ્યા, થયા નરક નીવાસજી ॥ સુપ૦ ॥ ૬ ॥ પદ ૧ ॥

વીષે વિકાર જેણે કીધેલા, તેને દુખ અપારજી; ત્રિવિધિ તાપની ઝાળમાં, બળે ગરજુ ગમારજી ॥ વિષે૦ ॥ ૧ ॥ ધન નારીની ઘણી ધાખડી, રાત દિવસ રૂદે ધારીજી; સ્વાન શુકર પેરે ભોલતા, ગયા

નરતન હારીજી ॥ વિષે. ॥ ૨ ॥ દીપક દેખી પતંગીયા, પડી તન બાળે જેમજી; રૂપવંતી નારીયો નીરખી, નર નાશ પામે તેમજી ॥ વિષે. ॥ ૩ ॥ દેશ વિદેશ ડોલીને, ધને ભરયા ભંડારજી; તોય ત્રસ્ના જેની નવ ટળે, ઉલટી વાધે ખાપારજી ॥ વિષે. ॥ ૪ ॥ ભોગ સંસારી ભોગવી, કોઇ ત્રપત ન થાયજી; ઇંદ્રીયો ઉંડી અપાર છે, વૈરાગ વાત ન વિચારીજી; દયાનંદ કહે એવા નર, ચાલ્યા અવસર હારીજી ॥વિષે. ॥ ૫ ॥ પદ ૨ ॥

વૈરાગ વસેરે જેના ઉરમાં, બળતો લાગે સંસારજી; અરૂચી રહે સદા અંતરે, મિથ્યા માઇક વિચારજી ॥ વૈરા. ॥ ૧ ॥ નારીને ગણેરે નિશ્ચે નાગણી, સગા સતરૂ સમાનજી; વેહેવાર વિખસમ ત્રેવડે, પ્રભુ ભજવામાં તાનજી ॥ વૈરા. ॥ ૨ ॥ રમણીક પદારથે રાજી નહીં, કરે દેહ નીરવાહજી; ચૌદે લોકમાં ચિત્ત નહીં; હરી ચરણુની ચાહજી ॥ વૈરા. ॥ ૩ ॥ ભાતીક ભોગ મિથ્યા ગણે, કોઇને ચિતવે ન ચિતજી; હરી મુરતીમાં એક મન રહે, વૈરાગવંતની એ રીતજી ॥ વૈરા. ॥ ૪ ॥ અષ્ટશીધી નવ નીધીને, અંતર ઇછે ન લેશજી; મુકતી ચતુરવ ભેળીને, હરી સેવે હમેશજી ॥ વૈરા. ॥ ૫ ॥ જ્ઞાને જુકત વૈરાગની વાત લેજો વિચારીજી, દયાનંદ કહે જેને ઉપજે, તેને થાય સુખ ભારીજી. ॥ વૈરા. ॥ ૬ ॥ પદ ॥ ૩ ॥

પ્રિતે ભજેરે પરબ્રહ્મને, સ્વામી સહજાનંદજી; નીચ આતમ રૂપ માનતા, થાય અતિ આનંદજી ॥ પ્રીતે ॥ ૧ ॥ કાળનું ભક્ષ સરવે જાણીને, કીટ બ્રહ્મા પરીયંતજી; હરીજન હરી પ્રતાપથી, રહે નિરભે નિચંતજી ॥ પ્રિતે. ॥ ૨ ॥ નિજ નજર કટાક્ષથી, વિશ્વ ઉપજે અનંતજી; પાળે હરી તેને પલકમાં, એવા મોટા ભગવંતજી ॥ પ્રિતે.

॥ ૩ ॥ પરાતપર જેને કહે, વેદવાદી પોકારીજી; તે અક્ષરવાસી વાલમો વિચરે નરતનું ધારીજી ॥ પ્રિતે. ॥ ૪ ॥ સમરથનું ચરણ ગ્રહી નબળા થાય બળવંતજી, કામાદિક શતરૂ જીતીને, બને સુરવિર સંતજી ॥પ્રિતે. ॥ ૫ ॥ કોટી સાધન કરે સામટાં, તોય મળે ન શ્યામજી; દયાનંદ કહે ભેટી ભકતને, લૈ જાવે નિજ ધામજી ॥ પ્રિતે ॥ ૬ ॥ પદ ૪ ॥

## પદ. રાગ ધોળ.

ડાટયો રૈને ચોર દવના, શું મુખ લઇને બોલેજી, સ્વારથ કારણ સ્વાનતણીપેરે; ઘેર ઘેર ફરતો ડોલેજી ॥ ૧ ॥ આતમ સાધન કાંઇ ન કીધું માયામાં ભરમાણોજી; લોક કુટુંબની લાજે લાગ્યો, સઘળેથી લુંટાણોજી ॥ ૨ ॥ પેટને અરથે પાપ કરતા, પાછું ફરી નવ જોયુંજી; કોડી બદલે ગાફલ કુબુધી, રામ રતન ધન ખોયુંજી ॥ ૩ ॥ વિષે વીકાર હૈયામાં ધારી, વિસાર્યા મોરારીજી; મુરખ તેં આમેં દશ મૈના, જનુની ભારે મારીજી ॥ ૪ ॥ સંત પુરૂષથી સોબત ન ગમે, ભાંડ ભવાઇમાં ગજીજી, નંદ કહે ન રતન પામી, હાર્યો જીતી બાજીજી ॥ ૫ ॥ પદ ૧ ॥

પ્રભુ ભજ્યા વીના ગફલ પ્રાણી, આમે ઉમ્મર ખોઇજી; મેડી મંદીર માલ ખજાના, કામ ન આવે કોઇજી ॥ ૧ ॥ માયા માયા કરતો મુરખ, તૃષ્ણામાંહી તણાણોજી, લોક તણી લજ્યાનો લૈને, કોટ બાંધ્યો પાણાજી ॥ ૨ ॥ ઉંચે કુળ અવતાર ધરીને, તેં શું સારૂ કીધુંજી, લખ ચોરાશી કેરૂ લગડુ, તાણી માથે લીધુંજી ॥ ૩ ॥ જીવતણું કાંઇ જતન ન કીધું, મન માયામાં મોહ્યુંજી, રાત દીવસ તતપર થૈ રળીયો, હાંધુ નીર વલોવ્યુંજી ॥ ૪ ॥ લોક કુટુંબમાં મોટા થવા,

કામ બગાડયું તારૂજી; બ્રહ્માનંદ કહે તું પ્રાણી, હજુ સમજે તો સારૂજી વા ૬ ॥ પદ ॥ ૨ ॥

આ તન રંગ પતંગ સરીખો, જાતાં વાર ન લાગેજી, અસંખ્ય ગયા ધન સંપત મેલી, તારી નજરૂં આગેજી ॥ ૧ ॥ અંગે તેલ ફુલેલ લગાવે, માથે છોગા ઘાલેજી, જોબન ધનનું જોર જણાવે છાતી કાઢી ચાલેજી ॥ ૨ ॥ જેમ ઉંદરડે દારૂ પીધો, મસ્તાનો થૈ ડોલેજી, મગરૂરીમાં અંગ મરોડે, જેમ તેમ મુખથી બોલેજી ॥ ૩ ॥ મનમાં જાણે મુજ સરીખો, રસીયો નહી કોઇ રાગીજી, બારે તાકી રહી બલાડી, લેતાં વાર ન લાગીજી ॥ ૪ ॥ આજ કાલમાં હું તું કરતાં જમડા પકડી જાશેજી, બ્રહ્માનંદ કહે ચેત અજ્ઞાની; અંતે ફજેતી થાશેજી ॥ ૭ ॥ પદ ૩ ॥

મનુષ્યા દેહ ધરીને મુરખ, તેં શું કરી કમાણીજી: શ્વાન તણી પેર ફરતો ડોલે, બોલે મીથ્યા વાણીજી ॥ ૧ ॥ પેટ ભરાવાનો ઉધમ કીધો, રાત દીવસ ધન રળીઓજી; નરતનનું મહાતમ નવ જાણ્યું, પશુ જાતીમાં ભળીઓજી ॥૨॥ માત પિતા સુંત બંધવ મેરી, અંતે નહી થાઇ તારાજી, આવરદા હરવાને કાજે; સરવે મળ્યા ધુતારાજી ॥૩॥ સગાં કુટુંબી સહુ મળીને, ચુસી ચુસી લીધોજી; છેલીવારે સ્વારથ સાધી, જમને આગે દીધોજી ॥૪॥ કાગળ ઘડી ઘડીના કાઢ, લેખાં જમડા લેશેજી; બ્રહ્માનંદ કહે સૌ વાંસેથી, કાહી ન માણો કેસેજી ॥ ૫ ॥ પદ ॥ ૪ ॥

દશ મહિના માના ઉદરમાં, ઉંધે માથે ઝુલ્યોજી; જઠરાઅગનીની ઝાળે દાઝયો, તે દાડા કેમ ભુલ્યોજી ॥૧॥ આળા ચર્મ તણા પેટમાંહી, આઠ પહોર અકળાતોજી; રાત દીવસ મળ ભીતર રેહેતું મળનો રસ તું ખાતોજી ॥૨॥ ખાટું ખારૂં માતા ખાતી, તેની થાતી પીડાજી; કોમળ જાણી બહુ કરડતા, કરમીયાને વળી કીડાજી ॥ ૩ ॥ ગર્ભતણા

દુખમાં ઘેરાણો, ત્રાહી ત્રાહી તું કરતોજી ઢોલ દઇને બહારે આવ્યો, ત્રાસ હૈયે નથી ધરતોજી ॥ ૪ ॥ છેલ થઇ મડાતો ચાલ્યો જેમ કીધું તેમ ફાવ્યુંજી, બ્રહ્માનંદ કહે હરી ભજ્યા વિના, એ દુખ આગે આવ્યુંજી ॥૫॥ પદ ॥૫॥

જે તન દેખી છાકયો ડોલે, તે તું દેખ વિચારીજી; નખશીખ સુધી નંદા જેવું, સી માંડી વસ્તુ સારીજી ॥ ૧ ॥ માંસ રૂધીર તે માંહી ભરીને, ઉપર મઢીઉં આળુંજી; મોહ તણે વશ થઇને મુરખ દેખેછે રૂપાળુંજી ॥૨॥ હાડ તણા પગ હાથ બનાવ્યા, કટકા કટકા સાંધીજી તે માંહી દ્દઢ મમતા તુજને, એસી આવી આંધીજી ॥ ૩ ॥ ઉદરમાં આંતરડાં ભરીયાં, આવે ગંધ નઠારીજી; રગ રગમાં રોગે વીટાણું, મળ મુત્રની કયારીજી ॥ ૪ ॥ ટળતાં એને વાર ન લાગે, આધ અંતનું ખોટુંજી; બ્રહ્માનંદ કહે એ સારૂ તેં, કામ બગાડયું મોટુંજી ॥ ૫ ॥ પદ ॥ ૬ ॥

બાળપણે તેં જીવ અજ્ઞાની, ખબર વિનાનું ખોયુંજી; સારૂં ભુડું કાંઇ ન સુજ્યું, રમતમાં મન મોયુંજી ॥૧॥ જવાનપણું જુવતીમાં ખોયું ધનને અરથે ધાયોજી; મનમાં જાણે મુજ શરીખો, નથી જગતમાં ડાહ્યોજી ॥૨॥ વ્રદ્ધા પણામાં ચીંતા વાધી, હાથ પગ નવ ચાલેજી; ઘરના માણસ કહ્યું ન માને, એ દુખ અંતર સાલેજી ॥ ૩ ॥ ભાળે નહી રોગે ભેળાણો, પડીગો લાંબો થઇનેજી; જમના કીંકર ગરદન ઝાલી, ચાલ્યા જોરે લૈનેજી ॥ ૪ ॥ ઠાલો આવ્યો ઠાલો ગુઢા, કંઇ ન લેઇ ગયો સાથેજી; બ્રહ્માનંદ કહે જમપુરી કેરૂં, મહાદુખ લીધું માથેજી ॥ ૫ પદ ॥૭॥

પશુ તણી પંગતી મેલાવી, દેહ મનુસની દીધીજી; અનંતકાળ રખડતો જોઇને, કરૂણા અતીસે કીધીજી ॥ ૧ ॥ જગ્યો નહી જઠરા

અગ્નીમાં, રાખ્યો તાપ નિવારીજી; તે હરીને તું ભુલ્યો પામર. ધિક્ક ધિક સમજણુ તારીજી ॥ ૨ ॥ જીવાડયો તેનો જીવે છે, અન્ન જળ તેણે દીધુંજી; જ્યાં ત્યાં તારી રક્ષા કીધી, તેનું ભજન ન કીધુંજી ॥૩॥ કુડ કપટ અતી તૃષ્ણા કરી કરી, માયા કષ્ટે મેલીજી; પામર જીવો વિચારી જોને, કોડી નાવે ભેળીજી ॥ ૪ ॥ સમજુને અરથે સિખામણ, કહે છે હેત કરીનેજી; બ્રહ્માનંદ કહે નિસદિન સમરો, સ્વાસો સ્વાસ હરીનેજી ॥ ૫ ॥ પદ ॥ ૮ ॥

## ૫૬. રાગ લાવણી.

જગતમેં જીવના ચોરા, નજુસે દેખી તન ગોરા; ખડા શીર્ષ કાળસા વેરી, કરેગા ખાખકી ઢેરી ॥ ૧ ॥ કરમકું સમજકે કરના, શિરે નિજ ભાર ના ભરના; કાગદ નિકસહી જબહી, કહીનહે બોલના તબહી ॥ ૨ ॥ નહી ત્યાં સગા, કોઉ અપના, અગનીકી ઝાળમે તપના લેખા જમરાજ જબ કરહી; કીયે કૃત્ય ભોગને પરહી ॥ ૩ ॥ બ્રહ્માનંદ કહતકે તુમકુ, ન દીજ્યો દોષ અબ હમકું; પોકારે પિટકે તાલી, જાયગા હાથસે ખાલી ॥ ૪ ॥ પદ ॥ ૧ ॥

સમજબે મુઢમતી હીનૂ, મનુષતનું પાય કયા કીના; ભજ્યા નહીં કૃશ્નકુ કબહી, આયુષ તેરી વિત ગઇ સબહી ॥ ૧ ॥ બલવાપન ખેલમેં વિત્યા, હરીકા ભજન નહીં કીના, જુવપાન ત્રિયા સંગ ખોયા બુઢાપન નિરબલા હોયા ॥ ૨ ॥ પિતા અરુમાત સુતનારી, માયાકી ફાંસીહે ભારી; ઘોડા અરૂ ખેસ રથ હાથી, નહીં કોઇ અપના સાથી ॥ ૩ ॥ બ્રહ્માનંદ કહત સહય સતબાની; ચલી હય જાત જીંદગાની, તાતે તું ચેતરે અંધા, જગતકી જાલમેં બંદા ॥ ૪ ॥ પદ ॥ ૨ ॥

સાઇકુ ભુલકે બંદે, તે ગાફલહો રહ્યા ગંદે; ખજીના પાપકા કીના, ધરમકા રાહ નહીં ચિના ॥ ૧ ॥ કેતા દિન કરેગા મોજા ચડીએ કાલકી ફોજા, પકડકે લીય કે લીતા, જાયગા હાથ લે રીતા ॥ ૨ ॥ ધરે રહે ધામ ધન ધરણી, ત્રીયા રહે આપકી પરણી; ધરે રહે છોકરા છોકરી, લે જાવે ડાલ ગલે દોરી ॥ ૩ ॥ બ્રહ્માનંદ કહત હે સાચી, તામેં તિલભાર નહીં કાચી; સબનકું છોડકે જાનાં, જનમકી માર શિર ખાના ॥ ૪ ॥ પદ ૩ ॥

અજ્ઞાની સમજ વિના સુતા, જનમકા ખાયગા જુતા; ત્યાંહાં સિરધુની પસતાવે, ધની બીન કોન છોડાવે ॥ ૧ ॥ લીયા નેહીં સંતકા ચરના, શિખ્યા એક ઉદરકા ભરના; રહા પરનારીસે રાજી, ગઇ સબ હાથસેં બાજી ॥ ૨ ॥ માયા અતિ પાપસેં જોડી, મીલે નહીં સંગ એક કોડી; આગે તો કઠીન હે રસ્તા; જાયગા હાથકું ધસ્તા ॥ ૩ ॥ બ્રહ્માનંદ કહત હે બાઇ, ભજો હરી ચરણુ લેલાઇ; મીટે સબ જનમકા ફંદા, કરે જો મહેર વ્રજચંદા ॥ ૪ ॥ પદ ॥ ૪ ॥

## રાગ ગરબી.

નારાયણુ નામ લેને તું પ્રાણીરે, બદ્રીનાથ પ્રગટ જુગ જાણી ॥ નારા૰ ॥ નર દેહ દીધો તુને નાથેરે, હોય ધન તો વાવર તારે હાથેરે પડયું રેશે નાવે કોડી સાથે ॥ નારા. ॥ ૧ ॥ ગર્ભવાસે રક્ષા કીધી તારીરે લીધો જઠરાઅગ્નીથી ઉગારીરે; બેઠો તેને તું કેમ વીસારી ॥ નારા. ॥ ૨ ॥ વીના સમઝયો કે છે મારૂં મારૂંરે; ધન કાજ ભમે મન બારૂંરે; તારે હાથ નથી તન તારૂં ॥ નારા. ॥ ૩ ॥ મીથ્યા સુખમાં તે શું બરમાણોરે; બાંધ્યો લોક લજ્યા ગળે પાણોરે; જાય

છે તૃષ્ણાને પુર તણાણો ॥નારા૦ ॥ ૪ ॥ કાયા માયા છે જો તારી કાચીરે, તેના રંગમાં રેજે તું રાચીરે બ્રહ્માનંદ કહે વાત સાચી ॥ નારા ૫ ॥ ૫દ ॥ ૧ ॥

બદ્રીપતીનાથનું લેને શરણુંરે મટે માહા દુખ જનમને મરણું ॥ બદ્રી ॥ તાકે પરધનને પરનારીરે, નથી ભજતો તું દેવ મોરારીરે, આગે શી ગતી થાશે તારી ॥ બદ્રી ॥ ૧ ॥ નહી આવે ભેળા સુત દારારે, મેલી મેડીને મંદીર સારારે, કરવા જંગલ માંહી ઉતારા ॥ બદ્રી ॥ ૨ ॥ ફરી બાંધ કમર ટળે ફેરીરે, થાને તતપર આળસ મેલીરે, બહુ નામી થાશે તારા બેલી ॥ બદ્રી ॥ ૩ ॥ રહે છે મનરે માયામાં રાજીરે, જુઠું બોલે ને મમતા દાઝીરે; દેખી કોઇનું રૂડું મરે દાઝી ॥ બદ્રી ॥ ૪ ॥ કર પ્રીત તું સંત સમાજેરે, જેમાં પ્રગટ હરી નીત રાજેરે; બ્રહ્માનંદ કહે તારે કાજે ॥ બદ્રી ॥ ૫ ॥ ૫દ ॥ ૨

ઓળે બદ્રીનાથને તું રેનેરે, નર સહીત નારાયણ કેને ॥ ઓળે ॥ જમ હાથે જરૂર તારે જાવુ રે, પછે થાશે તુને પસતાવોરે; પ્રાણી અવસર નહી મળે આવો ॥ ઓળે ॥ ૧ ॥ ક્ષેત્ર સબલ સમારયા તે ખેડીરે, ધરયાં રહેશે મંદીરને મેડીરે; હાલી જાય છે જોને તારી હેડી ॥ ઓળે ॥ ૨ ॥ દેખી ફુલીસમાં તન ગોરેરે, હું હું હાલુ કરછ હોરે હોરેરે; નીત કાળ આવરદાને ચોરે ॥ ઓળે ॥ ૩ ॥ દાઝ પાપ થકી તું ડરજેરે ઝાઝો ભાર માથે મત ભરજેરે; કામ સમજી વીચારીને કરજે ॥ઓળે॥૪॥ ચીત ચડાવ્યામાં બોત તોફાનેરે, કથા પ્રભુની સંભળજે તું કાનેરે બ્રહ્માનંદનું કહ્યું સત માને ॥ ઓળે ૫ ॥ ૫દ ॥ ૩ ॥

પ્રાણી નર દેહ સુંદર પામીરે, ભજ નરરે નારાયણ સ્વામી ॥પ્રાણી॥ સાચા સંતને ચરણે તું રેહેનેરે, દયા આણીને અનજળ દેનેરે; તારો જનમ સુફળ કરી લેને ॥ પ્રાણી ॥ ૧ ॥ ભવતારણ જગપતી ભેટીરે,

મેલ લોકની લાજ સમેટીરે; બાંધ પ્રેમ તણી કશી પેટી, ॥ પ્રાણી ॥ ॥ ૨ ॥ સાચા સંતનો સંગ કરીનેરે, દ્રઢ અંતર ધિરજ ધરીને, ભજય પ્રગટ પ્રમાણુ હરીને, ॥ પ્રાણી ॥ ૩ ॥ લાગ્યું જમનું વાંસે તારે લગડુંરે આવી લેશે સાંજ સવારરે માટે કર તારા જીવનું સારૂ ॥પ્રાણી ॥૪॥ મેણું અનંત જનમનું ઉતારોરે, હવે જીતી બાજી મત હારોરે, બ્રહ્માનંદનું કહ્યું હૈડે ધારે ॥ પ્રાણી ॥ ૫ ॥ પદ ॥ ૪ ॥

## ૫૬. રાગ ગરબી.

નિત્ય ભજીયેરે નિત્ય ભજીએ સુખદાયક રામ અંતર કામ વિસારીએ ॥ નિત્ય ॥ ૧ ॥ અંતે એછેરે અંતે એછે, ઠરવાનું ઠામ સ્વાસો સ્વાસ સંભારીએ ॥ નિત્ય ॥ ૨ ॥ મેલિ જાવુંરે મેલિ જાવું, ધરતી ધન માલ; જનમ વૃથા ના હારીએ ॥ નિત્ય ॥ ૩ ॥ નવ ફુલ્યેરે નવ ફુલ્યે, તન ગોરે ચામ લઇ જાસે જમદ્વારીએ ॥ નિત્ય ॥ ૪ ॥ બ્રહ્માનંદનોરે, બ્રહ્માનંદનો વાલો સુંદરસામ એ છબી અંતર ધારીએ ॥ નિત્ય ॥ ૫ ॥ પદ ॥ ૧ ॥

સરવે જુઠુંરે સરવે જુઠું, સગું કુટુંબ સરીર, જગપતિ સાચા જાણુજે ॥ સરવે ॥ ૧ ॥ અંતે ન કરેરે અંતે ન કરે, કોઇ તારી ભીર; ભાર વૃથા નવ તાણુજે ॥ સરવે ॥ ૨ ॥ જમ જડશેરે જમ જડશે, પાય લોહ જંજીર; માર જોઇ સુખ માણુજે ॥ સરવે ॥ ૩ ॥ તારે આગેરે તારે આગે, ઉઠી ગયા અમીર; રહ્યા ન રાજા રાણુજે ॥ સરવે ॥ ૪ ॥ બ્રહ્માનંદ કહેરે બ્રહ્માનંદ કહે, ધરી અંતરે ધીર; ભજજે ભરોસો આણુજે ॥ સરવે ॥ ૫ ॥ પદ ॥ ૨ ॥

મરી જાવુંરે મરી જાવું, મેલી ધન માલ; કોઇ સગુ નહી કેડને ॥ મરી ॥ ૧ ॥ સ્યાને કાજેરે સ્યાને કાજે, તું થાય છે બેહાલ; ચીત માયામાં પ્રોઇને ॥ મરી ॥ ૨ ॥ નથી છેટરે નથી છેટે, જાવું આજ કે કાલ પગલાં તું ભરજે જોઇને ॥ મરી ॥ ૩ ॥ કામ નાવેરે કામ નાવે, હિરા મોતી કે લાલ; મુઢ રહ્યો શું મોઇને ॥ મરી ॥૪॥ બ્રહ્માનંદ કહેરે બ્રહ્માનંદ કહે, જમ પડશે ખાલ; રેહેશે સગાં સરવે રોઇને ॥ મરી ॥ ૫ ॥ પદ ॥ ૩ ॥

સ્વારથીયાંરે સ્વારથીયાં, સગાં માત તાત; ભજજે તું ભગવંતને ॥ સ્વાર૦ ॥ ૧ ॥ મેલી દેજેરે મેલી દેજે, અંતરથી ઘાત; દુખવેમાં કોઇ જંતને ॥ સ્વાર ॥ ૨ ॥ કેદી મકરેરે કેદી મકરે અનરથ ઉતપાત; જોઇ છે દુખ અંતને ॥ સ્વાર ॥ ૩ ॥ રૂડી રીતેરે રૂડી રીતે, નિત્ય દિવસ ને રાત; સમરે તું કમળા કથને ॥ સ્વાર૦ ॥ ૪ ॥ બ્રહ્માનંદ કહેરે બ્રહ્માનંદ કહે, તારા હેતની વાત; સેવે તું સાચા સંતને ॥ સ્વારથીયા૦ ॥ ૫ ॥ પદ ॥ ૨ ॥

## પદ. રાગ ગરબી.

હરીજન સાચારે જે ઉરમાં હીમ્મત રાખે વીપતે વરચીરે કેદી દીન વચન નવ ભાખે ॥ ૧ ॥ જગનું સુખ દુખરે માઇક મીથ્યા કરી જાણે, તન ધન જાતાંરે અંતરમેં સોક ન આણે ॥ ૨ ॥ પરઉપકારીરે જન પ્રેમ નીમમાં પુરા. દેહીક દુખમાંરે દાઝે નહી સાધુ સુરા ॥૩॥ હરીને સમરેરે નીત્ય અહોનીસ ઉમંગ ભરીયા, સરવ તજીનેરે નટનાગર વાલા કરીયા ॥ ૪ ॥ બ્રહ્માનંદ કહેરે એવા હરીજન બલીહારી, મસ્તક જાતાંરે નવ મેલે ટેક વીચારી ॥ ૫ ॥ પદ ॥૧ ॥

ટેક ન મેલેરે તે મરદ ખરા જગમાંહી, ત્રીવીધી તાપેરે કેદી અંતર ડોલે નાંહી ॥૧॥ નીખડક વરતેરે દ્રઢ ધીરજ મનમાં ધારી, કાળ કરમનીરે સંકયા દેવે વીસારી ॥૨॥ મોઢું વેલુરે શ્રે ઠરી એક દીન મરવું, જગ સુખ સારૂરે કેદી કાયર મન નવ વું ॥૩॥ અંતર પાડીરે સગઝીને સવળી આટી, માથું જાતેરે મેલે નહી તે નર માટી ॥૪॥ કોઇની સંકારે કેદી મનમે નવ ધારે, બ્રહ્માનંદનારે વાલાને પલ ન વીસારે ॥૫॥ પદ ॥૨॥

જો હોય હીમ્મતરે નરને ઉરમાંઇ, ભારીદ્રઢતા જોઇનેરે તેની મદદ કરે મોરારી ॥૧॥ બીક તજીનેરે નીત્ય હિમ્મત સોતો બોલે, મસ્તક માયારે સર્વે તૃણ જેવું તોલે, ॥૨॥ કેસીરીસીંગનેરે જેમ સંકયા મીલે નહી મનમેં એકા એકીરે નીરભે થઇ વીચરે વનમેં ॥૩॥ પંડે છોટારે મોટા મેગળને મારે, હીમ્મત વીનાનોરે હાથી તે જોઇને હારે ॥૪॥ બ્રહ્માનંદ કહેરે એમ સમઝે તે જનસુરા તન કરી નાખેરે ગુરૂ વચને ચુરા ચુરા ॥ ૫ પદ ॥ ૩ ॥

પેટ કટારીરે પેરીને સનમુખ ચાલ્યા, પાછા ન વળેરે કોઇના તે નરહે ઝાલ્યા ॥ ૧ ॥ સામા સામારે ઉડે ભાલા અણીયાળા; તે અવસરમેંરે રહે રાજી તે મતવાળા ॥ ૨ ॥ સાચા સુરારે જેના વેરી વખાણે, જીવત જુઠુંરે મરવું તે મંગળ જાણે ॥ ૩ ॥ તેની પેરેરે હરીજન પણ જોઇયે તીખા, કામાદીક શત્રુનેરે લાગે અતી વજ્ર સરીખા ॥ ૪ ॥ માથુ જાતાંરે મુખનું પાણી નવ જાવે, બ્રહ્માનંદ કહેરે તે સંત હરી મન ભાવે ॥ ૫ ॥ પદ ॥ ૪ ॥

## પદ. રાગ ખમાચ.

નરનારાયણ ગાવોરે અવસર નહી મળે આવો ॥ નર ॥ અપ્રત

કેરાં મુળ ઉખેડીને ઝેર બીજ સીદ વાવો ॥ અવ ॥ ૧ ॥ માલ વીલાસ ઓર મંદીર મેડી, મેલી એકલા જાવોરે ॥ અવ ॥ ૨ ॥ મુરખ નર નીશદીન તારે માથે થાય છે કરમ ભરાવોરે ॥ અવ ॥ ૩ ॥ બ્રહ્માનંદ કહે હરી ભજી લે. નહીં તો થાશે પસ્તાવોરે ॥અવ॥૪॥પદ॥૧॥

ભજતો નથી ગીરધારીરે, શી ગતી થાશે તારી ॥ ભજ ॥ ગરભ વાસ ઉંધે મુખ ઝુલ્યો, તે દુખ મેલ્યું વીસારીરે ॥ શી ગતી ॥ ૧ ॥ જઠરાગ્નીથી જતન કરીને, લીધો છે તુજને ઉગારીરે ॥ શી ગતી ॥ ૨ ॥ હરીજનની હાંશી કરી હરખે. નીરખે છે પરનારીરે ॥ શી ગતી ॥ ૩ ॥ બ્રહ્માનંદ કહે જમપુરીમાં થાશે ફજેતી ભારીરે ॥શી ગતી॥ ૪ ॥પદ ૨॥

અરથ સાધી લેને તારોરે, અવસર આવ્યો છે સારો ॥ અરથ ॥ તતપર કાળ ખડો શીર ઉપર લેશે સાંજ સવારોરે ॥ અવ ॥ ૧ ॥ ચાર દીવસના જીવતમાંહી, સ્યાને થાય છે અકારોરે ॥ અવ ॥ ૨ ॥ મનુષ્યનો અવતાર અમુલખ, ઉતરવાનો આરોરે ॥ અવ ॥૩॥ બ્રહ્માનંદ કહે ગુરુ વરણે છોડ કરમનો ભારોરે ॥ અવ ॥ ૪ ॥ પદ ૩ ॥

સ્યામસુંદર સુખદાઇરે, હરી ભજીલે ને તું ભાઇ ॥ સ્યામ ॥ સૌકો ના આવે તારી કેડે, એ સરવે તો જુઠ સગાઇરે ॥ હરી ॥૧॥ સુપના જેવા સુખને કાજે, શીદને કરે છે અન્યાઇરે ॥ હરી ॥ ૨ ॥ ભરતખંડ મનુપ તન પામી, કરી લેને સુકૃત કમાઇરે ॥ હરી ॥ ૩ ॥ બ્રહ્માનંદ કહે હરીગુણ ગાઇશ તે પામીસ મોટાઇરે ॥ હરી ॥ ૪ ॥પદ ૪॥

## પદ. રાગ કાફી.

ભજી લેને સામળો સુખકારીરે, વાલો ભક્તવત્સલ ભય હારીરે ॥ ભજી. ॥ માત પિતા નિશ્ચે નહીં તારા, સુત નારીરે ॥ ભજી ॥ ૧ ॥ મારૂં મારૂં કરી મુરખ, અક્કલ વેચાઇ ગઇ તારીરે ॥ ભજી ॥ ૨ ॥

માલ મુલક સરવે મેલાવી, લઇ જાશે જમ મારીરે ॥ ભજી ॥ ૩ ॥ બ્રહ્માનંદ કહે મનુષ્ય તણો દેહ ન મળે વારમ વારીરે ॥ ભજી ॥ ૪ ॥ પદ ॥ ૧ ॥

પ્રાણી શી ગતી તારી થાશેરે, જ્યારે જમના દુત દેખાશેરે ॥ પ્રાણી ॥ હમણાં તો રસીયો વાલમ થઇ, રહે છે પરત્રીયા પાસેરે ॥ પ્રાણી ॥ ૧ ॥ સંત તણી સોબત તને ન ગમે, રિઝયો જગત તમાસેરે ॥ પ્રાણી ॥ ૨ ॥ કોઇનુ સુખ દેખીને દાઝે એવો મલીને તારો આશરે ॥ પ્રાણી ॥ ૩ ॥ બ્રહ્માનંદ કહે જોઇ તન ગોરૂં, ફુલીશમાં એતો જાશેરે ॥ ૪ ॥ પદ ॥ ૨ ॥

મનવા માનને કહ્યું મારૂંરે, શાને કામ બગાડે છે તારૂંરે, ॥ મન ॥ નારાયણનું નામ તજીને, બોલે ાશદને નઠારૂંરે ॥ મન ॥ ૧ ॥ ધન દોલત ઉભી મેલીને, જાવું સાંજ સવારૂંરે ॥ મન ॥ ૨ ॥ જોઇ વિચારીને પગલાંરે ભરજે, વાંસે જમનું છે લારૂંરે ॥ મન ॥ ૩ ॥ બ્રહ્માનંદ કહે નર પતિ વંકા, ચાલ્યા જાય છે હજારુરે ॥ મન ॥ ૪ ॥ પદ ૩ ॥

ગર્ભમાં શું કહીને તું આવ્યોરે, પ્રાણી તે સંકટ વિસરાવ્યોરે ॥ ગર્ભ ॥ નીચું શિશ ચરણ તારા ઉંચા, દસ મહિના લટકાવ્યોરે ॥ ગર્ભ ॥ ૧ ॥ બહાર આવીને રસીયો થઇ ડોલે, બામનીએ ભુલાવ્યોરે ॥ ગર્ભ ॥ ૨ ॥ સગાં કુટુંબી સઉ મળીને; મોટો કહીને બોલાવ્યોરે ॥ ગર્ભ ॥ ૩ ॥ બ્રહ્માનંદ કહે હરી ભજ્યા વિના, એળે જનમ ગમાવ્યોરે ॥ ગર્ભ ॥ ૪ ॥ પદ ॥ ૪ ॥

## પદ. રાગ લાવણી.

સમર સમર સદ્ગુરૂ સાહેબકુ, કયા મુખ બકબક કરતાહે; નિશ દિન કાલ ખડા શિર ઉપર, તાતે કયું નહીં ડરતાહે ॥ સમ ॥ ટેક ॥

પરધન પરત્રીય કારણુ તતપર, ફાટે નેને ફરતા હે; કુન ગતિ મેરી હોયગી એસી, ધડક ન મનમેં ધરતાહે ॥ સમર ॥૧॥ રાજાકી ચોરી કરી મુરખ, રંક ચરણુ અનુસરતાહે; લોકકુટુંબી ત્રિયા ધન આશ્રીત, કાલ બદનમે પરતાહે ॥ સમ ॥૨॥ જેહી દીના નર દેહ અમુલખ તાકુ નહીં સમરતાહે; કામ ક્રોધ મદ લોભ અગ્નિમેં અહોનિશ અંતર જરતાહે ॥ સમર ॥૩॥ હોય બેહાલ નિરંતર ડોલે, લોકનકે સંગ લરતાહે; બ્રહ્માનંદ કહે હરી ભજે બીન, શ્વાસધ મનજ્યું ભરતાહે ॥ સમર ॥૪॥ પદ ॥૧॥.

કરકર ભજન અખંડ સદગુરુકા, ગાફલ હો કયા સોતાહે, વૈરી કાળ ખડા શિર ઉપર તાકુ કયું નહીં જોતાહે ॥ કર ॥ટેક॥ માયા કારણુ નીશદીન મુરખ, ખાલી ઉમ્મર ખોતાહે; માખનકી આશા કરી મનમેં વ્યથા નીર વલોતા હે ॥ કરકર ॥૧॥ દમડી કારણુ દીશોદીશ દોડે, પેશામે ચીત પ્રોતાહે; કરત ન શોબત સાધુ કેરી મેહેરીમે મન મોતાહે ॥ કરકર ॥૨॥ માયા મીલે તો રાજી મનમે જાવે તો ફીર રોતાહે; ધ્યાન રહત નીશદીન ધંધેકા, મન ત્રપતી નહીં હોતાહે ॥ કરકર ॥૩॥ પીવત ભરભર જહેર પીયાલા, અમ્રતકુ નહીં સોતાહે, બ્રહ્માનંદ કહે તું નર નહીંહે, બીના અકલકા બોતાહે ॥ કરકર ॥૪॥ પદ ॥૨॥

સમજ સમજ બેખબર અજ્ઞાની, મીથ્યા જનમ ગમાતાહે; રામ ભજનકુ ભુલી રેન દીન, ચામદામ ચીત્ત ચાતાહે ॥ ટેક ॥ મન નહીં ભાવત સંત સમાગમ, રંગ માયાકે રાતાહે; અમ્રતફળ હરી ભજનકુ તજકે, જેહેર બીજ કયું ખાતાહે ॥ સમજ ॥૧॥ દેખ બીચાર સમજ દીલ દીદુ, કોન પીતા કોન માતહે; અપને તનકે કારન સ્વારથકુ સબ ધાતાહે ॥ સમજ ॥૨॥ મેરી મેરી કરકર મુરખ,

પચી પચીકે મરજાતાહે, ફુટી હાંડી હાથ પકરહી, ઓર યહી સંગઃ આતાહે ॥ સમજ ॥૩॥ બ્રહ્માનંદ કહે નરક ચલ્યો તું, ભર શીરકું કરમ ભાતાહે; જમકી માર પડે તબ મનમેં, શાર ધુની ધુની પીસ્તાતાહે ॥ સમજ ॥૪॥ પદ ॥૩॥

દેખ દેખ દીલ દીલ દીવાના, શીરવેરી જમ દુતા હે, આય અચાનક કંઠ પકરહી, ગાફલહો કયું સોતા હે ॥ ટેક ॥ પાપ કરત પીછા નહીં જોતાં, મમતાકે રથ જુતાહે; હરીકા જન રૂદે તહીં આયા, માયા કર્દમ ખુતાહે ॥ દેખ ॥૧॥ સબહી અપના સ્વારથ તાકત, કોન પીતા કોન પુત્રાહે; કુનકી માયા કુનકી મેહેરી, મીથ્યા તુત મચાતા હે ॥ દેખ ॥૨॥ નારીકે પર નેન મુદકે રનસુરા જયું રોતાહે, દીવસ રાત્રી વ્યાકુળ હોઇ ડોલે, જેસા કામી કુત્તાહે ॥ દેખ ॥૩॥ સંતનકુ મારગ નહીં સુજત, પુજન ભૈરવ ભુતાહે; બ્રહ્માનંદ કહે ઓર કયા કહું, ગુર મીલ્યા સોઇ ધુતાહે ॥ દેખ ॥૪॥ પદ ॥૪॥

# રામ ચીંતામણી.

ભાઇયો તમે સમરો સામ, જાણો જે આવશે કામ ॥૧॥ સંસારથી મનડું વાળો, સાચે હરી મારગે ચાલો ॥૨॥ માયા મોહ મનથી ટાળો, અહંકાર અભીમાન ગાળો ॥૩॥ રૂદેમાં રામને રાખો, હરીરસ પ્રેમે ચાખો ॥૪॥ દુર્લભ છે મનુષા દેહી, ફરી નહીં આવે તેહી ॥૫॥ ઓચીંતાનો ફુંપો દેશે, સગાં સરવે જોઈ રેશે ॥૬॥ કરયાં કર્મ પોતે સેશે, ભલું ભુંડું કોઈ ન કેશે ॥૭॥ ઘોડાને વેહેલ્યો જુઠી, મુકીને જાવું છે ઉઠી ॥૮॥ ભાઇઓ કોઇ કોઇનું નથી, જુવો સંસારીયો કથી ॥૯॥ જુવાનીમાં આગ્યજ લાગી, હરી સમરયા નહીં જાગી ॥૧૦॥

વરણાગીમાં વાટ ઉઠી, પ્રભુ સાથે પ્રિત્ય ત્રુટી ॥૧૧॥ ચતુરાઇ ચુલે ચડી, હરી સમરયા નૈ ઘડી ॥૧૨॥ ભણ્યો પણ ભુંડો દીસે, હરીશું મન ન હીસે ॥૧૩॥ ડહાપણે ડારજ વાળ્યો, ધરમનો મારગ ટાળ્યો ॥૧૪॥ બોલીને બળ દેખાડે, ભુંડાઇમાં નામજ કાડે ॥૧૫॥ હુંપદ મનમાં આણે, હરીનું નામ ન જાણે ॥૧૬॥ માળા તો ન ગમે દીઠી, નિંઘાતો લાગે મીઠી ॥૧૭॥ સાધુ શું વેરજ વાળે, પોતાનું જીવત બાળે ॥૧૮॥ ન લીધું નામ મોરારી, માતાને ભારે મારી ॥૧૯॥ એવાનું ન ઠામ ઠેકાણું, તરણું જેમ જાય તણાણું ॥૨૦॥ એવાની શીપેર થાશે, રવીસુત મન વિમાસે ॥૨૧॥ કુબુદ્ધિ કામે રચ્યો, મુરખ મદ મોહમાં મચ્યો ॥૨૨॥ નારીશું મનડું મોયું, આત્માને મુલગું ખોયું ॥૨૩॥ સેજ્યમાં સુખે સુતો, આવ્યો તેમ જાય વગુતો ॥૨૪॥ જીવ્યો ત્યાં માયા જોડી, સાથે નૈ આવે કોડી ॥૨૫॥ ધનવતી પુરો કાવે, અંતે કોઇ કામ ન આવે ॥૨૬॥ જુવોને આ કાચી કાયા પડી રેશે સઘળી માયા ॥૨૭॥ હૈયાના ફુટયા લોકો, હરીનું નામ કયાં ચુકો ॥૨૮॥ અવસર નૈ આવે ફેરી, કાળનો લેશે ઘેરી ॥૨૯॥ તે માટે ચેતો ટાણે, વાવરો જમણે પાણે ॥૩૦॥ રસનાએ હરીને ભજો; કાણી તો કરમની તજો ॥૩૧॥ મુને તો આસ્યા તારી, કાયા માયા નથી મારી ॥૩૨॥ રૂદેમાં ચરણ ઝાલી, નરસૈયો રહ્યોછે માલી ॥૩૩॥પદ૧॥

## પદ. રાગ ગરબી.

કોડે કોડે એકાદશી કીજીએરે, એવુ વ્રત જાવા નવ દીજીએરે ॥કોડે॥ એવું વ્રત કરેતે ધન્ય માનવીરે, તેતો નાહ્યો કોટીકવાર જાન વીરે ॥કોડે॥૧॥ જેણે વચન પ્રમાણે વ્રત આદરયુ રે, તેણે કારજ પોતાનુ સરવે કરયુ રે ॥કોડે॥૨॥ એનો મહીમા મુનીવર ગાયછેરે, અવીનાશી

મળ્યાનો ઉપાયછેરે ॥કોડે॥૩॥ બ્રહ્માનંદ કહે એમાં હરી રહ્યા વસીરે, કીધી ઓધવ પ્રમાણે એકાદશીરે ॥ કોડે ॥ ૪ ॥ પદ ॥ ૧ ॥

હરીજન હોય તે હરીને ભજેરે, વ્રત એકાદશી તે કદી નવ તજેરે ॥હરી॥ જાણે માત સમાન પરનારનેરે, ગણે તુચ્છ સરીખો સંસારનેરે ॥હરી ॥ ૧ ॥ મદ માંસ હરામ જેને નવ ખપેરે, જીભે રાત્ય દીવસ પ્રભુને જપેરે ॥હરી॥૨॥ માયા જીવ ઇશ્વરના જાણે મર્મનેરે રટે બ્રહ્મ થઇને પરીબ્રહ્મનેરે ॥હરી॥૩॥ બ્રહ્માનંદના વાલાની છબી ઉર ધરેરે, મતવાલા થઇને જગમાં ફરેરે ॥ હરી ॥ ૪ ॥ પદ ॥ ૨ ॥

ભલે આવી અનુપમ એકાદશીરે, મારે વાલે મુજ સામું જોયું હસીરે ॥ભલે॥ આજ વાધી આનંદ કેરી બેલડીરે, થૈ રસીયા સંગાથે રંગ રેલડીરે ॥ ભલે ॥૧॥ લટકાળા કુંવર નંદલાલનીરે ચીતમાં ખુંતી છબી ચાલનીરે ॥ભલે॥૨॥ રંગભીનો રસે રસરંગમારે, અતી આનંદ થયો મારા અંગમાંહે ॥ ભલે ॥ ૩ ॥ પ્રીતી જાણી રસીલે વચને પળ્યારે; બ્રહ્માનંદનો વાલો મુજને મળ્યારે ॥ ભલે ॥ ૪ ॥ પદ ॥ ૩ ॥

ધન્ય ધન્ય એકાદશી આજનીરે, રૂડી નીરખી છબી વ્રજરાજનીરે ॥ધન્ય॥ ફુલડાનાં છોગાં તે ચીતમાં ધરયાંરે, તે જોઇને મારાં નેણાં ઠરયાંરે, ॥ધન્ય॥૧॥ ભાળી કેસર તીલક રૂડું ભાલમાંરે, મારી લગની લાગી છે નંદલાલમાંરે, ॥ધન્ય॥ ॥૨॥ વાંકી ભ્રકુટીમાં મન મારૂં ભમેરે, હવે બીજું દીઠું તે મુને નવ ગમેરે ॥ ધન્ય ॥ ૩ ॥ બ્રહ્માનંદ કહે રૂપાળી એની પાંખડીરે, પ્યારી લાલ કમળ કેરી પાંખડીરે ॥ ધન્ય ॥ ૪ ॥ પદ ॥ ૪ ॥

## ૫૬. રાગ ગરબી.

એકાદસી આજનો દીન સારોરે, ગાઇયે નટવર નંદ દુલારો ॥ એકાદસી ॥ ટેક ॥ એના વ્રતનો મહિમા ભારીરે, જાણે બ્રહ્માદિક ત્રિપુરારીરે ॥ મળે પ્રગટ પ્રમાણુ મોરારીરે ॥ એકા ॥ ૧ ॥ વ્રત રાખીને હરીવર વરીયેરે, દઢ અંતર આંટી ધરીયેરે ॥ કોહોડે આનંદ ઉચ્છવ કરીયેરે ॥એકા॥ ॥૨ બ્રહ્માનંદ કે એ વ્રત કર્યાછેરે ॥ તેતો પાર સંસારને થયાછેરે; એમ ઉધવ કહીરે ગયા છેરે ॥ એકા ॥ ૩ પદ ૧ ॥

એકાદશી ઉચ્છવનો દીન રૂડોરે, કોડે નીરખીયે છેલ કાનુડો॥એ-કાદસી ॥ ટેક ॥ રસિયા સંગ રંગભર રમીયેરે, દેહ પ્રાણુ ઇંદ્રી મન દમીયેરે; ત્યારે ગીરધર મન ગમીયે ॥ એકા ॥ ૧ ॥ નિત પ્રેમ સુધારસ પીજેરે ॥ કરી વ્રત નવ રાખીયે બીજેરે; રસીયો નટનાગર રીઝે ॥ એકા ॥ ૨ ॥ જેણે વચન થકી વ્રત કીધુંરે. તેનું સઘળુ તે કારજ સીધુરે, બ્રહ્માનંદ કે જનમ ફળ લીધું ॥ એકા ॥ ૩ ॥ પદ ॥ ૨ ॥

એકાદસી ઉચ્છવનો છે દહાડોરે, ખુબ રચીયે તે રંગ અખાડો ॥ એકદસી ॥ ટેક ॥ કરીયે વ્રત અતિ ઉછરંગેરે, પેહેરો વસ્ત્ર આ-ભુષણુ અંગેરે ॥ રમીયે સામ સુંદરવર સગે ॥ એકા ॥ ૧ ॥ સખીસા ચરણુ ચિત લઇયેરે. વિપરૂપ વિષે સિરાઇયેરે ॥ ગીરધર નટનાગર ગાઇયે ॥ એકા ॥ ૨ ॥ એનો મહિમા કહ્યામાં ન આવેરે, મોટા મોટા મુનીવર ગાવેરે; બ્રહ્માનંદકે હરિને મેહ્લાવે ॥ એકા ॥ ૩ ॥ પદ ॥ ૩ ॥

એકાદસી પ્રગટ પ્રભુજીને પ્યારીરે, સર્વ હરીજનને સુખકારી ॥ ॥ એકાદસી ॥ ટેક ॥ રહેશે વ્રત જે વચન પ્રમાણેરે, એમાં અસત્ય ભાવ નવ આણેરે; તેતો મોક્ષ મહાપદ માણે ॥ એકા ॥ ૧ ॥ કીધું સબ જગમંડળ કરણીરે ॥ દુખ શોક સંતાપની હરણીરે, સાચી મો-

ક્ષતણી નીસરણી ॥ એક ૨ ॥ બ્રહ્માનંદકે ટલે ભ્રમબાતીરે, રહે વ્રત સનાતન રીતીરે; થાય પુરણ હરી પદ પ્રીતી ॥ એક ॥૩॥ પદ ૪॥ પુરા

## પદ. રાગ ગરબી.

અલબેલાજી પ્રાણ આધારરે, તમપર વારીરે; તારે નેણે તે નંદકુમારરે, મોહી વ્રજનારી રે ॥ ૧ ॥ છોગાવાલા મનોહર છેલરે, નંદજીના લાલારે; ગુણવંતા આવીશ તારે મેલરે, વ્રજપતી વાલારે ॥ ૨ ॥ મોહા બોલા રંગીલા માવરે, લાગ્યો છે નેડોરે, નહી મેલું હું નટવર નાવરે, કાન તારો કેડોરે ॥ ૩ ॥ છબી જોઇને અલૌકીક શામરે, મોહ્યું મન મારૂરે; બ્રહ્મમુની કે ધન્ય તન ધામ, તારા નામપર વારૂરે ॥૪॥પદ॥૧॥

મારા જનમ સંગાતી જદુરાયરે, ગિરવરધારીરે; તારી મુરતી વસીછે ઉરમાંયરે, ન મેલું ઘડી ન્યારીરે ॥ ૧ ॥ તમ સાથે રંગીલા નાથરે, બાંધીછે બેલીરે; મારો હેતે ઝાલ્યો છે તમે હાથરે, ન દેશો મેલીરે ॥૨॥ મારા પ્રીતમ જીવન પ્રાણરે, જીવુંછું જોઇનેરે; તમ સંગે કરીછે ઓળખાણરે, લોક લજ્યા ખોઇનેરે ॥ ૩ ॥ રસીયાજી મારે ઘેર રાતરે, આવીને રોનેરે, બ્રહ્મમુની કહે દિલડાની વાતરે, એકાંને આવી કાનેરે ॥ ૪ ॥ પદ ॥ ૨ ॥

આજ ગૈતી કાલીદીને તીરરે, ભરવાને પ્રાણીરે; મેંતો જોયા ત્યાં બળભદ્ર વીરરે, મોહન દાણીરે ॥૧॥ શોભે ફુલડાનો તોરો એને શરીરે, કસુંબલ ફેટોરે; ઉભા ડોલરીઓ જગદીશરે, રંગીલો ઓટી રેટોરે ॥૨॥ કરયું તીલક કેસર કેરૂ ભાલરે, ફુલડાની માળારે; વાલો ચાલે છે હંસ કેરી ચાલરે, લાગેછે રૂપાળારે ॥ ૩ ॥ ખેલે સરખે ગોવાળાને સાથરે, આનંદી અલબેલોરે; જોયા બ્રહ્મમુનીનો નાથરે, રંગડાનો રેલોરે ॥ ૪ ॥ પદ ॥ ૩ ॥

તારી નવલ છબી નંદલાલરે, પ્રીતમ પ્યારારે; હુંતો નિરખીને થેઇ નીહાલરે, જીવન મારારે ॥૧॥ મુખે બોલો મનોહર વેણરે, અતી સુખકારીરે; મારી લગની લાગી છે દીન રેણરે, કુંજ વિહારીરે ॥૨॥ શોભે સોનેરી શિર પાઘરે, કાનુંમાં મોતીરે; મારા રસિયા માણીગર માવરે, રહું નિત જોતીરે ॥૩॥ મારા હૈડામાં નાથ હમેશારે, દરશન દેજ્યોરે; બ્રહ્મમુની કહે નટવર વેશરે, આંખડલીમાં રેજ્યોરે ॥૪॥ પદ ॥૪॥

## પદ. રાગ ગરબી.

આવોને ઓરા છેલ છબીલા મારી શેરીએ, આવોને ઓરા હેતે કરીને સામું હેરીએ ॥૧॥ આવોને ઓરા લાવો મજાનો આપણુ લીજીએ ॥૨॥ આવોને ઓરા ખાંતે કરીને આપણ ખેલીએ ॥૩॥ આવોને ઓરા ફુલડે બીછાઇ મેંતો સેજડી, આવોને ઓરા હાથ જોડીને આગે હું ખડી ॥૪॥ આવોને ઓરા મનડા મળ્યાં તે નથી છુટતાં, આવોને ઓરા દુરીજન દેખીને છાને કુટતાં ॥૫॥ આવોને ઓરા પ્રગટ થયા અમારે કારણે, આવોને ઓરા બ્રહ્માનંદ જાય તમારે વારણે ॥૬॥ પદ ॥૧॥

પધારો નાથ વાટ જોઇને ઉભી કયારની, પધારો નાથ શંકયા તજી મેં સંસારની ॥૧॥ પધારો નાથ મંદીર અમારે રંગ માણીયે, પધારો નાથ અવગુણ અમારાં ચીત ન જાણીયે ॥૨॥ પધારો નાથ તમને વધાવું મોતીડે કરી, પધારો નાથ પ્યારા રાખીશ હૈઆ ઉપરે ॥૩॥ પધારો નાથ માથા સાટે વરી છું રાજને, પધારો નાથ મેલી લોકડાંયાની લાજને ॥૪॥ પધારો નાથ ચીતડું મોહ્યું

તમારી ચાલમાં, પધારો નાથ ભુધર લખ્યા છો મારા ભાલમાં ॥૫॥ પધારો નાથ છેલ છબીલા કુંવર નંદના, પધારો નાથ વાલા રસીલા પ્રહ્લાનંદના ॥૬॥ પદ ॥૨॥

છબીલા છેલ દુર ફરોછો શીદ ડોલતા, છબીલા છેલ અમથી શ્યા માટે નથી બોલતા ॥૧॥ છબીલા છેલ અમને તમારો એક આશરો, છબીલા છેલ મનમાં ન ગોઠે પીયર સાસરે ॥૨॥ છબીલા છેલ વાલપ લાગી તમારા વેણમાં, છબીલા છેલ આવોને રાખજો નેણમાં ॥૩॥ છબીલા છેલ મુજને લાગી તમારી આંખડી, છબીલા છેલ પ્યારા પધારો ચાખડી ॥૪॥ છબીલા છેલ ભાવ કરીને આવો ભેટવા, છબીલા છેલ મનડાની દાઝ્યું સર્વે મેટવા ॥૫॥ છબીલા છેલ આળસ મેલીને હવે આવીએ, છબીલા છેલ પ્રહ્લાનંદને હસીને બોલાવીએ ॥૬॥ પદ ॥૩॥

રંગીલા કાન મનની આંટી તે હવે મેલીએ, રંગીલા કાન અરજી અમારી એક ઝીલીયે ॥૧॥ રંગીલા કાન રોને આવીને અહીં રાતડી, રંગીલા કાન વાલપની કરીયે જો વાટડી ॥૨॥ રંગીલા કાન ઝાઝું તમને શું કંઈ દાખીએ, રંગીલા કાન રાંકુંથી રીસ નવ રાખીએ ॥૩॥ રંગીલા કાન છેટું રેવું તે વારી નવધરે, રંગીલા કાન મળ્યા વિના તે પીડા નવ મટે ॥૪॥ રંગીલા કાન પ્રીત કરીને અમને પરહર્યા, રંગીલા કાન કુબ્જાનાં ઘર તે પોતાનાં કર્યાં ॥૫॥ રંગીલા કાન પ્રહ્લાનંદની અરજી તે સાંભળો, રંગીલા કાન આવી એકાંતે મુજને મળો ॥૬॥ પદ ॥૪॥

## પદ રાગ ગરબી.

મન લીધું મોરલડીના તાનમાંરે, હુંતો મોહી છું છેલાજીના તાનમાંરે; હુંતો મોહી છું છેલાજીના વાનમારે ॥મન.॥ સખી આજ

ગઇતી હું તો પાણીરે. વાલે મુજને બોલાવી મીઠી વાણીએરે ॥ મન. ॥૧॥ ઉભા ગોવાળાના સાથમાંરે, લીધી બસી મનોહર હાથમાંરે ॥ મન. ॥૨॥ રૂડાં છોગાં મેલ્યાં તે રંગીયામણાંરે, ભાળી લીધા સુંદરજીનાં ભામણાંરે ॥ મન. ॥૩॥ મારી લગની લાગી છે નંદલાલમાંરે, બ્રહ્માનંદને વાલે જોયું વાલમાંરે ॥ મન. ॥૪॥ પદ ॥૧॥

ઓરા આવોને નાગર નંદનારે, આવી વાળોને ઓધ આનંદના ॥ ઓરા ॥ વાલા હોંસ ઘણી છે મારા મનમાંરે, તમ આવે ટાઢું થાય તનમાંરે ॥ ઓરા ॥૧॥ વાલા એકલા તે કેમ કરી રીઝીયેરે, કાના આવોને ગોઠડી કીજીએરે ॥ ઓરા ॥૨॥ તમ સાથે બંધાણી પ્રીતડીરે, મારે ઉઘડી હૈયા કેરી હાટડીરે ॥ ઓરા ॥૩॥ બ્રહ્માનંદના શામ સુજાણજીરે, પ્યારા પરમસ્નેહી મારા પ્રાણજીરે ॥ ઓરા ॥૪॥ પદ ॥૨॥

મનમાની મોહન તારી મુરતીરે, એક નીમખ ન મેલું મારા ઉરથીરે ॥ મન ॥ મને નેડો જણાણો તારા નેણમાંરે, રઢ લાગી ન ભુલું દીન રેણમાંરે ॥ મન. ॥૧॥ જોયું રૂપ તારૂં રંગીયામણું રે, બીજું સરવે થયું છે અળખામણું રે ॥ મન. ॥૨॥ હું તો રાજી થઇ છું તારા ગીતમાંરે, ચડયો કેફ અલોકીક ચીતમાંરે ॥ મન. ॥૩॥ પ્રીયા પ્રેમેથી સેજ્ય પધારજોરે, બ્રહ્માનંદને ઘડી ન વીસારજ્યોરે ॥ મન. ॥૪॥ પદ ॥૩॥

વાહાલી લાગે વાલા તારી વાતડીરે, છેલા મળીને ઠરે છે મારી છાતડીરે ॥ વાલા ॥ રંગભીના રંગાણી તારા રંગમાંરે, અતી આનંદ થયો છે મારા અંગમાંરે ॥ વાલા ॥ ૧ ॥ હું તો જીવું મોહન તુને જોઇનેરે, છેલા રાખું આંખડલીમાં પ્રોઇનેરે ॥ વાલા ॥ ૨ ॥ રૂડા લટકા કરી મન લીધલાંરે ॥ વાલા ॥ ૩ ॥ વારી એકાંત રંગભેરે આવજ્યોરે, બ્રહ્માનંદને હસીને બોલાવજ્યોરે ॥ વાલા ॥ ૪ ॥ પદ॥૪॥

## રાગ ગરબી.

સખી ગોકુળ ગામના ચોકમાંરે, ખાંતે માંડયો રશીલે ખેલ; રમે રાસ રંગીલો રંગમાંરે, સહુકોરે સખાની મંડળમાંરે; ઉભા વચમાં છેલો અલબેલ ॥ રમે ॥ ૧ ॥ સખી ચાલોને જૈયે દેખવારે, વાલે પહેરયાં છે વસ્ત્ર શોભીત ॥ રમે ॥ ૨ ॥ તાળી પાડે રૂપાળી તાનમાંરે, મુખે ગાવે મનોહર ગીત ॥ રમે ॥૩॥ સોભા બની સગુણા સ્યામનીરે, ઉભી વ્રજની નારી જોવા કાજ ॥ રમે ॥ ૪ ॥ હસી હેતે છબીલો હેતમાંરે, બ્રહ્માનંદનો વાલો વ્રજરાજ ॥ રમે ॥ ૫ ॥ પદ ॥ ૧ ॥

સખી નંદકુંવરને આંગણેરે; ગોપી આનંદ મંગળ ગાય; છબી જોને સનેહી સ્યામનીરે, મરમાળે અખાડો માંડીયોરે; કાજુ આસો પાલવની છાય ॥ છબી ॥ ૧ ॥ વાલે હેતે કરીને પહેરીઓરે, રૂડો સોનેરી સુરવાળ ॥ છબી ॥ ૨ ॥ સખી ફરતાં તે લાગે ફુટડારે, ઝીણી અંગરખીની ચાળ ॥ છબી ॥ ૩ ॥ બહુ મુલું મોળીકું બાંધીયુંરે, કાજુ ઝળકે સોનેરી કોર ॥ છબી ॥ ॥ ૪ ॥ રૂડા લટકા કરે છે હાથનારે, બ્રહ્માનંદનો વાલો ચિત્તચોર ॥ છબી ॥ ૪ ॥ પદ ॥ ૨ ॥

સખી જોને ગોવાળાના સાથમાંરે, વાલો ફરે અલૌકીક ફેર; કહી શોભા ન જાય પ્યારા કાનનીરે, છેલો ઠમકે માંડે પાવ હાવકારે; વાજે ઘુઘરડીનો ઘોર ॥ કહી ॥ ૧ ॥ છાયુ નવલ મોળીકું ફુલે છોગલેરે, રાજે નવલ કલંગી છબીદાર ॥ કહી ॥ ૨ ॥ રૂડો જામો પેરયો છે જરકશીરે, શોભે અંગોઅંગ શણુગાર ॥ કહી ॥ ૩ ॥ રંગ બીના કાના કેરી રાસનીરે, છબી જોવા આવ્યા જગવંદ ॥ કહી ॥ ૪ ॥ પદ ૩ ॥

સખી આજ ગઇતી હું તો પાણીએરે, ઉભો ઐગાવાળો રંગછેલ; મુને વાહાલો લાગે કુંવર નંદનોરે, સખી જમુનાને આરે ઝીલતાંરે;

જોઇ ભરતી ભુલી જળહેલ ॥ મુને ૧ ॥ સખી મંત્ર ભણીને નાખી મોહનીરે, થઇ ચકીત ન ચાલે મારા પાવ ॥ મુને ॥ ૨ ॥ સખી શુંરે જાણ્યુ મુને શું કરયુંરે, મરમાળે રંગીલે માવ ॥ મુને ॥ ૩ ॥ સખી એની અલૌકીક આંખડીરે. મારે ચોંટી છે ચિતડામાંય; મુને ॥૪॥ બ્રહ્માનંદના વાલાની મુરતીરે, ઘડી છેટે મેલી કેમ જાય ॥મુને॥ ૫ ॥પદ ૪

## પદ. રાગ ગરબી.

વાલા લાગોછો વિસ્વ આધારરે, સગપણ તમ સાથે; મેં તો સરવે મેલ્યો સંસારરે ॥ સગ ॥ ૧ ॥ મારા મનમાં વશ્યા છો આવી માવરે ॥ સ૦ ॥ તમ સારૂં તજ્યું ધન્ય ધામરે. ॥ સ૦ ॥૨॥ મારૂં મનડું લોભાણું તમ સાથરે ॥ સ૦ ॥ મુને નથી બીજાની આશરે ॥ સ૦ ॥૩॥ મારે માથે ધણી છો તમે એકરે ॥સ૦॥ મારી અખાડ નીભાવજ્યો ટેકરે ॥ સ૦ ॥ ૪ ॥ મેંતો દેહ ધર્યો છે તમ કાજરે ॥સ૦॥ તમને જોઇ મોહી વ્રજરાજરે ॥ સ૦ ॥ ૫ ॥ હુંતો હેતે વેચાણી તમ હાથરે ॥સ૦॥ છો બ્રહ્માનંદના નાથરે ॥ સ૦ ॥ ૬ ॥ પદ ॥ ૧ ॥

મારે આવ્યો અલૌકીક દાવરે કોઇ મુને શું કરશે; માથા સાટે વરયા મેંતો માવરે ॥ કો ૧ ॥ હવે ગાજે છે જગમાં બલાયરે કો૦ મને ભેટયા છે સુંદરરાયરે ॥ કો ૨ ॥ અતિ આનંદ થયો છે મારે અંગરે કો૦ લાગ્યો રસિઆજીનો રંગરે ॥ કો ૩ ॥ થઇ જગમાં અલૌકીક ઝીતરે કો૦ લાગી પુરણ સજ્જુણા સાથે પ્રિતરે ॥કો૦ ૪॥ મારે વાલે દીધું છે મુને માનરે કો૦ મુને કીધી સોહાગણ કાનરે ॥કો ૫॥ થયો સંસારીયો ઝેરરે કો૦ બ્રહ્માનંદને વાલે કીધી મેહેરરે ॥ કો ૬ પદ ॥ ૨ ॥

જોઇ છેલ છબીલાની ચાલરે, મન મારૂં લોભાણું, વળી ભુરકી નાખી છે નંદલાલરે ॥ મન ૧ ॥ સૌ ઘેલી કહે છે સંસારરે, મન૦ મેંતો નિરખ્યા છે નંદકુમારરે ॥ મન ૨ ॥ કોઇ સ્થાને કરો છો મારી છેડરે, મન૦ નહી મેલું કાનુડાની કેડરે ॥ મન ૩ ॥ સરવે ભુલીછું ઘરડાનું કાજરે, મન૦ એક વાહાલા કીધા છે વ્રજરાજરે ॥ મન૦ ॥ ॥ ૪ ॥ હવે રટના લાગી છે દીન રાતરે, મન૦ થૈ શિર સાટાની વાતરે ॥ મન ૫ ॥ મુને કીધી માનિતી સંકુમાયરે, મન૦ બ્રહ્માનંદને વાલે ઝાલી બાંયરે ॥ મન૦ ॥૬॥ પદ ॥૩॥

બારી કાઢી જગતની બીકરે, વરી હુંતો વનમાળી; મેંતો સમજી વિચારી કીધું ઠીકરે ॥ વરી ૧ ॥ તુચ્છ જાણીને કીધું સરવે ત્યાગ રે, વરી૦ મોહી રસિક સગુણાની રાગરે ॥ વરી ૨ ॥ મુને ચટકી લાગીછે ચિત્તમાંયરે, વરી૦ બીજું વાલા વિના ન સોહાયરે ॥ વરી ૩ ॥ મને કાંઇ ન સુઝે કાજરે, વરી૦ થયું હરી વિના સરવે હરામરે ॥ વરી૪॥ હવે નિશંક થઇ છુ નચિતરે, વરી૦ થઇ જગમાં અલોકીક જીતરે ॥ વરી ૫ ॥ સમજી કીધું છે તન કુરબાનરે વરી૦ બ્રહ્માનંદના વાલાથી બાંધ્યાં પ્રાણરે ॥ વરી ૬ ॥ પદ ૪ ॥

## પદ. રાગ ગરબી.

આજ મેંતો દીઠા વાલાને વાટ વેતા, નેણાં રોકયા નથી રેતાંરે બેની ॥ આજ૦ પાઘડી બાંધી છે ત્રીલોક થકી ન્યારી, ધીરજ રેતી નથી મારીરે બેની ॥ આજ ૧ ॥ ચોળ રંગીલો રૂડો મોલીડાનો છેડો ભુલી બાળીને જળ બેડોરે બેની ॥આજ૦ ૨ ॥ ટુણા ભરયા છે એના ફુલડાને તોરે, મનને તાણેછે જોરે જોરેરે બેની ॥ આજ ૩ ॥ બ્રહ્માનંદનો વાલો કુંજ્યનો વીલાસી, હૈડે વસી છે એની હાસીરે બેની ॥ આજ ૪॥ પદ ॥ ૧ ॥

આજ વાલો ઉભા છે જમુનાને આરે, મુરતી વસી છે મન મારેરે હેલી આજ. કેસરની આડરૂડી નલવટ કીધી, આંખ્યો વેચાથી કરી લીધીરે હેલી ॥ આજ ॥ ૧ ॥ વાંકી ભ્રકુટી મુને લાગે અતી વાલા સરવે મેલીને જાઉં ચાલીરે હેલી ॥ આજ ॥ ૨ ॥ લોચન રંગીલાં તીખાં બાણુ જેમ લાગ્યાં, ઉડાં ગરી ગયાં આધારે હેલી ॥ આજ ॥ ૩ ॥ બ્રહ્માનંદનો વાલો કુંજનો વિહારી, છબીપર જાઉં બલહારીરે હેલી ॥ આજ ॥ ૪ ॥ પદ ॥ ૨ ॥

આજ મુને સામો મળ્યો છે અલબેલો, છોગાવાળો રંગછેલોરે આલી આજ૦ મોઘા મુલીરે પેરી મોતીડાની માળા, કપોલ કેસરાલારે આલી ॥ આજ ॥ ૧ ॥ ગજરા પેરયા છે ઘેરા રંગના ગુલાબી, શોભા ત્રીલોકની દાબીરે આલી ॥ આજ ॥ ૨ ॥ બાજુ કાજુરે લીધા ફુલડાના બાંધી, ભમર ભમે છે તાર સાંધીરે આલી ॥ આજ ॥ ૩ ॥ બ્રહ્માનંદનો વાલો રંગડાનો ભરીયો, લઇને હૈયામાં ધરીયોરે આલી ॥આજ ॥ ૪ ॥ પદ ॥ ૩ ॥

આજ મારે નદનોનંદન ઘેર આવ્યા, મોઘે મોઘે મોતીડે વધાવ્યારે સૈરો આજ૦ હસી બોલાવી મુને હેતમાંથી હેરી, રેટો બાંધ્યો છે સોનેરીરે સૈરો ॥ આજ ॥ ૧ ॥ સોનેરી કોરનું નાંખેલ ખભે સેલું રસીયે કાધી છે રંગરેલુરે, સૈરો ॥ આજ ॥ ૨ ॥ ફુલડાના મેલ્યા માથે ફરતા છોગલારે, મુને નથી વીસરતારે સૈરો ॥ આજ ॥ ૩ ॥ બ્રહ્માનંદના વાલાથી પ્રીતડી બંધાણી, મેણું લીધું છે માથે તાણીરે સૈરો ॥ આજ ॥ ૪ ॥ પદ ॥ ૪ ॥

## પદ. રાગ ગરબી.

પ્રગટ હરી મુજને મળ્યારે લોલ, કાંઇ કહ્યામાં નાવે વાત મારી એની પ્રગટ૦ આજ દીનબંધુ અઢળક ઢળ્યારે લોલ, પોતે પુરૂષોત્તમ

સાક્ષાત મારી બેની ॥ પ્રગટ ॥ ૧ ॥ એ તો પ્રકૃતી પુરૂષ થકી પરછેરે લોલ, એતો અક્ષર તણા આધાર મારી બેની ॥ પ્રગટ ॥ ૨ ॥ એ તો રાધા રમાના વરછેરે લોલ, એ તો ત્રીભોવનપતી ભગવાન મારી બેની ॥ પ્રગટ ॥ ૩ ॥ એ તો સુરીનર મુનીસીર છાજતારે લોલ, મનમોહન રૂપ નીધાન મારી બેની ॥ પ્રગટ ॥ ૪ ॥ મહા મુકત પુજે જેની પાદુકારે લોલ, એવા પરમ પુરૂષ મહારાજ મારી બેની ॥ પ્રગટ ॥ ૫ ॥ જેને ઘડીયે ન મેલે રામા રાધીકારે લોલ, એવા દુર્લભ સુલભ થયા આજ મારી બેની ॥ પ્રગટ ॥ ૬ ॥ નર વીગ્રહ ધર્યો કરૂણા કરીરે લોલ, લીધો દ્વીજ કુળે અવતાર મારી બેની ॥ પ્રગટ ॥ ૬ ॥ પ્રેમાનંદનો સ્વામી આજ શ્રીહરીરે લોલ, મુકતી આપી કરે ભવભાર મારી બેની ॥ પ્રગટ ॥ ૮ ॥ પદ ॥ ૧ ॥

પ્રભુ પ્રગટ થયા છે આ સમેરે લોલ, શ્રી કૃષ્ણ કમળ દળ નેણુ અવીનાશી પ્રગટ૦ જેને સુરપતી નરપતી સૌ નમેરેલોલ, એવા ધરમ કુવર સુખ દેણુ અવીનાશી ॥ પ્રગટ ॥ ૧ ॥ જે ગોકુલ ચંદ નંદ લાડીલોરે લોલ, તે ભકતી ધરમ સુત શામ અવીનાશી ॥ પ્રગટ ॥ ૨ ॥ તેણે મુકતીનો દ્વાર ઉઘાડીયોરે લોલ, નર નારીને દેવા નીજ ધામ અવીનાશી ॥ પ્રગટ ॥ ૩ ॥ શુધ ધર્મ ધરાપર થાપવારે લોલ, ઉખાડવા અધર્મના મુળ અવીનાશી ॥ પ્રગટ ॥ ૪ ॥ નીજ જનને અખંડ સુખ આપવારે લોલ, પાવન કરવા ભગતી ધરમ કુળ અવીનાશી ॥ પ્રગટ ॥ ૫ ॥ અસંખ્ય જીવ ઓધારવાને આવીયારેલોલ, બ્રહ્મમહોલ વાશી હરીરાય અવીનાશી ॥ પ્રગટ ॥ ૬ ॥ મોટા મુકત મુનીને લાવીયારે લોલ, જેના દરશન કરે પાપ જાય અવીનાશી ॥ પ્રગટ ॥ ૭ ॥ મોક્ષપતી કુંવર ભગતી ધરમનારે લોલ, હરીકૃષ્ણ નારાયણુ નામ અવીનાશી ॥ પ્રગટ ॥ ૮ ॥ વાલો તરત કાપે છે બંધ કર્મનારે લોલ, પ્રેમાનંદનો સ્વામી ઘનશામ અવિનાશી ॥ પ્રગટ ॥ ૯ ॥ પદ ॥ ૨ ॥

જેતે જોઇએ તે આવો મોક્ષ માગવારે લોલ, આજ ધરમવંશીને દ્વાર નર નારી ॥ જોઇએ ॥ આવો પ્રગટ પ્રભુને પગે લાગવારે લોલ, વાલો તરત ઉતારે ભવપાર નરનારી ॥ જોઇએ ॥ ૧ ॥ જન્મ મ્રત્યુના ભય થકી છુટવારે, લોલ, ચરણે આવો મુમુક્ષુજન નરનારી ॥ જોઇએ ॥ ૨ ॥ શીદ જાઓછો બીજે સિર કુટવારે લોલ, યાંતો તરત થાશો પાવન નરનારી ॥ જોઇએ ॥ ૩ ॥ ભુંડો શિદને ભટકો છો મત પંથમાંરે લોલ, આવો સતસંગ મેલીને મોક્ષ રૂપ નરનારી ॥જોઇએ॥૪॥ આણો પ્રેમ પ્રતિત સાચા સંતમાંરે લોલ, થાસે મોક્ષ અતિસે અનુપ નરનારી ॥ જોઇએ ॥ ૫ ॥ જુવો આંખ્ય ઉઘાડીને વિવેકનીરે લોલ, કામ ક્રોધે વગાડી છે રાડ નરનારી ॥ જોઇએ ॥ ૬ ॥ લીધી લાજ જિગ્ન ગુરૂ ભેખનીરે લોલ, કાં કરો ગોળ ખોળ એક પાડ નરનારી જોઇએ ॥ ૭ ॥ એવા અગનાની ગુરના વિશ્વાસથીરે લોલ, જાસો નરકે વગાડતા ઢોલ નરનારી ॥ જોઇએ ॥ ૮ ॥ વાલો તરત છોડાવે કાળ પાસથીરે લોલ, પ્રેમાનંદ કે આપે છે હરિ કોલ નરનારી ॥ જોઇએ ॥ ૯ ॥ પદ ॥ ૩ ॥

જાઉ ધરમ કુંવરને વારણેરે લોલ, ભવ બુડતાં ઝાલી મારી બાંય અલબેલે ધરમ૦ બાઈ ઝાલી મેં તાણી લીધી વારણેરે લોલ; નંતો વહીને જાતી કાંઇની કાંઇ અલબેલે ॥ ધરમ ॥ ૧ ॥ વાલે ઘોર કલીમાં કરૂણા કરીરે લોલ, લીધો ધરમઘરે અવતાર અલબેલે ॥ ધરમ ॥ ૨ ॥ પોતે અક્ષર પતી આવ્યા હરીરે લોલ, કરવા અધમ તણો ઓધાર અલબેલે ॥ ધરમ ॥ ૩ ॥ વાલે પ્રગટ પ્રતાપ જણાવીયોરે લોલ મેટયા લેખ્યા વિધાત્રાના લેખ અલબેલે ॥ ધરમ ॥ ૪ ॥ જીવ જમના તે હાથથી છોડાવીયારે લોલ, મારી કર્મની રેખપર મેખ અલબેલે ॥ ધરમ ॥ ૫ ॥ ચાર વર્ણને આશ્રમ ચારનારે લોલ, થાપ્યા અચળ ધરાપર ધર્મ અલબેલે ॥ ધરમ ॥ ૬ ॥ મદમાંસ ચોરી ફેલ જારનારે

લોલ, નરનારીના કર્મ મેલાવ્યા અલબેલે ॥ ધરમ ॥ ૭ ॥ કીધાં સુખ અંતર નરનારીનાંરે લોલ, ધરમ ભગતી પધરાવ્યા માંડી અલબેલે ॥ ધરમ ॥ ૮ ॥ એવાં દીવ્ય ચરીત્ર ગિરધારીનાંરે લોલ પ્રેમાનંદ જોઇને વારી જાય અલબેલે ॥ ધરમ ॥ ૯ ॥ પદ ॥ ૪ ॥

## પદ. રાગ ગરબી.

જનમ સુધારયોરે મારો, નટવર નંદ દુલારો, કરૂણા અતીસેરે કીધી ભવજળ બુડતાં ગ્રહી લીધી ॥ ૧ ॥ મુજપર અઢળકરે ઢળીયાં, કરૂણા કરી ઘેર બેઠાં મળીયાં ॥ ૨ ॥ મન દ્રઢ કરીયુંરે મોરારી, હવે હું થૈ રહી જગથી ન્યારી ॥ ૩ ॥ આનંદ ઉરમાંરે ભારી, શીરપર ગાજે ગીરવરધારી ॥ ૪ ॥ નીરભે નોબતરે વાગી, કહે મુક્તાનંદ ભ્રમણા ભાગી ॥ ૫ ॥ પદ ॥ ૧ ॥

ભ્રમણા ભાગીરે હૈયાની, નથી એકેને વાત કયાની; વીતી હોય તેરે જાણે, અણુસમજ્યા મન ઇરશા આણે ॥૧॥ જે રસ મુનીવરરે માણે, વાલે મારે સુગમ કરયો આ ટાણે ॥ ૨ ॥ પ્રેમી જનનોરે પ્યારો, મુજને મળીયો નંદદુલારો ॥ ૩ ॥ મહારસ મુજનેરે આપ્યો, સંશે ભરમ સમુળો કાપ્યો ॥ ૪ ॥ હવે હું મહા સુખરે પામી, વરીયા મુકતાનંદના સ્વામી ॥ ૫ ॥ પદ ॥ ૨ ॥

મહાસુખ મુજનેરે આપ્યું, જેને સંકટ જનમ દુખ કાપ્યું ॥૧॥ પુન્ય પુરવનાંરે મળીયાં, મળતાં તાપ રૂદેના ટળીયાં ॥ ૨ ॥ દરશન દુર્લભરે પામી, હવે મારી સકળ વેદના વામી ॥૩॥ આનદ ઉરમાંરે ભારી, હવે હું ન રહું કોઇની વારી ॥૪॥ હરી સંગ હેતેરે બંધાણી,

હવે મુને ન ગમે બીજી વાણી ॥ ૫ ॥ અખંડ એવા તનરે દીધું, કહે મુકતાનંદ કારજ સીધ્યું ॥ ૬ ॥ પદ ॥ ૩ ॥

બાંહ્ય ગ્રહીછેરે વાલે, કરૂણા કરી નટવર નંદલાલે; હવે નહી કોઈનીરે ઓસીયાળી, સીરપર વીઠલવર વનમાળી ॥ ૧ ॥ ભવબ્રહ્માનારે સ્વામી, મુજને મળીગયા અંતરજામી ॥ ૨ ॥ ઘેર ઘેર લોકડારે કહે છે, મેણું મુને નંદનાનંદનનું દે છે ॥ ૩ ॥ લાજ ન મનમારે આણું, અતિશે ભાગ્ય ભલું કરી જાણું ॥ ૪ ॥ કોઈ વીધી ન રહીરે ખામી, મળીયા મુકતાનંદના સ્વામી ॥ ૫ ॥ પદ ॥ ૪ ॥

## પદ. રાગ કાફી ગરબી.

હરી હૈયાના હારછોજીરે, તમે હરી હૈયાના હાર છો, સેજતણા શણગાર છો ॥ જીરે ॥ મુખથી શું ઘણું કહીએ મોહનરે, પ્રાણતણા આધારછો ॥ જીરે ૧ ॥ વાલપણામાં અતિશે વાલારે, નટવર નંદ કુંમારછો ॥ જીરે ૨ ॥ દુરીજનીયાને દુર ઘણાછોરે, પ્રેમી તે જનના પ્રાણછો ॥ જીરે ૩ ॥ મુકતાનંદ કહે નર નાટક ધરીરે, શરણાગતના સાર છો ॥ જીરે ॥ ૪ ॥ પદ ૧ ॥

નયણાં ઠરે છે જોઇનેરે; મારા નયણાં ઠરે છે જોઇને; રહી છું મોહન સંગે મોહીનેરે ॥ મારાં ॥ જે દિનમાં દરસન નવ પામુંરે, તે દિન વિતે રોઇનેરે ॥ મારાં ॥ ૧ ॥ લોકડીઆની લાજ ન રાખુંરે, કે મારાં વેણુ વગોઇનેરે ॥ મારાં ॥ ૨ ॥ શામ વિનાહું ચૌદ ભુવનમાંરે રંગ ન રાચું કોઇનેરે ॥ મારાં ॥ ૩ ॥ મુકતાનંદ મોહનવર પામીરે, કુળ મરજાદા ખોઇનેરે ॥ મારાં ॥ ૪ ॥ પદ ૨ ॥

મોહ્યું નયનની સાનમાંરે, મન મોહ્યું નયનની સાનમાં; વાંસલડીના તાનમાંરે મન૦ કામને કાજ મુને કાંઇ નવ સુજેરે, ગિરધરજી

ના ગાનમાંરે ॥ મન ॥ ૧ ॥ આંખડલી અણીયાળી જોઇનેરે, કુંડળની છબી કાનમાંરે ॥ મન ॥ ૨ ॥ મન ગમે તેમ મુખથી બોલુંરે, જાણે બેઠી છું રાનમાંરે ॥ મન ॥ ૩ ॥ મુક્તાનંદ કહે થૈ મતવાલીરે, વાલમ જીના વાનમાંરે ॥ મન ॥ ૪ ॥ પદ ૩ ॥

કાનુડા સંગ મન લાગ્યું સૈયર મારૂં, કાનુડા સંગ મન લાગ્યું, વેહેનું તે બાણ ઉર વાગ્યું ॥ સૈય૦ ॥ શામ વીના હું ચૌદ ભુવનમાંરે, અળગી નવ્ય અનુરાગુ ॥ સૈયર ॥ ૧ ॥ મોહનવર સાથે મન માન્યુંરે બીજું તે કાંઈ નવ માગું ॥ સૈયર ॥ ૨ ॥ ફુલડે સેજ સમારીરે સુંદરરે વાતડી જોઇ જોઇ જાસે ॥ સૈયર ॥ ૩ ॥ મુક્તાનંદ મોહનવર મળતાંરે જનમ મરણ દુખ ભાગ્યું ॥ સૈયર ॥ ૪ ॥ પદ ૪ ॥

## પદ. રાગ ગરબી.

રસીલા લાલ રસ ભરી છે તારી આંખડી, રસીલા લાલ કમળ દળ ના જેવી પાખંડી ॥રસી॥૧॥ હસીને હરેરો તમો હેતમાં રસી૦ તનમન પ્રાણ લ્યો સમેતમાં, ॥રસી૦॥૨॥ કપોળ જોઇને રહ્યા કામની ॥રસી॥ ૩॥ વાલપ ઘણી છે તારી વાતમાં રસી૦ એકવાર મળીએ એકાંતમાં ॥ રસી૦ ૪ ॥ વારી વારી જાઉં હું વદનને રસી૦ કરને લટકે તે લીધું મનને ॥ રસી૦ ૫ ॥ ચટકતી ચાલ તારી જોઇને રસી૦ મન તો રહ્યું છે મારૂં મોઇને ॥રસી૦ ૬॥ ચીતડું ચોર્યું તમે ચાલમાં રસી૦ ચંચળ ચપળ મારા વાલમાં ॥ રસી ૭ ॥ નીસકુળાનંદના હો નાથજી રસી૦ સદાએ રહો મારે સાથજી ॥રસી ૮॥ પદ ॥ ૧ ॥

સલુણા સામ એકવાર આવો મારે ઓરડે સલુ૦ અમે તો બંધા-ણાં કાચે દોરડે ॥સલુ ૧॥ હારથા ને દોરયાં તમારા હાલશું સલુ૦ વાલમ આવોને તમે વાલશું ॥ સલુ૦ ૨ ॥ વાટડી જોઉં છું કંઇ વારની સલુ૦ શોભા જો વધે છે શણગારની ॥ સલુ ૩ ॥ આવડી જો વીલસી અમશું સંલુ૦ રજની વીતે જો કૈએ રમશું ॥ સલુ ૪॥ કોલ બોલ પાળીને પુરા કરો સલુ૦ દયાળુ દયા જો મનમાં ધરો ॥ સલુ૦ ૫ ॥ આશ ભર્યાં અંતર ઉદાસ છું સલુ૦ તમને દેખીને મન ઓગળે ॥ સલુ૦ ૬ ॥ ચીતડું જેવાને જોને ચરવળે સલુ૦ વીનંતી કરૂં છું જોડી હાથને ॥ સલુ૦ ૭ ॥ નિસકુળાનંદના હો નાથને ॥ સલુ ૮ ॥ પદ ૨ ॥

મીઠા હો માવ મીઠીને વાઓ છો તમે મોરલી મીઠા૦ તેણે ચિત-વની મારી ચોરેલી ॥ મીઠા ૧ ॥ મીઠું જો બોલો છો તમે મુખથી મીઠા૦ સુણતાં મુકાય મહા દુઃખથી ॥ મીઠા૦ ૨ ॥ મીઠી જો દીઠી હોય નજર માવની મિઠા૦ પ્રીતડી દેખાડી ભલા ભાવની ॥ મીઠા૦ ૩ ॥ નેણામાં નેહ જણાવીઓ મિઠા૦ ઉઅન જોઇને આનંદ આવીઓ ॥ મિઠા૦ ૪ ॥ મીઠી જો દિસે છે તારી મુરતી મીઠા૦ સુંદર સલુણી તારી સુરતી ॥ મીઠા ૫ ॥ રાજી રેજ્યો હો મારી મીટમાં મીઠા૦ તમને દેખી ઠરે છે પેટમાં ૬ ॥ જીરે લેઉં તમારા મીઠડા મીઠા૦ તમ જેવા મેં કોઇ ન દિઠડા ॥ મીઠા૦ નિસકુળાનંદના સ્વામી સામળા મીઠા૦ મન રહે તમને જોઇ સદા ॥ મીઠા ॥૮॥ પદ ॥

- કોડીલા કાન કોડ જો ઘણી છે મારા મનમાં કોડી૦ વારી જોવાંદો વદન નો॥ કોડી૦ ૧॥ સોનેરી સીર પાઘ સીર જોઇને કોડી૦ છોગાલે છબીએ રહી મોઇને ॥ કોડી૦ ૨॥ ગુલાબી ફેંટા જો વીંટયો ઉપર કોડી૦ ગળે મણી

માળા જામો જરકશી ॥કોડી ૩॥ સોનેરી કણુ કમર સે કશી કોડી૰ સુરવાળા ચાલ લાલ લટકે ॥કોડી ૪॥ અંગોઅંગ આભુષણુ ઝળકે કોડી૰ પાવસે પેરી ચમક ચાખડી ॥કોડી ॥પ॥ તમને દેખી ઠરે છે આંખડી કોડી૰ નાથજી રેહેજયો હો મારા વેણુમાં ॥કોડી ૬॥ નીમખ ન ભુલું દીન રેણુમાં કોડી૰ નિસકુળાનંદના હો નાથનું ॥કોડી ॥ ૭ ॥ મારી તમે ઓથ છો મીરાતની ॥ કોડી ૮ ॥ પદ ॥ ૪ ॥

## પદ રાગ ગરબી.

ઓરા આવો મારા લેરખડા લેરી, કીધો તમ સારૂં મેં જગ વેરી ઓરા૰ કાજુ નફતમ જામા જરકશીયા, શોભે પાઘલડી સીર સોનેરી ॥ ઓરા ૧ ॥ નંગ જડીયલ બાજુ લેરખડા, કર પોંચી હેમ કડાં પેરી ॥ ઓરા ૨ ॥ તમે રસીયા રંગડાના ભરીયા, મુખ મોરલડી વાતા થેરી ॥ઓરા ૩॥ બ્રહ્માનંદના છેલા છોગાળા, ચાલો ચાલ મલપતા ગજ કેરી ॥ ઓરા ૪ ॥ પદ ૧ ॥

મરમાળા મન માન્યા માવા, રહોને આંખલડી આગે આવા મર૰ તારાં મનમોહન મીઠાં વેણાં, આવો શામ મુને તમે સંભળાવા ॥ મ૰ ॥ ૧ ॥ નીત્ય વાલમ આવો મોરે મંદીરીયે, રૂડી ચાલ ચતુરાઇ શીખવા ॥મરા૨॥ તમે નાવે તો હું નંદજીને ફળીયે, બહુ હેત કરીને આવું બોલાવા ॥મરા॥ ॥૩॥ બ્રહ્માનંદના બાળસનેહીડા, રાખું જોર કરીને નહી દઉં જાવા ॥મરા॥ ૪ ॥ પદ ૨ ॥

વાલું લાગે મને મોહન મુખ તારૂં, છે જે પુરણુ ચંદ થકી સારૂ વાલું૰ ॥ ૧ ॥ શોભે ગોળ કપાળે તીલ તાજું, તેમાં લોભાણું મનડું મારૂં ॥ વાલુ ॥૨॥ તારા મુખની શોભા મરમાળા, નીત્ય નીરખી અંતરમાં ધારૂં ॥ વાલું ॥ ૩ ॥ બ્રહ્માનંદ કહે વશ્ય કીધી મુજનેછેજો કોડીલુ કામણુગારૂ ॥ વાલું ૪ ॥ પદ ૩ ॥

તારી મુરતી મનમાની મારે, હવે સકયા જગની કોણ ધારે તારી૦ વટકાળા તમને લાડકડા, મેંતો દીઠેલ જમુનાને આરે ાાતારી ાા ૧ ાા મન મોહમ સુંદીર મોલીડું, તોરા ફુલતણા ઝુકીયા તારે ાા તારી ાા ૩ ાા શુભ નાશા દીપ સમાન બણી, કાનુ નેણુ કમળકેરે અનુસારે ાા તારી ાા ૩ ાા બ્રહ્માનંદના હાર હજારીડા, હુંતો જીવું છું તુને દેખું જયારે ાા તારી ાા ૪ ાા પદ ાા ૪ ાા

## પદ. રાગ ગરબી.

વાલા મારી સુધબુધ તેં હરી લીધીરે, તારે લટકે વેરાગણ કીધી વાલા૦ તારી નવલ કલંગી દીઠીરે, મનડામાં લાગે અતિ મીઠીરે; જાણે જબર જાદુડાની ચીઠીરે, મનડામાં લાગે અતિ આંટે ફરતુંરે, પણ એક નથી વીસરતુંરે, મારૂં હૈડું ધિરજ નથી ધરતુ ાા વાલા ાા ૨ ાા ભાલે આડ કેસર કેરી ભાળીરે, રેખુત્રણ ઉપડતી નીહાળીરે; જાણે મન પકડયાનીછે જાળી ાા વાલા ાા ૩ ાા વાંકી ભ્રકુટી ઘણી મન ભાવીરે, બ્રહ્માનંદને વસી ઉર આવીરે; જાણે શામ કમાન ચડાવી ાા વાલા ાા ૫ ાા ૧

પ્યારા તારી પ્યારી લાગે છે પાપણીયારે, જોઈ ભેખ લીધો મેં જોગણીયાં ાા પ્યારા૦ તારા લોચન બાણુ તિખડીયાંરે, ઘણાં જાદુ હાથોડીના ઘડીયાંરે; આવી ઓચીંતા મુજપર પડીયા ાાપ્યારા ાા ૧ ાા તારી નાશીકા સુંદર નમણીરે, છે જો દીપક કરિ લજમણીરે એતો જીવન દોરી છે અમણી ાાપ્યારા ાા ૨ ાા કાને કુંડલ નોતમ ધરીયાંરે, બારે નંગ વળી રંગ ભરીયાંરે; આવી અંતરમાં ઉંડા ગરીયાં ાા પ્યારા ાા ૩ ાા દીઠું મુખડું ચંદાકેરે ડોલેરે, તિલ દક્ષણુ ગોળ કપોળેરે, બ્રહ્માનંદ કે મુની તેને ખોળે ાા પ્યારા ાા૪ ાા પદ ાાર ાા

રૂડી તારી મુછની રેખા ઉપડતીરે, ચિત્ત ચોરસું ચાલુ લડથડતી રૂડી૦ હૈડામેં વસી મારે હાંસીરે, એને સમરે છે જોગ અભ્યાસીરે; જાણું પ્રેમ તણી માંડી ફાંસી ॥ રૂડી ॥ ૧ ॥ હેતે દંત બત્રીસી હેરીરે, ડીક થઇને વ્રત્તિ મારી ફેરીરે; કાંઉકળચુ તે દાડમ કેરી ॥રૂડી ॥ ૨ ॥ વાલા મોરલી ધીરે સ્વરે વાજ્યોરે, પ્રિતે અધુરે અમ્રત રસ પાજ્યોરે; જ્યાં જાવો ત્યાં સાથે તેડી જાજ્યો ॥ રૂડી ॥ ૩ ॥ જ્યારે ચાવો છો પાન સોપારીરે, છોજ્યું આવે તંબોળની બારીરે: તેનો બ્રહ્મા નંદ અધિકારી ॥ રૂડી ॥ ૪ ॥ પદ ॥ ૩ ॥

કાનો તારો કંઠ કહ્યામાં નાવેરે, એતો કૌસ્તુભ મણીને શોભાવે કાના૦ હૈડે પહેરયો છે હાર હજારીરે, ભુજદંડ પ્રચંડ છે ભારીરે; નાભી કંઠ જીવે વ્રજનારી ॥ કાના ॥ ૧ ॥ શોભે કમર રેંટો સુધો સારોરે. જ્ઞાની ધ્યાનીનો દિન ગુજારોરે; ચાલ જોઇ લાજે હંશ બચારો ॥ કાના ॥ ૨ ॥ રૂડી લાગે છે પગની આંગળીયોરે, નખ તેજ જાયે નહીં કળીયોરે; જાણે ચંદ તણી મંડળીયો ॥ કાના ॥ ૩ ॥ રાજે ચરણ લાંબી ઉર્ધ્વ રેખુંરે, હુંતો ધ્યાન વિના એને દેખુંરે, બ્રહ્માનંદ કે જનમ ધન્ય લેખું ॥ કાના ॥ ૪ ॥ પદ ॥ ૪ ॥

પદ રાગ ગરબી ॥ તારે ચટકે રંગીલો છેલડો અલબેલ રે, કાંઇ નવલ કસુંબી પાઘ રંગના રેલારે; સિર અજબ કલંગી શોભતી અલ૦ હૈડામાં રાખ્યા લાગ ॥ રંગ ॥ ૧ ॥ મેળીડું છાઉં મોતીએ અલ૦ ફુલડાની સુંદર ફોર ॥ રંગ ॥ ૨ ॥ ઘેરે રંગે ગુચ્છ ગુલાબના અલ૦ જોઇ ભમર ભમે તે ઠોર ॥ રંગ ॥ ૩ ॥ તારી પાઘડલીના પેચમાં અલ૦ મારૂં ચિતડું થયું ચકચુર ॥ રંગ ॥ ૪ ॥ બ્રહ્માનંદ કહે તારી મુરતી અલ૦ વણુ દીઠે ઘેલી તુર ॥ રંગ ॥ ૫ ॥ પદ ॥ ૧ ॥

કેસરનું તીલક સોહામણું ગિરધારીરે, ઝળકે છે સુંદર ભાલ જાઉં બલહારીરે; રસ રેખલડી વિલશી રહી ગિર૦ નિરખીને થઇ છું નીહાલ ॥ જાઉં ૧ ॥ વારીવેહૃદ ભ્રકુટી બાંકડી ગિર૦ જાણે કરડી શામકબાણુ ॥ જાઉં ૨ ॥ રૂપાળી તસરો રાતડી ગિર૦ લોચનિયાં તિખાં બાણુ ॥ જાઉં ॥ ૩ ॥ નાશા અણીઆણી નમણી ગિર૦ જોઈ લાજે દિપકકિર ॥જાઉં ॥ બ્રહ્માનંદ કહે જોઈ રહેતી નથી ગિર૦ ઉરદેવ ત્રિયાને ધીર ॥જાઉં ૫ ॥ પદ ॥ ૨ ॥

કુંડળ બેઉ રાજે કાનમાં વ્રજચંદારે, સુંદરમાંહી બીંદુ સ્યામ નંદના નંદારે; રંગ બીના તારા રૂપમાં, વ્રજ જોઈ લાજે કોટીક કામ ॥નંદા ૧ ॥ તિલનું એક નોનમ ત્રાજવું વ્રજ૦ કંકોળેલ ગોર કપોળ ॥ નંદ ॥ ૨ ॥ તારા અધુર પ્રબાળા સરખા, વ્રજ છબી વદન કમળની ગોળ ॥ નંદ ॥૩॥ તારા દંત ડોલરીઆની કળી વ્રજ૦ વળી દાડમ કેરાં બીજ ॥નંદ ૪ ॥ બ્રહ્માનંદ કહે હાસ વિલાસમાં વ્રજ૦ રહી બેજ નારી રંગ ભીજ ॥ નંદ ૫ ॥ પદ ॥ ૩ ॥

વાએ બાજુબાજુ વેરખા મુને પ્યારારે, બહુ મુલી લટકે બોર કામણગારારે; હાથુમાં પોંચી હેમની મુને૦ ખાસી તન ચંદનખોર ॥ કામ ૧ ॥ બની શોભા વીંટી વેઢની, મુને૦ હૈયે નવલ ગુલાબી હાર ॥ કામ ૨ ॥ તારૂં રૂપ જોઇને ઘેલી ફરે મુને૦ ગોકળીઆ કેરી નારા કામ ૩ ॥ જોઇ તેજ અલોકીક અંગનું મુને૦ થયા ઝાંખા સુરજ ચંદ ॥ કામ ૪ ॥ તારી નવલ છબીની ઉપરે મુને૦ બલહારી બ્રહ્માનંદ ॥ કામ ૫ ॥ પદ ॥ ૪ ॥

રાગ ગરબી ॥ રે સગપણ હરીવરનું સાચું, બીજું સરવે ક્ષણભંગુર કાચુરે; સગ૦ રે સૌ સાથે પ્રીતી ટાળી, રે ભાગ્યુ મન નીધ્યા ભાળી, છે વરવા જેવા એક વનમાળીરે ॥સગ ૧॥ રે થીર નહી

આવરદા થોડી, રે તુચ્છ જાણીને આસા તોડી; મેં જગના જીવન સાથે જોડીરે ॥ સગ ૨ ॥ રે ફોગટ ફેરા નવ ફરીએ, રે પરઘેર પાણી શું ભરીયે; વરીએ તો નટવરને વરીએ ॥ સગ ૩ ॥ રે ભુધર ભેટયા ભય ભાગ્યો, રે સૌ સાથે ત્રોડયો ધાગો; એ રસીક સલુણાથી રંગ લાગ્યો ॥ સગ ૪ ॥ રે એવું જાણીને સગપણ કીધું, રે મેણું તો સીર ઉપર લીધું. બ્રહ્માનંદનું કારજ સીધુંરે ॥ સગ ૫ ॥ પદ ॥ ૧ ॥

રે લગની તો હરીવરની લાગી, મેં તન ધનની આશા ત્યાગીરે લગ૦ રે વાત કહું સુણ સાહેલી, રે બળીયોજી કીધા બેલી; માથુ પેલુ પાસંગમાં મેલીરે ॥ લગ ૧ ॥ રે ન ડરૂં હું લોક તણી લાજે, રે સીર ઉપર ગીરધર ગાજે; આ દેહ ધરયો નટવર કાજેરે ॥લગ ૨ ॥ રે સીરપર જો બીજો ધારૂં. રેતો બગડે જીવત મારૂં; હું ઝીતી બાજી તે કેમ હારૂં રે ॥ લગ ૩ ॥ રે હરી વીના બીજાને વરવું, રે ગજ તજી ખર ચડીને ફરવું; એ જીવ્યાથી રૂડુ મરવુંરે ॥ લગ ૪॥ રે મારજ્યાદા જગતની મેટી, રે બાંધી પ્રેમતણી પેટી; બ્રહ્માનંદનો વાલો ભેટીરે ॥લગ ૫ ॥ ૨ ॥

રે સીર સાટે નટવરને વરીએ, રે પાછાં તે પગલાં નવ ભરીએરે સીર૦ રે અંતર દ્રષ્ટી કરી ખોળ્યું, રે ડાપણ ઝાઝું નવ ડોળ્યું, એ હરી સારૂ માથુ ધોળ્યુરે ॥ સીર ૧ ॥ રે સમજ્યા વિના નવ નીસરીએ, રે રણ મધે જઇને નવ ડરીએ; ત્યાં મુખ પાણી રાખી મરીએ રે ॥ સીર ૨ ॥ રે પ્રથમ ચંડ સુરો થઇને, રે ભાગે પાછો રણમાં જઇને; તેશું જીવે ભુંડુ મુખ લઇનેરે ॥સીર ૩॥ રે પેહેલું જે મનમાં ત્રેવડીએ, રે હોરે હોરે જુધ્ધે નવ ચડીએ; જો ચડીએ તો કટકા થઇ પડીએરે ॥ સીર ૪ ॥ રે રંગસહિત હરીને રટીએ, રે હાક વાગે પાછા નવ હઠીએ; બ્રહ્માનંદ કહે ત્યાં મરી મટીએરે ॥ સીર ૫ ॥ પદ ॥૩॥

રે ધરીઆ અંતર ગીરધારી, શું કરશે ઘોલ્યા હવે સંસારે ધરી૦ રે હું કોઈની ન રહું ઝાલી. રે વાહાલાને થાવા વાહાલી; રે સીર કરમાં લઇને ચાલીરે ॥ ધરી ॥ ૧ ॥ રે જેમ ગજ જાય બજારે ખશી, રે શ્વાન મરે ભસીરે ભસી બહુ; તે હાથીને શંકયા નહીં કસીરે ॥ ધરી ॥ ૨ ॥ રે ખેલવા ગઇ જો સતી સાચી, રે રોમ રોમ પીયા સંગ રાચી; તે પડમાં જઈ નવલે પાછીરે ॥ ધરી ॥ ૩ ॥ રે જો પડથી પાછી આવે, રે લાજ તજી મન લલચાવે; તે સતી મટી કુત્તાં કાવેરે ॥ ધરી ॥ ૪ ॥ રે પ્રહ્લાનંદ એમ વિચારી, રે બીક સરવે કાઢી બારી; રે મળીયા મોહન સુખકારીરે ॥ ધરી ॥ ૫ ॥ પદ ૪ ॥

ઓરા આવો નટવર નાનડીયા, તમે મારા જીવ સાથે જડીયા ॥ ઓરા ॥ શોભો છો સોનેરી પટકે, છબી રંગ ચોળ તણે ચટકે; લીધું મન હાથ તણે લટકે ॥ ઓરા. ॥ ૧ ॥ કરી મેં તમ અરથે કાયા લાગી છે મુખડાની માયા; જીવો ઘણું જસોદાના જાયા ॥ ઓરા ॥૨॥ સુંદર વર લાગો છો સારા, ન મેલું એક ઘડી ન્યારા; છોજી મારા પ્રાણ થકી પ્યારા ॥ ઓરા. ૩ ॥ વાતું થકી દુખડા વીસારીયે, જોઇ જોઇ અંતરમાં ઠરીયે; કાના આવો ગોઠલડી કરીયે ॥ ઓરા, ૪ ॥ કટી પર પીતામર કસીયા, હેતે નીત્ય બોલો છો હસીયા; પ્રહ્લાનંદના વાલા રસીયા ॥ ઓરા ॥ ૫ ॥ પદ ૧ ॥

વાજ્યો હરી વાંસલડી વાળા, લાડીલા નંદા તણા લાલા; ॥ વાજ્યો. ટેક ॥ મોયું મન બંસીના સ્વરમે, ભરી છું આનંદના ભ-રમે; નથી હવે રેવાતું ઘરમે ॥ વાજ્યો. ૧ ॥ બુઝી સરવ અંતરની વળગું, બંસીમે ચીત મારૂં વળગું; અપલક્ષણ ન થાય અળગું. ॥ વાજ્યો ૨ ॥ વેધાણી બંસીને નાદે સુણું છું સુંદર સવાદે; ગયો

હરી ઉંચેરે સાદે ॥ વાજ્યો. ૩ ॥ આવી છું સાંભળવા ઓળે, બંસી અતી મરમાળી બોલે; સું દીલ વસીયરજ્યું ડોલે ॥ વાજ્યો. ૪ ॥ બંસી મુને લાગે છે પ્યારી, ગેરી ગેરી વાજ્યો ગીરધારી; બ્રહ્માનંદ જાયે બલહારી, વાજ્યો ગીરધારી: ॥ વાજ્યો ॥ ૫ ॥ પદ ॥ ૨ ॥

આવો આવો સુંદર વર ઓરા, જોઉં માથે ફુલડાના તોરા ॥ આવો. ॥ મારૂ સરવે આવ્યું છે મજરે, દેખો છો અમ્રતની નજરે; ગોઠયું મન ફુલાને ગજરે ॥ આવો. ૧ ॥ શોભે મુખ ઉપર તીલ તાજુ, કપાળે ટીબકડી કાજુ; બહુ રૂડા લાગે છે બાજુ ॥ આવો. ૨ ॥ મનોહર મુરતી મનમાની, છુપાડી કેમ કરીરે છાની; દેખી હું થૈછું દીવાની ॥ આવો. ૩ ॥ કેસરની આડય કરી ભાલે, વળી વળી બોલોછો વાલે; ચાલો છો હંસ તણી ચાલ્યે ॥ આવો. ૪ ॥ સુરંગી સુંથણલી જંગી અનોપમ પેરી છે અંગી; બ્રહ્માનંદના વાલા રંગી, આવો આવો સુંદર વર ॥ઓરા ॥૫॥પદ ૩॥

છોજી તમે નંદ તણા નંદા, ચતુરવર ગોકુળના ચંદા ॥ છોજી. ॥ કોડીલા કુંવર કાનુંડા, નટવર સુંદર નાનુંડા; રાજેસર દીસો છો રૂડા ॥ છોજી. ૧ ॥ આંખ્યું તમારી અતીશે અણીયાળી, મનોહર સુંદર મરમાળી; રંગીલી મુર્તિ રૂપાળી ॥ છોજી. ૨ ॥ આવો ઘરે આવાને આવા, ખાંતે મહી માખણીયું ખાવા; મીઠું મીઠું બોલીને માવા ॥છોજી. ૩ ॥ પેરી તન જરકસીયા જામા, ચાલી આવો વાલમજી સામા; વાઓ રૂડી વસી વીસામા ॥ છોજી. ૪ ॥ કોઇ વીધી જાઓ નહી કળીયા, હેતે તમે કુણ તણે ટળીયા, વારી બ્રહ્માનંદના વાલા છળીયા ॥ છોજી. ૫॥પદ॥ ૪ ॥

વાલા તમ ઉપર જાઉં વારી, લાગી મુને લાલચડી તારી ॥ વાલા ॥ છબીલા સુંદર છોગાળા, મનોહર દીસો મરમાળા, ચોરે ચીત

નેણું તણા ચાળા ॥ વાલા ॥ ૧ ॥ જોઇ જોઇ તપ્ત નથી પામી, રહું છું ગુણુ નીસદીન ગાતી; મળો તો ખુબ ઠરે છાતી ॥ વાલા ॥૨॥ કેવાતી વાત નથી કોઇને, રહી છું ચીત તનમાં પ્રોઇને, ઘરના સરવે રાખે ઠોઇને ॥ વાલા ૩ ॥ લોભાણી હું પાઘ તણે છેડે, તાકું છું મળવા વણુ તેડે; દીવાની થૈ ડોલું કેડે ॥ વાલા ૪ ॥ વેરો કરી પાછા નવ વળીયે, મુજ્યપર અઢળક ઢળીયે; વાલા બ્રહ્માનંદના આવો મળીયે ॥ વાલા ૫ ॥ પદ ॥ ૫ ॥

પધારોને સેજલડી પ્યારા, મનોહર જીવન છો મારા ॥ પધા ॥ જ્યારે તમે જાઓ છો વનમે, તારે અતી તાપ થાય તનમેં; મળ્યાની ઉમંગ ઘણી મનમે ॥ પધા ૧ ॥ પરવારી છું ગાવલડી દોઇને, નેણુમે કાજળીયું ટોઇને; બેઠીછું વાટલડી જોઇને ॥ પધા. ૨ ॥ સજી છે સેજલડી સારી, સુગંધી ફુલે સમારી; આવીને ઉભી છું બારી ॥ પધા. ૩ ॥ સોભીતા સણુગાર સજીયા, તમે મારા અંતરમેં રજીયા; કાના આવો મેલોને કજીયા ॥ પધા. ૪ ॥ વાલાજી દુખડું વીસમીયે, જમાડું ભાવ કરી જમીયે; બ્રહ્માનંદ કે આપડે રમીયે ॥ પધા. ૫ ॥ પદ ॥૬॥

વાલા આવો પુછું વાતલડી, રોને આંઇ રંગ ભર રાતલડી ॥ વાલા. કસુંબી ફેંટા કેસરીયા, તોરા સીર ફુલ તણા ધરીયા; કેના આજ કારજ કરીયા ॥ વાલા ૧ ॥ જામા પેરી સુંદર જળ હળતા રોછો બોલી સઇયરમેં મળતા; અમથી કેમ ચાલોછો ટળતા ॥વાલા ૨॥ અમ સાથે રાખો છો છેટો, રૂપાળો પેરીને ફેંટો; ભાવે કરી બીજીને ભેટો ॥ વાલા ૩ ॥ બીજે ઘરે બારણીયા બાંધો, જોરે કરો પ્રીત તણો સાંધો; વારી જાઉં અમથી સ્યો વાંધો ॥ વાલા ૪ ॥ બોલીતો પુરણુ વર પામી, ખરું કોને અમને શી ખામી, બોલો બ્રહ્માનંદ તણા સ્વામી ॥ વાલા ૫ ॥ પદ ૭ ॥

ચારીવાવો ગાવડલી મારી, ટકો દઉ રીત તણો ત્યારી ॥ ચારી ॥ મલાજો રાખું છું કેતી, અમારે હાથ નથી રેતી; તમ વીના દોવા નથી દેતી ॥ ચારી ૧ ॥ સાચું બોલુ ખાઇ સમને. આવે છે મારવા અમને; ટાઢી થાય દેખીને તમને ॥ચારી ૨॥ હેતે તમે પેલી હેળાવી, છાની નથી વાત કહું છું ચાવી; હવે નૈ પુરે વટકાવી ॥ચારી ૩॥ જો અતીજી વાલા થાસ્યો, બારે જાઇ દોઇ કોઇને પાસ્યો; તો ગીરધરજી ગાણું ખાસ્યો ॥ ચારી ૪ ॥ ઝાઝુ ખડ નીલુ ત્યાં જઇને, ચારી લાવો પાણીડું પાઇને; વાલા પ્રહ્લાનંદના સીધા થઇને ॥ ચારી ૫ ॥ પદ ૮ પુરા ॥

લાગ્યો મારે નટવરથી નેડો, હવે મેં તો શીર નાંખ્યો છેડારે ॥ લાગ્યો ॥ કે સૌ મળીને મુજને વારી, કે અટકી મન વરતી મારી; કે ધણી મેં તો ધાર્યા ગીરધારીરે ॥ લાગ્યો ૧ ॥ કે સુ મતલબ મારે કોઇ સાથે, કે મેણું મોહનનું માથે; કે હરીવર મુને ઝાલી હાથેરે ॥ લાગ્યો ૨ ॥ કે મોડું વેલું સૌ જાવાનું, કે તે દેખીને શું થવાનું; કે મેણું મારે અવીચળ માવાનુંરે ॥ લાગ્યો ૩ ॥ કે કોઈ કંઇ મુજને શું કરશે, કે ગજ ચડી શંકયા કુણ કરશે; કે સ્વાન ભસી ભસીને મરશેરે ॥ લાગ્યો ૪ ॥ કે સમઝી ને મેં તો પગ ભરીયાં, કે સરવે વીશે રસ વીસરીયા; કે પ્રહ્લાનંદનો વાલો વરીયારે ॥ લાગ્યો ૫ ॥ પદ ૧ ॥

લાગી મારે નટવરથી લગની, કે મરજાદા મેલી જગનીરે; ॥લાગી॥ એક ટેક અંતર ધારી, કે સગા કુટંબ સઉ વીસારી; કે મન ક્રમ વરીયા મોરારીરે ॥ લાગી ૧ ॥ કે કરયું મેં તો તન મન કુરબાણી કે હરી બીના ન વદુ અન્ય વાણી; કે કાન કુંવરથી અટકાણીરે ॥ લાગી ૨ ॥ કે સુખ મેં તો સંસારી છોડયું, કે સઉ સાથે સગપણ તોડયું; કે જગના જીવન સાથે જોડયું રે ॥ લાગી ૩ ॥ કે મેણા જગ કેરા સૌને, કે થીર મન મત્તવાલી થઇને; કે ચાલી હું તો સીર કરમે

લઇનેરે ॥ લાગી ૪ ॥ કે બેઠી હું તો ભય જગનો ખોઇને, કે મન નીસદીન રયું છે મોઇને; કે બ્રહ્માનંદના વાલાને જોઇનેરે ॥ લાગી ૫ ॥ ૫ ૨ ॥

મોહી હું તો નટવરને વાને, કે કીધી વસ ડોલરીયે કાનેરે, ॥મોહી॥ કે ચીતડામે લાગી ચટકી, કે લોક તણી લજ્યા પટકી; કે નંદના નંદન સાથે અટકીરે ॥ મોહી ૧ ॥ કે જીવ જીવને શું પરણું, કે જેને સીર ઉપર મરણું; કે સમરથનું લીધું ચરણુંરે ॥ મોહી ॥ ૨ ॥ કે થઇ પુરશોતમથી પ્રીતી, કે નથી હું તો લોક થકી બીતી; કે જગપતી વરી હું તો જગ ઝીતીરે, ॥ મોહી ॥ ૩ ॥ કે અચળ વાત મને ઓળખાણી, કે થઈ મારે સરવ દુખની હાની, કે પ્રીતમ મુખ રાખ્યું પાણીરે ॥ મોહી ॥ ૪ ॥ કે થીર થઇને અંતરમાં વરયું, કે કાને મારૂ મન ગમતુ કરીયું; કે બ્રહ્માનંદનું કારજ સરીયુંરે ॥ મોહી ૫ ॥ પદ ૩ ॥

કે વરયા મેં તો રંગ ભર વાલાને, કે લટકાળા નંદલાલાનેરે ॥ વરયા ॥ કે કીધું મેં તો નીશ્ચ વીચારી, કે દુરીજન થાકયા મુને વારી; કે ધારયા એક વર ગીરધારીરે ॥ વરયા ॥ ૧ ॥ કે જેમણે મરણુ સુરાની લગની, કે ઉડે જેમ બાણુ બાણુ અગની; કે પેની ન ધરે પાછી પગનીરે ॥ વરયા ॥ ૨ ॥ કે સતી જેમ પાછી નવ ભાગે, કે તન કેરા સુખને ટાળે; કે અગનીમે અંગ પરજાળેરે વરયા ૩ ॥ કે સુરો કાયર થાય ડરી, કે સતી ઘર આવે પાછી ફરી; કે માત પીતા મે તેને ખોટ ખરીરે ॥ વરયા ૪ ॥ કે બ્રહ્માનંદ એમ જોયું પેલું, કે દેખીને નવ થાવું ઘેલું; કે કામ કઠણુ છે નથી સેલુંરે ॥ વરયા ૫ ॥ પદ. ૪ પુરા ॥

## પદ. રાગ સોળા.

મારે મોહોલે આવો, હશીને બોલાવવા રે રંગ ભીના, છેલા નંદજીના છોજી રાજ્ય ॥ ૧ ॥ પાઘડલી પેચાળી બાંધી છે રૂપાળી રે, લટ કાળા મોતીડાવાળા છોજી ॥ ૨ ॥ કાના ગિરધારી મુરતિ તારી રે, મન માની છેલ ગુમાની ॥ છોજી ૩ ॥ બ્રહ્માનંદના પ્યારા શોભો છો સારા રે કેસરીયા રંગના ભરીયા ॥ છોજી ॥ ૪ ॥ પદ ॥ ૧ ॥

નંદજીના લાલા લાગો છો વાલા રે નવરંગી લેર તોરંગી ॥ છોજી ॥૧॥ નેણનો નજારો મુને અતિ પ્યારો રે, અલબેલા છેલ છબીલા ॥છોજી ૨ ॥ કુંજના વિહારી મુરતી તારી રે, હરી મોરી જીવનદોરી ॥ છોજી ૩ ॥ બ્રહ્માનંદ કહે છે મન મારૂં રે છે રે; વેણામેં મારા નેણામેં ॥ છોજી ૪ ॥ પદ ૨ ॥

આંખ્યું અણીયાળી માવા મરમાળી રે, કાંઇ કીધું મન મારૂં લીધું ॥ છોજી ૧ ॥ મંદિર પધારો જનમ સુધારો રે, છોગાં મેલી બળવંત બેલી ॥ છોજી ૨ ॥ સુંદર સોહાગી લગની લાગી રે, તમસંગે ભિને રંગે ॥ છોજી ૩ ॥ બ્રહ્માનંદ ગાવે મુરતિ સોહાવે રે, રહોતાજા વ્રજના રાજા ॥ છોજી ૪ ॥ પદ ૩ ॥

શોભે માથે તોરા આવોને ઓરા રે, ધિરે ગાતા રંગના રાતા ॥છોજી ૧ ॥ કોટે પરવાળાં લાગે છે રૂપાળાં રે, નેણુ ઘેરી લાલજી લેહેરી ॥ છોજી ૨ ॥ સ્યામ સલુણા નેણુંમેં ટુણા રે, વ્રજ દાણી હું લોભાણી ॥ છોજી ૩ ॥ બ્રહ્માનંદ વારૂ તનમન મારૂં રે, તમ સાથે સદા મારે માથે ॥ છોજી ૪ ॥ પદ ॥ ૪ ॥

# પદ રાગ ધોળ

હેલી જોને આનંદકુમાર, સલુણો શોભંતા, ચાલે મદઝર, ગજની ચાલ, રસિક ચિત્ત લોભંતા ॥ ૧ ॥ પ્યારી લાલ સુરંગી પાઘ, અલો કીક બાંધણી; છુટયા પેચ ઝુકયા ચહુ કોરય, અધીક શોભા બની ॥૨॥ રૂડી રાજે છે નટવર રેખ, મનોહર ભાવને જોતાં; કેસર તિલક અનુપ વધારે ભાવને ॥ ૩ ॥ ઉભા અળવ કરે અલબેલ, સખાના સંગમાં ખેલે બ્રહ્માનંદનો નાથ, રાજેશ્વર રંગમાં ॥ ૪ ॥ પદ ॥ ૧ ॥

શોભે નટવરજીને શિશ, કલંગી વાંકડી પુખરાજ; પિરોજા લાલ મોતીડેથી ॥ ૧ ॥ તોરો ફુલ તણો નવરંગ, મોલીડા ઉપર જોઇને; કાન કુંવરનું રૂપ, મારા નેણું ઠરે ॥ ૨ ॥ સખી આંટાદાર અનુપ, પિયાજીની પાઘડી; તે તો વિસરે નહીં પળ એક, જીવલડામાં જડી ॥ ૩ ॥ લટકે કુંડળ કાનુ માંય; મોઘા મુલનાં; બાંધ્યા બ્રહ્માનંદના નાથ, કે કાજુ ફુલનાં ॥ ૪ ॥ પદ ॥ ૨ ॥

આંખડલી રસીલી સરોજ, રસીલા લાલની; દેખી મનડું પામે મોહ, તિલક છબી ભાલની ॥ ૧ ॥ નાષ્યા સુંદર દીપસમાન, અધિક શોભી રહી; મુખ નીરખી તે સસીઅર જોત, ગગન ઝાંખી થઇ ॥૨॥ લીધી લટકાળે નંદલાલ, કે હાથ કબાણને; એની ચટકે રંગીલી ચાલ હરે મન પ્રાણને ॥ ૩ ॥ કાજુ મોતીડે જડીત, કટાર કમર કસી લીધલો; નીરખી બ્રહ્માનંદ કહે જન્મ, સુફળ મારો કીધલો ॥૪॥પદ॥૩॥

સખી કેસર ભીનો કાન, ઠરે જોઇ છાતડી; મોહી આંખડલીમાં રેખ, મનોહર રાતડી ॥ ૧ ॥ બેની સાંભળતાં ગુલતાંન, થઇ એના ગીતમાં; રસીયા વર કેરો રંગ, ચડયો મારા ચિતમાં ॥૨॥ સમઝાવી મુને શામ; નેણું કેરી સાનમાં; મુને મગન કરી મસ્તાન, અમ્રતરસ

પાનમાં ॥ ૩ ॥ કાજુ રાજે છે ગાર કપાળ, સુભગ તીલ ત્રાજવી; શોભે બ્રહ્માનંદનો નાથ, રસીલો રાજવી ॥ ૪ ॥ પદ ॥ ૪ ॥

## રાગ ધોળ.

ગોપીનાથ આવો મારે ઓરડે; તમ સાથેરે વાધ્યો પુરણ પ્યાર ॥ નાથ૦ ॥ ૧ ॥ મેંતો શેરી વળાવીને સજ કરી, સેરડીએરે વેર્યાં ફુલ અપાર ॥ નાથ ॥ ૨ ॥ મેંતો મોતીડે ચોક પુરાવીયા, પ્રેમે બાંધ્યા તરીયાં તોરણ દ્વાર ॥ નાથ ॥ ૩ ॥ મેંતો જુગતેથી તમને જમાડવા ભાવે ભોજનરે કીધાં વીવીધ પ્રકાર ॥ નાથ ॥ ૫ ॥ મેંતો પલંગ બીછાવ્યો પ્રિતશું, વેગે સજીયારે સોળે સણગાર ॥નાથ॥૫॥ હુંતો ચાત્રુક સરખી થૈ રહી, તમ કારણે પ્યારા પ્રાણ આધાર ॥ નાથ ॥૬॥ મારે તમ સંગ પુરણ પીતડી, તેણે વિષ સમરે થયો સરવે સંસાર ॥ નાથ ॥ ૭ ॥ મુક્તાનંદના શામ સુજાણ છો, હવે શું કહુંરે વારંવાર ॥ નાથ ॥ ૮ ॥ પદ ॥ ૧ ॥

ગોપીનાથ રહો મારા મોલમાં, સુખદાયક રે પ્યારા શ્રી ઘનશામ ॥ નાથ ॥ ૧ ॥ મેંતો તન ધન તમ અરથે કરયું, મારી પુરેરે હૈડા કેરી હામ ॥ નાથ ॥ ૨ ॥ મેંતો શંકયા તજીરે સંસારની, તમ સાથેરે કીધી પુરણ પ્રીત ॥ નાથ ॥૩॥ હુંતો હાથ જોડી હાજર રહું, તમને સેવુંરે રસીયા રસરીત ॥ નાથ ॥ ૪ ॥ એક નીમખ ન મેલું વેગળા, કરી રાખુંરે મારા હૈયાનો હાર ॥ નાથ ॥૫॥ મારે તમથી વાલુ કોઈ નથી, પુરૂષોતમરે પ્યારા પ્રાણ આધાર ॥ નાથ ॥૬॥ કયારે મરજી લેશ લોપું નહીં જે જે જોએરે તે તે રાખીશ તૈયાર ॥ નાથ ॥૭॥ મુક્તાનંદના શામ છબીલડા, તમ સાથે વાધ્યો પ્રેમ અપાર ॥ નાથ ॥૮॥પદ॥૨॥

પ્યારા મુજને લાગી તારી મોહીની; રસીયા વરરે તારૂ જોઇને રૂપ ॥ મુજ ૧ ॥ તારાં નેણુ ચપળ ચીતને હરે, મીઠી મુખનીરે સુંણી વાણી અનુપ ॥ મુજ ૨ ॥ વાંકી પાઘમાં તોરા ઝુકી રહ્યા, જોતા હૈડે ફુલડા કેરા હાર ॥ મુજ ૩ ॥ અંગો અંગમાં આભ્રણ ફુલનાં, તેને નીરખીરે વાધ્યો વીરહે અપાર ॥ મુજ ૪ ॥ તારા મુખ પંકજને માવજી જોતાં નેણુંરે મારાં ત્રપ્ત ન થાય ॥ મુજ ૫ ॥ તમને અણ-દીઠે થાઉં આંધળી, જોતાં રસીયારે હૈડે હરખ ન માય ॥ મુજ ૬ ॥ હુંતો પ્રેમદીવાની થૈ રહી, તેણે ભુલીરે જુઠો જગ વેહેવાર ॥ મુજ ૭ ॥ મુક્તાનંદના પ્રીતમ નહી તજુ, કરી રાખીશરે મારા હૈડાનો હાર ॥ મુજ ૮ ॥ પદ ૩ ॥

મારાં નેણાં ઠરે છે જોઇને, મનમોહનરે તારૂ રૂપ રસાળ ॥ નેણાં ૧ ॥ માથે મોર મુગટ સોહામણો, કાન કુંડળરે ગળે મોતીની માળ ॥ નેણાં ૨ ॥ રૂડું મંદહાસ્ય મનને હરે, વાંકી ભ્રકુટીરે શોભે ભાળ વીસાળ ॥ નેણાં ૩ ॥ તારા લોચનની છબી લાલજી, જોતાં રસીયારે વસ થૈ તતકાળ ॥ નેણાં ॥ ૪ ॥ કોટી પતીતને પાર ઉતારવા દ્રગ ગોચરેરે રસીયા તારૂ રૂપ ॥ નેણાં ૫ ॥ મને પ્રગટ મળ્યા તમે માવજી, સુખ દાયકરે કોટી ભુવનના ભુપ ॥ નેણાં ૬ ॥ મારૂ મન તમને સાથે વળગ્યું, મુને લાગ્યોરે રસીયા તારો રંગ ॥ નેણાં ૭ ॥ મુક્તાનંદના નવલ સનેહીડા, મારા ઉરમાંરે ન સમાય ઉમંગ ॥નેણાં ૮ ॥ પદ ॥ ૪ ॥

## પદ રાગ ગરબી.

પુરૂષોતમ પ્રાણથી પ્યારારે, આવો અંતરજામી; તમને નિમીષ ન મેલું ન્યારારે ॥ આવો ૧ ॥ તમે જીવનદોરી છો મારીરે આવો० હું તો અબળા દાસી તમારીરે ॥ આવો ૨ ॥ મારે તમથી નથી કોઇ

પ્યારૂરે આવો૦ હું તો સરવસ તમપર વારૂરે ॥ આવો ૩ ॥ મેં તો લોકની લજ્યા ટાળીરે આવો૦ મારે મંદીર વિરાજો વનમાળીરે ॥ આવો ૪ ॥ કહે મુકતાનંદ રંગીલારે આવો૦ રાખું ઉરપર છેલછબીલારે ॥ આવો ૫ ॥ પદ ૧ ॥

તમે નટવર શ્રી નંદલાલરે; રેહેજો નયણુંની આગે; મુને વાલમજી ઘણું વાલારે ॥ રેજો ૧ ॥ વાલા તમવીના પળ ન રહેવાયરે રેજો૦ તમને નીરખીને આનંદ થાયરે ॥ રેજો ૨ ॥ તમે દુર્લભદેવ મોરારીરે ॥ રેજો૦ હું તો વાલમ તમપર વારીરે રેજો ॥ ૩ ॥ મેં તો આશા અસતની મેલીરે રેજો૦ મેં તો તમસંગે બાંધી બેલીરે ॥ રેજો ॥ ૪ ॥ કહે મુકતાનંદ પીયું પ્યારારે રેજો૦ તમને નીમખ ન મેલું ન્યારારે ॥ રેજો ॥ ૫ પદ ॥ ૨ ॥

મારે તમસંગે પ્રીત બંધાણીરે. ગુણવંતા ગીરધારી; મેં તો જુગતી તમારી જાણીરે ॥ ગુણ ૧ ॥ તારૂં રૂપ જોઇને રહું ફુલીરે ગુણ૦ હું તો લોકનો મારગ ભુલીરે ॥ ગુણ ॥૨॥ મારે ભગતી ઉદે થઇ સાચીરે ગુણ૦ હું તો રંગ તમારે રાચીરે ॥ગુણ ૩ ॥ મારે તમ સરખા શીર સ્વામીરે ગુણ૦ હું તો પુરણ પદવી પામીરે ॥ગુણ ૪॥ કહે મુકતાનંદ રંગ લાગ્યોરે ગુણ૦ મારે જીત્યાનો ડંકો વાગ્યોરે ॥ ગુણ ॥ ૫ ॥ પદ ॥ ૩ ॥

તમે મુજપર અઢળક ઢળીયારે, પુરશોતમ પ્યારા મુને કુંજ ભુવનમાં મળીયારે ॥ પુર ૧ ॥ મારો કરૂણા કરી કર સાહ્યોરે પુર૦ મુને મંદ્દર અમ્રત રસ પાયોરે ॥ પુર ૨ ॥ હું તો થઇ અતીશે બડભાગીરે પુર૦ મારે તમ સંગ લગની લાગીરે ॥ પુર ૩ ॥ મેં તો જાણી અલૌકીક રીતીરે પુર૦ હું તો તમને મળીને જગ જીતીરે ॥ પુર ૪ ॥ કહે મુક્તાનંદ મોરારીરે પુર૦ હું તો થઇ રહી નાથ તમારીરે ॥ પુર ॥ ૫ ॥ પદ ૪ ॥

## રાગ ગરબી.

મોહનને ગમવાને ઇછો માનની, ત્યાગો સરવે જુઠી વનની ટેક જો; પતીવ્રતાનો ધર્મ અચળ કરી પાળજો. હરી ચરણે રેજો અબળા થૈ છેકજો ॥ મોહ ૧ ॥ વળી એક વાત કહું છું અધિક વિવેકની. સાંભળ બેની તારા સુખને કાજ્યજો; હરીજન સંગે રાખો પુરણ પ્રીતડી, ત્યાગો મદમચ્છર જુઠી કુળ લાજજો; ॥ મોહ ૨ ॥ સુખદાયક તું જાણે સુંદર સ્યામરે, અતિ સુખદાયક મન પોતાનું જાણજો; મુકતાનંદને નાથ મગન થઈ શેવજો, સમજી વિચારી બોલો અમ્રત વેણજો ॥ મોહ ॥ ૩ પદ ૧ ॥

સાંભળ બેની હરી રીજ્યાની રીતડી, મોહનવરને માન સંગાથે વેરજો; સાધન સરવે માન બગાડે પણ વિષે જેમ ભળીયું પય સાકરમાંહી ઝેરજો ॥સાંભળ॥૧॥ દાસી થૈને રેજે દિનદયાળની, નીચી ટેલ મલે તો માને ભાગ્યજો; ભવબ્રહ્માદિકને નિશ્ચે મળતી નથી, પુરૂષોતમ પાસે બેઠાની જાગ્યજો ॥સાંભ॥૨॥ પ્રિત્ય કરે પુરૂષોતમ સાથે નિત્ય નવી, દાઝીસમાં દેખી કેનું સનમાનજો; મુક્તાનંદનો નાથ મગન થૈ સેવજો; તો રીઝે રશીયો સુંદરવર કાનજો ॥સાંભ ॥૩॥ પદ ॥૨॥

કાન કુંવરની રીત્ય સુણી મનમાં ધરો, તો તમે રેશો મગન સદા હરી સંગજો; પુરૂષોતમને નથી કોઈ પર પોતા તણુ પુરણ કામ ન રાચે કેને રંગજો ॥ કાન ૧ ॥ કરૂણાનીધીમાં કામાદિક વાપે નહિ, છરશા માન તણો નહી અંતર લેશજો; કડવા વેણ કહે પોતાના દાસને; ઓખડસમ આપે ઉત્તમ ઉપદેશજો ॥ કાન ૨ ॥ જે જે વચન કહે સુંદરવર સામળો, સુખ ઉપજે તેમ કરવો શુદ્ધ વિચારજો; મુકતાનંદનો નાથ સદા સુખદાઇ છે, એવું જાણી કરજો પુરણ પ્યારજો ॥ કાન ૩ ॥ પદ ॥ ૩ ॥

સુખસાગર હરીવર સંગ સુખ માણજો, અતિ ઘણી મહેર કરી છે શ્રી મહારાજજો; પુરૂશોતમ સાથે પુરણ સગપણ થયું, આપણ તુલ નહી કોઇ બીજું આજજો ॥ સુખ ૧ ॥ રવિમંડળમાં રાતતણા દુખ નવ નડે, પારસ પામે ધન દુરબળતા જાયજો; તેમ પ્રગટ પુરશોતમને જેજે મળે, તેનો મહીમા ભવ બ્રહ્માદિક ગાયજો ॥સુખ ૨॥ તન અભિમાન તજે પુરણ સુખ પામીએ, સામળીયા સંગ બાંધે સાચી પ્રિતજો; મુક્તાનંદ કે મરમ ઘણોછે વાતમાં, જાણી લેજો અતિ ઉત્તમ રસરીતજો ॥ સુખ ૩ ॥ પદ ॥ ૪ ॥

## પદ. રાગ ગરબી.

છોગાળા રણછોડની શોભા, જોઇ મોયું મન મારૂંરે, ॥ છો. ॥ શ્યામને સંગે રાચી હુંતો રંગે, બીજું થયું મન મારૂંરે. ॥ છો. ૧ ॥ તન ધન પ્રાણ પ્રભુ પરવારૂ, હીમત કે દીન હારૂંરે. ॥ છો. ૨ ॥ લોકની લાજે ને કુળ મરજાદે, ધડક ન મનમાં ધારૂરે, ॥ છો. ૩ ॥ મુક્તાનંદનો નાથ રંગીલો, પ્રીતમ પલ ન વીસારૂરે ॥ છો. ॥ ॥ ૪ ॥ પદ ૧ ॥

રંગીલા રણછોડશું મારે, પુરણ પ્રીત બંધાણીરે ॥ રંગી ॥ વાલાની વાત સુણી મન માન્યું, ગમતી નથી અન્ય વાણીરે ॥ રંગી. ૨ ॥ જે પદ સેવે સદા સત્યભામા, તે ચરણે લપટાણીરે. ॥ રંગી. ૩ ॥ મુક્તાનંદના નાથને નીરખી, લાવણ્યમાં લોભાણીરે. ॥ ॥ રંગી, ॥ ૪ ॥ પદ. ૨ ॥

આવોરે અલબેલા વાલા, સુંદર વર સુખકારીરે. ॥ આ. ॥ મારે મંદીરીયે રહો રંગ ભીના, ગુણસાગર ગીરધારીરે. ॥ આ. ૧ ॥

રસીયા તમારૂં રટણ કરૂં છું, ફુલડે સેજ સમારીરે ॥ આ. ॥ ૨ ॥ તમ અરથે મરમાળારે મોહન, લોકની લાજ વીસારીરે ॥ આ. ॥ ૩ ॥ મુકતાનંદના નાથ હું તમપર, વાલમજી જાઉં વારીરે ॥ આ. ॥ ૪ ॥

॥ પદ ॥ ૩ ॥

શામળીયા રંગ છેલ છબીલા, મારે મંદીરીયે આવો ॥ શા. ॥ મોહન વર મારે ઘરે આવી, તનના તાપ બુજાવોરે ॥ શા. ॥ ૧ ॥ મુજપર મેર કરી મન મોહન, કરૂણાના ઘન વરસાવોરે ॥ શા. ॥ ૨ ॥ રસની રીતમાં કાન કોડીલા, જાણુ પ્રવીણ કહાવોરે ॥ શા. ૩ ॥ મુકતાનંદના વાલમ મુજને, લાલન લાડ લડાવોરે ॥ શા ૪ ॥ પદ ૪॥

તમે મીઠુ બોલીને મન લીધુંરે, મીઠડા બોલાજી; કાઇ કામણુ મુજને કીધુંરે ॥ મીઠ ૧ ॥ સુણી મુખની મીઠી વાણીરે ॥ મીઠ ॥ કરૂં તન મન ધન કુરબાનીરે ॥ મીઠ ૨ ॥ તારૂં રૂપ અલોકીક જોયુંરે ॥ મીઠ. ॥ જોઇ મનડું મારૂ મોયુંરે ॥ મીઠ. ૩ ॥ મેંતો સેજડી બીછાઇ તમ સારૂંરે ॥ મીઠ. ॥ આવો કોઇ નથી કેનારૂંરે ॥ મીઠ. ૪ ॥ શીદ ડરતા ડરતા ચાલોરે ॥ મીઠ. ॥ મારા મંદીરીયામે માલોરે ॥ મીઠ. ૫ ॥ સરવે વશ કીધી વ્રજ નારીરે ॥ મીઠ. ॥ જાય મુકતાંનંદ બલહારીરે ॥ મીઠ. ॥ ૬ ॥ પદ ૧ ॥

મુને રસ બસ કીધી રસ રંગેરે, રસીયા રંગીલા મારૂં ચીતડુ ડોલે તમ સંગેરે. ॥ રસી. ૧ ॥ હુંતો ઘરનો ધંધો ભુલીરે ॥રસી॥ જોઇ ફરૂંછું નીશદીન ફુલીરે ॥ રસી. ૨ ॥ હવે બેહું આવી મારે બાનુંરે ॥ રસી. ॥ હવે કેમ કરી રાખું છાનુંરે ॥ રસી. ૩ ॥ મેંતો મેણું તમારૂં લીધું માથેરે ॥ રસી. ॥ એક સગપણ કીધું તમ સાથેરે ॥રસી. ૪॥ મારે તમથી જોયે સાજુરે ॥ રસી. ॥ શ્યાને લોકડીયાથી લાજુરે ॥ રસી. ૫ ॥ વળી હસી હસી વાત વધારોરે ॥ રસી. ॥ મુકતાનંદનો જનમ સુધારોરે ॥ રસી. ૬ ॥ પદ ૨ ॥

મેંતો કોડે કોડે પ્રીતડી કીધીરે, કાનવર કોડીલા મારી ચુડતાં બાંહી ગ્રહી લીધીરે ॥ કાન. ૧ ॥ આવી કોડે કોડે જોવો મુજ સામુરે ॥કાન.॥ સરવે ફુરો મારા હૈડાના સામુરે ॥ કાન. ૨ ॥ વાલા દરશન નીતનીત દેજોરે ॥કાન.॥ કોડે કોડે આવીને કાંઇ કેજ્યોરે ॥કાન. ૩॥ કોડે કોડે કરો આવી આલુરે ॥કાન.॥ તારા ભુધર લટકા બાળુરે ॥ કાન. ૪ ॥ કોડે કોડે પેરોને હાર કોટેરે ॥ કાન. ॥ ચીત ચોરે નયનની ચોટેરે ॥ કાન. ૫ ॥ કોડે કોડે બોલોને કાલુ કાલુરે ॥કાન.॥ લાગે મુકતાનંદને વાલુરે ॥ કાન. ૬ ॥ પદ ૩ ॥

હુંસે હુંસે આવી હેરણા હેરોરે. હરીવર હુંસીલા; માથે તોરા ઘાલી ફુલડાં કેરારે ॥ હરી. ૧ ॥ હુંસે હુંસે લેઇ મોરલી હાથે ॥ હરી.॥ રૂડા શોભો છો ગોપીજન સાથેરે ॥ હરી. ॥ ૨ ॥ હુંસે હુંસે મધુરે સ્વરે ગાતારે ॥હરી.॥ આવો વાલમ મોરલી વાલારે ॥ હરી. ॥ ૩ ॥ હુંસે હુંસે કરોછો આવી હાંસારે ॥હરી.॥ તેણે વશ કીધા વ્રજ વાસીરે ॥હરી.॥૪॥ હુંસે હુંસે કરો છો આવી હેલુરે ॥ હરી. ॥ કીધું ગોકુળ સરવે ઘેલુંરે ॥ હરી ॥૫॥ હુંસે હુંસે ચાલો છો તમે જોતારે ॥હરી.॥ મુકતાનંદનું મનડું મોતારે ॥હરી. ॥૬॥ પદ ૪॥ પુરા.

## પદ. રાગ ધોળ.

સરવે સખી જીવન જોવાને ચાલોરે, શેરડીઉમાં આવે લટકતો લાલોરે ॥૧॥ એની શોભા મુખે વરણવી ન જાયરે, જેને નીગમ નેતી નેતી કરી ગાયરે ॥૨॥ રોજે ઘોડે રાજેશ્વર બીરાજેરે, છબી જોઇ કોટીક કંદ્રપ લાજેરે ॥૩॥ મળ્યા આવે મહા મુનીના વંદરે તેમાં

શોભે તારે વીંટયો જેમ ચંદરે ॥૪॥ શુક સનકાદીક ઉત્તમ જશ ગાવેરે, નૃત કરે નારદ વેણુ વજાવેરે ॥૫॥ નીજ સખા ચમર કરે લઇ હાથરે, આ જો આવ્યા ભોમાનંદના નાથરે ॥૬॥ પદ. ૧॥

જુવો છબી શામ સુંદરવર કેરીરે, હીરની નાડી સુંથડલી સોનેરીરે ॥૧॥ જરકશી જામો બુટ્ટાદારરે, કસીગો કમર સોનેરી કટારરે ॥૨॥ શીર પાઘ પેચાળી નવરંગીરે, કાને ગુછ ગુલાબી માથે કલંગીરે ॥૩॥ ગજરા તોરા ગળે ગુલાબના હારરે, આવી ઉંપર ભમર કરે ગુંજારરે ॥૪॥ પોંચી કડાં બાંધે બાજુબંધરે, નંગ જડ્યાં કુંડળ મોતીનાં વંદરે ॥૫॥ વેશે જુવો વરણાગીઓ વનમાળીરે, શીતળ થૈ ભોમાનંદ કે ભાળીરે ॥૬॥ પદ ૨॥

મુરતી ચંચળ જુવો ચટકંતી ચાલરે, નેત્ર છડી કરમાં ફુમકીઆળી લાલરે ॥૧॥ મંદહાસ ચપળ નેણાં ચિત્ત ચોરેરે, કરના લટકા કરી કાળજડાંને કોરેરે ॥૨॥ મીઠા બોલો ઘેરે રાગે ગાયરે, અધર ધરી મોરલી મનોહર વાયરે ॥૩॥ ઝળકે ભાલ વીશાળ શોભાનું ધામરે, નાશીકા અણીયાળી ભમર અતી સ્યામરે ॥૪॥ અધર લાલ માંહી મધુરી હાસરે, દંતપંક્તી કરે અતી પ્રકાશરે ॥૫॥ જમણે ગાલે ટીબકડી રૂપાળીરે, તાપ ટળ્યા ભોમાનંદ કે ભાળીરે ॥૬॥ પદ ૩॥

ઘેર ચાલી આવ્યા ગૌલોક વાસીરે, જેને કહે છે અક્ષરાતીત અવીનાશીરે ॥૧॥ જુવો જીવો મોહ નીંદ્રામાંથી જાગીરે, વળી એને થયો અખંડ સોહાગીરે ॥૨॥ જોતાં વાટય આવી મારે જાનરે, પોતે વર પુરશોત્તમ ભગવાનરે ॥૩॥ શુક સનકાદીક ધરે જેનું ધ્યાનરે, મારાં લોચન કરે તે મુખનું પાનરે ॥૪॥ એની સરવે દેખી અલૌકીક રીતરે, ચોંટયું મારૂં સુંદર વરમાં ચીત્તરે ॥૫॥ હાથેવાળો હરી સંગાથે લીધોરે, ભોમાનંદ કે જન્મ સફળ કરી લીધોરે ॥૬॥ પદ ૪॥

## રાગ ધોળ.

જુવો સખી સુંદર ધરમ કુમારરે, હરીવર અક્ષરપર કીરતારરે ॥૧॥ એ છે અવતારતણા અવતારીરે, ગુણ શીળરૂપ તેજ અતી ભારીરે ॥૨॥ જેને વેદ નારદ શેશાદીક ગાવેરે, જેના યશ શોભાદી પાર ન પાવેરે ॥૩॥ જેને ગાઇ સંભારી સુખ બહુ થાયરે, કૃશ્નાનંદ કહે અક્ષરધામ પમાયરે ॥૪॥ પદ ॥૧॥

જેથી ધ્રુજે પવનપવીની અહીંદ્રરે, જેથી ધ્રુજે ઇશ સુરેશ મુનીંદ્રરે ॥૧॥ જેથી કંપે માયા પુરૂષ શશી સુરરે, જેથી કંપે કાળ કરાળ હજુરરે ॥૨॥ એ છે અગણીત ભુવનના ઈશરે, જન નર સુર નમાવે શીશરે ॥૩॥ જેની આજ્ઞાએ અધર રહે પાથરે, એવા હરી કૃશ્નાનંદના નાથરે ॥૪॥ પદ ॥૨॥

નીરાધાર તારાનું મંડળ જેહરે, જેને ભયે રહે છે નીરંતર તેહરે ॥૧॥ સીંધુ પાર વીનાનો નીર ગંભીરરે, તેની મરજાદા ન લોપે ધીરરે ॥૨॥ કાળ માયા પુરૂષ આદી સરવેરે, જેથી પામે ગુણ ઐશ્વર્ય ગરવરે ॥૩॥ એવા હરી નરતન ધરીને આવ્યારે, કૃશ્નાનંદ કે અક્ષરાદીક સંગ ભાવ્યારે ॥૪॥ પદ ॥૩॥

ભુતળમાં થાપ્યો સનાતન ધરમરે. ઉથાપ્યો છે બંધનકારી અધરમરે ॥૧॥ અગણીત જનને કરાવી સમાધીરે, બ્રહ્મરૂપ કીધા છે ટાળી ઉપાધીરે ॥૨॥ તેમાં સરવે પોતાનાં ધામ દેખાડે. શુભ ગુણ ઇશ્વર્ય જનને પમાડેરે ॥૩॥ જીત્યા મતવાદી ગુરૂને બહુનામીરે, એવા વાલો કૃશ્નાનંદના સ્વામીરે ॥૪॥ પદ ॥૪॥

## પદ. રાગ ગરબી.

વંદુ સહજાનંદ રસરૂપ તે રાગનાં ॥ આવો મારે મંદીર સહજાનંદ, મનોહર શ્રીહરીરે લોલ; વાલા તારી મુરતી પરમ અનુપ, જોઉં

નેણાં ભરીરે લોલ ॥૧॥ વાલા તારા અરૂણ ચરણ દુખ હરણ, ચીન્હ શોભા ઘણીરે લોલ; કોમળ અંગુળી લલીત રંગાળ હાર્ય નખ મણી તણીરે લોલ ॥૨॥ પાવન પાની ઘુંટી ગોળ, કર બહુ શોભતારે લોલ; જંઘા જાનું સાથળ સાર, કે જન મન લોભતારે લોલ ॥૩॥ ગ્રગપતી માન હરણ કટીલંક, નીરખવા લાગે છેરે લોલ; બ્રહ્માનંદ જે ચીતને એહ, તેના બહુ ભાગ્યછેરે લોલ ॥૪॥ પદ ॥૧॥

શીતળ પીપળ પાન સમાન, ઉદર ચીતને હરેરે લોલ; ત્રીવળી નાભી ગોળ ગંભીર, જોઇ નેણા ઠરેરે લોલ ॥૧॥ છાતી ઉપડતી ચાન ચોર વીશાળ અનુપછેરે લોલ; શ્રીવત્સ અરધ ચંદ્ર શુભ ચીન્હ, અતી સુખ રૂપછેરે લોલ ॥૨॥ શોક કંચન મોતી હાર, નીરખી મન લોભતારે લોલ; જાણે ગગનમંડળ માય, તારાને વીજળી શોભતારે લોલ ॥૩॥ રાજે ઉરપર પરમ ઉદાર, કે વીનગુણ હારછેરે લોલ; બ્રહ્માનંદ કહે જોઇ લાજે શેષ, કે ભુજા અતી સારછેરે લોલ ॥૪॥ પદ ॥૨॥

જાણે ફુલ્યાં ગુલાબના ફુલ, હથેળી લાલછેરે લોલ, અંગુળી ચોળાકળી નખ ચંદ્ર, કાંતી વીશાળ છેરે લોલ ॥૧॥ વાલા તારા અધર બીંબ ફળ તુલ્ય, રહે જન જોઇનેરે લોલ; ભાળી કુંદકળી સમ દંત, રહ્યું મન મોહીનેરે લોલ ॥૨॥ વાલા રૂડા ખંભા શંખ સમ, કંઠ ચીબુક શોભા ઘણીરે લોલ; પ્યારા તારા ગાલમાં તીલ એક શામ, જાણે ઝળકે મણીરે લોલ ॥૩॥ વારૂ કમળ કોટી રૂડું રાજે, વદન છબી ઉપરેરે લોલ; બ્રહ્માનંદ કહે પ્રેમ સહીત, મુની જેનું ધ્યાન ધરેરે લોલ ॥૪॥ પદ ॥૩॥

કામણગારા કરૂણા હેત, સુધારસના ભરયારે લોલ; કમળ સરીખાં ચંચળ નેણ, જોઇ નેણાં ઠરયાંરે લોલ ॥૧॥ વાલા તારી નાશી-

કા તલકનું ફુળ, કે કીર સમાનછેરે લોલ; લોભન કાન સમાન, કે કાંતી નાધાનછેરે લોલ ॥૨॥ લોભે નેણુ કમળ પરભુહ, ભમર આધીન છેરે લોલ; જેને જોવા થાય આતુર, કે મન અતી દીનછેરે લોલ ॥૩॥ ભાળે તેસર આડ બનાવ, કુમકુમ ચંદ્ર ગોળછેરે લોલ; કૃષ્ણા- નંદ કહે તેને જોઇ, કે મન રંગ ચોળછેરે લોલ ॥૪॥ પદ ॥૪॥

## રાગ ગરબી.

વંદુ સહજાનંદ રસ રૂપ અનુપમ સારનેરે લોલ, જેને ભજતાં છૂટે ફંદ કરે ભવપારનેરે લોલ ॥૧॥ સમરૂં પ્રગટ રૂપ સુખ ધામ અનુપમ નામનેરે લોલ, જેને ભવ બ્રહ્માદીક દેવ ભજે તજી કામનેરે લોલ ॥૨॥ જે હરી અક્ષર બ્રહ્મ આધાર પાર કોઇ નવ લહેરે લોલ, શેષ સહસ્ર મુખ ગાય નીગમ નેતી કહેરે લોલ ॥૩॥ જેને વર્ણવું સુંદર રૂપ અનુપ જુગલ ચરણે નમીરે લોલ, નખ શીખ પ્રેમ સખીના નાથ રહો ઉરમાં રમીરે લોલ ॥૪॥ પદ ॥૧॥

આવો મારા મોહન મીઠડા લાલ કે જોઉં તારી મુરતીરે લોલ, જતન કરી રાખું રસીયા રાજ વીસારૂં નહીં ઉરથીરે લોલ ॥૧॥ મન મારૂં મોહ્યું મોહનલાલ પાઘડલીની ભાત્યમાંરે લોલ ॥૨॥ વાલા તારૂં ઝળકે સુંદર ભાલ તીલક રૂડાં કરયાંરે લોલ, વાલા તારા વામ કર- ણુમાં તીલ તેણે મનડાં હરયાંરે લોલ ॥૩॥ વાલા તારી ભ્રકુટીને બાણે સ્યામ કાળજ મારાં કોરીયાંરે લોલ, નેણે તારે પ્રેમ સખીના નાથ કે ચીત મારાં ચોરીયાંરે લોલ ॥૪॥ પદ ॥૨॥

વાલા મુને વશ કીધી વ્રજરાજ, વાલમ તારા વાલમાંરે લોલ,

મન મારૂં તલપે જોવા કાજ ટિબકડી છે ગાલમારે લોલ ॥ ૧ ॥ વાલા તારિ નાસિકા નમણી નાથ અધરબિંબ લાલ છેરે લોલ, છેલા મારા પ્રાણ કરૂ કુરબાંન જોયા જેવી ચાલછેરે લોલ ॥ ૨ ॥ વાલા તારા દંત દાડમનાં બીજ ચતુરાઇ ચાવતારે લોલ, ॥ વાલા મારા પ્રાણ હરોછો નાથ મીઠું મીઠું ગાવતારે લોલ ॥ ૩ ॥ વાલા મારા પ્રાણ હરાણું ચિત બીજું હવે નવ ગમેરે લોલ, મન મારૂ પ્રેમ સખિના નાથ કે તમ કેડે ભમેરે લોલ ॥ ૪ ॥ પદ ॥ ૩ ॥

રશીયા જોઇ રૂપાળી કોટ રૂડી રેખાવળીરે લોલ, વાલા મારૂ મનડું મળવા ચાય કે જાય ચિતડું ચળીરે લોલ ॥ ૧ ॥ વાલા તારી જમણી ભુજાને પાસ રૂડા તીલ ચાર છેરે લોલ, વાલા તારા કંઠ વચે તીલ એક અનુપમ સાર છેરે લોલ, ॥ ૨ ॥ વાલા તારા ઉરમાં વિન ગુણહાર જોઇ નેણાં ઠરેરે લોલ, વાલા તે તો જાણે પ્રેમિ જન જોઇ નિત ધ્યાન ધરેરે લોલ ॥ ૩ ॥ રસીયા જોઇ તમારૂ રૂપ રસિક જન ઘેલડારે લોલ, આવો વાલા પ્રેમ સખિના નાથ સુંદર વર છેલડારે લોલ ॥ ૪ ॥ પદ ॥ ૪ ॥

વાલા તારિ ભુજા જુગલ જગદિશ જોઇને જાઉં વારણેરે લોલ કરના લટકા કરતા લાલ આવોને મારે બારણેરે લોલ ॥ ૧ ॥ વાલા તારી આંગળીયુની રેખા નખ મણિ જોઇનેરે લોલ, વાલા મારા ચિતામાં રાખું ચોરી કહું નહિ કોઇનેરે લોલ ॥ ૨ ॥ વાલા તારા ઉરમાં અનુપમ છાપ જોવાને જીવ આકળોરે લોલ. વાલા મારા હઇડે હરખ ન માય જાણું જે હમણાં મળોરે લોલ. ॥ ૩ ॥ વાલા તારૂ ઉદર અતિ રસરૂપ શિતળ સદા નાથજીરે લોલ, આવો ઓરા પ્રેમ સખીના પ્રાણ મળું ભરી બાથજીરે લોલ ॥ ૪ ॥ પદ ૫ ॥

વાલા તારી મુર્તિ અતિ રસરૂપ રસિક જોઇને જીવેરે લોલ, વાલા એ રસના ચાખણહાર છાશ તે નવ પિયેરે લોલ ॥ ૧ ॥ વાલા મારે સુખ સંપત તમે શ્યામ મોહન મન ભાવતારે લોલ, આવો મારે મંદીર જીવન પ્રાણ હસીને બોલાવતારે લોલ ॥ ૨ ॥ વાલા તારૂં રૂપ અનુપમ ગૌર મુર્તિ મનમાં ગમેરે લોલ, વાલા તારૂં જોબન જોવા કાજ કે ચિત ચરણે નમેરે લોલ ॥ ૩ ॥ આવો મારા રશિયા રાજીવ નેણ મરમ કરી બોલતોરે લોલ, આવો વાલા પ્રેમસખિના શેણ મંદિરમારે ડોલતારે લોલ ॥ ૪ ॥ પદ ૬ ॥

વાલા તારૂ રૂપ અનુપમ નાથ ઉદર શોભા ઘણીરે લોલ, ત્રિવેણી જેવું સુંદર છેલ આવોને ઓરા અમ ભણીરે લોલ ॥ ૧ ॥ વાલા તારી નાભિ નૌતમ રૂપ ઉંડી અતિ ગોળછેરે લોલ કટલિંક જોઇને જાદવરાય કે મન રંગચોળછેરે લોલ ॥ ૨ ॥ વાલા તારી જંઘા જુગલની શોભા મનમાં જોઇ રહુંરે લોલ. વાલા નિત નિરખું પિંડિને પાનિ કોઇને નવ કહુંરે લોલ, ॥૩॥ વાલા તારા ચરણકમળાનું ધ્યાન ધરૂં અતિ હેતમાંરે લોલ, આવો વાલા પ્રેમ સખિના નાથ રાખું મારા ચિતમાંરે લોલ ॥૪॥ પદ ૭॥

વાલા તારા જુગલ ચરણ રસરૂપ વખાણું, વાલમારે લોલ, વાલા અતિ કોમળ અરૂણ રસાળ ચોરે ચિત ચાલમાંરે લોલ ॥ ૧ ॥ વાલા તારે જમણે અગુંઠે તિલક કે નખમાં ચિન્હ છેરે લોલ, વાલા છેલી આંગળીએ તિલ એક જોવા મન દિન છે રે લોલ ॥૨॥ વાલા તારા નખની અરૂણતા જોઇને શશિ કળા ક્ષીણ છેરે લોલ, વાલા રસ ચોર ચકોર જે ભકત જોવાને પ્રવિણછેરે લોલ, ॥૩॥ વાલા તારી ઉર્ધ્વરેખામાં ચિત રહ્યો કરી વાસનેર લોલ, માગે પ્રેમ સખિ કર જોડી, દેજો દાન દાસનેરે લોલ ॥ ૪ ॥ પદ ૮ ॥

## રાગ ગરબી.

સજની પુછોને નંદજીનો લાલ, કે કેમ ચંચળ થયારે લોલ; કીધો કીધો નટવર વેસ, કે કેમ તોડી દયારે લોલ ॥૧॥ સજની શું છે આ રાતે કામ, કે નંદકુમારનેરે લોલ; શણગાર્યા રૂડા તોરંગ થયા અસવારનેરે લોલ ॥ ૨ ॥ સાથે નૈ લઇ જાયે વ્રજનાથ, તો કયારે આવશેરે લોલ; સજની અધરામ્રત વ્રજનાથ, હવે કયારે પાવશેરે લોલ ॥ ૩ ॥ મળશે મન ગમતી કોઈ નાર, કે જાસે વીસરીરે લોલ; સજની મેલીને ચાલ્યા નાથ, કયારે મળશે હરીરે લોલ ॥૪॥ સજની જગથી તોડી પ્રીત, કમળ મુખ જોવતીરે લોલ; મેલી પ્રેમ સખીને નાથ રહી સર્વે રોવતીરે લોલ ॥ ૫ ॥ પદ ૧ ॥

ન ઘટે તમને પ્રાણજીવન કે ચાલ્યા મેલીનેરે લોલ; દુઃખને દરીયે મારા નાથ કે નાંખ્યાં ઠેલીનેરે લોલ ॥ ૧ ॥ રસીયા કરવી નોતી પ્રીત, કે પેલી નાથજીરે લોલ; રસીયા અમ્રત પાઇ ઉછેર્યો, માર્યા એક સાથજીરે લોલ ॥ ૨ ॥ રસીયા સર્વથી તોડો સ્નેહ, કે એક તમને વરીરે લોલ; વ્રજ વીનતા જીવન નાથ, તમે સારી કરીરે લોલ ॥૩॥ રસીયા માર્યા રીસના બાણ, કે ઠાર્યા કેમ ઠરેરે લોલ; તમ વીના પ્રેમ સખીના નાથ, કે એવી કુણ કરેરે લોલ ॥૪॥ પદ ૨॥

ઓધવ કેજો એક સંદેશો; કે વ્રજના નાથનેરે લોલ; મા વીસારજો પ્રાણજીવન, કે ગોપી સાથનેરે લોલ ॥ ૧ ॥ રસીયા કરજો અમારી સહાય, કે અતી અબળા તણીરે લોલ; વારે ચડજો દીનાનાથ, કે હદ થઇ છે ઘણીરે લોલ ॥ ૨ ॥ થઇછે તમ વિના વ્રજના નાથ, કે સરવે ઘેલડીરે લોલ; તે સંભારીને સુંદર શામ રડે છે સાહેલડીરે

લોલ ॥ ૩ ॥ રશીયા આંખે આંસુની ધાર, કે ભુલી કામનેરે લોલ; વાલા કોકીલ ઉંચે સ્વર. જ્યુ પોકારે શામનેરે લોલ ૪ રશીયા આવો પ્રાણજીવન, કે વાલો વાનને લોલ; આપો પ્રેમ સખીના નાથ, કે દરસન દાનનેરે લોલ ॥ ૫ પદ ૩ ॥

રસીયા નીતનીત કરતિ આર, ચાંદલીયો લાલનોરે લોલ; તે ઘણું ખટકે છે મારા નાથ, કે તિર જેમ ભાલનોરે લોલ ॥ બેસતા મોહન આવી બાર, કે નાંખી ચાકળોરે લોલ; તે સંભારી ને સુંદરશામ, કે થાયછે મન આકળોરે લોલ ॥ ૨ ॥ રસીયા. જમતા કરતા ખેલ, કે બહુ હાંસી કરેરે લોલ; તે લટકાપર પ્રાણજીવન, કે હું જાઉં મરીરે લોલ ॥૩॥ રસીયા બોલી મધુરા વેણુ નાથ, કે કરતા વાતડીરે લોલ; તે સંભારીને મારા નાથ, કે ભરાઇ આવે છાતડીરે લોલ ॥૪॥ રસીયા ફુલડે સમારીને સેજ, ઢાળી છે મેંતો ખાટડી લોલ; આવો પ્રેમ સખીનો નાથ, કે જોઉંછું તમારી વાટડીરે લોલ ॥૫॥ પદ ॥૪॥

આવો આવોને સુંદરશામ, ભુવન મારે ડોલતારે લોલ; હસતા હસતા સુંદર વેણુ, કમળ મુખ બોલતારે લોલ ॥૧॥ ચીતડે ચોટી સુંદરશામ, ચપળતા નેણુનીરે લોલ મન મારૂં મોહ્યું મોહનલાલ, મધુરતા વેણુનીરે લોલ ॥૨॥ રસીયા લાગ્યો મુજને રંગ, ચટકતી ચાલનોરે લોલ; જોતાં ત્રપ્ત ન થાય મારાં નેણુ, કે ચંદ્રમા ભાલનોરે લોલ ॥૩॥ રસીયાજી ઝાલ્યો છે મારો હાથ, રખે હવે છોડતારે લોલ; વાલા રેજો મન મારે પાસ, આળસ અંગે મોડતારે લોલ ॥૪॥ વાલા જાતા વળતા શામ, શેરીયે મારે નીસરોરે લોલ; રસીયા પ્રેમ સખીના નાથ, મુને માં વીસરોરે લોલ ॥ ૫ ॥ પદ ॥ ૫ ॥

અલબેલા આવો મારે ઘેર, કે જાઉં તારે વારણેરે લોલ, પેરાવું ચંપાના હાર, કે લાવી છું તમ કારણેરે લોલ ॥૧॥ રસીયા બાંધી

રૂપાળી પાઘ, આંટા લેજો બેવડોરે લોલ; ઓરા આવોને સુંદર છેલ, કે ખોસું કેવડોરે લોલ ॥ ૨ ॥ લટકા આવો મારી શેરીયે પોતાના શોખમાંરે લોલ; પ્રાણજીવન જોવાને કાજે, બેશીસ હુંતો ગોખમાંરે લોલ ॥ ૩ ॥ આવી બેસો મારે બાર, કરો રૂડી વાતડીરે લોલ; રસીયા જોઇ તમારૂં રૂપ ઠરે છે મારી છાતડીરે લોલ ॥ ૪ ॥ લાલચ લાગી છે અલબેલ. મોહી છું તારા વેણુમાંરે લોલ; આવો પ્રેમ સખીના પ્રાણ, રાખું મારા નેણુમાંરે લોલ ॥ ૫ ॥ પદ ॥ ૬ ॥

સજની એક દીવસ જળ ભરવા, જમુના હું ગઇતીરે લોલ; સામા મળીયા નંદજીના લાલ, કે જોઇ મોહી રહીરે લોલ ॥ ૧ ॥ જે દાડેથી સુંદર શામ, મારી દ્રષ્ટે પડયારે લોલ; લખીને રાખ્યા રૂદીયા માંય, કે ચીત આવી ચડયારે લોલ ॥ ૨ ॥ લાગાં લાગાં ચંચળ નેણ હવે કેમ વીસરેરે લોલ, લટકો કરતા પેઠા લાલ, હવે કેમ નીશરેરે લોલ ॥૩॥ સજની ચૌદ ભુવનમાં એક, એની મારે આશછેરે લોલ; હવે મારે મન ક્રમ વચને નાથ, ચરણમાં વાસછેરે લોલ ॥૪॥ કીધી કીધી મુજપર મેર, કે આજ અઢળક ઢળ્યારે લોલ; મળીયા પ્રેમ સખીના નાથ, કે આડા આંક વળ્યારે લોલ ॥૫॥ પદ ॥૭॥

સજની મનડે વાળી ગાંઠ, તે છોડું કેમ કરીરે લોલ; ટાળી ન ટળે કરમની રેખ, કે તેમ મારે હરીરે લોલ ॥૧॥ મનક્રમ વચને ઝાલી હાથ, હાલરે જેમ લાકડીરે લોલ; તેમજ પ્રાણ સંગાથે લીધા, કે મનમોહન જડીરે લોલ ॥૨॥ તેલ પલાળીને વાળી જેમ ગાંઠ, કે રૂડી હીરનીરે લોલ; સજની એમ પડી મારે આંટી કે મોહન આ હીરનીરે લોલ ॥ ૩ ॥ જોતાં લોચન ત્રસ ન થાય, કે એવી ટેવ પડીરે લોલ; સજની પ્રાણજીવન જોયા વીના, કે ચાલે નહીં એક ઘડીરે

લોલ ॥૪॥ રસીયા સાથે લાગી પ્રીત, કે દુખ સરવે ટળ્યારે લોલ; સજની પ્રેમ સખીનો નાથ, કે આજ અઢળક ઢળ્યારે લોલ ॥૫॥ પદ ॥૮॥

## રાગ ગરબી.

સજની શ્રીજી મુજને સાંભરીયારે, હઇડે હરખ રહ્યો ઉભરાય સજ૦ નેણે આંસુની ધારા વહેરે, વીરહે મનડુ વ્યાકુળ થાય ॥સજ૦ ॥૧॥ સુંદર મુરતી શ્રી મહારાજનીરે, સુંદર અમ્રત સરખાં વેણ ॥ સજ૦ ॥૨॥ શી કહું શોભા અંગો અંગતણીરે. નીરખી લાજે કોટીક કામ ॥ સજ ॥૩॥ હસતા હસતા હેત વધારતારે, એવા સુખનીધી શ્રી ઘનશામ ॥ સજ ॥૪॥ સદા શ્વેતાંબર શ્રીજી ધારતાંરે, અંબર જરકસીયા કોઇ વાર ॥ સજ ॥૫॥ ગુચ્છ કલંગી તોરા ખોસતારે, ગજરા બાજુ ગુલાબી હાર ॥ સજ ॥૬॥ એ છબી જોવા તલખે આંખડીરે, મધુરાં વચન સાંભળવા કાન ॥ સજ ॥૭॥ એ હરી મળવાને હૈડુ તપેરે, પ્રેમાનંદના જીવન પ્રાણ ॥ સજ ॥૮॥ પદ ॥૧॥

મનડું મુરતીમાં વળગી રહ્યુંરે, ચીતવન કરવા ચીત આતુર મન૦ તરૂણ મનોહર મુરતી નાથનીરે, રાજીવ લોચન જોબન પુર ॥મન॥૧॥ સોળે ચીન્હ સહીત અતિ સભતારે, સુંદર ચરણકમળની જોડ ॥મન॥ ૨॥ હળવી રહીને હેતે ચાંપતીરે, કયારે હવે પુરશે મનના કોડ ॥ મન॥૩॥ પીડી જાનું નીત્યે નીરખતીરે, રૂડા સાથળ ચીન સહિત ॥મન॥૪॥ શામકટી જોઇ જાદવરાયનીરે, નીત નીત નૌતમ ઉપજે પ્રીત ॥ મન ॥૫॥ ઉંડી નાભીકમળ સરીખડારે, ત્રીવળી નીરખી ઉદરમાંય ॥ મન ॥૬॥ છાતી ઉપડતી અતિઓપતીરે, હવે કયારે ભુજ ગ્રહી બાથ ભરાય ॥ મન ॥૭॥ મુખની શોભા જોઇ માહારાજનીરે

સાજે પંકજ પુરણ ચંદ ॥ મન ॥ ૮ ॥ નાશા નેત્ર ભુજ જોઈ બાલ નેરે, જાય બલહારી પ્રેમાનંદ ॥ મન ॥ ૯ ॥ પદ ॥ ૨ ॥

સજની નીમખ ન વીસરે નાથજીરે, નીત નવા તરૂણપણાના ખેલ સજ૦ આ ઓસરિયે આવી બેસતારે, આ ઢોલીડે નટવર છેલ ॥ સજ ॥ ૧ ॥ આ તકિયો તે વાંસે મેલતારે, આ માળા ફેરવતા શામ ॥સજ॥૨॥ ગાતા ગોઠડીના સાથમાંરે, ઘેરે સાદે પુરણકામ ॥ સજ ॥૩॥ આ મોજડીયું વાલો પેરતારે, આ છડી લેતા કર વરમાંય ॥ સજ ॥૪॥ આ પાદુકા પેરી આવતારે, મારે મંદીરે મુનીના રાય ॥ સજ ॥૫॥ આ ફળીયામાં ઘોડી ફેરવતારે, માણકી મતવાલી મહારાજ ॥ સજ ॥૬॥ સંતની સભા કરી અહીં બેસતારે, શ્રીહરી સુરનર મુની સીરતાજ ॥ સજ ॥૭॥ કીરતન મુનીવરને ગવરાવતારે, ભેળા ગાતા શ્રી વ્રજચંદ ॥ સજ ॥૮॥ એવા ધરમકુંવર હરી ઉપરેરે, તન મન વારી પ્રેમાનંદ ॥ સજ ॥ ૯ ॥ પદ ॥ ૩ ॥

લટકાં લટકાળા ઘનશામનાંરે, ખટકે ઉંડા અંતરમાંય લટકા૦ પ્રીત કરી મુજને બોલાવતારે, તે સંભારી બહુ દુખ થાય ॥ લટકા ॥૧॥ આ સજયા તે શ્રીમહારાજનીરે, આ બાજોઠે બેસતા લાલ ॥ લટકા ॥૨॥ આ ઠેકાણે નાતા નટવરજીરે, લોતા અંગ કર લૈ રૂમાલ ॥ લટકા ॥૩॥ આ ઠેકાણે જમવા બેસતારે જમતા વીધ વીધના પકવાન ॥ લટકા ॥૪॥ સુંદર શાક કરી વંતાકનાંરે, જમીને દેતા પ્રસાદી કાન ॥ લટકા ॥૫॥ આ ખળખળીએ નાતા નાથજીરે નાહીને હરીજન મુની લઇ સાથ ॥ લટકા ॥૬॥ આવતા માણકચોકમાં મલપતારે, પુરજન થાતા જોઇ સનાથ ॥ લટકા ॥૭॥ વાલો બેસતા જઇ ફુલબાગમાંરે, પહેરતા ગજરા ગુલાબી હાર ॥ લટકા ॥૮॥ જેમ જેમ સાંભરે તેમ થાય વેદનારે, પ્રેમાનંદના પ્રાણ આધાર ॥ લટકા ॥ ૯ ॥ પદ ॥ ૪ ॥

ધરમકુંવર હરીકૃશ્નનિરે, મુર્તિ મારે મન માની જીવન જોયા લાગ્યછેરે, તરૂણુ મનોહર મુરતીરે, રેખા ઉઠે નાંની નાંની ॥ જીવન ॥૧॥ કેસર તીલક લલાટમાંરે, જોઇ જોઈ વાધે પ્યાર ॥ જીવન ॥૨॥ ઉરમાં અનોપમ ઉતરીરે, કંચન કેરી અનુપ ॥ જીવન ॥૩॥ રતને જડીત બાજુ બાંધીયારે, સુરનર મુનીને ભુપ ॥ જીવન ॥ ૪ ॥ વેઢ વીંટી કડાં સાંકળાંરે, સોભેછે કર વરમાંય ॥ જીવન ॥ ૫ ॥ પ્રેમાનંદ છબી ઉપરેરે, તનમનધન વારી જાય ॥ જીવન ॥ ૬ ॥ પદ ॥ ૧ ॥

મદન મનોહર મુરતીરે, રાજ હંસગતી ચાલ્ય, નીરખી નેણાં ઠરેરે, જરકસી જામો પેરીયોરે, સોનેરી સુરવાળ ॥ નીરખી ॥૧॥ કનક રેંટો કમરે કસોરે, કરમાં રેસમી રૂમાલ ॥ નીરખી ॥૨॥ કનક હીંડોળે હીંચતારે, સોભે છે ધરમનો લાલ ॥ નીરખી ॥૩॥ પુરસોતમ પરીબ્રહ્મ નેરે, જોવા મલ્યું સરવે જકત ॥ નીરખી ॥૪॥ નારી નરનો પાર ન હીરે લાખો મુની હરી ભક્ત ॥ નીરખી ॥૫॥ વરત પુરીના ચોક માંરે, જાદવરાય જોવાય ॥ નીરખી ॥૬॥ ઘોડલાની ધુમરમાં જોઇને રે, પ્રેમાનંદ વારી જાય ॥ નીરખી ॥ ૭ ॥ પદ ॥ ૨ ॥

નવીન આંબાનું જોડલુંરે, તે વચે અતી અભીરામ હીંડોળો હેમનોરે, બાંધ્યો બેઉ આંબા ડાળમાંરે, સુંદર શોભા ધામ ॥ હીંડોળો ॥૧॥ રમણીક હીંડોળા તણીરે, શોભા કહી નવ જાય ॥ હીંડોળો ॥ ૨ ॥ સોભા ત્રીભોવન રાયનીરે ઉગી ઉઠી હરખાય ॥ હીંડોળો ॥ ૩ ॥ હીંડોળામાં શ્રી હરીરે, સોભે છે સુર્ય સમાન ॥ હીંડોળો ॥ ૪ ॥ કરે લીલા ભાત ભાતનીરે, પુરસોતમ ભગવાન ॥ હીંડોળો ॥ ૫ ॥ જોઇ મુરતી માહારાજનીરે લોચન ત્રપ્ત ન થાય ॥ હીંડોળો ॥ ૬ ॥ પ્રેમાનંદ હરી ઉપરેરે, તન મન પ્રાણુ વારી જાય ॥ હીંડોળો ॥ ૭ ॥ પદ ॥૩॥

કનક છડી લઇ કરમાંરે ઉભા હીંડોળે નાથ, ધર્મ સુત લાડીલોરે મુનીવર હરીજન ઊભેલાંરે, ચારે પાસે જોડી હાથ ॥ધર્મ ૧॥ કેશર ચંદન કુમકુમ લહીરે; સરસ કુસુમના હાર ॥ધર્મ ૨॥ અગર ધુપ દીપ આરતીરે; ઉનારે કરી પ્યાર ॥ધર્મ ૩॥ હાર પેહેરાવે હેતમાંરે, હરીજન ઉભા અપાર ॥ધર્મ ૪॥ કર ચરણે કરી કેટલાંરે લેછે ધર્મ કુમાર ॥ધર્મ ૫॥ કેટલાક લેય છડીએ કરીરે, હાર હરી ઘનશામ ॥ધર્મ ૬॥ પ્રેમાનંદ ગાય નીરખીરે, નીરગુણના ગુણ ગાન ॥ધર્મ ૭॥ પદ ૪॥

વંદુ દુરગપુર ધામ, સુંદર શોભે ઘનશામજો ॥૧॥ પરમ પાવન અભીરામ કરશે પુરણ કામજો ॥૨॥ પ્રગટ પુરશોત્તમ રાય રાજે ગઢપુરમાં શ્રી હરીજો ॥૩॥ જેને નીગમ નીતી ગાય, નીજ ઇછાએ દેહ ધરીજો ॥૪॥ અક્ષર પતી અવીનાશ, આવ્યા કરૂણા કરી અતીજો ॥૫॥ કીધો ગઢપુર નીવાસ; વરણી વેસે નૈષ્ટીક જતીજો ॥૬॥ ધન્ય ઉત્તમ નરદેવ ઘેર રાખ્યા ઘનશામજો ॥૭॥ પરીપુરણ કરી સેવ, વશ કીધા સુખ ધામનેજો ॥૮॥ ઉત્તમ જાણી નીજ ભક્ત વશ થયા નીજ દાસનેજો ॥૯॥ વરણી અતીશે વીરક્ત, રયા અખંડ કરી વાસનેજો ॥૧૦॥ કીધું અધીક ગઢપુર, સાત પુરી ચાર ધામથીજો ॥૧૧॥ પ્રેમાનંદ કે જમદુત, ભાગે ગોપીનાથ નામથીજો ॥૧૨॥ પદ ૧॥

ધન્ય ઉત્તમ દરબાર, ધન્ય ઓરડાની ઓસરીજો ॥૧॥ થયો મુક્તી દાતાર, અખંડ રાજે ત્યાં શ્રી હરીજો ॥૨॥ ધન્ય ઓરડી અનુપ, પ્રીતે પોઢે ભગવાન ત્યાંજો ॥૩॥ થઈ અક્ષર સરૂપ, સંત ધારે નીત ધ્યાન ત્યાંજો ॥૪॥ ધન્ય લીંબ વ્રક્ષ છાંય, ઘોડી ફેરે હરી ફરતાજો ॥૫॥ જન તૃપત ન થાય, ધન્ય દરશન કરતાજો

॥૬॥ ધન્ય ધરણીના ભાગ્ય, ધન્ય ગઢપુર ધામનેજો ॥૭॥ ધન્ય હરીજન અહ ત્યાગ; કરી નીરખે ઘનશામનેજો ॥૮॥ ધન્ય ગઢપુરનાં લોક, ધન્ય હરીજન નર નારીનેજો ॥૯॥ થયા સરવે અશોક, પ્રગટ નીરખ્યા ગીરધારીનેજો ॥૧૦॥ ધન્ય પુજ્યા કરી પ્યાર, ધર્મ કુંવર સુખ કંદનેજો ॥૧૧॥ પ્રીતે પેરાવ્યા હાર ધન્ય ધન્ય પ્રેમાનંદનેજો ॥૧૨॥ પદ ૨॥

ધન્ય દુરગપુર ધામ, ધન્ય ઉત્તમ નરેશજીજો ॥૧॥ મહીમા અધીક અભીરામ, ગુણ ગાય જેના શેષજીજો ॥૨॥ ધન્ય ગઢપુરની શેરી; ધન્ય ગઢપુરના વાસનેજો ॥૩॥ હરી ચાખડીયું પેરી, ચાલી જાય ઘરે દાસનેજો ॥૪॥ ધન્ય ગંગા ઉનમત નીત્ય નાય હરી નીરમાંજો ॥૫॥ સંગે મુનીવર સમરથ, લઈ રમે હરી નીરમાંજો ॥૬॥ કરે લીલા બહુ ભાત, બેસી ગંગા મધ્ય પુરમાંજો ॥૭॥ ગાય કીર્તન કરી ખાંત, પાડે તાળી બહુ સુરમાંજો ॥૮॥ ધન્ય ગંગાનો ઘાટ, ધન્ય ખળ ખળીયા નામનેજો ॥૯॥ ધન્ય નારાણ રદની વાટ, રથ હાંકતો ઘનશ્યામને જો ॥૧૦॥ નાઇને મુનીવર લઇ સાથ, હરી આવે નીજ મંદીરમાંજો ॥૧૧॥ શોભે પ્રેમાનંદનો નાથ, જેમ તારા મધ્ય ચંદ્રમાજો ॥૧૨॥ પદ ૩॥

ધન્ય પુરનો બજાર, ધન્ય લક્ષમીનો બાગ છેજો ॥૧॥ થઇને અશ્વ અસ્વાર જાય જીવન જોયા લાગ્ય છેજો ॥૨॥ ધન્ય આંબાની છાંય, ધન્ય બેઠક બેસે હરીજો ॥૩॥ સંત કીરતન ગાય, નીરખે નાથને નેણાં ભરીજો ॥૪॥ ગુંથી ગુલાબના હાર, સંત પેહરાવે પ્રીત્યસુંજો ॥૫॥ બાંધે બાજુ કર પ્યાર, ધાલે ગજરા રસ રીતસુંજો ॥૬॥ સંત ગાય કીરતન, વાજે દોકડ સારંગીઉજો ॥૭॥ મેવા જમે જીવન કેળા દ્રાક્ષ નારંગીઉજો ॥૮॥ ધન્ય રાધાની

વાવ્ય, ધન્ય બાગ રાચાતણોજો ॥૯॥ હરી જાય કરી ભાવ, અતી મહીમા તેનો ઘણોજો ॥૧૦॥ પુરણ પુરષોતમ દેવ, એમ વાચરે ગઢપુરજો ॥૧૧॥ મોટા મુનીવર કરા સેવ, પ્રેમાનંદ તો હજુરમાંજો ॥૧૨॥ પદ ॥૪॥

રાજે ગઢપુર મહારાજ, પુરણ બ્રહ્મ પરમાતમાજો ॥૧॥ આવ્યા ગરીબ નીવાજ, એતો અક્ષરના આતમાજો ॥૨॥ છાયો પ્રબળ પ્રતાપ, કર્યા નવ જાય રસનીજો ॥૩॥ કાધો અધર્મ ઉથાપ, વાગ્યા ડંકા અતી જશનાજો ॥૪॥ મારયા અસુર અપાર, કામ ક્રોધાદીક વાંકડાજો ॥૫॥ સુર અસુર નરનાર, જેને આગે સઉ રાંકડાજો ॥૬॥ મત પંથને માથે મેખ; મારી લીધા જન છોડવીજો ॥૭॥ મુકયા કૈક ગુરૂ ભેખ, પાડયા મહંતને ઓડવીજો ॥૮॥ આપી વરતા અનુપ, માઇક મતને ઉખાડીયાજો ॥૯॥ જીવ માયા બ્રહ્મ રૂપ, જથારથ તે દેખાડીયાજો ॥૧૦॥ સમાધીમાં સઉ ધામ, દેખાડયાં નરનારનેજો ॥૧૧॥ એવા સહેજાનંદ શામ; પ્રગટયા પ્રેમાનંદ કારણેજો ॥૧૨॥ પદ ॥૫॥ પુરા.

આજ મારે ઓરડેરે, આવ્યા અવીનાશી અલબેલ; બાઇને બોલાવીયારે સુંદર છોગાવાળો છેલ ॥૧॥ નીરખ્યા નેણાં ભરીરે, નટવર સુંદર શ્રી ઘનશામ; શોભા શી કહુંરે, લાજે નીરખી કોટીક કામ ॥૨॥ ગુંથી ગુલાબનારે, કંઠે આરોપ્યા મેં હાર; લઇને વારણારે, ચરણે લાગી વારમવાર ॥૩॥ આપો મેંતો આદરેરે, બેસવા ચાકળીયો કરી પ્યાર; પુછયા પ્રીતસુંરે, બાઇ મેં સરવે સમાચાર ॥૪॥ કોને હરી કયાં હતારે,, કયાં થકી આવ્યા ધર્મકુમાર; સુંદર શોભતાંરે, અંગે સજીઆ છે શણગાર ॥૫॥ પેહેરી પ્રીતશુંરે, સુરંગી

સુંથળલી સુખ દેણ; નાડો હીરનીરે, જોતાં ત્રપત ન થાય નેણ ॥૬॥ ઉપર ઓઢીયેરે, ગુંદો રેંટો જોયા લાગ; સજની તે સમેરે, ધન્ય ધન્ય નીરખ્યા તેનાં ભાગ્ય ॥૭॥ મસ્તક ઉપરેરે, બાંધ્યું મોળીડું અમુલ્ય; કોટીક રવી શશીરે, તેતો નાવે તેને તુલ્ય ॥૮॥ રેશમી કોરનોરે, કરમે છાયો છે રૂમાલ પ્રેમાનંદનોરે; એ છબી નીરખી થયો નીહાળ ॥૯॥ પદ ૧॥

સજની સાંભળોરે શોભા વર્ણવું તેની તે; મુરતી સંભારતારે, મુજને ઉપન્યો અતી સ્નેહ ॥૧॥ પેરયા તે સમેરે, હરીયે અંગે અલંકાર; જેવા નીરખ્યાંરે, તેવા વર્ણવું કરીને પ્યાર ॥૨॥ બરાસ કપુરનાંરે, પેરયા હૈડે સુંદર હાર; તોરા પાઘમાંરે; તે પર મધુકર કરે ગુંજાર ॥૩॥ બાજુ બેરખાંરે, બાંધે કપુરનાં શોભીત; કડાં કપુરનારે, જોતાં ચોરે સઉના ચીત ॥૪॥ સરવે અંગમારે, ઉડે અત્તરની બહુ ફોર; ચોરે ચીતનેરે, હસતા કમળ નયણુની કોર ॥૫॥ હસતા હેતમાંરે, સૌને દેતાં સુખ આનંદ; રસરૂપ મુરતીરે, શ્રીહરી કેવળ કરૂણા કદ ॥૬॥ અદભુત ઉપમાંરે, કેતા શેશ ન પામે પાર; ધરીને મુરતીરે, જાણે આવ્યો રસ શ્રંગાર ॥૭॥ વાલપ વેણમાંરે, નેણાં કરૂણામાં ભરપૂર; અંગો અંગમારે, જાણીયે ઉગીયા અગણીત સુર ॥૮॥ કરતાં વાતડીરે, બોલી અમ્રત સરખાં વેણ; પ્રેમાનંદનારે જોતાં ત્રપ્ત ન થાય નેણ ॥૯॥ પદ ૨॥

બોલ્યા શ્રીહરીરે, સાંભળો નરનારી હરીજન; મારે એક વારતારે, સઉને સંભળાવ્યાનું છે મન ॥૧॥ મારી મુરતીરે, મારા લોક ભોગને મુક્ત; સરવે દીવ્યછેરે, ત્યાંતો જોયાની છે જુક્ત ॥૨॥ મારૂં ધામછેરે, અક્ષર અમ્રત જેનું નામ; સરવે સામ્રથીરે, શક્તી ગુણે કરી અભીરામ ॥૩॥ અતી તેજોમય રવીરે, શશી કોટીક

વારણે જાય; શીતળ શાંત છે રે, તેજની ઉપના નવ કહેવાય ॥૪॥ તેમાં હું રહું રે, દ્વીભુજ દીવ્ય સદા સાકાર; દુર્લભ દેવનેરે, મારો કોઇ ન પામે પાર ॥ ૫ ॥ જીવ ઇશ્વર તણોરે, માયા કાળ પુરૂષ પ્રધાન; સઉને વસ કરૂં રે, સઉનો પેર કહું ભગવાન ॥ ૬ ॥ અગણીત વીશ્વનીરે, ઉતપતી પાલણુ પ્રલે થાય; મારી મરજી વીનારે, કોઇથી તરણું નવ તોડાય ॥ ૭ ॥ એમ મુને જાણજોરે; મારા આશ્રીત સઉ નરનાર; તે તમ આગળેરે, વારતા સત્ય કહી છે મારી ॥ ૮ ॥ હુંતો તમ કારણેરે, આવ્યો ધામ થકી ધરી દેહ; પ્રેમાનંદનોરે, વાલો વરસા અમ્રત મેહ ॥ ૯ ॥ પદ ॥ ૩ ॥

વળી સઉ સાંભળોરે, મારી વારતા પરમ અનુપ; પરમ સીધ્ધાંતછેરે, સઉને હીતકારી સુખરૂપ ॥ ૧ ॥ સઉ હરીભક્તનેરે, જાવું હોયે મારે ધામ; તો મુને સેવજયોરે, તમે શુદ્ધ ભાવે થઇ નીસકામ ॥૨॥ સઉ હરીભક્તનેરે, રહેવુ હોય મારે પાસ; તો તમે મેલજોરે, મીથ્યા પંચ વીષયની આશ ॥ ૩ ॥ મુજ વીના જાણજોરે, બીજા માયીક સઉ આકાર; પ્રીતી તોડજયોરે, જુઠા જાણી કુટુંબ પરીવાર ॥ ૪ ॥ સઉ તમે પાળજ્યોરે, સરવે દ્રઢ કરી મારા નીમ, તમપર રીઝસેરે, ધરમને ભક્તી કરશે ક્ષેમ ॥ ૫ ॥ સંત હરીભક્તનેરે, કીધો સીક્ષાનો ઉપદેશ લટકા હાથનારે, કરતાં સોભે નટવર બેશ ॥ ૬ ॥ નીજ જન ઉપરેરે અમ્રત વરસે આનંદકંદ; જેમ સઉ ઔસધીરે, પ્રીતે પોખે પુરણચંદ્ર ॥૭॥ સોભે સંતમાંરે, જેમ કાંઇ ઉડગણમે ઉડુજ; ઇશ્વર ઉદે થયારે કળીમે કરવા જનનાં કાજ ॥ ૮ ॥ એ પદ શીખશેરે, ગાસે સાંભળશે કરી પ્યાર; પ્રેમાનંદનોરે, સ્વામી લેશે તેની સાર ॥ ૯ ॥ પદ ॥ ૪ ॥

## પદ રાગ ગરબી.

આજ સખી આનંદની એલી, હરીમુખ જોઇને હું થઇછુંરે ઘેલી ॥ ૧ ॥ માહારે મુનીનાં ધ્યાનમાં નાવે, તેરે સામળીયોજી મુજને

બોલાવે ॥૨॥ જે સુખને બ્રહ્મા ભવ ઇચ્છે, તેરે સામળીયોજી મુજનેરે પીછે ॥ ૩ ॥ ન ગઈ ગંગા ગોદાવરી કાશી ઘરે બેઠા મળ્યા અક્ષર વાસી ॥ ૪ ॥ તપેરે તીર્થમાં હું કાંઇ નવ જાણું, સહેજે સહેજે હું તો સુખડારે માણું ॥ ૫ ॥ જેરામ કહે સ્વામી સેહેજે મળીયા, વાતની વાતમાં વાલો અઢળક ઢળીયા ॥ ૫ ॥ ૧ ॥

મેર કરી મારે મંદીર આવ્યા, થાળ ભરી મેં મોતીડે વધાવ્યા ॥૧॥ આનંદ અંગ ન માય મારી હેની, હરીવર ભેટતા જ્યારે સ્વાની ॥૨॥ દુરીજન મનરે માને તેમ કહેજો, સ્વામીજી મારા રૂદીયામાં રે જ્યો ॥૩॥ જેરે જોયે તે માગજ્યો માવા, ત્રીકમ તમને હું નહીં દઉં જાવા ॥૪॥ મુખથી તે ઝાઝુ શું કઇ દાખુ, હરીવર મારા રૂદીયામાં રાખું ॥૫॥ કોનેરે પુન્યે વીઠલવર પામી, ભલે મળીયા જેરામના સ્વામી ॥ ૬ ॥ પદ ॥ ૨ ॥

પુર્વેનું પુણ્ય પ્રગટ થયુ જ્યારે, સ્વામી નારાયણ મળીયા તારે ॥૧॥ નેણે મોહનવર નિરખ્યા જ્યારે, પુરણ કામ થયુ મારૂ તારે ॥૨॥ પ્રેમ કરી મંદીર પધારાવ્યા, શામસુંદર વર મનડેરે ભાવ્યા ॥ ૩ ॥ નીર્ખિ નારાયણ મુર્તિ જ્યારે, ત્રીવીધી તાપ ટલ્યા મારા તારે ॥૪॥ કેસર ચંદન કરયું છે ભાલે, હરતાં સુંદર ખાડા પડે છે ગાલે ॥૫॥ પદ ॥૩॥

સીરપર કેશ સોભે અતી સારા, મોહનવર મારી આંખ્યના તારા ॥ ૧ ॥ ભ્રકુટી કુટિલ શોભી રહી સારી, જોઇ જોઇ મોઇ સર્વે વ્રજ નારી ॥ ૨ ॥ હૈયાપર હાર પેરયા વનમાળી, ભમર આવે તે સુગંધને બાળી ॥ ૩ ॥ ઘનશ્યામ શોભે અતી સારા, જાણ્યે ઉગ્યા આકાશમાં તારા ॥ ૪ ॥ નાભી નૌતમ ઉંડી છે ભારી, બ્રહ્મા બેસે ત્યાં આસન

વાળી ॥ ૫ ॥ જીન જુગલ શોભે અતી સારા, જેરામ કે દેખે દાસ તમારા ॥ ૬ ॥ પદ ॥ ૪ ॥ પુરા.

## પદ રાગ ધોળ.

આનંદ આપ્યું અતી ઘણુંરે, આ સમામાં અલબેલ, પુરશોતમ પ્રગટીરે, અમૃતના-સીંધુ ઉલટારે, રંગડાની વાળી છે રેલ ॥પુરૂ.॥ ॥ નીરભેની નોબત વાગયુંરે, મળીઆ મોહનરાય ॥ પુરૂ ॥ ૨ ॥ વાધ વીધ થયા વધામણારે, કસર ન રહી કાંઇ ॥ પુરૂ. ॥ ૩ ॥ ખોઇ ગઇ છે ખોવાઇનેરે, ઝીત્યાના જાંગી ઢોલ ॥ પુરૂ. ॥ ૪ ॥ દુખ ગયું દનનુંરે આવીયું સુખ અતોલ ॥ પુરૂ. ॥ ૫ ॥ કળશ ચડાવ્યો કલ્યાણુનોરે, સઉના મસ્તકપર ગોડ ॥ પુરૂ. ॥ ૬ ॥ ધન્ય ધન્ય આ અવતારનેરે, જોવા રાખી નહીં જોડ ॥ પુરૂ. ॥ ૭ ॥ સૌની પારે સઉ ઉપરેરે, એવી ચલાવીછે રીત્ય ॥પુરૂ.॥૮॥ નોતી દીઠી નોતી સાંભળીરે, પ્રગટાવી એવી પુનીત ॥પુરૂ.॥૯॥ સર્વેના સ્વામી શ્રી હરીરે, સરવેના કાવીયા શામ ॥ પુરૂ. ॥ ૧૦ ॥ સરવેના નીયંતા નાથજીરે, સરવેના કરીયા કામ ॥ પુરૂ. ॥૧૧॥ સ્વામીનારાયણુ નામનોરે, સકકો બેસાડીયો આપ ॥પુરૂ. ॥૧૨॥ ધામી જે અક્ષર ધામનારે, તેણે આપ્યુંછે આનંદ ॥પુરૂ.॥૧૩॥ અખંડ આનંદ આપ્યું જીવનેરે, કાપીયાં ભારે ભવ ફંદ ॥પુરૂ.॥૧૪॥ ખાતા વળાવ્યા ખોટના, ખરી કરાવી છે ખાટય ॥ પુરૂ. ॥૧૫॥ બંધ કીધાં બીજા બારણુારે, વેતી કીધી અક્ષર વાટ ॥ પુરૂ. ॥ ૧૬ ॥ તમે ટાળ્યું ત્રીલોકનુંરે, પ્રકાસી પુરણુ બ્રહ્મ ॥ પુરૂ. ॥ ૧૭ ॥ અંધારૂં રહ્યું તું આવસીરે, તે ગયું થયું સુગમ ॥ પુરૂ. ॥ ૧૮ ॥ સુરજ્ય સહજાનંદજી, આપ થયા છો ઉદયોત ॥ પુરૂ. ॥ ૧૯ ॥ સુર્વની દીસાએ પ્રગ

ટયારે, મોટા મોટા તે કરયા ખદ્યોત ॥ પુર. ॥ ૨૦ ॥ અસાઢી મેઘે આવી કર્યાંરે, ઝાઝા બીજા ઝાકળ ॥ પુરૂ. ॥ ૨૧ ॥ પુર ચાલ્યા પૃથ્વી પરેરે, ધોયા ધરતીના મેલ. ॥પુરૂ.॥૨૨॥ ગાજવીજને વરસતુંરે, અગમ સુગમ કરૂ સોય ॥ પુરૂ. ॥૨૩॥ સૌ જનને સુખ આપીયુંરે, દુખી રહ્યું નહી કોય ॥ પુરૂ. ॥૨૪॥ ધર્મનો ઢોલ સુણાવીયોરે, દેવા લાગ્યો પોતે દાત્ય ॥ પુરૂ. ॥૨૫॥ ધન્ય ધન્ય મારા નાથજીરે, ધન્ય ઓધારીયા જન ॥ પુરૂ. ॥૨૭॥ ધન્ય આ અવતારનેરે, ભલે મલ્યા ભગવાન ॥ પુરૂ.॥૨૮॥ વારી વારી જાઉં વારણેરે, કરીયા અમારા કાજ ॥પુર.૨૯ ॥ ધણે હેતે ધનશામજીરે, મળ્યા અલબેલો આજ ॥ પુરૂ. ॥૩૦॥ કાએ મુખેથી કેટલું કહુંરે, આપીયું સેજે આનંદ ॥પુરુ.॥૩૧॥ નીસકુળા નંદ જાય વારણેરે, સેજે મળ્યા સહજાનંદ ॥પુરૂ.॥૩૨॥પદ॥૨॥ પુરૂ.

## રાગ ગરબી.

ધન્ય ધન્ય ધન્ય ગઢપુર ધામને જો, ઘણું વહાલું છે શ્રી ધન શ્યામને જો; ધન્ય૦ જેનો મહીમા અક્ષર ધામ જેટલો જો; અતીના શાગે ઉચારયો મુખે એટલો જો ॥ ધન્ય ॥ ૧ ॥ દાદાખાચરના ધન્ય દરબારને જો, જેણે રાખ્યા જગત આધારને જો ॥ધન્ય॥૨॥ દિન. બંધુ દયાસીંધુએ કરી દયા જો, મુનીનાથ ગોપીનાથને રૂપે રહ્યા જો ॥ ધન્ય ॥૩॥ ઉનમત સરીતા વહે છે સમીપમાં જો, એવું શ્રેષ્ટ તિરથ નથી જંબુ દ્રીપમાં જો ॥ધન્ય॥૪॥ ઘણીવાર મહારાજે મંજન કર્યુ જો, તેથી તેહનું માહતમ મોટું ઠરયું જો ॥ધન્ય॥૫॥ ગંગા ગોમતી કાલિંદ્રી ને ગોદાવરી જો, ઉન્મત ગંગા એથી અદકી ઠરી જો ॥ધન્ય॥૬॥ પાપી પ્રાણીયોના પૌઢ પાપ નાશની જો, પરીપુરણ પુ-

ન્ય પાવન પ્રકાશની જો ॥ ધન્ય ૭ ॥ કરે વ્રત તપજપ જે આંહી રહી જો, ફળ કોટી સંખ્યા ગણું પામે સહી જો ॥ ધન્ય ૮ ॥ પાવન પરમ ચોક શેરીયું બજાર છે જો, હરીના ચરણુની રજ હારોહાર છે જો ॥ ધન્ય ૯ ॥ શિવ બ્રહ્મા ઇંદ્રાદિક ઘણા સ્નેહથી જો, જાત્રા કરવા આવે છે દિવ્ય દેહથી જો ॥ ધન્ય ૧૦ ॥ ધરી જન્મ આંહી જાત્રાએ ન આવીયો જો, અવતાર એણે વૃથા તો ગુમાવીયો જો ॥ ધન્ય ૧૧ ॥ શીખે સાંભળે જે મહીમા આ ધામનો જો, તેને રીઝે દેવ દલપતરામનો જો ॥ ધન્ય ૧૨ ॥ પદ. ૧.

## પદ. રાગ ગરબી.

હુંતો જઇશ ગીરધર જોવા રે, મા મુને વારીસમાં; મારા ઉરમાં છબીલાજીને પરોવવા રે, મેણે મારીશ માં; જઇશ જોવા હુંતો નંદજીનો લાલો, હાંરે મુને પરમ સ્નેહી લાગે વાલો રે ॥ મા મુને ॥૧॥ છેલછબીલો વાલો કુંજ્યનો વિહારી, હાંરે એતો જીવન દોરી છે મારી રે ॥ મા મુ ૨ ॥ વારીશ માં તુને કહું છું વહેલું, હાંરે હુંતો માથું જાતાં નહી મેલું રે ॥ મા મુ ૩ ॥ પ્રેમાનંદના સ્વામીને સારૂ, હાંરે કુરબાન કરયું જીવન મારૂં રે ॥ મા મુને ॥ ૪ ॥ પદ ॥ ૧.

મેં તો જોયા ચતુર નંદલાલ રે, ઉભા ઓશરીએ; કરયાં તિલક કેસર કેરાં ભાલ રે, સુંદર વર હરીએ; સ્વેત પાઘ શિર ઉપર શોભે, હાંરે જોઇ છોગલીયું ચિત્ત લોભે રે ઉભા ॥ ૧ ॥ સ્વેત હાર પેરયા ઉપર કાજુ, હાંરે બાંધ્યા શ્વેત ફુલાંના બાજુ રે ॥ ઉભા ૨ ॥ શ્વેતાંબર સરવે અંગે બીરાજે, હાંરે જોઇ કોટિક કામ છબી લાજે રે ॥ ઉભા ૩ ॥ પ્રેમાનંદ કહે પલવટવાળી, હાંરે ચડયા ઘોડલડે વનમાળી રે ॥ ઉભા ૪ ॥ પદ ॥ ૨ ॥

વાલો ઘોડલા ખેલાવે ઘનસ્યામરે, બાઇ મારે આંગણીએ; મારૂં ચિત્તડું ચોરે છે સુખધામ રે, આંખડલીની અણીયે; ઘોડલા ફેરેને વાલો મુજ સામું હેરે, હાંરે મુને ન્યાલ કીધી આણે ફેરે રે ॥ બાઇ ॥ ૧ ॥ ચપળ તોરંગ અતિ વેગે ફરે છે, હાંરે એનો ગરૂડનો ગરવ હરે છે રે બાઇ ॥ ૨ ॥ સુરનર મુનીજન નીરખે છે પ્રિતે, હાંરે જાણે ચિત્ર અલેખ્યાં છે ભિતેરે ॥ બાઇ ॥ ૩ ॥ રૂડો લાગેછે ખભે ફરકે છે પટકો, હારે રિજયો પ્રેમાનંદ જોઇ લટકો રે ॥બાઇ૪॥ પદ ૩॥

સખી નાહવા પધારે મહારાજ રે, જીવન જમનામેં સાથે લીધો છે સરવે સમાજ રે; વ્રજને વિસામે, હળવા રે હળવા વાલો હાલે બજારે; હાંરે ઉભા નગ્રવાસી પ્રાણ વારે રે ॥ જીવ ૧ ॥ છત્રચમર શિર ઉપર રાજે, હાંરે આગે અગણીત વાજાં વાગે રે ॥ જીવ ૨ ॥ ઉતરયા ગોવીંદ જમુનામાં નાહવા, હાંરે આવ્યા સુરમુની પુષ્પે વધાવારે ॥ જીવ ૩ ॥ ગીરધર નાહીને ગોપીયું ગાય, હાંરે જોઇ પ્રેમાનંદ વારી જાય રે ॥ જીવ ૪ ॥ પદ ૪ ॥

## રાગ ગરબી.

તારા મુખની લાવણ્યતા મીઠી રે, મોહન વનમાળી; એવી ત્રિભોવનમાં નવ દીઠી રે, મુરતી મરમાળી; ચટકે રંગીલા તારા મોળીડાને છેડે, મનડું ડોલે છે કેડેકેડે રે ॥ મોહ ૧ ॥ રંગડો જામ્યો ફુલડાને તોરે, ભમર ભમે છે સહુ કોરે રે ॥ મોહ ૨ ॥ ભાળ તિલક કેસર કેરૂ રાજે, મુખ જોઇ શશીવર લાજે રે ॥ મોહ ૩ ॥ બ્રહ્માનદ કહે સરવસ્વ વારૂ, રૂપ જોઇ શશીવર લાજે રે ॥ મોહ ૩ ॥ બ્રહ્માનંદ કહે સરવસ્વ વારૂ, રૂપ જોઇને વાલા તારૂંરે ॥ મોહ ૪ ॥ પદ ૧ ॥

તારા લટકા પ્યારા મુને લાગે રે, લેહેરી લટકાળા; હું તો રીઝી શણુણા ઘેરે રાગેરે, છેલા છોગાળા; સુંદર નેણ કમળદળ જેવી, ભ્રકુટી ભમર રહ્યાં સેવીરે ॥ લેહેરી ॥ ૧ ॥ ગોળ કપાળ શુભગ લિક ત્રીજું, કોનળના સ્યા કાજુ રે ॥ લેહેરી ૨ ॥ અધુર ઉપસ્ય જાણે કુમકુમ ઢળીયું, દાંત દાડમ કેરી કળીયું રે ॥ લેહેરી ૩ ॥ બ્રહ્માનંદ કહે સામુ જોઇને, મનડું લીધું છે મારૂં મોઇનેરે ॥ લેહેરી ૪॥ ॥ પદ ૨ ॥

વહાલી લાગે છે મુખડાની વાણીરે, પ્રીતમજી પ્યારા; મીઠ મરકલડે લોભાણીરે, સુંદરવર સારા૦ નટવર આડી નજરે નિહાળી રંગડાની રેલું વાળી રે ॥ પ્રિત ૧ ॥ મધુરે મધુરે મુખવાસ કરીને, લીધા છે પ્રાણ હરીને રે ॥ પ્રિત ૨ ॥ મનમોહન તારી નૌતમ મુરતી, નિમખ ન મેલું મારા ઉરથી રે ॥ પ્રિત ૩ ॥ બ્રહ્માનંદ કહે રીઝી તારે રોગે, અહોનિશ રહેજ્યો મારી આગે રે ॥ પ્રિત ૪॥ પદ ૩ ॥

તારા છોગલીયાની છબી ભારી રે, કુંવર કાનુડા; છેલા ગુણવંતા ગીરધારી રે, લાગો છો રૂડા, પ્રાણજીવન શિર કેસ રૂપાળા કાળાખિટળીયા રે ॥ કુંવર ૧ ॥ લાલ કસુંબી તારા મોળીડાને ચટકે જોઇને મોહી છું કર લટકે રે ॥ કુંવર ૨ ॥ કુંડળની રે છબી નથી રે કહેવાતી, નિરખી ઠરે છે મારી છાતી રે ॥ કુંવર ૩ ॥ બ્રહ્માનંદ કે રહોને રંગીલા, આંખડલીમાં અલબેલા રે ॥ કુંવર ૪ ॥ પદ ૪ ॥

## પદ રાગ ગરબી.

તારાં નેણાં કામણગારાં રે, કામણગારાજી, તેણે હરિયાં મનડાં અમારાં રે, પ્રીતમ પ્યારાજી ॥ જાદુગારી રે અલબેલા તારી આંખડી, તમે નટવર મુજપર નાંખી રે ॥ કામ ૧ ॥ સામું રે જોતાં શુદ્ધ

ભુલી ગઇ છું, વાલા અંતર ઘાયલ થઇછુ રે ॥ કામ ૨ ॥ નાથ રંગીલા તારા નવલના જ્યારે, વાલા મોહ બંધાણો દીલ મારેરે લાલા રે ॥ કામ ૪ ॥ પદ ૧ ॥

તારા છોગલીયાંમે લલચાણીરે, છેલા છોગાળા; હું તો ભરવું ભુલી ગઈ પાણીરે, કાનુડા કાળા; આજ આવીતી હું તો જમુનાને આરે, કીધી ઘાયલ છોગલીયે તારેરે ॥ છેલા ૧ ॥ છેલ છબીલા તારૂં છોગું ભાળી, મેં તો શંકયા જગની ટાળીરે ॥ છેલા ૨ ॥ છોગલીયું તારૂં રંગડાનું ભરીયું, વાલા જોતાં તનડું વીસરીયુ રે ॥ છેલા ૩ ॥ છોગલીયાના છબી નૌતમ સારી, જાય બ્રહ્માનંદ બલહારીરે ॥ છેલા ૪ ॥ પદ ૨॥

મારા નવલ સ્નેહીડા નાવરે, ઓરા આવોને; મારે ભેટયાનો છે અતી ભાવરે, કંઠ લગાવોને૦ સુંદર બાંધ્યો શીર પાઘ સોનેરી, આવી લટકા કરો રંગ લેરીરે ॥ ઓરા ૧ ॥ ફુલતણાંરે છોગાં મેલોને ફરતાં, દેખી દુરીજન છોને દાઝી મરતારે ॥ ઓરા ૨ ॥ મનમાં વસી છે મારે મુરતી તમારી. વારી વંકા નવલ વીહારીરે ॥ ઓરા ૩ ॥ બ્રહ્માનંદના શામ સોહાગી, વાલા રૂપ તારે અનુરંગીરે ॥ ઓરા ૪ ॥ પદ ૩॥

તારૂં રૂપ જોઇને હું તો રીઝીરે, રૂપાળા રસીયા; મુને વાત ન ગમે બીજીરે, અંતરમાં વસીયા, ચાલ્ય રંગીલી મન પ્રાણ હરે છે, મારાં નીરખી નયન ઠરે છેરે ॥ રૂપા ૧ ॥ બાલ તીલક મુખની છબી બારી, તારા મોળીડાપર વારીરે ॥ રૂપા ૨ ॥ આજુબાજુરેં શોભા કુંડળ કેરી; મીઠી મોરલી વજાડો છો ઘેરીરે ॥ રૂપા ૩ ॥

બ્રહ્માનંદ કહે શું કહી દાખું, મારી આંખડલીમેં નીત રાખું રે ॥ રૂપા ॥ ૪ ॥ પદ ॥ ૪ ॥

## રાગ ગરબી.

મારે મંદીરીએ પધારોરે માવ, તમે અલબેલાજી; આવોને આ વારે મારે૦ મેંતો ખાંતેરે ઢાળી ખાટડલી, વાલા ઉભી જોઉં છું તારી વાટલડીરે ॥ મારે ॥ ૧ ॥ મારૂ તન મન ધન્ય સરવ એક સાથે, હુંતો મોહન વારૂ લઇ તમ માથેરે ॥ મારે ॥ ૨ ॥ મારે ફેરા હવે ભવમેં નથી ફરવા. મેંતો તનડું ધરયુંછે તમને વારેવારે ॥ મારે ૩॥ હઠ મેલોને કુંવર હઠીલાજી, બ્રહ્માનંદના નાથ રંગીલાજીરે ॥ મારે ૪ ॥ પદ ૧ ॥

મારે લાગ્યોછે તમ સાથે નેડો, કેમ મેલીશ્ય નટવરજી કેડોરે મારે૦ દાખવાનેરે સુખના પાળીને, મેંતો નેડો કરયો છે એમ જાણીનેરે ॥ મારે ॥ ૧ ॥ હું તો ચાલી છું મતવાલી થઇને, શું કરશે તે દુરીજનીયા કહીનેરે ॥ મારે ॥ ૨ ॥ તમવિનારે બીજું જે જોવું તેતો ખુવાર થઇને જીવીત ખોવુંરે. ॥ મારે ॥ ૩ ॥ બ્રહ્માનંદના વાલા તમ ઓલે, મેંતો તનડું કરયું છે ત્રણને તોલેરે ॥ મારે ॥૪॥ પદ ॥૨॥

તમ સાથેરે લાગી પ્રીતલડી, મેંતો મેલી છે જગ કેરી રીતલડીરે તમ૦ મુને જગમેં સૌ કેશે કાલી, તમને વરવાનીરે આંટી ઝાલીરે ॥ તમ ॥ ૧ ॥ છોને દુરીજન દેખી દુખાતાં, હુંતો મેલીશ નહીં માથુ જાતાંરે ॥ તમ ॥ ૨ ॥ હુંતો તમને દેખીને રીઝું, મુને ઝેર થયું છે સરવે બીજુંરે ॥ તમ ॥ ૩ ॥ બ્રહ્માનંદના વાલા સામળીયા તમે માથા સાટે તેં સોધા મળીયારે ॥ તમ ॥ ૪ ॥ પદ ॥ ૩ ॥

મારે સગપણ નટવરજી સંગે, હું તો રીઝુ નહીં બીજે રંગેરે ॥ મારે૦ હરે જગથી મન મારૂં હટક્યું, આવી શામ સુંદર અટક્યું રે ॥ મારે ૧ ॥ મેનો નીરખ્યા નટવર નાનડીઓ, મુને તે દહાડાથી રંગડો ચડ્યોરે ॥મારે ૨॥ ખોટા જગની શંકવા શીદ આણું, મારૂં ચિતડું પ્રીતમજીમાં પ્રોવાણું રે ॥ મારે ૩ ॥ બ્રહ્માનંદ કહે વરીઆ મોરારી મેંતો જગ લજ્યા જગમેં ડારીરે ॥ મારે ॥ ૪ ॥ પદ ॥ ૪ ॥

## રાગ ગરબી.

મોહન મેહેલે પધારો રંગબીનારે, મોહન મેહેલ પધારો ॥ રંગ ॥ મેહેલ પધારો મારો જન્મ સુધારો ॥રંગ॥ ગજપતિ ચાલે ગુલતાન થઈહું હું તો, ચિતને ચોરેછે રાવલો કમર કટારો ॥ રંગ ૧ ॥ આડી આડી મીટે જોતા મનડાને મોતા વારી, નિપટ લાગેછે વાલો નેણુંનો નજારો ॥ રંગ ૨ ॥ નવલ કલંગીનિકી રસિક રસિલા લાખે, મોલીડું શોભેછે જાણે ફુલડાનો ભારો ॥ રંગ ૩ ॥ બ્રહ્માનંદનારે વાલા છેલછબીલા વારી, આવી મારા તનડા કેરા તાપ નિવારો ॥ રંગ ૪ ॥ પદ ૧ ॥

મોહન મનડું હરોછો મરમાળારે, મોહન મનડું હરોછો મરમાળીરે ॥ મોહ ॥ મનડું હરોછો છેલા રંગમાં ફરોછો મર૦ મોરલી વજાતા ઘેરી લાલ તોરંગી લેરી, રસના રંગીલા મારા ઉરમાં ગરોછો ॥ મર ૧ ॥ જરકસી પેહેરી જામા આવોછો સામાવરી, ભાવ સહિત પ્રેમે પગલાં ભરોછો ॥ મર ૨ ॥ પાઘડલી પેચાળી બાંધી રહો છો દ્રગ સાધી વાલા, રંગના રંગીલા છોગાં શિશ ધરોછો ॥ મર ૩ ॥ બ્રહ્માનંદનારે વાલા છેલ ગુમાની, વાલા લોચન અમારાં તમે સુફળ કરો છો ॥ મર ૪ ॥ પદ ૨ ॥

## પદ. રાગ કાફી.

કામણુ કાનુડો કાંઇ જાણેરે કામ૦ એને મંત્ર સાધેલ કોઇ ટાણેરે કામ૦ નજરો નજર નવ ચલાય, પડી જવાય છે પરાભરે ॥ કામ ૧ ॥ ચીનડામાં ચકચુર થઇને, ઠોરય રેવાય તે ઠેકાણેરે ॥ કામ ૨ ॥ મોરલડીવાળો મરમાળો, સામુ જોઇને ચીત તાણેરે ॥ કામ ૩ ॥ બ્રહ્માનંદના નાથનાં જાદુ, ન મળે ખરચે નાણેરે ॥ કામ ૪ ॥ પદ ૧॥

જમુનાં હું ગઇતી આજ પાણીરે જમુ૦ મને મળીયા મોહન દાણીરે જમુ૦ સામો મળીયો છેલ અચાનક, એકલડી મુને જાણીરે ॥ જમુ ૧ ॥ મનમોહન હૈયા બીચ માર્યો, તીર નયણનો તાણી રે ॥ જમુ ૨ ॥ ઘાવ લાગ્યો ઘર દુર થઇ ગયું, મારગમાં અટકાણીરે ॥ જમુ ૩ ॥ બ્રહ્માનંદ કહેતો જીવાયે, વૈદ દેખાડો કાનો આણીરે ॥ જમુ ૪ ॥ પદ ૨ ॥

મોહન આંખડી મુને મારીરે મોહ૦ તેણે તનડાની સુરત વીસારીરે મોહ૦ આરો પારય થઇ મારા અંગમેં, જાણે સાંગ અટારીરે ॥ મોહ ૧ ॥ મન ભેદી ચીતડામેં અટકી, આવી દેખાણીરે અણીઆરીરે ॥ મોહ ૨ ॥ લાગી ચોટ ધરગીપર લોટું, માન વછોયું જેમ વારીરે ॥ મોહ ૩ ॥ બ્રહ્માનંદ કહે એજ જાણે છે, વૈદુ કુંજવીહારીરે ॥ મોહ ૪ ॥ પદ ૩ ॥

મારેલ નેણુને મુને ભાલેરે મારે૦ છેલે લાગ જોઇને નદલાલારે મારે૦ મરણુ તણી બરછી મુને મારી, રાત દીવસ ને સાલેરે ॥ મારે ૧ ॥ લાગ્યો ઘાવ લોટું ધરણીપર, જતન કરીને કેણુ ઝાલેરે ॥ મારે ૨ ॥ ઉઠું તોય ઉઠાય નહીં, મારૂં મનડું ત્યાંથી નવ ચાલેરે

॥ મારે ૩ ॥ બ્રહ્માનંદ કહે કેમ જીવારે એની મોરલડી ઘર ઘાલેરે ॥ મારે ૪ ॥ પદ ૪ ॥

## પદ રાગ કાફી.

કાનુડા કેડે ફરવું રે કોઇથી ન ડરવું કાનુ૦ દુરીજન લોક દુખંકર બોલે, તે હઇડે નવ ધરવું રે ॥ કોઇ ૧ ॥ સગાં કુટુંબી સરવે સંગાથે, હેતડલું પરહરવું રે ॥ કોઇ ૨ ॥ સંસારીથી સગપણ ત્રોડી, કાનકુંવરથી કરવું રે ॥ કોઇ ૩ ॥ બ્રહ્માનંદ કહે મનક્રમ વચને, વ્રજ જીવનજીને વરવું રે ॥ કોઇ ૪ ॥ પદ ૧ ॥

કાનુડા કેડે જાવું રે સમજી શું આવું ॥ કાનુ ॥ મોહનનું મેણું મારે માથે, કોઇદી બીજાની નૈં કાવું રે ॥ સમ ૧ ॥ ચૌદ લોકમેં સરવે અબળા, તેને મને વરીને ખોટી થાવું રે ॥ સમ ૨ ॥ વરીએ તો નટ નાગર વરીએ, અખંડ એવાતન સાવું રે ॥ સમજી ૩ ॥ બ્રહ્માનંદ કહે અવર પુરૂષને, વરવાથી રૂડું વીખ ખાવું રે ॥ સમ ૪ ॥ પદ ૨ ॥

કાનુડા કેડે ચાલીરે થઇ મતવાળી ॥ કાનુ૦ ॥ હું જાણું લોકડીયાં કાલા, લોક કહે છે મુને કાલીરે ॥ થઇ ૧ ॥ જે ચાલે કાનુડાની કેડે, તેની ખેપ ન જાય કેદી ખાલીરે ॥ થઇ ૨ ॥ શીર જાતાં નટવર નહીં છોડું, ટેક અચળ ઉર ધારીરે ॥ થઈ ૩ ॥ બ્રહ્માનંદના નાથ સંગાથે, લાગી છે રંગડાની તાળીરે ॥ થઇ ૪ ॥ પદ ૩ ॥

કાનુડા કેડે જાઓરે શીદને લજાએ ॥ કાનુ૦ ॥ લાજ વના લોકડીઆ તેથી, દુરબળ થઇ ન દબાએરે ॥ શીદ ૧ ॥ વ્રજ જીવનને ભજતાં વારે, નામ તેનું લઇ નાએરે ॥ શીદ ૨ ॥ કોને સારૂં શું થવા

તું લોક તણી મોટાએરે ॥ શીદ ॥ ૩ ॥ પ્રહ્લાનંદ કહે નીશંક થઇને, ગોવીંદના ગુણ ગાએરે ॥ શીદ ॥ ૪ ॥ પદ ॥ ૪ ॥

## પદ રાગ કાફી.

વાલીડા કુંજ્યવિહારી, વદનકમળપર વારીરે ॥ વાલી૦ ॥ અજબ્ય અલોકીક મસ્તક ઊપર સુંદર પાઘ સમારીરે ॥ વાલી ॥૧॥ ફુલ તણા છોગલીયાં ફરતાં, ધારયાં ગીરધર ધારીરે ॥વાલીા॥૨॥ અંતરમાંય વશી છે આવી, મુરતી મનોહર તારીરે ॥ વાલી ॥૩॥ પ્રહ્લાનંદ કહે વ્રજ-જીવન, મોહન છો નીધી મારી ॥ વાલી ॥ ૪ ॥ પદ ૧ ॥

છેલા તારૂં છોગું ભાળી, મોહીશું વનમાળીરે ॥ છેલા૦ ॥ વ્રજવાશી નંદલાલ વિહારી, ચાલ તારી લટકાળીરે ॥ છેલા ॥ ૧ ॥ રસિક પિયા તારી ચટક રંગીલે, મોળીડે હદવાળીરે ॥ છેલા ॥ ૨ ॥ લેરખડા જોઇ લગની લાગી, કોઇની રહુ નહીં ખાલીરે ॥ છેલ ॥ ૩ ॥ પ્રહ્લાનંદ કહે પરવશ થઇશું, પગભેર ડોલું કેડે પાળીરે ॥ છેલા ॥ ૪ ॥ ॥ પદ ॥ ૨ ॥

કાને મુને કીધી ઘેલી. હાથ રહ્યું નહિ મન હેલીરે કાને૦ શેરડીયે મળીયો મુને સામો, મોહન છોગલાં મેલીરે ॥ કાને ॥ ૧ ॥ નિરખતાં મનવશ કરી નાંખ્યું, આંખ્યું મરમ ભરેલીરે ॥ કાને ॥ ૨ ॥ ભુલી ચિર શરીર તણી શુદ્ધ, હઇડાની ધીરજ હરેલીરે ॥ કાને ॥ ૪ ॥ પ્રહ્લા નંદ કહે એની છબીમેં, પ્રોવાણી જોયા પેલીરે ॥ કાને ॥ ૪ ॥પદ ૩॥

શ્યાને હવે રાખું છાની, મુરતી તમારી મનમાનીરે શ્યાને૦ જનીયા પાડોશી દેખીને, છોને બળીને થાતા વાનીરે ॥ શ્યા॰ નટવર તમથી નેહ કરીને, પાછી ધરૂં નહીં પગપાનીરે ॥ રસિક સલુણા પિયા તમ સંગે રમવું, નથી વાન

રચાને ॥ ૩ ॥ બ્રહ્માનંદના નાથ તમારો, મહીમા જાણેછે મોટા જ્ઞાની રે ॥ ાને ॥ ૪ ॥ પદ ॥ ૪ ॥

## પદ રાગ પરજ.

એની વનમેંરે વંસી બોલેરે, મારૂં દીલડું ઘાયલ ડોલે એની૦ વંસી વાગી વંદ્રાવનમે, બ્યાકુલ થઇછું મનમેં ॥ એની ॥ ૧ ॥ મધરાતે કાંઇ મોરલી વાગી, ચીતમાં ચટકી લાગી ॥ એની ॥ ૨ ॥ વેણુ વજાડી કાનુડે કાળે, બ્રજ્યને રૂડે ઢાળે ॥ એની ॥ ૩ ॥ બ્રહ્માનંદને નટવર વાલે, વેહને મારી ભાલે ॥ એની ॥ ૪ ॥ પદ ૧ ॥

એણે આવીનેરે મુને મારીરે, બેની કાનુડે નેણુ કટારી એણે૦ આંખડલી અતિશે અણીઆળી, નાંખી છે ખુબ નિહાળી ॥ એણે ॥૧॥ પહેલી ચોટે લીધી પ્રોઇને, આડીરે મીટ જોઇને ॥ એણે ॥૨॥ ચોટ નયણુની ચીતડું ચોરી, કાળજુ નાંખ્યું કોરી ॥ એણે ॥૩॥ બ્રહ્માનંદ કહે શુધ બુધ ભુલી, વાલીડે ઘાયલ કીધી ॥ એણે ॥૪॥ પદ ॥૨॥

તારી મુરતી મન માનીરે, હુંતો દેખીને થઇ દીવાની ॥ તારી ॥૧॥ ભાલ તીલકની શોભારે જોઇને, મનડું રહ્યુંછે મોહીને ॥ તારી ॥૨॥ વશ કીધી મને સુંદર વેણે, નેડો જે લાગ્યો નેણે ॥ તારી ॥૩॥ બ્રહ્માનંદ કહે હું લોભાણી, તુજથી પ્રીત બંધાણી ॥ તારી ॥ ૪ ॥ પદ ॥ ૩ ॥

તારા મુખની માયા લાગીરે, મારા રશિયા શામ સોહાગી તારા. ગ લાગી મુજને તારી, તન મન નાંખું વારી ॥ તારા ॥ ૧ ॥ મુંદર શોભા ભાળી, મોહીશું હું વનમાળી ॥ તારા ॥ ૨ ॥ ઘર ં વીસરાવી, મુખડુ જોવાને આવી ॥ તારા ॥ ૩ ॥ બ્રહ્મા- વારૂ, મુખડું જોઇને તારૂ ॥ તારા ॥ ૪ ॥ પદ ૪ ॥

# રાગ પરજ.

લગાડી તેં પ્રિતી લાલરે, પ્રિતલડી તો લગાડી; પ્રિતમ મારયાં પ્રેગનાં, તમે તિખાં તિખાં બાણુ; જોતાં તમને જાદવારે, થયા પરવશ મારા પ્રાણુરે ॥ પ્રિત ॥ ૧ ॥ વાલી ભ્રકુટી વાંકડી, વાલાં લાગે સુંદર નેણુ; નટવર તમને નિરખવા, મારાં નાંખે છે ઝડપું નેણુરે ॥ પ્રિત ॥૨॥ હાર હજારો પેરીયા, નેણુંનો નજારો જોર; બ્રહ્માનંદ હૈડે વસ્યા કોડીલા નંદ કીશોરરે ॥ પ્રિત ॥ ૩ ॥ પદ ॥ ૧ ॥

વજાડી તેં બસી કાનરે, બાંસલડી તો વજાડી; વેણુ વજાડી વિ ઠલા, તમે રૂપાળા રંગરેલ; ઘરધંધો ભુલી ગઇ હું ભરતું ભુલી જળ હેલરે ॥ વાંસ ॥૧॥ માવા તમારી મોરલી, મારે ખુબ પડી છે ખેદ; કીધા એને કારમા, છાતલડીમાં છેદરે ॥ વાંસ ॥૨॥ વ્રહેમાં વાગી વાંસળી, આવી સુંદર કીણે સાદ; બ્રહ્માનંદ કહે વશ થઈ, મોરલડી કેરે નાદરે ॥ વાંસ ॥ ૩ ॥ પદ ૨ ॥

પેચાળી તેં બાંધી પાઘરે, પાઘલડી તો પેચાળી; પાઘડીના પે- ચગાં, થયું મન મારૂં ગુલતાન; વાલમ મુને વસ્ય કરી, કોડીલા છેલા કાનરે ॥ પાઘ ॥૧॥ ફુલ તોરાની ફોરમાં, જોઇ ભમર થયા ચેકચુર; મતવાલા થઇને ફરે, મેલી ન જાય દુરરે ॥ પાઘ ॥૨॥ માવ તમારૂં મોળીયું, મેં દીઠું આંટાદાર; બ્રહ્માનંદના વાલમા, વિસારયો મેં સંસા રરે ॥ પાઘ ॥ ૨ ॥ પદ ૩ ॥

ગરમાળી છે આંખ્યુ માવરે, આંખડલી ગરમાળી; આંખલડી અણીવાળીયું, વારી જાણું તિખાં બાણુ; ચિતડામાં ચોટી ગઇ, મુને કરી લીધી વેચાણુરે ॥ આંખ ॥૧॥ નેણુ તમારાં નાથજી, છે છેલા રાતાં ચોળ; અંતરમાં ઉંડા ગરયાં, થયું હૈડુ લાલકલોલરે ॥ આંખ ॥૨॥

અતિશે દીઠા આકરા. આડી દીધી ધીરજ ઢાળ; બ્રહ્માનંદ કહે મરક લડાં, લોચનીયાં તારાં લાલરે ॥ આંખ ॥૩॥ પદ ૪ ॥

## પદ રાગ પરજ.

હૈડાનો હાર હરીરે, મારે રંગભીનો હૈડાનો હાર હરી, મંદીરમાં પધરાવી મોહનને, ભેટું હું અંકભરીરે ॥ મારે ॥૧॥ જગના જીવનને હું નહિ દઉ જાવા, રાખીશ જતન કરીરે ॥ મારે ॥૨॥ રસીક નવલવર રાજેશ્વરને, નીરખી નયણે ઠરીરે ॥ મારે ॥૩॥ બ્રહ્માનંદના નાથને સજની, મનક્રમ વચને વરીરે ॥ મારે ॥૪॥ પદ ૧ ॥

વર નંદલાલ વરૂરે, સખી અલબેલો; વર નંદલાલ વરૂ, મુરખ લોક દાઝી છોને મરતા; કોઇની સંખ્યા ન ધરૂંરે, ॥ સખી ॥૧॥ કાન કુંવર સંગ નેહ કરીને, જગથી તે સીદ ડરૂરે ॥ સખી ॥૨॥ પરણું તો વર પુરૂષોતમ પરણું, નહીં તો કુંવારી મરૂરે ॥ સખી ॥ ૩ ॥ બ્રહ્માનંદના નાથને માથે, તન મન કુરબાન કરૂંરે ॥સખી ॥૪॥પદ ૨॥

ઘેળી હું ગીરધારીયા, માથે તારે મોહન; ઘેળી હું ગીરધારીયા, પ્રાણજીવન મારે મહોલ પધારો, ભુધર રંગ ભરીયારે ॥ માથે ॥૧॥ પહેલી પ્રીત્ય કરીને, મારા પ્રાણ તમે હરીયારે ॥ માથે ॥૨॥ મસ્તકને સાટે મેંતો. તમને વાલમજી વરીયારે ॥ માથે ॥૩॥ બ્રહ્માનંદ કહે એક ઘડી, દુર રહોમાં ડોલરીયારે ॥ માથે ॥૪॥ પદ ૩ ॥

લાગેલ રંગ ઝડીરે, મારે રસીયાજી શું લાગેલ રંગ ઝડી; મોહન વર રંગીલાની મુરતી, જીવડલામેં જડીરે ॥ મારે ॥૧॥ પ્રાણજીવન પાતળીયાને આગે, હાથ જોડીને ખડીરે ॥ મારે ॥૨॥ મીટય થકી ક્ષણું દુર નહીં મેલું, પ્રેમે પાસ્ય પડીરે ॥ મારે ॥૩॥ બ્રહ્માનંદના નાથને ભેટી, ધન્ય ધન્ય આજ ઘડીરે ॥ મારે ॥૪॥ પદ ૪ ॥

## રાગ પરજ.

માવે વજાડી છે મોરલીરે, વાલે વજાડી છે વાંસળીરે; કાલંદીને તીર, નાગ પીયાળે ડોલીયોરે, એવો શબ્દ ગંભીર હો બની ॥ માવે ૧ ॥ લેનું તરણુ ભુલી ગઇરે, વાછરૂ ભુલા ખીર જોને સખી જમુનાં તણુંરી, વેતાં થંભ્યાં નીર હો બેની ॥ માવે ૨ ॥ ઘેલી થઇ સરવે ગોપીકારી, ભુલી તન શરીર; કામ રહ્યાં સરવ હાથ માંરી, ઓઢણુ ભુલી ચીર હો બેની ॥ માવે ૩ ॥ વેણુ અલોકીક વીડલારે, વાઇછે બળભદ્ર વીર; બ્રહ્માનંદ સ્વર સાંભળીરે, અંતર ના રહી ધીર હો બેની ॥ માવે ૪ ॥ પદ ૧ ॥

## રાગ પરજ.

જોઇ મુરતી મનોહર તારીરે, માવારે માવા નેણાં લોભાણા ॥ ટેક. મોલીડા ઉપર નવલ કલંગી, શોભે છે અતી સારી ॥ માવારે ૧ ॥ હેત કરીને હૈડાની ઉપર, માલા મોતીડાંની ધારી ॥ માવારે ૨ ॥ અતીરે શોભે છે છાતી ઉંપડતી, ચાલ જગતથી ન્યારી ॥ માવારે ૩ ॥ બ્રહ્માનંદ કહે એ છબી ઉપર, સરવસ નાખું વારી ॥ માવારે ૪ ॥ પદ ૧ ॥

તારી લાવણુમાં લોભાણી વાલારે, મારા નવલ વીહારી ॥ ટેક ॥ મુરતી મનોહર જોઇને તારી, ભુલી હું ભરવું પાણી ॥ વાલારે ૧ ॥ પુરણ ચંદ્ર સરીખું મુખડું, ભ્રકુટીમાં ભરમાણી ॥ વાલારે ૨ ॥ છોગલીએ ચકચુર થઇ છું, ડોલરીયા વ્રજદાણી ॥ વાલારે ૩ ॥ બ્રહ્માનંદ કહે જોઇ તારા નેણા, વેણામેં વેંધાણી વાલારે ॥ વાલારે ૪ ॥ પદ ૨ ॥

અમે કો કો વ્રજમાં રહીયે મૈયારે, તારો લાલ અટારો ॥ ટેક ॥ રાત દીવસ મારી કેડે પડયો છે, કેટલુંક આવીને કહીએ ॥ મૈયારે ૧ ॥ ચોરી કરે મારા ઘરમાં છાની, દાહડીના દુખ કેમ સહીયે ॥ મૈયારે ૨ ॥

ખેલ કરે જમુનાજીને આરે, આવી બાઝે મારે ॥ મૈયારે ૩ ॥ બ્રહ્માનંદ કહે ગોકુળ મેલી, કહોતો મથુરામેં જઇયે ॥ મૈયારે ૪ ॥ પદ ૩ ॥

મારી આલ કરે શીદ આવી એનેરે, તમે વારો જશોદા ॥ ટેક ॥ પાણીડું ભરતાં પાલવ ઝાલે, છાની નહીં વાત ચાવી ॥ એનેરે ૧ ॥ મારગ જાતાં મહીડું લુટે છે, સ્યાને કાજે બોલાવી ॥ એનેરે ૨ ॥ તમારી પાસે સાચોરે થાવા, વાત કરે છે બનાવી ॥ એનેરે ૩ ॥ બ્રહ્માનંદને એ વાલે, અમને તે હાર પમાડી ॥ એનેરે ૪ ॥ પદ ૪ ॥

## પદ રાગ પરજ.

રે વેચાણી હું તો હરીવરને હાથે, નેડો લાગ્યો નંદના નંદન સાથેરે ॥ વેચા. ॥ રે વાલીડા મુખડાની વાણી, સુણી હું તો એમાં પ્રોવાણીરે ॥ વેચા ૧ ॥ રે રસીલાની મુર્તિ રૂપાળી, મોહ્યું મન છોગલીયું ભાળીરે ॥ વેચા. ૨ ॥ રે વેચાણી હું મરમાળે વેણે, લોભાણી હું ડોલરીયે નેણેરે ॥ વેચા. ૩ ॥ રે વાધે મુખ મોરલડી ઘેરી, બ્રહ્માનંદનો વાલો લેરીરે ॥ વેચા. ૪ ॥ પદ ૧ ॥

રે ગઇતી હું તો ગાવડલી દોવા, મથે મુખ મોહનનું જોતારે. ॥ ગઇતી ॥ રે છાની છાની લોકતણી લાજે, ચાલી હું તો કાનકુંવર કાજેરે ॥ ગઇતી. ૧ ॥ રે મુજપર અઢળક ઢળીયા, વાલો સામા શેરડીયે મળીયારે ॥ ગઇતી. ૨ ॥ રે કોડીલો ડોલરીયે કાને, સખી મુંને સમજાવી સાનેરે ॥ ગઇતી. ૩ ॥ રે તેની નહીં ગમ બીજા કોઇને, વળી બ્રહ્માનંદનો વાલો જોઇનેરે ॥ ગઇતી. ૪ ॥ પદ ૨ ॥

રે મંદીરીયે આવોને માવા, પ્રેમે મુને અધરામ્રત પાવારે ॥ મં. ॥ રે તમ સાંગ માન્યું મન મારૂં, નીમખ એક રહેતુ નથી ન્યારૂંરે

॥મં. ૧॥ રે તમ વીના બીજું નથી ગમતું, રહેછે મન કેરૂં કેરૂં ભમતુંરે ॥મં. ૨॥ રે જીવું છું હું મુખડાને જોતી, એજી મારે નથડીનું મોતીરે ॥મં. ૩॥ રે બ્રહ્માનંદના વાલા વારી, મોહન તમે સરવે નીધી મારીરે ॥મં. ૪॥ પદ ૩॥

રે રજનીમાં જાગ્યા કે સંગે, કે રંગાણા છો તેને રંગેરે ॥રજ.॥ રે અચંબો થાય છે અમને, એવી કુણે ભરમાવ્યા તમનેરે ॥રજ. ૧॥ રંગીલી નઉતમ રૂપાળી, મીઠા બોલી અંતર મરમાળીરે ॥રજ. ૨॥ રે તેથી ક્ષણું દુર નથી રહેતા, બીજાની તો ખબર નથી લેતારે ॥રજ. ૩॥ રે બ્રહ્માનંદના વાલા ત્યાગી, તેની મને લલચડી લાગીરે ॥રજ. ૪॥ પદ ૪॥ પુરા.

## રાગ પરજ.

તારી મુરતી રહે છે જો નેણાંનો શણગાર, નેણાંનો શણગાર મારા હઇડા કેરો હાર ॥તારી. ૧॥ મોહન તારી મુરતી જોઇને, ભુલી છું તન ભાન; નીરખતાં નજરમાં થઇ છું, ગજરામાં ગુલતાન ॥તારી. ૨॥ માથે ઝીણી પાઘ મનોહર, સુંદર શ્યામ શરીર; નથી રહેતી તારૂં રૂપ નીહાળી, વ્રજ નારીને ધીર ॥તારી. ૩॥ બાંયે જડાવ બાંધેલ બાજુ, કાજુ નંદકીશોર; બ્રહ્માનંદકે મોહી છું વેણે, નેણે જાદુ જોર ॥તારી. ૪॥ પદ ૧॥

નાગર નંદનારે, મારે તમશું લાગી પ્રીત; તમશું લાગી પ્રીત, મારૂં ચોરી લીધું ચીત્ત ॥નાગ. ૧॥ ફુલનો તોરો સુંદર ફાબ્યો, પાઘનો આવ્યો તાલ; પાતળીયા અતી લાગે છે પ્યારા, લટકા તારા લાલ ॥નાગ. ૨॥ મોતીડાના હારની શોભા, વર્ણવી નવ જાય; ખાંતીલા

તારી આવીને ખુંટી, મુરતી અંતરમાંય ॥ નાગ. ૩ ॥ અધુર ઉપર કુમકુમ ઢળીયું, દાડમ કળીયું દાંત; પ્રહ્લાનંદના વાલમા, તમશું ખેલ કર્યાની ખાંત ॥ નાગ. ૪ ॥ પદ ૨ ॥

સુંદર શામળારે, આવો છોગાંવાળા છેલ; છોગાંવાળા છેલ હું તો આવીશ તારે ઘેર ॥ સુંદ. ૧ ॥ છેલ છબીલા રંગલા રેલા કેશર ભીના કાન; સંભળાવો મુને શામ સલુણા, મોરલડીને તાણુ ॥ સુંદ. ૨ ॥ મોહન તારી મુરતી, મારા નેણામાં રાખીશ; ભુધર તારી ચાલ ત્રીભંગી, લાલ કલંગી શીશ ॥ સુંદ. ૩ ॥ તમ વીના મારે ઘડીયે ન ચાલે, પડી પટોળે ભાત; પ્રહ્લાનંદના વાલમા આવી, રહો મારે ઘેર રાત ॥ સુંદર. ૪ ॥ પદ ૩ ॥

મોરલી વાલારે મીઠી મોરલી વગાડ, મોરલી વગાડ, ઢાલો વ્રજકેરો લાવ ॥ મોર. ૧ ॥ મોરલી સુણી હું આવી, મેલી ઘરડા કેઈ કામ, વાલમ રાજી થઇ વગાડો, છોગાળા ઘનશામ ॥ મોર. ૨ ॥ સુણ્યા વીના ચીતડામાં નૈ આવે નીરાંત, તે સારૂં હું સૌથી છાની આવી છું એકાંત ॥ મોર. ૩ ॥ મોરલી સુણી હું ચાલી, મેલી સૈયરૂં કેરો સાથ, પ્રેમ સુધારસ પાઓને વાલા, પ્રહ્લાનંદના નાથ ॥ મોર. ૪ ॥ પદ ૪ ॥

## રાગ પરજ.

મુંને તારી મોહની લાગીરે, સલુણા શામ સોહાગી, ॥ મુંને. ૧ ॥ મીઠી તારા મુખની વાણીરે, સુણી સુણી હું લોભાણી; નટવર નંદના છઇયાંરે, મનોહર છેલ કાનઇયા ॥ મુને. ૨ ॥ પોંચી નંદલાલને સાજેરે, વીંટીને વેઢ બીરાજે; હાથે કડા હેમના શોભેરે, જોઇ જોઇ

મનડું લોભે ॥ મુને ૩ ॥ બાંધ્યા બાંયે બેરખા બાજુરે, કંટારો વાંકડો કાજુ; બ્રહ્માનંદ જાયછે વારીરે, વાલીડા કુંજવીહારી ॥ મુને ૪ ॥ પદ ૧ ॥

હુંતો તારા રૂપમાં રીઝીરે, ફરછું રંગમાં ભીજી ॥ હુંતો. ૧ ॥ બાંધી શીરપાઘ સોનેરીરે, અનોપમ આંગડી પેરી, તો સીરફુલના ઘાલીરે, લાગે અતી મુરતીવાલી ॥ હુંતો. ૨ ॥ કાજુ છબીદાર કલંગીરે, જોઇ વ્રજનાર ઉમંગી; મનોહર કાનમાં મોતીરે જીવુંછું રાત્ય દી જોતી ॥ હુતો ૩ ॥ તેજાળી આંખડી તીખીરે, નાસા સંગ્ય દીપ સરીખી; બ્રહ્માનંદ સરવ મારૂંરે, છબીલા ઉપરય વારૂ ॥ હુંતો. ૪ ॥ પદ ૨ ॥

છોગાલ છેલ છબીલારે, રાજેસર કાંન રંગીલા ॥ છોગા. ૧ ॥ મીઠી મુખ મોરલી વાતારે, આવે રંગડાના રાતા; સલુણા દીલના શાથીરે, રહુ નીત્ય આંખમાં રાખી ॥છો. ૨॥ લાગી તારા મુખડાની માયારે, રૂપાળા વ્રજના રાયા; બોલાવો રાવળી જાણીરે, હુંતો તારે હાથ વેચાણી, ॥ છો. ૩ ॥ દેખી મે મુરતિ તારીરે, નાખું મારૂ તનડુ વારી; બ્રહ્માનંદના પ્યારારે, રોમાં ઘડી નાથજી ન્યારા ॥ છો. ૪ ॥ પદ ૩ ॥

મેંતો તારી મુરતી ભાળીરે, રંગીલી ગૌર રૂપાળી ॥ મેંતો. ૧ ॥ માળા ગળે ફુલની પેરીરે, હેતે વ્રજ્યનારને હેરી; નેણે મન લીધું છે તાંણીરે, પ્રીતી છબીમાંય પ્રોવાણી ॥ મેતો, ૨ ॥ રાતો રંગે સુંદર રેટોરે, ફાવે જરકસીયો ફેટો, દીઠું મેં છોગલું તારૂંરે, લોભાણુ ચીતડું મારૂં ॥ મેતો, ૩ ॥ નેણામાં નેહ ઘણેરોરે; કરો મારા દીલમાં હેરો; બ્રહ્માનંદના વાલાજીરે રેજ્યો મારી ઉપર રાજી ॥ મેતો. ૪ ॥ પદ ૪ ॥ પુરા.

## પરજ.

નેણામાં રાખુંરે નેણામાં રાખુંરે; નાથ તમને જતન કરીનેરે મારા નેણામાં રાખું; સીવ સનકાદીક સુક જેવા જોગી, હાંરે જેની વાટયું જુવેછે લાખુંરે, ॥ નાથ તમને જત, ૧ ॥ છેલ છબીલાજીની મુરતી ઉપર, હાંરે મારા પ્રાણ વારી વારી નાખુંરે ॥ નાથ તમને જત. ૨ ॥ નયણે નીરખીને હરીને ઉરમાં ઉતારૂં, હાંરે એના ગુણલા નીશદીન ગાઉરે ॥ નાથ તમને જત. ૩ ॥ પ્રેમાનંદ કહે હરી રસ અમ્રત, હાંરે હુંતો પ્રેમે કરી નીસ ચાખુંરે ॥ નાથ તમને જત ૪ ॥ પદ ૧ ॥

અળગાં ન મેળુંરે અળગાં ન મેળુંરે નાથ તમમે, આંખડલીથીરે અળગાં ન મેલું; મદન મોહન તારી મુર્તિરે જોઇને, હાંરે મારૂ મન તુ થયુંછે ઘેલુંરે ॥ નાથ. ૧ ॥ લોક કુટુંબ પરીવાર તજીને હાંરે મેતો તમ સંગ્ય બાંધ્યું છે બેલુંરે ॥ નાથ. ૨ ॥ પ્રાણજીવન તમ પાસે રયાનું હાંરે મને વચન દીધું છે વેલુંરે ॥ નાથ. ૩ ॥ પ્રેમાનંદ કહે જોઠ જોઈ જીવું હાંરે તારૂં મોલીડું રંગનું ભરેલું ॥નાથ. ૪॥ પદ ૨॥

નૈં દઉ જાવારે, નૈં દઉ જાવારે નાથ તમન આંખડલીથીરે નૈં દઉ જાવા જીવની પેઠે જાળવીને રાખીશ, હાંરે એક લગાર નહી દઉ હું દુખાવારે ॥ નાથ. ૧ ॥ મન ગમતારે ભોજન રાંધી જમાડું, હાંરે લાવું સાકર નાંખીને દુધ પાવારે ॥નાથ. ૨॥ શ્વેત અંબર અતી ઝીણા લાવું, હાંરે મારા પ્રાણ તમને પરીવાર ॥ નાથ ૩ ॥ જાવાનુંરે તમે નામ લીધો તો, હાંરે પ્રેમાનંદના સમછે માવારે ॥નાથ ૩॥ પદ ૩॥

આવાને આવારે, આવાને આવારે રેજયો મારી આંખડલીમાંરે, આવાને આવા આવાને આવા મારા નાથ બિરાજો, હાંરે મારા તનના

તાપ બુઝાવોરે, ॥ રેજ્યો. ૧ ॥ ડોલરીયા નીત્ય હાર પેરાવું, હાંરે રૂડા તોરા લાવું લટકાવારે ॥ રેજ્યો. ૨ ॥ અમ્રત્ય વેણે સકોમળ નેણે, હાંરં અતી અમ્રત ઝડી વરસાવારે ॥ રેજ્યો. ૩ ॥ પ્રેમાનંદ કહે નાથજી આગે, હાંરે રહું હાજર નીસદીન ગાવારે ॥ રેજ્યો. ૪ ॥ ॥ પદ ૪ ॥ પુરા.

## પદ રાગ ધોળ.

મહારાજ આજ વરતાલથી આવશે, સંગે લાવસે સંત સમાજ મોહન વર પધારસે ॥૧॥ જ્યાં કહે લલિતાને વાતડી, આવ્યા કાગળ દિવસ વિત્યા સાત વાંચી ઠરી છાતડી ॥૨॥ અક્ષર કાગળમાં ઉત્તમ ભુપના, કાગળ અવધી પુરી થઇ આજ દરસન સુખના રૂપના ॥૩॥ સાત દીવસે મહારાજ સંત આવશે, લિખ્યા વરતાલથી સમાચાર જરૂર પધારસે ॥૪॥ આવી માણુકી દાદાના દરબારમાં, નિરખી સહજાનંદ ભગવાન સોભે અશવારમાં ॥૫॥ પ્રેમાનંદ કહે ગઢપુરવાસી આવીયા, લાવ્યા ભેટ સામગ્રીને હાર વાલાને પેરાવીયાં ॥ ૬ ॥ પદ ૧ ॥

ઉતર્યા માણુકીથી અલબેલડો, ધર્મકુંવર ડોલરીયો દીવાન શોભે રંગરેલડો ॥૧॥ રૂડો ઓરડો વાસુદેવનો, લાવો બીછાવણા રંગ રેલ તાલ રાખો ટેવનો ॥૨॥ સોભે ઓશરી ઉતરાદાબારની, બેઠા ગાદી તકીયે રંગરેલ શોભા કહુ તારની ॥૩॥ લિંબ તરૂ તળે સભા સંતની ચારે પાસે લાખું હરીભકત શોભા છે અનંતની ॥૪॥ શોભે દિરઘ સભા કોઇ ભાતની, બોલ્યા સંત પ્રત્યે ધર્મ લાલ રશીલો કરી ખાંત્યની ॥ ૫ ॥ પ્રેમાનંદ કહે ઉત્તમ ભુપ આવીયા, થયો થાળ જમવાનો મહારાજ ખબર એ લાવીયા ॥ ૬ ॥ પદ ૨ ॥

વાલે શીખ દીધી સભામાં સાથને, ઉઠ્યા નાવા નારાયણ નાથ, મળ્યા ભરી બાથને ॥ ૧ ॥ નાવા બેઠા ડોલરીયો દરબારમાં, નાતા નીરખે છે જે નરનાર તે નરે માન્યુ મારમાં ॥ ૨ ॥ વર્ણી મુકુંદ નવરાવે પ્રીતશું, ચોળે અતર કરી કરી પ્યાર વાલાને રસ રીતસું ॥૩॥ નાઇ પેર્યું પીતામર જોઇ આખડી, ચાલ્યા જમવા સહજાનંદ શ્યામ, પેરી ચરણે ચાખડી ॥ ૪ ॥ બેઠા જમવા ઓરડે અલબેલડો, છત્રી સાથ જન ધર્યો આગે થાળ, જમે રંગ છેલડો ॥ ૫ ॥ પ્રેમાનંદ કહે બરફી કંસાર છે, હરીસો હલવો મોતિ ચુરદળ ભોજન સર છે ॥ ૬ ॥ પદ ॥ ૩ ॥

સાટા પેંડા પતાસાના ચુરમા, ગાંઠીયા કળી ફુલવડી ઘેબર ભજીયા વડા ખુરમા ॥ ૧ ॥ રૂડા સાક વંતાક વાળોલા વાલનાં, પરવાળ કારેલા કંકોળા સાક જમાડ્યા ધર્મલાલને ॥૨॥ ટાકો તાંદળીઓ સુવા ભાજી છે કેરી કાચરી અથાણા કરેલ ગોળ કેરી ઝાઝી ॥ ૩ ॥ ભાત દાળ કઢી ને અનુંપ છે ચટણી પાપડ ફાફડા દુધ સાકર સુખ રૂપ છે ॥ ૪ ॥ જમિ ચળુ કરી બીડી લીધલી, સંત પંકિત કરો તતકાળ આજ્ઞા એમ કીધલી. ॥૫॥ પ્રેમાનંદકે હરે શબ્દ કીધલાં આવ્યા પીરસવા નારાયણ આપ મોતૈયા કર કીધલા ॥ ૬ ॥ પદ ૪ ॥

વારંમવાર જમાડી દરસન દીધલા, ફરયા પંગત્યમાં પંચ વાર વળતી સયન કીધલા ॥ ૧ ॥ પોઢી જાગ્યા રાજેંદ્ર રળીયામણો, મત વાલો ડોલરીયો ભુપાળ કાનડવર કોડામણો ॥૨॥ વરણી મુકુંદ અક્ષર ઓરડી, આવીયા દીઠા ડોલરીયા દીવાન સાકર જળ પાવીયા ॥૩॥ સાંજે ચોરે સભા કરી શોભતી, બેઠા ગાદી તકીયે રંગત પાટ મુની મન લોભતી ॥ ૪ ॥ એવી સભા જોઇ શત્રુ હારીયા, કામ ક્રોધ લોભ મોહ માન મોત વિના મારીયા ॥ ૫ ॥ પ્રેમાનંદ કહે દેશો દેશ પુરમા, આવ્યા પુજા કરવા હરીજન, દેશાંતર દુરના ॥ ૬ ॥ પદ ૫ ॥

હવે સાંભળજો એક વારતા, પુજ્યા નારાયણ કરી પ્યાર છબી ઉર ધારતા ॥ ૧ ॥ કાશ્મિર ઇંદુ ચંદન ચરચી કીધલો, પેરી ડગલી સોનેરી સુરવાળ લાખેણો લાવો લીધલો ॥૨॥ માથે પાઘ બાંધી મોઘા મુલની, ઓઢી સાલ કોટે સેલુ સાર શોભા સુરજ્ય તુલ્યની ॥૩॥ હવે કુડળ પેરાવો કરણમાં, પેર્યો કંદોરો કટીલંક સાર, તોડા જુગલ ચરણમાં ॥૪॥ વેઢ વીંટી કડા સોના સાંકળાં, પોંચી ઉતરી નંગ જડેલ જોવા જન આકળા ॥૫॥ પ્રેમાનંદ કહે પેરાવી ફુલ હારને, પછે આરતી ઉતારી કરી પ્યાર, લહે કોણ પારને ॥ ૬ પદ ૬ ॥

એવું કરી પાયે લાગીયા, આ મુરતી અખંડ રેજ્યો ઉર એ વર અમે માગીયા ॥૧॥ હવે વસ્ત્ર ઓઢાડો સંત વાલને, સરવે ફુલ મેલાવ્યા તતકાળ ઓળખાવ્યા ધર્મ લાલને ॥૨॥ ધન્ય ધન્ય સતસંગી સાથને, પુજ્યા ધર્મ કુંવર કીરતાર મોહન મુખ પાથને ॥૩॥ ધન્ય ધન્ય ઘેલો ગઢપુર ધામનો, ધન્ય અભેય પુત્ર ઉતમ રાય, રાખ્યા ઘનશામને ॥૪॥ એવી લીલા તેર દીવસ કીધલી, કરે પંક્તિ જમાડે સાધુ નિત્ય લીલા લખી લીધેલી ॥૫॥ ધન્ય પ્રેમાનંદ ગઢપુર લોકને, રહ્યા નારાયણ કરી નીવાસ ટાળ્યા શંસે શોકને ॥૬॥પદ ૭॥

નીત્ય કથા થાય સભાનાવણા, કરે કથા નીત્યાનંદ નીત્ય પુસ્તક લઇ રળીયામણા ॥૧॥ ધન્ય ધન્ય નીત્યાનંદ નામને, વાંચી રાજી કર્યા ભગવાન ધર્મ તનય સામને ॥૨॥ હાથ જોડી સતસંગી બોલીયા, ઘેર ચાલ્યા ફરવા વેલા સંત દેસીક ઘણા ડોલીયા ॥૩॥ એમ કરતાં દિવસ બહુ વીતીયા, જાઓ ફરવા સંતો ઉરવી આજ અરિ તમે જીતીયા ॥૪॥ ચોરી આદીક નીમ ધરાવજો, કરી વાતું

કથા દેશો દેશ સમઇયે વેલ્લા આવજો ॥૫॥ સત ફરવા ગયા દેશ દુરમાં, લખી શોભા ચરીત્ર ગુણ ગાન પ્રેમાનંદ હજુરમાં ॥૬॥ પદ ૮॥ પુરા.

તમેરે ઓધવ કેજયો એટલીરે, જઇને વાલાજીને વાતજો; તમને ન ગણ્યા અમે જાણ્યાં નહીંરે, વીશ્વાસ દઇને કીધા ઘાતજો ॥ તમે. ૧ ॥ અમને છળ કરીને તમે છેતરયારે, મોહન વાઇને મધુરી વેણુ જો, વાંસળીયે વેધીને મથુરાં ગયારે, દઇને દુખડાં દીનને રેણુજો ॥ તમે. ૨ ॥ અમે શું જાણ્યું જે અધવચ મેલશોરે, હેત કરીને હરશો પ્રાણુજો; વ્યાધ તણી પેરે વેધી ગયારે, મારી કમળ નયનનાં બાણુજો ॥ તમે. ૩ ॥ તમને ઉર ઉપર અમે રાખતારે, જોતાં નીત્ય નીત્ય નવલે નેહજો; તમ પર તનમન પ્રાણ લઇ વારતાંરે, તે તમે નીરદય દીધો છેહજો ॥ તમે. ૪ ॥ દયા જરીયે હરી આવી નહીં રે, તોડતા બાળપણાની પ્રીતજો; નીરદય પ્રેમાનંદના નાથજીરે, શું ગાઇયે મોહન ગીતજો ॥ તમે. ૫ ॥ પદ ૧॥

ઓધવ વ્રજ વનીતાની વીનતીરે, કહેજો કૃષ્ણજીને જરૂરજો; વાલા વ્રજ વીનતાના નેહથીરે, તમને ન ઘટે રહેવું દુરજો ॥ ઓ. ૧ ॥ તમે હરી વ્રજવાસીના પ્રાણછોરે, પ્રાણ વીનાનો નવ રહે દેહજો; નીર વીના ન જીવે માછલીરે, એવો વ્રજવાસીનો સ્નેહજો ॥ ઓ. ૨ ॥ અમને એમ કહી હરી તમે ચાલીયારે, હમણે આવું છું તમ પાસજો; મથુરામાં મામાને આવું મળીરે, પ્રાણ રહ્યા છે એ વીશ્વાસજો ॥ ઓ. ૩ ॥ જો હરી આવી પાછા નહીં મળોરે, તો અમે તરત તજીશું પ્રાણ-જો; એ આંટી હરી વ્રજ અબળા તણીરે, તે તમે જાણજયો શામ સુજાણજો ॥ ઓ. ૪ ॥ સુના ગોકુળમાં ગમતું નથીરે, ઘર વન સરવે

આવા ધાયજો; પ્રેમાનંદના પ્યારા તમ વીનારે, પળ એક કલ્પ સરી ખી જાયજો ॥ ઓ. ॥ ૫ ॥ પદ ૨ ॥

જઇને ઓધવ કહેજો કાનનેરે, તમ વીના ગોકુળવાસી લોકજો; ભોજન ખાનપાન નીંદ્રા તજીરે, સર્વે કરે તમારે શોકજો ॥ જ. ૧ ॥ જશોદા શોકે કરી સુકાઇ ગયાંરે, નેણે અંધ થયા છે નંદજો; એકવાર આવીને જુવો હરીરે, પાછા જાજો આનદ કંદજો ॥ જ. ૨ ॥ તમ વીના ગોવાળ બાળ વલખાં કરેરે, તૃણ તજી ઝુરે તમારી ગાય જો; દુધ ન ધાવે નાના વાછડારે, તમ વીના શોકે વ્યાકુળ થાયજો ॥ જ. ૩ ॥ તમ વીના વંદ્રાવન નથી શોભતુંરે, શોકે સુકાણી વનવેલ જો; વનમેં પશુપક્ષી વ્યાકુળ ફરેરે, તમ વીના નંદકુવર અલબેલ જો ॥ જ. ૪॥ વીરહે પક્ષી પણ નથી બોલતાંરે, કોઇલ શુક સારીકા મોર જો; પ્રેમાનંદના નાથ રાજી કરોરે, એકવાર આવી નંદ કીશોર જો ॥ જ. ૫ ॥ પદ ૩ ॥

અમને ઓધવ હરી બહુ સાંભરેરે, કશુંયે કામ ન લાગે હાથજો; રોતા રોતા જાયે દીન રાતડીરે, હવે કયારે નેણે દેખશું નાથજો ॥ અ. ૧ ॥ અમને બહુ હેતે બોલાવતારે, વરગી અમ્રત સરખાં વેણ જો; સામું બહુ હેતે કરી હેરતા, મળતા શામળીયો સુખ દેણજો ॥ અ. ૨ ॥ ઓધવ હરીનું હસવું બોલવુંરે, જે હરી કરતા અમશું વીહારજો; તે જયારે અમને ઓધવ સાંભરેરે, ત્યારે દુખનો નહીં રહે પારજો ॥ અ. ૩ ॥ ઓધવ આ ગેડી ને આ વાંસળીરે, લઇને જાતા ચારવા ગાયજો; વનમાં વાતો મોહન મેરલીરે, સાંભળીને જાતાં મળવા ત્યાંયજો ॥ અ. ૪ ॥ આ પાદુકા પહેરી આવતારે, હરખે જોતાં હરીની ચાલજો; જેમ જેમ સાંભરે તેમ તેમ થાય વેદનારે, પ્રેમાનંદ કહે ગીરધરલાલજો ॥ અ. ૫ ॥ પદ ૪ ॥

## પદ રાગ ધોળ.

મારે પ્રીત બંધાણીરે કે શામળીયા સંગે, મારૂં મન રંગાણુંરે કે રસીયાને રંગે ॥૧॥ એનું રૂપ જોઇનેરે કે મનમારૂં મોહી રહ્યું મારે હરી વીના બીજુરે કે સુખ વીખતુલ્ય થયું ॥૨॥ મીઠી મુખડાની વાણી રે કે સુંણી હું તેઃ લોભાણી, તજ્યું હરી વીના બીજુંરે દુખદાયક જાણી ॥૩॥ તજી લોક લજ્યાનેરે કે હરીવરને ગમવા, મારે હોંસ ઘણીક છેરે કે રસીયા સંગ રમવા ॥૪॥ હવે નીમખ ન મેલુંરે કે નટવરને ન્યારા, વાલો મુકતાનંદનોરે કે પ્રભુ મુને અતી વાલા ॥૫॥પદ. ૧॥

મેંતો સગપણ કીધુંરે કે સુંદરવર સાથે, કરૂણા કરી પુરણરે કે હરીવર ગ્રહી હાથે. ॥૧॥ મેંતો જપતપ તીરથરે કે સાધન નવ્ય કીધું મારૂ મન મોહનથીરે કે સર્વ કારજ સીધ્યું. ॥૨॥ જેનું ધ્યાન ધરે છે રે કે અજ શંકર જેવા, તેના ચરણ કમળનીરે કે મળી મુજને સેવા ॥૩॥ મુજને કીધી પોતાનીરે કે હરી અંતરજામી, થયા રસીયોજી રાજીરે કે બળવંત બહુ નામી ॥૪॥ મારે શામ સુંદર શું રે કે દૃઢ લગની લાગી, વાલે મુકતાનંદનેરે કે કીધી મને બડભાગી ॥૫॥પદ ૨॥

મોહનવર મારીરે કે છે જીવન દોરી, એનું મુખ જોઇ જાવુંરેકે જેમ ચંદ્ર ચકોરી ॥ ૧ ॥ મુને લગન લગાડીરેકે કોડીલે કાને, મુને વશ કરી વાલેરેકે વસીને તાને ॥૨॥ મારો જીવ જડાણોરે કે સામળીયા સંગે, હુંતો રસીક પ્રીતમનેરેકે અતી રાચી રંગે ॥ ૩ ॥ મેંતો વાત વીસારીરે કે જુઠા જગ કેરી, મારે મન વસીયા છેરે કે લટકાળો લેરી ॥૪॥ હુંતો થઇ બડ ભાગીરે કે હરી સંગ્ય હેત કરી, વાલો મુકતાનંદનોરે કે વરી વ્રજ રાજ હરી ॥ ૫ ॥ પદ ૩ ॥

નયણું નીસાનેરેકે મન મારૂં લીધું હરી, સામળીયાની સંગ્યેરે; કે હવે હુંતો બેઠી ઠરી. ॥૧॥ મોહનવર વીનારે, કે પલ નવ જાય રહ્યું; એનું સુખડું અલોકીકરે, મુખ નવ્ય જાય કહ્યું ॥ ૨ ॥ મેતો હરીવર સંગ્યેરે, કે જાણી રસ રીતલડી; ટળી પીડ બ્રહ્માંડથીરે, કે હવે મારે પ્રીતલડી ॥ ૩ ॥ મારૂં મન હરી વીનારે, કે અળગું નવ્ય ડોલે ગુંજાર તન ગણું નહી રે, કે હવે હુંતો અંક તોલે ॥ ૪ ॥ થઇ વીમળ વીવેકીરે, કે હરીવરને પામી; વાલે મુકતાનંદનેરે, કે છાયો કર બહું નામી ॥ ૫ ॥ પદ ૪ ॥

નર નારાયણ સ્વામીરે, કે ભજ્ય દ્દઢ ભાવ કરી; આવો અવસર દુર્લભરે, કે વારે વારે ન આવે ફરી ॥૧॥ તુંતો સત્ય કરી માનેરે, કે સંતની વાતલડી; તજી દેજે તું વેગેરે, કે મન કેરી ઘાટલડી ॥૨॥ પરધન પર નારીરે, કે તજી સતસંગ કરે; હરી વીમુખની સંગાતેરે, કે વીશે જાણી પ્રેહરે ॥૩॥ મારૂં કહ્યું સત્ય માન્યેરે, કે જાતું છે જરૂર મરી, કરે પુન્ય પરમારથરે, કે સંપત્ય રહેશે ધરી, ॥૪॥ તમે સમજી વીચારીરે, કે પાણી પેહેલી પાળ કરો; વાલો મુક્તાનંદનોરે, કે ભજી ભવ કષ્ટ હરો ॥ ૫ ॥ પદ ૫ ॥

નર નારાયણ કહેતાંરે, કે કેમ તું લાજે છે; તારા શીરપર વેરીરે કે જમ ઘણા ગાજે છે ॥૧॥ જમદુત જોરાવરરે, કે લેશે તારા પ્રાણ હરી; તારાં સગાંને સબંધીરે, કે રહેશે હાય હાય કરી ॥૨॥ જેને કાજ કરેછેરે, કે કુકર્મ અતી ભારી; તેતો સંગ ન ચાલેરે, કે નવ જોબન નારી ॥૩॥ જાશો પાપ પોતાનેરે, કે નરકમાં જમ સંગે પાસે લોહી તે તારૂંરે, કે ચીરી ચીરી સર્વ અંગે ॥૪॥ એવું સમજી વીચારીરે, કે શ્રીહરીને ભજજો; મુક્તાનંદ સત્ય કહેછેરે, કે સરવે કુકર્મ તજજો ॥ ૫ ॥ પદ ૬ ॥

બદ્રીનાથને સેવોરે, કે કુમત્યને દુર કરી; એ છે સર્વના સ્વામીરે કે પ્રગટ પ્રમાણુ હરી ॥૧॥ જેનું ધ્યાન ધરેછેરે, કે મહા મુની શુક જેવા; જેના પદ પંકજનીરે, કે કરે કમળા સેવા ॥ ૨ ॥ એવા નર નારાયણુરે, કે ભજે તેના કષ્ટ હરે; એને ઇષ્ટ જે જાણેરે, કે તેતો કુળ સહીત તરે ॥૩॥ વાલો નીજ તપનું ફળરે, કે સૌને આપે છે; ધરી રૂપ અલોકીકરે, કે ભવ દુખ કાપેછે ॥૪॥ એવા પ્રગટ પુરૂષનેરે કે ભજો ભ્રમના ત્યાગી; મુકતાનંદ હરી ભજીનેરે, કે થાઓ સર્વે બડ ભાગી ॥ ૫ ॥ પદ ૮ ॥

નર નારાયણુ ભજયોરે, કે સુદ્ધ થઈ નરનારી; સાચા સંતની વાણી રે, કે લેજો ઉરમાં ધારી ॥ ૧ ॥ ખર શબ્દ સરી સીરે, કે દુરી જનના વાણી; તેને ઉરમાં ન ધરજ્યોરે, કે દુષ્ટ દાયક જાણી ॥૨॥ કામી ક્રોધી લોભીરે, કે લંપટ જે ભગરા; તેને સત્ય ન ગણુશોરે, કે તેતો જમદુત ખરા ॥૩॥ કહી સત્ય શીખામણુરે, કે તેને નીંદયા કેછે; તેતો જમપુર કેરારે, કે દારૂણુ દુખ શેસે ॥૪॥ સત્ય અસત્યને સમજીરે, કે ભાવે હરી ભજન કરો; મુકતાનંદ કહે નારાયણુરે, કે નામે ભવ સીંધુ તરો ॥ ૫ ॥ પદ ૮ ॥ પુરા,

## પદ રાગ ધોળ.

સંત પારસ ચંદન બાવના, કામધેનુ કલ્પતરૂ સાર; સમાગમ સંતનો ॥૧॥ સંત સમજ્યામાં અંતર ઘણો, તરૂ પારસ ત્રણ્ય પ્રકાર સમા ॥૨॥ એક પારસથી પારસ બને, એક પારસથી હેમ હોય સમા. ॥૩॥ એક પારસ લોહને કુંદન કરે, સો વરસે લોહ ન હોય સમા. ॥૪॥ એક ચંદનથી વીખ ઉતરે, એક ચંદનથી અગ્ની ઓ-લાય ॥ સમા. ॥ ૫ ॥ એક તલભાર તાતા તેલમાં, ફરી તેલ તાંતુ

નવ થાય ।।સમા. ।।૬।। સરવે સન્યા સુરી નવ જાણીયે, સરવે નારી પતીવ્રતા ન હોય ।।સમા. ।।૭।। સરવે ગજ શીર મોતી નવ નીપજે નાગે નાગે મણી નવ હોય ।। સમા. ।। ૮ ।। અંગે અંગે કસ્તુરી નવ નીપજે, વને વને અગર નવ હોય ।।સમા. ।। ૯ ।। જળે જળે કમળ નવ નીપજે, તેની વીગતી વીચારીને જોય ।। સમા. ।। ૧૦ ।। જ્ઞાન હીન ગુરૂ નવ કીજીયે, વંઝા ગાય સેવે શું થાય ।। સમા. ।। ૧૧ ।। કહે પ્રીતમ બ્રહ્મવેતા ભેટતા, મહા રોગ સમુલો જાય. ।। સમાગમ સંતનો ।। ૧૨ ।। પદ ૧ ।। પુરૂં.

## પદ રાગ ધોળ.

રે સાંભળ સજની લીલા પુરશોતમ તણી, એક સમાની સંભળાવું અતી સારજો; શુકસનકાદીક ભવ બ્રહ્મા વાંસે ફરે, જોવા ને સાંભળ વાનો ઘણો પ્યારજો ।।સાં. ।।૧।। ધર્મ કુંવર પ્રગટ થઇને પધારીયા પુર્વથી પશ્ચિમમાં પુનેમ ચદજો; ગુજર સોરઠ કંકદેશ બહુ વીચર્યાં, અક્ષરપની સંગે લઇ મુકત મુની વંદજો ।। સાં. ।। ૨ ।। કંક દેશોમાં અતી પાવન એક પુર છે, દુર્ગ નગર અતિ ઉન્મત સરીતા તિરજો કુળ સહીત પુર પતી શ્રીહરીના દાશ છે, અભય આત્મજ ઉતમ નરપતિ મહા ધીરજો ।। સાભળ. ।। ૩ ।। ત્યાં રહીને શ્રી હરીએ બહુ લીલા કરી, કેતાં સાંભળતાં સેશ ન પામે પારજો; પ્રેમાનંદ કહે આસપાસના ગામમાં રહીને, પાવન કીધાં બહુ નર નારજો ।। સાભળ. ।। ૪ ।। પદ ૧ ।।

સાંભળ સજંની નામ કહુ તે ગામના, બોટાદ ને કારીયાણી સારં ગપુરજો; જાળવદરને કુંડળ નાગડકુ સહી, ચુંદરીયાણું લોયા નર પતી સુરજો ।। સાં. ।।૧।। એ આદીક જે ગામમાં રહીને નાથજી,

લીલા કરી તે કોયે નવ કેવાયજો; શેશ સારદા કવી કોટીક થાકે લખી, પાર ન પામે અનંત જનમ થઇ જાયજો ॥ સાં. ॥ ૨ ॥ લવ માત્ર લીલા કહું લોયા ગામની, રહ્યા નીરંતર માશ બે સુધી ત્યાંજો; સહુઅ વીધી સાથે મુની મુકત હરીજન છે, જમે જમાડે સ્વામી મુની દ્વીજરાયજો ॥ સાં. ॥ ૩ ॥ નીજ હાથે નીત્ય શાક કરી વંત્યાકના મુનીવર સારૂ મોહન આનંદ કંદજો; પોતે પીરશે પુરશોતમ કરી પ્રીતશું, જમે ને નીરખે પ્રેમાનંદજો ॥ સાં. ॥ ૪ ॥ પદ ૨ ॥

## પદ રાગ ધનાશ્રી.

મારા કેશરીયાવર કાન, જાઉં તારે વારણીયે; મોહીછું મોરલડી ને તાન, આવી ઉભી બારણીયે ॥ ૧ ॥ આવી વશ્યુંછે મારે અંતરે. વાલા રૂપ અલોકીક તારૂં; છેલ છબીલા તારૂં છોગલુંરે, મુને પ્રીતમ લાગે છે પ્યારૂંરે ॥ જાઉં ॥ ૨ ॥ સુભગ સોના કેરા સાંકળાંરે, મહી ચુની રતન જડાવું; નવલરંગીલા મારા નાથજીરે, હુંતો પ્રેમે કરીને પેરાવુંરે ॥ જાઉં ॥ ૩ ॥ ફુલતણીરે માળા ફુટડીરે, વારી પ્રાણજીવન તમે પેહેરી; બ્રહ્માનંદના વાલમારે, મારા લાડકડા રંગલેરીરે ॥જાઉં॥ ॥ ૪ ॥ પદ ૧ ॥

મોહીછું વાલમ બીનેવાન, મોહન મરમાળા થઇ રૂપ, જોઇને ગુ: લતાન, રશીયા રૂપાળા ॥ ૧ ॥ રસીક સલુણા રૂડા રૂપમાંરે, વારી મનડું આવીને મોહ્યું, છેલ છબીલા મારૂં ચીતડુંરે, તારી પાઘલડીમાં પ્રોયું ॥ મોહ. ॥ ૨ ॥ બાલ તીલક સોહામણુંરે, મીઠી મુખડા કેરી વાણી; કુંડળીયેરે તારે કાનજીરે, મારૂં મનડું લીધું તાણીરે ॥ મોહન ॥ ૩ ॥ અમર આભુષણ અંગમાંરે, નીત્ય પેરીને દરશન દેવું, બ્રહ્માનંદના બાલ્યમારે, વાલા બીજું નહીં તમ જેવુંરે ॥ મો. ૪ ॥ પદ ૨ ॥

મારા સામળીયા સુખધામ, મોહી છું મરક લડો તમને જોઇને સુંદર શામ, ચીતડે રંગ ચડે ॥ ૧ ॥ તમ કારણુ મારા નાથજીરે મેંતો જગની લજ્યા ત્યાગી; રસીક પિયા તારા રૂપમાંરે, મારી લગની અહોનીશ લાગીરે ॥ મોહી. ૨ ॥ હાથકડાં બેઉ હેમનાંરે, તમે પેહેરયાં પ્રીતમ પ્યારા; નટવર રાખું નેણુમાંરે, નીત મોહન જીવન મારારે ॥ મોહી ૩ ॥ છબી જોઇને તારી છેલવર, મારી મનવરતી લોભાણી; બ્રહ્માનંદના વાલમારે, આવી તમ સંગ પ્રીત બંધાણીરે ॥ મોહી ૪ ॥ પદ ૩ ॥

મારા લેરખડા નંદલાલ, વાલી તારી વાતલડી; જોઇને ચટક રંગીલી રૂડી ચાલ, ઠરેછે મારી છાતલડી ॥ ૧ ॥ વ્રજ જીવન તારી વાતડીરે, મારે પ્રીતમ અંતર પેઠી; નીમખ ન મેલુ મારા નાથજીરે, હુંતો સમરૂ સુતીને બેઠીરે ॥ વાલી ॥ ૨ ॥ રાજેશ્વર તારા રૂપમાંરે, મેંતો મન વરતી ઠેરાવી; મોહન તારી મુરતીરે. રહી આંખલડીમાં આવીરે ॥ વાલી ૩ ॥ અજબ સોનેરી ઉતરીરે, મહીં માણેક જડીયલ મોતી; બ્રહ્માનંદના વાલમારે, હુંતો જીવુંછું નિશદીન જોતીરે ॥ વાલી ૪ ॥ પદ ૪ ॥

## પદ રાગ કરાઇડો.

તારૂં છોગુ મારે આવીને ચિત્તમાં રહ્યું, તારૂં જગના જીવન રૂડું છોગું જોઇને, અંતરમાં અજવાળું થયું ॥ તારૂં. ૧॥ સુંદરસ્યામ સોહાગી તારૂં, મુખ નિરખીને દુખ દુર ગયું ॥ તારૂં. ૨ ॥ આનંદ સહિત થયું સુખ અંતર, એક જીભે નવ જાય કહ્યું ॥ તારૂં ૩ ॥ બ્રહ્માનંદ કહે એ છોગા સારૂં, લોકડીયાનું અમે મેણું સહ્યું ॥ તારૂં. ૪ ॥ પદ. ૧ ॥

કાના નેણે તારે કીધાં મને કામણીયાં કાના. નેણા તારાં નાગર નંદના, બાણુ સરીખાં તિખાં બનીયાં ॥ કાના. ૧ ॥ જાદવ રંગભેર સામું જોઇને, હેતે કરીને મનડાં હરીયાં ॥ કાના. ૨ ॥ ઘાયલ થઇને હું તો ઘેલી ફરૂં છું, શું જાણું જે મંત્ર શું ભણીયા ॥ કાના. ૩ ॥ બ્રહ્માનંદના નાથ રંગીલા, ભાવે હું લઉં તારા ભામણીયાં ॥ કાના. ૪ ॥ પદ. ૨ ॥

તારૂં મોળીડું જોઇને હું તો ઘેલી થઇ ॥ તારૂં. મોઘા મુલી નઉતમ મોળીડું, નવલ કલંગી શીશ ઝુકી રહી ॥ તારૂં ૧ ॥ સુંદર તારૂં મોળીડું ભાળી, ઘાયલ થઇને શુદ્ધ ભુલી ગઇ ॥ તારૂં ૨ ॥ ઔષધ મુળી અંગ ન લાગે, કુટીકુટીને થાકયા વૈદ કંઇક ॥ તારૂં ૩ ॥ બ્રહ્માનંદના નાથ ન મેલું, શીરને સાટેરે મેં તો કીધું સહી ॥ તારૂં. ૪ ॥ પદ. ૩ ॥

માવે મોરલી વજાડીને મનડાં હરયાં, માવે બેહદ નઉતમ વેણુ વજાડી શબ્દ સુણાવી જાદુડાંરે કરયાં ॥ માવે. ૧ ॥ પાઘ બાંધી રંગ ચોળ કસુંબી, મન ગમતાં છોગાં શીર ધર્યાં ॥ માવે. ૨ ॥ અલબેલા નટનાગર કેરાં, લોચનીયાંરે જાદુડે ભરયાં ॥ માવે ૩॥ રૂપ અલોકીક જોઇને સજની, બ્રહ્માનંદના વાલાને વરયા ॥ માવે. ૪ ॥ પદ. ૪ ॥

## પદ રાગ સોરઠ.

આવો હરી મંદીરીયે મારે ॥ આવો. ॥ કુંવર રંગીલા કાનજી, મોહી છોગલીયે તારે ॥આવો. ૧॥ આંગણે મારે આવજો, તમે સાંઝ સવારે; સુખ થાય છે શામળા તમને જોઉં છું જ્યારે ॥ આવો. ૨ ॥ સાસુ સસરો સહુ મળીને, મુજને નીત્ય વારે; જીવન તમને જોઇને, એની સંકયા તે કોણ ધારે ॥આવો. ૩॥ તોડી સહુ સંસાર

રથીરે, જોડી તમ હારે; બ્રહ્માનંદના વાલમા, હવે જાણ્યું જગ ખારે ॥ આવો. ૪ ॥ પદ. ૧ ॥

રેજો મારી આંખલડી આગે ॥રેજો॥ નીરખી તમને નાથજી, મારી ભુખલડી ભાગે ॥રેજો. ૧॥ ચમકા કરંતી ચાખડીરે, કેસરીયે વાઘે; શીષ્ય કલંગી શોભતી, વાલા જરકસીગે પાઘે ॥ રેજો. ૨ ॥ રસીક સલુણા રાજને. હું તો રીઝી છું રાગે; જોઇ જોઇ તમને જાદવા, નીત્ય પ્રીતલડી જાગે ॥રેજો. ૩॥ કમર કટારો વાંકડોરે, અતી પ્યારો લાગે; અધક્ષણું રહો માં વેગળા, એમ બ્રહ્માનંદ માગે ॥રેજો ૪ ॥ પદ. ૨ ॥

વાલાજીના લટકામાં લોભાણી ॥વાલા.॥ લાગે છે વહાલી લાલની રૂડી મુખડાની વાણી ॥વાલા. ૧॥ સરવે સઇયરના સાથમાં ગઇ જમનાં પાણી; સાન કરી મુને શામળે, મારૂં લીધું ચિત તાણી ॥વાલા. ૨॥ છેલછબીલો નંદનોરે, મહીડાનો દાણી; મીઠીવાય મોરલી, સુણી પ્રીતે પ્રોવાણી ॥વાલા, ૩॥ લટકાળા નંદલાલની, હું તો હાવરી ફેરાણી; બ્રહ્માનંદને વાલમે, મને પોતાની જાણી ॥વાલા. ૪॥ પદ. ૩॥

પધારોને મોહન મરમાળા ॥પધા.॥ મનમાં ચોંટયા માયરે. વાલા નેણુના ચાળા ॥પધા. ૧॥ સેજ બિછાવી ફુલડેરે, દિપક અજવાળા; નટવર તારા નામની, ઉભી ફેરવું છું માળા ॥પધા. ૨॥ જામા પહેરયા જરકસી, બાંધો ફેંટા રૂપાળા; મીઠી વાજ્યો મોરલી, લાગી વ્રજતણા ઢાળા ॥પધા. ૩॥ તમ વિના ખુલતાં નથી, મારા અંતરનાં તાળા; બ્રહ્માનંદના નાથજી, આવો સુંદર છોગાળા ॥ પધા. ૪ ॥ પદ. ૪ ॥

## પદ રાગ સોરઠ.

જાવા નહી દેશુંજી નંદકુમાર, મને તારા દરશનનો છે અતિ પ્યાર ।।જાવા. ટેક ।। થારે વિના મે કિણ વીધ જીવાં, ચતુર પીયા હો મારા પ્રાણ આધાર ।।જાવા. ૧।। હાલુ હાલુ કાંઇ કરે છો વારી, શામળીયાજી સીરદાર; રસીયા થાને રોકસાં ઠાલી, કાંઇ કરાવો છોજી શેમનું વાર ।।જાવા. ૨।। સાથીડાને જીવાડસો, ઘ્રત સાકર મેવા સાર; ઘોડલાંને ઘી દેવાડસાજી, રૂડી રાતબ નીલી નીલી સુંદર ચારા ।।જાવા. ૩।। જો મારો વરજ્યો નહી કરો, પિયા તો મારો ઓર વિચાર; બ્રહ્માનંદના નાથજી વારી, આ સામે થાકી સાયબાંધુ મરલાર ।।જાવા. ૪ ।। પદ. ૧ ।।

મારે મોહલે આજોજી નંદકીશોર, હાંજી મારો મનડો દોડે છે થાકી ઓર ।।મારે. ટેક.।। મનમોહન મનડે વસીજી થારી, ઉપરણી રીઝેણી જરકશી કોર ।।મારે. ૧।। ડુંગરીયા હરીયા હુવા વારી, મધુરા બોલે છે મોર; રંગભીનાજી રજની માંય, થારી ઓળુ આવે છે રસીયા પરજોર ।।મારે, ૨।। મનડો મારો મોહીને રહ્યો છે, ઢોલા જોઇ થારી નંદન ખોર; સુખર‌ સાગર શામળાજી. વારી લગની લાગી છે થાસુ ઓર ।।મારે. ૩।। નટવરજી થાને નિરખસાં, વારી જણ વીધી ચંદ ચકોર, બ્રહ્માનંદના નાથજી હો, છેલા છોજી લાડીલા માદી જીવન દોર ।। મારે. ૪ ।। પદ, ૨ ।।

મારે મોહલે આજોજી વ્રજરારાવ, મારે થાસું મલણુ તણો છે અતી ભાવ ।।મારે.।। હાજર રેસાં મે હજુરમેજી પીયા, પ્રેમે પખાળાં શાવળાં સુંદર પાવ ।।મારે. ૧।। જામા જરકસી પેહરી જે સાયબા,

કીજે અજબ બનાવ; પ્યારી સોનેરી બાંધો પાઘડીરી, કેસરીયાજી રંગમે ગરકાવ ાામારે.ાારાા સેજ બીછાઇ મેં ફુલડાસું, અંતર રાજી છડકાવ; મોહન થાસું મીલણુ રોજી મારે, અંતરડે છે અતી નવલ ઉછાવ ાા મારે. ાા ૩ ાા ચરણુકમળ નહીં છાંડસાં કેદી, યહ મારો ઉઠાવ; પાર નીભાંજો પ્રીતડીજી, વારી પ્રહ્લાનંદરા, છેલા નટવર નાવ. ાા ૪ ાા પદ. ૩ ાા

લાગી હો વીહારીજી થાસું પ્રીત, હાંજી કાંઇ કમળ ભમરરી રીત ાાલાગી.ાા જોથે દુર રહો મન પ્યારા તો, તલખે છે નટવર મારો ચીત ાાલાગી.ાા૧ાા જણુ વેલાથે જાદવા, છેલા ગાવો છો મધુરાં ગીત; તણુ વેલા સુરત્રીય સુંણીને રહે છે ચતુરા માર ચીત લખીત ાાલાગીાારાા નમણી સુંદર નાસકા, પીયા સુંદર મુખ શોભીત; નવલ પ્રીતમ રાખું નેણુમેજી, થારે મનમોહન મારા નટવર મીત ાાલાગીાા૩ાા એક ઘડી અળગા રહોતો સાયબા, સો ઘડી જુગ સમ વીત; પ્રહ્લાનંદ વસી ઉર અંતર મુર્તિ, સલુણી જીણી પાઘ સહીત ાા લાગી ાા૪ાા પદ ૪ ાા

કાંઇ હઠ રાખોછોજી માંકારાજ ાાકાંઇાા ચુન ચુન કલીયા પીયા અજબ રંગીલી, સેજડી બીછાઇ થાંકે કાજ ાાકાંઇ. ૧ાા હું છું દાસી રાવલી હુકમ હજુરી, થે માકે સીરતાજ ાા કાંઇ. ૨ ાા હું છું નારી અતી અવગુણુ ગારી, થે છો વારી ગુણુકેરા ઝાજ ાાકાંઇ. ૩ાા પ્રહ્લા-નંદના શામ સુહાગી, આજો પીયા માકે ઘર આજ ાાકાંઇ. ૪ાા પદ ૧ ાા

કાંઇ લલચાવો છોજી માકો ચીત ાાકાંઇ.ાા હાસવીલાસ મનોહર કરકે, પેલીયે લગાઇ પીયા પ્રીત ાા કાંઇ. ૧ ાા દુર રહે ભરપુર હીયે દુખ, જાણો છોજી રસડારી રીત ાાકાંઇ. ૨ાા દીલ દરીયાવ પીયા દે-ખાડો, સુંદર વદન શોભીત ાાકાંઇ. ૩ાા પ્રહ્લાનંદના નાથ રંગીલા, મીલીયેજી મોહનમીત ાા કાંઇ. ાા ૪ ાા પદ. ૨ ાા

માંકે મોલે આજોજી હો સુંદર શામ ॥ માંકે. ॥ હાથ જોડી રહું હાજર ઉભી, તન ધન વારૂં થાંકે નામ ॥ માકે. ૧ ॥ પ્રાણ જીવન રંગરેલ પધારો, છેજી મારે થાસુ ઢોલાં કામ ॥ માકે. ૨ ॥ થાંકો મુખ દેખ્યાસુ માકે, અંતર હોવે છે આરામ ॥માકે. ૩॥ બ્રહ્મા નંદના પ્રીતમ પ્યારા, પુરો મારા તનડાની હામ ॥ માકે. ૪ ॥ પદ ૩ ॥

થારા માંને લાગાછેજી ગાઢા મારૂં નેણુ ॥ થારા. ॥ કામકાજ દુજો કાંઇ નવ સુજે, રટના લાગીછે દીનરેણુ ॥ થારા. ૧ ॥ સુભગ સલુણી રાવળી મોરલીજુ સુનકે, મન મોરો હોયછે મેણુ ॥ થારા. ॥ ॥ ૨ ॥ હાસવીલાસ સહીત નહીં વીસરે, વાલાજી રંગીલા થાકા વેણુ ॥ થારા. ૩ ॥ આયે એકાંત મીલો અવીનાસી, બ્રહ્માનંદરાજો સેણુ ॥ થારા. ૪ ॥ પદ ૪ ॥ પુરા.

સખી નાવલીયો નવરંગ અમથી રીસાણુારે, ઓલી સોકલડીને સંગ ભુધર ભરમાણુારે ॥ ૧ ॥ અમ સાથે નવ રાખતારે, અંતર એક લગાર; ભુધરને ભરમાવીયા, કોઇ કામણગારી નાર ॥અમ. ૨॥ હસતા રમતા હેતમાંરે, મળતા દેતા માન, લઇ એકાંતે લાલના, કોઇ કામણીયે ભરીયા કાન ॥ અમ. ૩ ॥ બહુ હેતે બોલાવતારે, રંગ ભીનો રસ રીત; બ્રહ્માનંદને વાલમે, હવે પરઘર જોડી પ્રીત ॥ અમ. ૪ ॥ ॥ પદ ૧ ॥

બેની રસીયો ભરાણુા રોસ, જઇને મનાવોરે, કાંઇ નથી અમારો દોસ કંઇ સમજાવોરે ॥ ૧ ॥ પીઉડે અમને પરહર્યારે, કુણ જાણે સ્યાકાજ; વાલમના વીજોગથી, મારે દીલડામાં થાયછે દાઝ ॥ જઇને ॥ ૨ ॥ જે માગે તે આપશુંરે, કેસે તે કરશું ટેલ; જેમતેમ કરીને મેળવા મુને, છોગાતેવાલો છેલ ॥ જઇને. ૩ ॥ સુખ ન આવે સેજ–

ડીરે જુગતુલ રજની જાય; બ્રહ્માનંદના વાલા વીના, મુંને મંદીર ખાવા ધાય ॥ જઇને. ૪ ॥ પદ ૨ ॥

સખી સામળીએ અમ સાથ અબોલા લીધારે; વાલો નીરમોહી મારો નાથ, કુણે વસ કીધારે ॥ ૧ ॥ માયા લગાડી મોરથીરે, છળી ગે દીધો છેહ; અમને મેલ્યા ઉભલા, જાઇ નવલાતે કીધા નેહ॥ અબો. ૨ ॥ આંટી રાખે છે અતરેરે, સામળીયો અમસંગ; જુના જાણી પરહરયા, વાલો રાચ્યા તે નવલે રંગ ॥ અબો. ૩ ॥ વાલે વીસારી મેલીયારે, સુંરે જીવ્યાનું સુખ; બ્રહ્માનંદ બ્રહ્માંડમે બીજું નઇરે, એ જેવું દુખ ॥ અબો ૪ ॥ પદ ॥

તમે મોટાછો મહારાજ, હસી મુખ બોલોરે; હવે રોસ તજો વ્રજરાજ, અંતર ખોલોરે ॥૧॥ અક્ષરનાછો આતમારે, અનંત ભુવનના ઇશ; ન ધટે તમને નાથજી, એવી રાંકું ઉપર રીસ ॥ હસી ૨ જેવા તેવા રાજનારે, અમને તમારી આસ; રસીયા જીવન રીજીયે, વારી અમ સાથે ઉદાસ ॥ હસી. ૨ ॥ રમો હસો રંગરીતમાંરે અંગ ધરો ઉછાવ; બ્રહ્માનંદના વાલમા, તમે દીલડાના દરીયાવ ॥ હસી. ૪ ॥ પદ ૪ ॥ પુરા ॥

## પદ રાગ વેરાડી.

સનેહી શામળો મારા નેણાંનો શણગાર, સુંદર શામ રંગીલો સામળો; બાંધેલ બાજુ બેરખા કાજુ, કુંડળ લળકે કાન, જોઇને જાદવરાવને, મારૂં મન થયું ગુલતાન ॥ સુંદર ૧ ॥ આંખડલી અણિ- યાળિયું રૂડી, શોભે ભાલ વીશાળ; હઇડા ઉપર હીલલે, ગજ મોતી ડાની માળ ॥સુંદર ૨ ॥ મધુરતા અતિ મુખની, વાલા લાગે સુંદર

વેણુ; પ્રહ્માનંદના નાથને, મારા નીરખીને હરખે નેણુ ॥ સુંદર ૩ ॥ પદ ૧ ॥

નટવરનંદનો મારા દીલડાનો દીવાન, નાગર છેલછબીલો નંદનો; હાથ કડાં બેઉ હેમનાં, સુંદર પોચી નંગ જડાવ; આગળ આવી ઉભલા, મારે મીઠડા બોલા માવ ॥નાગ. ૧ ॥ શીશ કલંગી વાંકડી, શોભે નેણે વરસે નુર; મોહન આડી મીટમેં, મારૂં ચીત કરયું ચક ચુર ॥નાગ. ૨॥ જે મુખને નીત્ય જોઇને, ઝાંખો થયો છે પુરણુ ચંદ; તે મુખડાને ઉપરે, વારી જાય છે પ્રહ્માનંદ ॥ નાગ૩॥પદ. ૨॥

કંકોળેલ કાનસેં મારી પુરણુ લાગી પ્રીત, સાચા સેણુ કોડીલા કાનસેં; હેલ ઉપાડીને એકલી બેની, ભરવા ગઇતી નીર; નાગર દીઠો નંદનો, મેં તો કાલંદ્રીને તીર ॥સાચા. ૧॥ મોતીડાનાં ઝુંમખા માથે, વેણુ મનોહર હાથ; ધીરે સાદે ગાવતાં, જોયા નટવર સુંદર નાથ ॥સાચા. ૨॥ અંગી ચંગી ઓપતી શોભે, લાલ કસુંબી પાઘ; પ્રહ્મા-નંદ કહે વશ થઇ હું તો રસિયા કેરે રાગ ॥ સાચા. ૩ ॥ પદ. ૩ ॥

માણીગર માવની, માણીગર માવની લાગી આંખડલીની ચોટ, મીઠડા બોલા છેલા માવની, ઘાયલ થઇ ઘરમાં પડી; મારા પરવશ થઇ ગયા પ્રાણુ, કુંવર રંગીલા કાનનાં લાગ્યાં નેણુ કેરાં બાણુ ॥મીઠ. ૧॥ ઠાવકી ઘેલી હું થઇ, મેલ્યો નાતતણો સરવે નોર; લોચનિયાં નંદલાલનાં, કોંઈ જાદુગારાં જોર ॥મીઠ. ૨॥ લજ્યા ભુલી લોકની, ભુલી પાણીડાની હેલ; પ્રહ્માનંદના નાથની, કાંઇ મોઠમે મોહન વેણુ. ॥ મીઠ ૩ ॥ પદ ૪ ॥

## પદ રાગ ધોળ.

મેં તો સરવે સંગાતે તોડીરે સાહેલી, એક જગના જીવન સાથે જોડીરે ॥સાહે. ૧॥ શું કરશે પીયર સાસરીયાંરે ॥સાહે.॥ મેં તો સમ-

જીને પગલાં ભરીયાંરે ॥સાહે. ૨॥ મેંતો નિશ્ચે કરયું મનમાંથીરે ॥સાહે.॥ શીર સાટે એ વર કયાંથીરે ॥સાહે. ૩॥ પહેલું માથું પસંગમાં મેલ્યુંરે ॥ સાહે ॥ પછે વરવાનું બીડું ઝીલ્યુંરે ॥ સાહે. ૪ ॥ હુંતો રહું નહીં કોઇની વારીરે ॥સાહે॥ ધાર્યા એક ધણી ગીરધારીરે ॥ સાહે. ૫ ॥ છાની વાત નહીં એતો છાનીરે ॥ સાહે. ॥ બ્રહ્માનંદના વાલાની કહાનીરે ॥ સાહે. ૬ ॥ પદ. ૧ ॥

જોયું સરવે જગત તપાસીરે રઢ લાગી ॥ એક પુરૂષ દીઠા અવીનાસીરે ॥ રઢ ૧ ॥ બીજે અબળાની સરવે ટોળીરે ॥ રઢ ॥ દીઠું ચઉદ ભુવન લગી ખોળીરે ॥ રઢ ૨ ॥ અબળા અબળાને શું પરણું રે ॥ રઢ ॥ માટે બળીયાનું લીધું શરણુંરે ॥ રઢ ૩ ॥ કાનકુંવરથી સગપણુ કીધુંરે ॥ રઢ ॥ એનું મેણું મેં માથે લીધુંરે ॥ રઢ ૪ ॥ શીશ નાંખ્યો હવે મેંતો છેડોરે ॥ રઢ ॥ લાગ્યો નંદના નંદન સાથે નેડોરે ॥ રઢ ॥ ૫ ॥ સરવે અવર પુરૂષ પરહરીયારે ॥ રઢ ॥ બ્રહ્માનંદના વાલાના વરીયારે ॥ રઢ ॥ ૬ ॥ પદ ૨ ॥

શું કરશે સંસારી કઇનેરે હરી વરીઆ ॥ ચાલી જગ માથે પગ દઇનેરે ॥ હરી ૧ ॥ જેમ સુરો રણમાં ખેલેરે ॥ હરી ॥ ૨ ॥ થઇ નીશંક લઢાઇ લેવેરે ॥ હરી ॥ કેદી પાછા પગ નવ દેવેરે ॥હરી ૩॥ એમ સમજીને હુંતો ચાલીરે ॥ હરી ॥ મનમેં વરવાની આંટી ઝાલીરે ॥ હરી ॥ ૪ ॥ સહુ સાથે મેં નાતો તોડયોરે ॥ હરી ॥ હાથે વાળો તે હરીશું જોડયોરે ॥ હરી ॥ ૫ ॥ બ્રહ્માનંદ કે થઈ મતવાલીરે ॥હરી॥ માથા સાટે વર્યા વનમાળીરે ॥ હરી ॥ ૬ ॥ પદ ૩ ॥

એરી અંતર આંટી પાડીરે સુણુ બેની, ઉખડે નહીં કોઇની ઉખાડીરે ॥ સુણુ ૧ ॥ જેમ ચાતરક આંટી રાખેરે ॥ સુણુ ॥ વીના

સ્વાત નીર નવ ચાખેરે ॥ સુણુ ૨ ॥ જેમ કેસરી ઘાસ ન ખાયરે ॥ સુણુ ૩ ॥ એમ નિશ્ચે વીઠલવરને વરવુંરે ॥ સુણુ ॥ નઇતો સાવ કુંવારા મરવુંરે ॥ સુણુ ૪ ॥ બીજા પુરૂષ સામું નવ જોવુંરે ॥ સુણુ ૫ ॥ બ્રહ્માનંદ કે પેહેલું વીચારીરે ॥ સુણુ ॥ પછે વાત કાઢી મેં વારીરે ॥ સુણુ ॥ ૬ ॥ પદ ૪ ॥

## પદ રાગ ધોળ વીવાહનો.

ગઇતી ગઇતી ભરવાને નિર, કેસરીએ વાધેરે, નટવર દીઠડાજી, મારારાજ ઉભા ઉભા જમુનાનુ તિર લાજડલી મેલીને લીધા મેંતો મીઠડાજી ॥ મારા ૧ ॥ લાગી લાગી આંખલડીની ચોટ, ડોલરીયો દેખીને ઘાયલ હું થઇજી; દોડી દોડી કાઢી મેંતો દોટ, દિલડામાં દિવાની સરખી હોરહીજી ॥ મારા ૨ ॥ અલબેલાના નેણું કેરા બાણુ, અચાનક લાગ્યાંરે હેલી; હું શું કરૂજી મારા હરીયાં હરીયાં મનડાને પ્રાણુ, કાનુડા કેડેરે સઇવર હું ફરૂજી ॥ મારા ॥ ૩ ॥ રૂડુ રૂડુ સુંદર વરનું રૂપ, આંખલડી અણીયાળી બળ ભદ્ર વીરનીજી; મારા અંગી પેરી અજબ અનુપ, નિરખી શોભારે નવલ આહીરનીજી ॥ મારા ॥ ॥ ૪ ॥ લીધી લીધી વંશી વાલે હાથે, ઉભાને આલાપે રસીયો રાગ મેંજી; મારા. શોભે શોભે બ્રહ્માનંદનો નાથ, છોગલીયાં બીરાજે સુંદર પાઘમેંજી ॥ મારા ॥ ૫ ॥ પદ ૧ ॥

ચાલો ચાલો સઇઅરનો સાથ, સામળીયો સનેહી જઇને વધાવીએજી ॥ હો સખી ॥ નવલો નવલો નટવરનાથ, પ્રિતમજીને જોઇને આનંદ પામીએજી ॥ હો સખી ૧ ॥ લીજે લીજે સરવ સમાજ, વાજાને વજડાવો હરખ વધામણીજી ॥ હો સખી ॥ આણુંદ આણુંદ મંગળ આજ, પ્રાણપતિ પુરૂષોતમ વાલાના વધામણાંજી ॥ હો સખી ॥ ૨ ॥

ભરીએ ભરીએ મોતીડાના થાળ, શેરીને વળાવી ફુલડાં વેરીએજી॥ હો સખી, ॥ આવ્યા આવ્યા ગુણવંતો ગોપાળ, પાટંબર આભુ-ષણ લઇને પેરીએજી ॥ હો સખી ૩ ॥ રમશું રમશું રસીયાશું રેણુ, મનગમતા છોગલીયાં સિશ ધરાવીશુંજી; ॥હો સખી ॥ નિરખી નિરખી પાવન કરશું નેણુ, પ્રિતમજીને મંદીરમાં પધારવસુંજી ॥ હો સખી ૪ ॥ અલબેલાને તેડાશું એકાંત, ભોજનીઆને પીરશું રૂડા ભાવથીજી; ॥હો સખી ॥ ખાંતિલાથી કરશું પુરી ખાંત, મળશું જઇ આલિંગન લઇને માંઠથીજી ॥ હો સખી ૫ ॥ કોડે કોડે પુછીશું કુશળાત, સેજલડી પોઢાડશું સુંદર સ્યામનેજી. ॥હો સખી ॥ પ્રેમાનંદ કહે સુણશું રૂડીવાત, હઇડાની કરશું જો પુરી હામનેજી ॥ હો સખી, ૬ ॥ પદ ૨ ॥

## પદ રાગ મેવાડો.

કાનજી શું કઈ મેલુંરે, ઓધાજી અમે ॥ કાન ॥ મનડાને લેઇ ગયાછે, પાપી પ્રાણ બાકી રયાછે; તે પણ તૈયાર થયાછેરે ॥ ઓધા ૧ ॥ માછલાને પાણી પ્યાર, તે નજીવે આવી બારં, એવું કામણ છે તમારૂંરે ॥ ઓધા ૨ ॥ જેવું મન હોય રોગી, તે ફરેછે થઇને ભોગી; અમે તો સુંદરના ભોગીરે ॥ ઓધા ૩ ॥ પ્રેમાનંદ કહે ખાઇ સમને, સાચી વાત કહીએ તમને; એવું તો માંકેજયો અમનેરે ॥ ઓધા ૪ ॥ પદ ૧ ॥

જોગનો સંદેશો લાવ્યારે, ઓધાજી તમે જોગ. મનહરિ લીધું હરીએ, શેણે કરી ધ્યાન ધરીએ; કોને હવે કેમ કરીએરે ॥ ઓધા ૧ ॥ જોગની જુગતિ જાણિ, અમે ભોળી વ્રજનારી; બારય જોયે ગિરધારીરે ॥ ઓધા ૨ ॥ છેલાજી નાખે છે છોબ્યું, બારેનો હોય તો

માંહીખોણું; નિત્ય રહ્યાને સીદ ડોળુંરે ॥ ઓધા ૩ ॥ બ્રહ્માનંદ કહે જોગી થાશું, તો અમે મથુરાં જાશું; પ્યારાજીને મહીડાં પાશુંરે ॥ ઓધા ૪ ॥ પદ ૨ ॥

રસીયાની કોને દીતીરે, ઓધાજી અમને; રસી ઓધાજી તમે ભલે આવ્યાં, અમારા મનમેં ભાવ્યા, સ્યામનો સંદેશો લાવ્યોરે ॥ ઓધા ૧ ॥ લોકમાં ચાલીછે વાણી, કુબજ્યાને કીધી રાણી; વાલાજીની વાતું જાણીરે ॥ ઓધા ૨ ॥ કુબજ્યા તો કંસની દાસી, ખુબ બની છે જોડય ખાસી; લોકડીયાં કરેછે હાંસીરે ॥ ઓધા ૩ ॥ બ્રહ્માનંદ કહે રંગ ઢાળ્યો, કુબજ્યાનો ઘર ભાળ્યો; જદુકુળ અજવાળ્યોરે ॥ ઓધા ૪ ॥ પદ ૩ ॥

વાલાજીની વાતું જાણીરે, ઓધાજી અમે વાલા બળી જેવો જોધ્ધો બળીયો, છોકરડાને વેશે છળીયો; કો એ જેવો કોણ કળીઓરે ॥ ઓધા ૧ ॥ નારી વિના દુખી જોઇને, સુર્પનેખા આવી મોહીને, કાન નાક રહિ ખોઇનેરે ॥ ઓધા ૨ ॥ વંદ્રાને છળીને બાળી, વેદની મર્જાદા ટાળી; વેંધ્યો બાંણે કરી વાળીરે ॥ ઓધા ૩ ॥ બ્રહ્માનંદ કહે દૈત મારી; લાવ્યા ઘેર સીતાનારી; તેને કાઢી મુકી બારીરે ॥ ઓધા ૪ ॥ પદ ૪ ॥

## રાગ મેવાડો.

ઓધાજી અમે સ્યામને શું કહી મેલ્યુંરે, ઓધાજી અમે સ્યામને શું કહી મેલ્યું; આવું કરવું તું જ્યારે, મારવાતા મુઢ મારે, પિંડડે ન કીધું પહેલુંરે ॥ ઓધા ૧ ॥ નેણા કેરે બાણે મારી, વશ કીધી વ્રજનારી; ગોકુળીયું કરી ગયાછે ઘેલુંરે ॥ ઓધા ૨ ॥ જાદવામાં જઇ કરી સબળ શોભે છે હરિ; કુબજાશું બાંધી બેલ્યુંરે ॥ ઓધા ૩ ॥

મુકતાનંદ કહે વ્રજનારી, બોલેછે રિસની મારી; સબળ સુધારયું છેલું રે ॥ ઓધા ॥ ૪ ॥ પદ ૧ ॥

ઓધાજી અમને શ્યામ વિના સુખનાવેરે ॥ ઓધા ॥ સગા ન દિઠા સોહાગે, મંદીરયું ખાવાને ધાયે, ભોજનીયું તે નવ ભાવેરે ॥ ઓધાજી ૧ ॥ રજનીમાં નીંદ ત્યાગી, લગ્ની એ સાથે લાગી; કાન ન સંદેશો કાવેરે ॥ ઓધા ૩ ॥ દિવાની થઇને ડોલું, બપૈયાની પેરે બોલું; મોહની લગાડી માવેરે ॥ ઓધા ૪ ॥ મુકતાનંદ માત્ર પાસે અમને કોઇ રાખે પાસે, કાનને કોઇ તેડી લાવેરે ॥ઓધા ૪॥પદ ૨॥

ઓધાજી અમે વ્હાલાને વીશ્વાસે રહ્યાંરે ॥ ઓધા ॥ આવ્યાની બુદ્ધી દીધી, ચીતવતી ચોરી લીધી; કુડા કુડા વેણુ કહ્યાંરે ॥ ઓધા ૧ ॥ લોકડોયાની લાજ છોડી, પ્રીતમ શું પ્રીત જોડી; માવસારૂં મેણું સહ્યાંરે ॥ ઓધા ૨ ॥ રાધા જેવી રાણી ત્યાગી, કુબજ્યાશું પ્રીત લાગી; ને દુખે ભરાય હઇયાંરે ॥ ઓધા ૩ ॥ મુકતાનંદ વ્રજનારી, જાણે એને બ્રહ્મચારી; જોગ અંગ ભલાં અહ્યાંરે ઓધા ॥૪॥ પદ ૩ ॥

ઓધાજી એવું કુબજ્યાશું તપ કીધુંરે ॥ ઓધાજી. ॥ એવી બુદ્ધી એને આવી, મોહનને મનમાં ભાવી; શ્યામને ચંદન દીધુંરે ॥ ઓધા- ૧ ॥ જપ તપ જોગે કરી, પ્રગટ ન પામે હરી; સેજમાં કારજ સીધ્યુંરે ॥ ઓધા. ૨ ॥ કમળાનું પદ પામી, ભોગવ્યા સુરેશ્વર સ્વામી; અધુર અમ્રત પીધુંરે ॥ ઓધા. ૩ ॥ મુક્તાનંદ કહે સુખ છેલું માવશું બંધાય એલું; તેતો એણે માગી લીધુંરે ॥ ઓધા. ૪ ॥ પદ ૪ ॥

## રાગ મેવાડી.

અંતરની કેને કહીએ, અંતરની કેને કહીએ; અંતરની કેને કહીએરે, ઓધાજી અમે અંતરની કેને કહીએ; વાલે પ્રીત કરી પહેલી, મથુરાં ગયા છે મેલી; કહોને હવે કેમ કરીએરે ॥ ઓધા. ૧ ॥ સ્નેહનું સલ્ય સાલે, પીયુ વીના કોણુ પાળે; હરિયે ન જાણ્યું હૈયેરે ॥ ઓધા. ૨ ॥ આંખડીયે આવે છે આંસુ, લોકડિયાં કરે છે હાંસુ; તે તો અમે સરવે સૈયેરે ॥ ઓધા. ૩ ॥ નીષ્કુળાનંદને નાથે, અમને માર્યાં છે હાથે; આવું કરવુંતું તો જઇયેરે ॥ ઓધા. ૪ ॥ પદ ૧ ॥

અંતર દાઝે છે અતી, અંતર દાઝે છે અતિરે; ઓધાજી મારૂં અંતર દાઝે છે અતિ, જે દીના સધાવ્યા શામ, તે દીનુ ન સુઝે કામ મુઝાઇ ગઇ છે મતીરે ॥ ઓધા. ૧ ॥ દરદે દીવાની મેં ડોલું, બોલતાં એકામે બોલું; ઘેલાના જેવી છે ગતીરે ॥ ઓધા. ૨ ॥ બોલ્યું નવ ગમે કેનું, મુખ જોયા વિના એનું; રૂદે સુખ નથી રતીરે ॥ ઓધા. ૩ ॥ નીષ્કુળાનંદનો સ્વામી જાણે છે અંતરજામી તોયે કહેજો મારી વતીરે ॥ ઓધા. ૪ ॥ પદ ૨ ॥

અંતર ઉદાશી રહે છેરે, અંતર ઉદાશી રહે છે; અંતર ઉદાશી રહે છેરે, ઓધાજી મારૂં અંતર ઉદાશી રહે છે; રાત દીન રૂદીયામાં સાંભરે રસિક રાય તેણે નેણે નીર વહે છેરે ॥ ઓધા. ૧ ॥ અમને વીસર્યાં વાલે, નેક નંદજીને લાલે; તેણે દન દુખમે છેરે ॥ ઓધા. ૨ ॥ મથુરાંના રાજા ઠર્યા, ભલે કુબજ્યાને વર્યા; તેનું એને કોણુ કહે છેરે ॥ ઓધા. ૩ ॥ નીષ્કુળાનંદનો રાજ ક્યારે આંહી નાવે આજ; હવે એને કોનો ભય છેરે ॥ ઓધા ૪ ॥ પદ ૩ ॥

અંતરગતની વાતું, અંતરગતની વાતું, અંતરગતની વાતુંરે, ઓધાજી કહું અંતરગતની વાતું, પેહેલું વહેલું આપી સુખ, પછે દઈ ગયા છે દુખ, તેતો નથી સહ્યું જાતુંરે ॥ ઓધા ૧ ॥ કુળમાં કડવાં થયાં, લોકડીયાનાં મેણું સહ્યાં, મુન એને રંગે રંગે રાચ્યુંરે ॥ ઓધા ૨ ॥ સગાની સોબત તોડી, માવશું મોબત જોડી; તોય એણે રાખી ધાતુંરે ॥ ઓધા ૩ ॥ નીષ્કુળાનંદને વાલે, કરયાં છે જે નંદલાલે કહ્યું કેને નથી જાતુંરે ઓધા ૪ ॥ પદ ૪ ॥

## પદ રાગ ગરબી.

સીર પાઘડલી સોનેરીરે, ઝલકે સુરજસમ ભારી, તેમાં છોગું મુગટ જેવુંરે, તેની શોભા અતી સારી ॥ ૧ ॥ સીર પેચ કલંગી નવીનીરે તે શોભા નથી કહેવાતી, રહીવામ ભુહ પર ઢળકીરે, જેને જોઇ ઠરે છાતી ॥ ૨ ॥ તેમાં પ્રેમી ભકતે ધરાવ્યારે ફુલ તોરા અતી ઝુકી રહ્યા; મદ અંધ સુગંધી લેવારે, તેપર ભમરા આવે વહ્યા ॥૩॥ અતી અજબ. મરોડપે ચલીરે, પાઘલડી લાગે પ્યારી; કૃશ્નાનંદ કહે તેને ભાળીરે, ચાકીત થયાં સહુ નરનારી ॥ ૪ ॥ પદ ૧ ॥

ચકીત થયો મુખને ભાળીરે, આકાશે નીત્ય ચંદ્ર ભમે; કોટી કોટી કંજ થકીછે સારૂરે, જેને જોઇ બીજું ન ગમે ॥ ૧ ॥ ઝુરે દાડમ નીચે વદનેરે, દંત છબી ભાળી મારી, બીંબ પરવાળાથી સારીરે, અધરેં છટાછે સુખકારી ॥ ૨ ॥ દંતકાંતી અધરમાં છાઇરે,

હસતાં શોભે અલબેલી; જેમ પરવાળાં પર મોતીરે, કંદકળી પાલ્વવ ભળી ॥ ૩ ॥ તીલ એક અનુપમ સારોરે શોભેછે જમણે ગાલે, બ્રહ્માનંદ કહે નીરખતાંરે, ભવ દુખને નિશ્ચે ટાળે ॥ ૪ ॥ પદ ૨ ॥

હેતાળા કામણગારારે, કરૂણામ્રત રસનાં ભરીયાં, તેજાળાં કમળ સરીખાંરે જોઇ નેણાં અંતર ઠરીયાં ॥ ૧ ॥ ચંચળ કીકી તેજાળીરે, તાપ ટળ્યા તેને ભાળી, રાતલડી રેખ રસાળીરે, જન મન રંજન રૂપાળી ॥ ૨ ॥ લોચન ચંચળ ભાળીરે, મિન રહ્યાં જળમાં બુડી, જાણે, ભ્રકુટી સામ કમાનરે, દોહ્યલી વેળાની મુડી ॥ ૩ ॥ અમ્રત ભરી નજરે ભાળીરે, રંગડાની રેલ્યું વાળી; બ્રહ્માનંદ કહે કીર લજમણીરે, નાખ્યા નમણી રૂપાળી ॥ ૪ ॥ પદ ૩ ॥

કેસરનું તિલક બિરાજેરે, કુમકુમ ચંદ્ર છબી ભાળી; જાણે મન પકડયાની જાળીરે, ભાલમાં રેખા રૂપાળી ॥૧॥ માન હરયું છે મણી ધરનુંરે, કેશ નીલખી તળીયાળે; ધરણીપર ન રહી શકીયારે, જઇને વસીયા પાતાળે ॥૧॥ કાજુ કંઠ નિરખવા જેવોરે, શંખ સરીખો શોભે છે; છાતી ઉપડતી વિશાળરે, જોઇ જોઈ જન મન લોભે છે ॥૩॥ પોયણના પાન સરીખુંરે, ઉદર શિતળ અતિ ભારી; બ્રહ્માનંદ કહે ગોળ ગંભીરરે, નાભી ત્રીવલ્લી અતિ સારી ॥૪॥ પદ. ૪ ॥

કાજુ કટીલંક વિલોકીરે, મ્રગપતી લાજ્યો છે મનમાં મુખ દેખાડી નવ શકયોરે, જઇને વશીયો છે વનમાં ॥૧॥ તેજાળાં કોમળ સાથળરે, તેની શોભા અતિ સારી; ગજરાજ્યની સુંઢય લજાવેરે, ગરૂડ પિઠ પાવનકારી ॥૨॥ જાનું બેઉ ગોળ રૂપાળારે, સ્યામ મણી દરપણ જેવાં; હેતે કરી હરીજનનેરે, અંતરમાં ધારી લેવાં ॥૩॥ ઉપર

ઉપરથી ગોળરે, પુષ્ટ મ્રદુલ પિંડી સારી; કૃષ્ણાનંદ કહે સુખ થાયરે, જેને મનમાં સંભારી ॥ ૪ ॥ પદ. ૫ ॥

પેની ઘુંટી ફણાની શોભારે, જોઇને મુનીજન લોભે છે; પલ્લવ અળતાથી લાલરે, ચરણુ તળાં અતિ શોભે છે ॥ ૧ ॥ જમણાં પદ તળામાં વજ્રરે, જવ અંબુજ ધ્વજ રાજે છે, સ્વસ્તી અષ્ટકોણ ઉરધ રેખારે, જંબુ અંકુશ છાજે છે ॥૨॥ ડાબા પદ તળામાં મીનરે, ધનુષકળ સતંભ શોભે છે; ત્રીકોણ ગોપદ અરધ ચંદ્રરે, જોઇને હરીજન લોભે છે ॥૪॥ કોમળ શાતળ રસાળરે, ચાલ્ય ચતકતી ચાલે છે; કૃષ્ણાનંદ કહે જે ચીતવેરે, અક્ષરમાં તે મહાલે છે ॥૫॥ પદ. ૬ ॥

અંગુળીકા મ્રદુલ રૂપાળીરે, અનુક્રમે નાહની મોટી, જેને નીરખતાં જાયરે, જનમ તન પાતક કોટી ॥૧॥ અંગુળી ઉપર ઝીણારે, રોમની શોભા અતી ભારી, ટાળે અંતરનું અંધારૂંરે, નખ શશી કાંતી સુખકારી ॥૨॥ જમણાં પગનો અંગુઠોરે, ચીન્હ તેનાં નખમાં રાજે; તેજ અંગુઠાની પાસેરે તીલ એક સુંદર છાજે ॥ ૩ ॥ ભવસાગર તરવા નાવરે, બે પદ પંકજ સારાં છે; કૃષ્ણાનંદ કહે શાંતી ધામરે, ભકતવંદને પ્યારા છે ॥૪॥ પદ ૭ ॥

સામુદ્રીકમાં કહ્યાં જેવાંરે, ચીન્હ તેવા હરીના તનમાં; જોઇને અતી શાંતી થાયરે, ભકત રહે રાજી મનમાં ॥ ૧ ॥ કરી કરના લટકા પ્યારારે; ભકત તણા ચીત ચોરે છે; કરૂણા કટાક્ષ કરીનેરે, કાળજડાંને કોરે છે ॥ ૨ ॥ જેના એક અંગની શોભારે; કોટી કામ જોઇ લાજે છે; જેને સાંભળીને સંભારીરે દોષ દુખ સૌ ભાજે છે ॥ ૩ ॥ અવતારી હરીની શોભારે, અપારછે શાંતી કારી, ઉરમાં ધારી અતી પ્યારીરે, કૃષ્ણાનંદ જાય બલીહારી ॥૪॥ પદ ૮ ॥

## પદ રાગ માલીગાડો.

માણુકીએ ચડયારે મોહન વનમાળી, શોભે રૂડી કરમાં લગામ રૂપાળી મા. માણીગર સૌને કહે છે થાઓ તૈયાર, મુનીવરણી પદાતી અને સવાર, વ્રતપૂરી જાવા કર્યો નીરધાર ॥ માણુ ૧ ॥ કેસર બેરી બોદલીને ફુલ માળ, તાજણુ તીખી વાગરીનો ધણો તાલ; શોભે ધણા વાલા લાગે છે મરાળ ॥ માણુ. ૨ ॥ પ્રેમી ભક્ત વીનતી કરે દોડી દોડી, લોહચમક વ્રત્તિ મુરતીમાં જોડી; નથી જાતી દરબારમાંથી ઘોડી ॥ માણુ. ૩ ॥ આજ્ઞા આપો અમે જાયે વ્રતપુરી, જાયે પ્રભુ રામનામી નથી દુરી, સેવક દાસ પ્રેમાનંદ હજુરી ॥માણુ. ૪ ॥ પદ ૧॥

વાલમજી વેલા વરજો ગઢપુરે, વ્રતપૂરી નથી દેશાંતર દુરે વાલ માનકીનો વેગ દેખ્યો શુણ્યો કોઇ, આકાશેથી તારો ખર્યો જાણ્યુ જોઇ; ગરૂડ લાજ લોપી માણુકીએ સોઇ ॥ વાલા ॥ ૧ ॥ મનવેગે ગાંફ જઇ રહ્યા રાત, સીજીવાડે સ્વામી ગયા પરભાત, હાં હાં કરતા વડતાળમાં ગઇ વાત ॥ વાલ ૨ ॥ વ્રતપુરી હાલકી લોલ આનંદ, સામઇયે ચાલો આવ્યા જગવંદ, ભલે ભલે સ્વામી તમે સહજાનંદ ॥ વાલ ॥ ૩ ॥ વાજાં વાગે આવ્યા નારાયણ સ્વામી, સભા મધ્યે શોભે હેલી બહુ નામી, પ્રેમાનંદકે અક્ષર ધામના ધામી ॥ વાલ ॥ ॥ ૪ ॥ પદ ૨ ॥

ડોલરીયો જમવા ઉઠયા રંગરેલ, માણીગર અળવ ભરયો અલબેલ ॥ ડોલ. ॥ જમ્યા વાલો સંતને પીરસવા આવ્યા, મોતીચુર બાસન ભરીને મગાવ્યા પાંચવાર ફરયાં સંતને હરાવ્યાં ॥ ડોલ. ૧ ॥ પોઢયા વાલો બંગલે જઇને સુખકારી, જાગ્યા સાંજે સભા કરીઓ સારી; ધન્ય ધન્ય બે આંબા અધહારી ॥ડોલ ૨॥ જુગલ કુંડ રંગના

કરાવેલ તાલ, ત્યાં તો શોભે ઉર્વિં ઘણી વિશાળ; આવ્યા સંગ ઘણા ઘણા સાયંકાળ ॥ડોલ ૩॥ દરશન બહુ આપ્યાં તમ સુખધામ, ઘોડે ચઢી સંઘમાં ફર્યા ઘનશ્યામ; પ્રેમાનંદ કહે બંગલે ગીયા ભગવાન ॥ ડોલ ॥ ૪ ॥ પદ ૩ ॥

સહવારે ગોમતી ગયા ભગવાન, રટે ત્રણ લોક નારાયણ નામ ॥ સવારે ॥ આજ રામનવમી જનનો હીલોલ, સત્સંગી સર્વે કરે છે કીલોલ; ગાન તાન ઉછવ ઝાઝ ઝકોળ ॥ સવારે ૧ ॥ આવ્યા હેલી મંદીરમાં મતવાલો, સંત સભા મધ્યે શોભે ધર્મલાલો; સત્સંગી પુજા કરવાને ચાલો ॥ સવારે ॥૨॥ પુજા કરી આરતી ભકત ઉતારે, સંત સભા મુર્તિને અંતરમાં ધારે; રઢીયાળો લટકા કરીને રીઝાવે ॥ સવારે ૩ ॥ દસ દીવસ જમી જમાડયા સીધાવ્યા, વ્રતપુરી વાસી ગઢપુરે આવ્યા, પ્રેમાનંદ કહે મોંઘે મોતીડે વધાવ્યા ॥ સવારે ૪ ॥ પદ ૪ ॥

## પદ રાગ કાળિંગડાની ગરબી.

આંખડલી રસરંગે રાતી, રેખુંમાઇ રસિક મદન મદ માતિ ॥આંખ. ટેક॥ હિસોછોજી શામ શિથલ સરવે અંગે, ચોલાણી છો છેલ ચતુર કેને સંગે; રંગાણા છો અધર તંબોળને રંગે ॥ આંખ. ૧ ॥ મદનસર વાગ્યા છે મરમ ઠેકાણે, વેધાણા છો નટવર નેણાને બાણે, ઘાયલના ગત ઘાયલ હોય તે જાણે ॥આંખ ૨॥ અમારે તો કસોયે નથી દરદાવો, તમારૂં મનરે માને ત્યાં જાઓ; સાચું કહોને શિદને ખોટા સમ ખાઓ ॥ આંખ. ૩ ॥ તનનું દુખ કરની નાડીયે જણાયે, મનનું તો વેણુ બોલે ત્યાં કળાયે, પ્રેમાનંદ કહે અંતરનું નેણુંમાંયે ॥ આંખ ૪ ॥ પદ ૧ ॥

ભાત છળિબળી ઉઠે છે હૈયે, રેખવાલી નખ નારાચની કહીયે, ॥ભાત ટેક.॥ અધરવર આંજણે કયાંથી અંજાણા, કપોળ તેપિકલીક રંગે રંગાણા; ભુધર તમે કયાં જઈ આજ ભરાણા ॥ભાત ૧॥ પિતાંબર કયારે જઇ પલટાવ્યા, લીલાંબર કેનું ઓઢીને આવ્યા મોરલીને સાટે બેલણ કેનું લાવ્યા ॥ભાત. ૨॥ પ્રિતમ તમે આવી દશા કયાંથી પામ્યા, લાડીલા લાજ ખોઇને શું પામ્યા; કેશવરાય કેની બાથડલીમે સામ્યા ॥ ભાત. ૩ ॥ સુંદરવર આજ શોભા બની સારી, જોઇ જોઇ હસે છે ગોપકુમારી; પ્રેમાનંદ જાયે બાનકપરવારી ॥ ભાત. ૪॥ પદ ૨ ॥

પ્રીતલડી જુની જીવન તોડી, નટવર વળી કેને સંગ જોડી ॥પ્રિત ટેક.॥ નેણુમાંથી નાથજી નેહ સુકાણાં, હૈયામાંથી હેતડલાં તે ચોરાણાં, મોહનરાય મનડાં બીજે પ્રોવાણાં ॥પ્રીત. ૧॥ ચતુર હોય તે ચતુરાઇ ચણીરે જણાવે, ઉપરથી વાતુ મીઠીરે બનાવે; હૈયાનું તો તરત જાણ્યામાં આવે ॥પ્રિત. ૨॥ સ્યાને કાજે થાઓ છો આવડા ઓસીયાળા અમે નથી કહેતાં જે ગોરા કે કાળા; પડે જેવાં બીબાં હોયે તેવા ઢાળા ॥ પ્રિત. ૩ ॥ જાણો છો જીવન રસની રીતી, પરાણે પ્રિતમ ન હોયે પ્રિતી, પ્રેમાનંદના નાથ ભણ્યા છો નીતિ ॥ પ્રિત. ૪ ॥પદ ૩॥

વીનતી વાલમજી એ છે, જોડી કર અબળા સર્વે એમ કહે છે ॥ વીન. ટેક. ॥ અમે તો હાથ તમારે વેચાણી, જીવન દોરી છોજી સારંગપ્રાણી; પ્રિતમ ના તોડશો પ્રિત પુરાણી ॥ વીન. ૧ ॥ તમે તો એક છો નાથ અમારે, અમ જેવાં અગણીત શામ તમારે, તે સારૂ વીસરસોમાં કયારે ॥વીન. ૨॥ જાણો છોજી ગત અંતરની સરવે, શું આપે ચતુરને ઘણું કહેવે કરવે; સ્નેહીને સારૂ નહીં પરહરવે ॥વીન. ૩॥ અમારો અવગુણુ નાથ વીચરી, પ્રપંન ઘણું પાળજો દેવમોરારી; પ્રેમાનંદ જાયે પ્રાણુ વારી વારી ॥ વીન. ૪ ॥ પદ ૪ ॥ પુરા.

## પદ રાગ કાફી ગરબી.

નવલ સનેહી નાથજીરે, આવડો શો અમારો વાંક; મેલીને ચાલી નિસર્‍યા, વાલા શીદને રોવરાવ્યાં રાંક ॥ નવ. ૧ ॥ બાંહ્ય ગ્રહીને બળવંતજીરે, છેક દીધો કેમ છેહ; પ્રિત કરીને હરી પરહર્‍યા, વાલા તોડી બાળ સનેહ ॥ નવ. ૨ ॥ સમરથ થઇને શ્રી હરિરે, નીજ આશ્રીત દિન, ત્રીકમ કેમ તરછોડીયાં, જેમ કાઢે સાગરથી મીન ॥ નવ. ૩ ॥ અમે આવડું નવ જાણીયુંરે, રહ્યાં વિશ્વાસે નાથ; મધ્યપુરમાં ઠેલી મેલીયાં, વાલા પ્રથમ ગ્રહીને હાથ ॥ નવ. ૪ ॥ તમે જેવા છો તેવું કરજોરે, અવગુણ જોશોમાં માત; પ્રેમાનંદના હો નાથજી, નેહ નિભાવણ નાથ ॥ નવ. ૫ ॥ પદ ૧ ॥

અક્ષરપતી અલબેલડારે, આવ્યા અમારે કાજ, અનેક પતિત ઓધારીયાં, વાલા અઢળક ઢળ્યા છો આજ ॥ અક્ષ. ૧ ॥ કરૂણા રસમય મુરતીરે, દયા વરસે છે નેણ; કરૂણા સાગર કુંવર ધરમના, કરૂણા ભર્‍યાં છે વણ ॥ અક્ષ. ૨ ॥ કરૂણામય જોવું હસવુંરે, કરૂણામય છે ચાલ; કરૂણા ભર્‍યા કરે લટકા, વાલા જોઇ થયા નિહાલ ॥ અક્ષ. ૩ ॥ કરૂણાસિંધુ સદા જાણતારે, ક્રુર નહોતા લગાર; ક્રુરપણું કયાંથી આવ્યું, મળી કોઇ ધુતારી નાર ॥ અક્ષ. ૪ ॥ કામણ કીધાં તમને કારમાંરે, થયા અમથી ઉદાશ; પ્રેમાનંદ કહે અમને તજી, ગયા કોઇ પ્યારીને પાસ ॥ અક્ષ. ૫ ॥ પદ ૨ ॥

ધરમકુંવર હરીકૃષ્ણજીરે, મારા પ્રાણઆધાર; જીવન જાશોમાં વિસરી, હરીવર હઇડાના હાર ॥ ધરમ. ૧ ॥ દયાળુ દયા મને આણજો રે, જાણી પોતાના દાસ; બરદ પોતાનું પાળજો, વાલા અમને તારી આશ ॥ ધરમ. ૨ ॥ અગ્રત પાઇને ઉછેરીયાંરે, આપ્યાં સુખડાં અપાર; સરવેને કષ્ટથી ઉગારીયાં, પ્રાણ પ્યારા સિરદાર ॥ ધરમ. ૩ ॥ એવા

દયાળુ થઇ શ્રીહરીરે, થયા નિરદય બહુ નાથ; ઘણારે દિવસની પ્રિતડી, વાલા કેમ તોડી અમસાથ ॥ ધરમ. ૪ ॥ દગો રાખી હરી દીલમાંરે, કીધી વિશ્વાસઘાત; પ્રેમાનંદના નાથ છેતરયા, કહીયે કેને દીલડાની વાત ॥ ધરમ. ૫ ॥ પદ ૩ ॥

ઘણું જીવો ઘનશ્યામજીરે, દીનબંધુ દયાળ; દરશન દઇને કાપો દુખડાં, વાલા ઘણું વધારો વાલ ॥ ઘણું. ૧ ॥ દરશન વિના દુખીયાં ઘણાંરે, સરવે તમારા જન, ગોવિંદ કયાંએ નથી ગોઠતું, વાલા કામ કાજ ઘર વન ॥ ઘણું. ૨ ॥ પંચ પ્રકાર સુખ જગતનારે, અમે કીધાં હરામ; તમ સંગ બાંધી છે પ્રિતડી, જીવ તમારા તમે શ્યામ ॥ ઘણું. ૩ ॥ તાપ સમાવો મળી તનનારે, હારો દરશન દઇ નેણ; ઘ્રાણને સુંઘાડો હાર ફુલના, કરણે મધુરાં વેણ ॥ ઘણું. ૪ ॥ રસના તલખે મહા પ્રસાદનેરે, દેશો બોલાવી થાળ; જીવત સફળતારે જાણવું, પ્રેમાનંદના પ્રતિપાળ ॥ ઘણું. ૫ ॥ પદ ૪ ॥

નવલ સનેહી નાથજીરે, પ્રેમીજનના છો પ્રાણ; વાલા સાંભળજો વીનતી, વાલા સાંભળજો વીનતીજીરે; છોજી જાણ સુજાણ ॥ નવ. ૧ ॥ મેલી વનમાં એકલીજીરે, ગયા ધરમકુમાર; ન ઘટે તમને નાથજી ન ઘટે તમને નાથજીરે, અમે અબળા અવતાર ॥ નવ. ૨ ॥ આવ્યા તમારે આશરે જીરે, મેલી કુટુંબ પરીવાર; જાણી અમને પાળશો, જાણી અમને પાળશો જીરે, હરીવર હૈડાના હાર ॥ નવ. ૩ ॥ તમે કરી જે આ સમેજીરે, એવી ન કરે કોઇ નાથ, પડતાં મેલ્યાં આભથી, પડતાં મેલ્યાં આભથીજીરે; બળવંત ઝાલીને હાથ ॥ નવ. ૪ ॥ બહુ દયાળુ જાણતાજીરે, કઠણ થયા કેમ આજ પ્રેમાનંદના નાથજી, પ્રેમાનંદના નાથજી જીરે; દયા આણો મહારાજ ॥ નવ. ૫ ॥ પદ ૫ ॥

પ્રાણજીવન ઘનશામજી જીરે, કહાવો ભકત પ્રતીપાળ; દાસ તમારા દુખીયા દાસ તમારા દુખિયા જીરે, દરશન વિના દયાળ ાાપ્રાણ. ૧ાા તમ વિના અમે દુખની જીરે, કેને કહીએ હરી વાત, મીન વછોયા નીરથી મીન વછોયા નીરથી જીરે, એમ થાય દીન રાત ાા પ્રાણ. ૨ ાા સુંદર મુરતી સાંભરે જીરે, સુંદર કરતા વિહાર; કામ રહે સૌ હાથમાં કામ રહે સૌ હાથમાં જીરે, નેણે આંસુની ધાર ાા પ્રાણ. ૩ ાા ઘેરે સાદે બોલતા જીરે, દેતા સાદ લઇ નામ; જ્યારે અમને સાંભરે જ્યારે અમને સાંભરે જીરે, ખટકે ઉરમાં ઘનસ્યામ ાા પ્રાણ. ૪ ાા ચટ ચટ વાજતી ચાખડી જીરે, જાણું આવ્યા અલબેલ ઉઠી ઉતાવળી હેરતી ઉઠી ઉતાવળી હેરતી જીરે, પ્રેમાનંદનો રંગ છેલ ાા પ્રાણ ૫ ાા પદ ૬ ાા

લોચન વ્યાકુળ કાનજી જીરે, જોવા ગજગતી ચાલ, શામ મળતા સેરીયે, શામ મળતા શેરીએજીરે, હસીને કરતા ન્યાલ ાા લોચ ૧ ાા રૂમાલ જમણા હાથમાંજીરે કટીપર ડાબો કર મેલી ખેસ ખભે હરી ઓઢતા. ખેસ ખભે હરી ઓઢતાજીરે; માથે પાઘ અલબેલી ાા લોચ ૨ ાા આવી ઓસરીએ બેસતાજીરે, દરશન દેતા ને દાન, તે દી કયારે દેખાડશો, તે દી કયારે દેખાડશોજીરે સહજાનંદ ભગવાન ાા લોચ ૩ ાા હાર પેરાવી હેતમાંજીરે, મુખડું જોતી મુનિરાય; એ મુખ જ્યારે સાંભરે, એ મુખ જ્યારે સાંભરે જીરે, કરવત મેલ્યું ઉરમાંય ાા લોચ ૪ ાા નૌતમ નીત નીત દેખતીજીરે; લટકાં કરતાં દુલાલ, પ્રેમાનંદ કહે વિધિ પાપીએ, પ્રેમાનંદ કહે વિધિ પાપી એ જીરે, એ દુખ લખ્યું મારે ભાલ ાા લોચ ાા ૫ ાા પદ ૭ ાા

વાલા તમારી વાટડીજીરે, જોઉ વારંવાર; વહેલા આવજો વરતાળથી, વહેલા આવજો વરતાળથી જીરે, રસિયા ધરમ કુમાર ાા

વાલા ૧ ॥ તમ વિના ઘનશામજી જીરે, જીવમાં જંપ ન થાય વિરમતણી બહુ વેદના, વિરહતણી બહુ વેદનાજીરે પાપી પ્રાણુ ન જાય ॥ વાલા ૨ ॥ ઓશરીયે ઉભી એકલીજીરે, મુખડુ જોવા જીવન; ફાળ પડે અતિ ઉરમાં; ફાળ પડે અતિ ઉરમાંજીરે, રોતા જાય રાત દીન ॥ વાલા ૩ ॥ મુની સભામાં બેસતાંજીરે, મારા પીઉનો પંક; સાંભરતાં સુધ વિરૂરે, સાંભળતાં સુધ વિસરેજીરે, રોઉ થઇને નિશંક ॥ વાલા ૪ ॥ મુજ દુખણીના દુખનોજીરે, ના આવે અંત ઘનશામ; પ્રેમાનંદ કહે નાથજી, પ્રેમાનંદ કહે નાથજી જીરે; લેજો સાર સુખધામ ॥ વાલા ॥ ૫ ॥ પદ ૮ ॥

## રાગ મહાડ.

ગુન્હાકારીને માફ હો ગુન્હાકારોને માફ પધારોને સહજાનંદજી હો ગુન્હાકારીને માફ ॥ ટેક ॥ પ્રમાણુ છે ધરમ તાતને ભકતી માતને પ્રણામ; પ્રણામ છે જેષ્ટ ભ્રાતને, ઇછારામને પ્રણામ ॥ હો ગુન્હા ॥ ૧ ॥ પતિ મેલ્યા પીયુ તમ કારણે મેલી કુળ મરજાદ, માત પિતા મુકયાં છે સ્વામી એક તમારે કાજ ॥ હો ગુન્હા ॥ ૨ ॥ ગરૂડ તજીને પાળા પધાર્યા ગજ સારૂ મહારાજ; એ રીતે તમે આવો દયાળુ કરવા અમારા કાજ ॥ હો ગુન્હા ॥ ૩ ॥ અમ જેવા તમને ગણ્યા પણ તમો અમારે એક; પ્રેમ સખી વીનતી કરે છે, જો રાખો હમારી ટેક ॥ હો ગુન્હા ॥ ૪ ॥ પદ ૧ ॥

## પદ રાગ મહાડ.

મારા કેસર ભીના કાનરે, ઉભા ગંગાજીને તીર, ઉનમત ગંગા સોહામણીરે, ઉનમત ઉનરો નીર, ઘણું નાયા ઘનશામજી, જળમાંય બળ વીરરે ॥ ઉભા ॥ ૧ ॥ ખળખળીઓ ખળકે ઘણુંરે, ઘેલો ગુણ

ગંભીર, જેની ઉપમાં નવ જડેરે, કયાંથી મતી સ્થીરરે ॥ ઉભા ૨ ॥ પૂર્વ દિશામાં પાણી વહે છે, સુવર્ણ કેરી રેલ પાપ મુજ દેખી ડરેરે દાઝે દુષ્ટ રદીયાના હીરરે ॥ ઉભા ૩ ॥ સહજાનંદજી સ્નાન કરીને, પેહેરા વસ્ત્ર અમુલ, પ્રેમ સખી કહે ન્યાલ કરી, નાવે તેની તુલરે ॥ ઉભા ૪ ॥ પદ ૧ ॥

માહારાજા મેરા યારરે માહારાજા મેરાયાર, મારા છેલ છબીલા લાલરે ॥ માહારાજા ॥ ટેક ॥ વાટ જોઇને હું ઉભી છું, ઘણી ઘડી થઇ આજ, તમે પધારો નાથજી તો, સરે મારા કાજરે ॥માહારાજા ॥ ૧ ॥ તમ વીના મારા નાથજી, મારી કોણ લેશે સંભાળ, જો તમે સામુ નહીં જોવોતો, દુરીજન દેશે ગાળરે ॥ ૨ ॥ આંખેથી આંસુ ઝરેરે, હઇડે આગ અપાર, ચાલો તો મંદીરયે જઇએ; માણુકીના અસ્વારરે ॥ મહારાજા ૩ ॥ ચરણાગતની સામુ જુઓ રાખો બાહી અહેકી લાજ, સહજાનંદજી નામ તમારૂં સેહેજે પધારો આજરે ॥ માહારાજા ૪ ॥ રાત દીવસ મને જંખના રે છે, અક્ષરપર નીવાસ ચરણ સમીપે રેહેવાની; પુરો કૃષ્ણાનંદની આશરે, ॥ માહારાજા ॥ ૫ ॥ પદ ॥ ૨ ॥

## પદ રાગ લલીત તાલ આદી.

મોહન બેન બજાઇ ગ્રહ તજી બનયાઇ બનયાઇ મોહ૦ ગિરધર- બંસી સુનીકે કાની; તનકી સુધ્ય બુધ્ય સબે બીસરાની; બરજત માતપિતા નહી માની ઉઠ ચધી બેગાની બેગાની ॥ મોહન ૧ ॥ બોન મારે મા બાપે મુને વારી, કેછે'તું કયાં જાય તે કુંવારી; બન તેડી તરછોડયા મોરારી; શી વલે હમારી હમારી ॥ મોહ ૨ ॥ તવ

બોલી એક મરમાલી, મહારાજ વાત સાંભળો મારી; આજ હું તો આદિસ્યા વનમાળી, હું રહું લીની કરતાળી કરતાળી ॥ મોહ ૩ ॥ સૈયર કાંઇ સાગુમે આતા, કુઠેગેલે પ્રાહાંતા પ્રાહાંતા; ન જાને કુની જાતા માઝે સંગ ગાતાં સંગગાતાં ॥ મોહ ૪ ॥ પ્રભુજી મેંતો થાકી દાસી, ઠાકોર હાંસી માજી વેજાસી, પ્રેમ સખી કંઠલગાસી, આઇ મીલો બનવાસી બનવાસી ॥ મોહન ॥ ૫ ॥ પદ ૧ ॥

## પદ રાગ કાફી.

લરકા દેખ્યામેં નંદમહરકા, કાહાં રૂપ કહુંરે કાનડકા લર૦ સ્વેત બસન તન મુની રંજન, ગોપ વછ ગીરધરકા, બંસી હાથ સાથ વ્રજ વિનતા, મંદમંદ મુખ મરકા ॥ લર ॥ ૧ ॥ જાકે બદન કમલ જત ચિતવન દુખ મટત જમડરકા કોટિક કામ સ્યામ દેખી લાજત, બેસનિવટ નટવરકા ॥ લર ॥ ૨ ॥ ઉરબિચ માલ ભાલબિચ રેખત કંચન બાજુ કરકા; કાનુમે મકાકત કુંડળ, જામાઓરે જરીયનકા ॥ લર ૩ ॥ નવલ પાઘકે કુસુમ બાગમેં, પેચ ઝુકયા શિર પરકા દેવાનંદ ઘનસ્યામ હીલોકી, ભેખ લીધોરે જોગનકા ॥ લર ॥ ॥ ૪ ॥ પદ ૧ ॥

## પદ રાગ પરજ.

વાલા વિના વ્રેહેનીરે મુને અંતર પિડા અતિ થાય છે ॥ વાલા વિના ॥ સુના મંદીરીયામાં સેજ બિછાવેલ; ભાળીને ચિત ભરમાય છે ॥ વાલા ૧ ॥ ખાતાંરે પિતાં બેઠાં સુતા સપનામાં, ઝબકીને તરત જગાય છે ॥ વાલા ૨ ॥ ઘરડાનો ધંધો મને હાથ ન લાગે, મળવાને મન લલચાય છે ॥ વાલા ૩ ॥ દેવાનંદ કહે કયારે હવે દેખીશુ જીવ જરૂર અકળાય છે વાલા ॥ ૪ ॥ પદ ૧ ॥

મેલી ગયા માવોરે, મુને પરવશ કરી એની પ્રીતમાં મેલી અધર સુધારસ પાયો અલબેલડે હસી બોલાવી ઘણું હેતમાં ॥ મેલી ૧ ॥ તનડુ ધુમે છે એની મોરલીની તાનમાં, ગરક થઇ છું રૂડાં ગીતમાં ॥ મેલી ૨ ॥ રસીક સલુણાજીની મીઠી મુખ લાવની ॥ ચટકી લગાડી મારા ચીતમાં ॥ મેલી ૩ ॥ દેવાનંદ કહે નિર્દય નાથજી મનડું લોભાણું જગ જીતમાં ॥ મેલી ૪ ॥ પદ ૨ ॥

કયારે હવે મળશુંરે મારા, ડોલરીયાજી સુખ દેણુને ॥ કયારે ॥ મીન સરીખા રૂડા ચંચળ સોયામણા ॥ નીરખીને જોશું કાજુ નેણુને ॥ કયારે ૧ ॥ જમવાને ટાણે મુને પોતાની પ્રસાદી દેશે મધુરા કઇ વેણુને ॥ કયારે ૨ ॥ પાસે બેસીને હવે પ્રાણ આધારને ॥ દેખુ શામળીયા મારા સેણુને ॥ ૩ ॥ દેવાનંદ કહે ભાવ કરી ભેટશું ॥ મન મારૂં કરવા સારૂ મેણુને ॥ કયારે ૪ ॥ પદ ૩ ॥

જોવા સારૂં જાશુંરે અમે, નવલ સનેહી ઘનશામને ॥ જોવા ॥ જોગણુ કેરો તન વેશ ધરીને ॥ ગીરધર વસવા કેરા ગામને ॥ જોવા ૧ ॥ લોકડીયાની તજી લાજ સંસારમાં કરવું મેલીને ઘર કામને ॥ જોવા ૨ ॥ વીરહે ને તાપ દાડી તનડું તપે છે ॥ અંતર ઠરવા કેરા ઠામને ॥ જોવા ૩ ॥ દેવાનંદ કહે દીલડામાં રાખશું ॥ દોયલી વેળામાં કરી દામને ॥ જોવા ૪ ॥ પદ ૪ ॥ પુરા.

## પદ રાગ ધોળ.

સંતો વીમુખ થકી રહીએ વેગળા, ડરીએ દીવસને રાતરે; સાંતો વીશ્વાસ કરતા વીમુખનો, વણુસી જાયજો વાતરે ॥ સતો ૧ ॥ સાંતો વીમુખ વીખ આપે વાતમાં, કરી હેત અપારરે; સંતો રગ

રગમાં તે રમા રહે, નેરહે વચનની બારરે ॥ સંતો ૨ ॥ સંતો સોબત ન ગમે પછે સંતની, વાહ્લા લાગે વીખમુંરે, સંતો નીયમ ન ગમે પછે નાથના, માને મોકલે સુખરે ॥ સંતો ૩ ॥ તાર કરવાનું છે તે કયાંથી કરે, થાય ન કરવાનું કામરે, કહે નીષ્કુળાનંદ નીશ્ચે નર, ન પામે સુખ ઠામરે ॥ સંતો ૪ ॥ પદ ૧ ॥

સંતો વચન લોપીને ધણી નહીં, ઘણુંરે ગુનેગારરે, સંતો જયાં જયાં જાયે ત્યાં જન મળી વળા કરે તીરસ્કારરે ॥ સંતો ૧ ॥ સંતો લેશ વચન જો લોપીયે અતી થઈ ઉનમતરે, સંતો એક એકડો જેમ ટાળતા; ખોટું થઈ જાય ખતરે ॥ સંતો ૨ ॥ કોઇ સો કન્યા પરણાવે સુતને પછે મરે મોટીયારરે; સંતો રાંડ્યા વીના એમાં કોણુ રહે, રાંડે સૈ એક હારરે ॥ સંતો ૩ ॥ એમ વચન વીના આ વીશ્વમાં, વરતે છે જે વીમુખરે; કહે નીષ્કુળાનંદ તેને નીરખતાં સંત ન માને સુખરે ॥ સંતો ૪ ॥ પદ ૨ ॥

## રાગ પરજ.

નેણુને જોઇ નેણુને જોઇ, વાલા તારા નેણુને જોઇ રહ્યું મારૂં મનડું મોહી વાહ્લા. નેણા તમારા વાહ્લા અતી સુખકારી જોને, નીરખતાં નાખે છે સંતાપને ખોઇ ॥ વાલા ૧ ॥ વ્રજ્ય વીનતાને તમે વસ્ય કરી લીધી વાલા, નેણુંકેરે બાણુ નાંખ્યા અંતર પ્રોઇ ॥ વાલા ૨ ॥ નેણા ભરીને તમે જેને નીરખો છો વાલા, તેને નથી કરવું રેતું બીજું સાધન કોઈ ॥ વાલા ૩ ॥ મુક્તાનંદ કહે એ નેણાતણો રસ, ગોપીજન જેવા જાણે પ્રેમીસોહી ॥ વાલા ૪ ॥ પદ ૧ ॥

# રાગ મલાર.

મારા વાલાજીશું વાલપ દીસેરે, તેનો સંગ શિદ તજીએ, તે વીના કેને ભજીએ; સનમુખ થાતા શંકા ન કીજે જો ભાલા તણો મે વરસેરે હંસ જઇ હરી જનને મળશે, કાચી કાયા પડશેરે ॥ તેનો ૧ ॥ શુળી ઉપર શયન કરાવે, તોય સાધુની સંગે રહીયેરે દુરીજન લોક દુર્ભાષણ બોલે, તેનું સુખદુઃખ સર્વે હરીએરે ॥ તેનો ૨ ॥ અમ્રતપે અતી મીઠાં મુખથી, હરીનાં ચરીત્ર સુણાવેરે, બ્રહ્મા ભવસનકાદીક જેવા જેના દરશન કરવાને આવેરે ॥ તેનો ૩ ॥ નર્કકુંડથી નરશું લાગે, દુરીજનનું મુખ મનમાંરે, મુક્તાનંદ મગન થઇ માગે, વાલા વાસ દેજ્યો હરીજનમાંરે ॥ તેનો ૪ ॥ પદ ૧ ॥

# રાગ મલાર.

મારા હરજીશું હેત ન દીશેરે, તેને ઘેર શીદ જઇએ તેને સંગ શીદ રહીએ, હેત વીના હુંકારો ન લેવો જેનું હરખે શું હૈડું ન હીસેરે, આગળ જઇને વાત વીસ્તારે જેની આંખ્યુંમાં પ્રેમ ન દીશેરે, ॥ તેને ૧ ॥ ભક્તિભાવનો ભેદ ન જાણે ભુરાયો થઇ ભાળેરે; લલિત લીલાને રંગ ન રાચે; પછે ઉલેચી અંધારૂં ટાળેરે ॥ તેને ૨ ॥ નામ તણો વીશ્વાસ ના આવે, ઉંડુ તે ઉંડુ શોધેરે, જાનવી તીરે તરંગ તજીને, પછે ત્રટમાં જઇને કુપ ખોદેરે ॥ તેને ૩ ॥ પોતાના સરખી કરી જાણે, પુરૂષોત્તમની કાયારે, નરસૈયાના સ્વામીની લીલા બોલ્યાં મતીયાં કહે છે માયારે, તેને સંગ શીદ રહીએ ॥ ૪ ॥ પદ ૧ ॥

## રાગ મલાર.

કોઇ સુધ્ય લાવે દીન નાથની, તેને નવે નિધ્ય આપું, થાળ ભરી શગ મોતીએ મુઠડીએરે વધાવું કોઇ. જે નીર તે ખગપાવ સંચરે, પંખી ઘાલે છે માળા, વીસાર્યા કેમ વીસરે, મીઠી મોરલી વાલા ॥ કોઇ ૧ ॥ ગોકુળ મથુરા બે ગામડા, લખ આવે લખ જાવે, કઠણ હૈયાનારે કાનજી, સંદેશો ન કાવે ॥ કોઇ ૨ ॥ જીરે કાચી નગરીના ચોકમાં, ઉભી ટગમગ જુવે, નજરે ન દેખે દીનાનાથને, ઉભી ધ્રુસકે રૂવે ॥ કોઇ ૩ ॥ જીરે નરસીનો સ્વામી શામળા, ભવ પારસ ઉતરાવે, જમુનાજીના ઘાટમાં, વાલો લાડ લડાવે ॥ કોઇ ૪ ॥

## પદ રાગ મલાર.

આઇ ઘટા ગગન ઘન ગરજે સૈયોરે નંદ નંદન બીન કલ ન પરે જીયાં લર જે આઇ. એક અધીયારીરે નંદીમીની દમકે ઝરમર ઝરમર મહરા ઝમકે, તીસરો બપૈયા પીયુ પીયુ તરસે ॥ આઇ ૧ ॥ પ્રેમાનંદ કહે ઝરી બસરત પાની, નીઠુર નહિ મેરી એક ન માની કીયો ગવન બજરત બરજ ॥ આઇ ૨ ॥ પદ ૧ ॥

## પદ રાગ મલાર.

મધુબનકે મદનરે મોરવા, કરલવ બોલત કુકુકુકુકુ; ઝનન કરત ઝીંગોરવા ॥ મધુ. ॥ રૈન અંધારી કારી બીજુરી ચમકત, ગગન ગરજે ઘનઘોરવા ॥ મધુ ૧ ॥ મદન નીશાચર મારત કુસુમકર, તરજત તન બરજોરવા ॥ મધુ ૨ ॥ શ્રી હરી કલછાયે જાય મધુપુર, ઘરન આએ ચિત્ત ચોરવા ॥ મધુ ૩ ॥ પ્રેમાનંદના નાથ બીના બ્યાકુળ ચંદ બીના જ્યુ ચકોરવા ॥ મધુ ૪ ॥ પદ ૧ ॥

## પદ રાગ ગરબી.

વાલા રમઝમ કરતા કાન; મારે ઘેર આવોરે; પુરા મારા કરવા કોડ, હસીને બોલાવોરે ॥ ૧ ॥ મારે તમ સંગ લાગી પ્રિત, શ્યામ સોહાગીરે; મેં તો તમ સંગ રમવા કાજ, લજ્યા ત્યાગીરે ॥ ૨ ॥ વાલા અબળા ઉપર મહેર, કરજો મોરારીરે; હું તો જનમો જનમની નાથ દાસી તમારીરે ॥ ૩ ॥ મારા પ્રાણતણા આધાર, પ્રિતમ પ્યારારે; પળ રહોમાં નટવર નાવ, મુજથી ન્યારારે ॥ ૪ ॥ આવો છોગાં મેલીને શ્યામ, ધડકમ ધારોરે; મેં તો ફુલડે સમારી સેજ, શ્યામ સુધારોરે ॥ ૫ ॥ વાલા નયણાતણું ફળ નાથ, મુજને આપોરે; મુકતાનંદ કહે મહારાજ, દુખડાં કાપોરે ॥ ૬ ॥ પદ ૧ ॥

હું તો છું ઘણી નગણી નાર, તોય તમારીરે; તમે ગુણ સાગર ગોપાળ, દેવ મોરારીરે ॥ ૧ ॥ મુને કરી પોતાની કાન, દોષ ન જોયારે તમે ગુણ ગ્રાહક ગોપાળ, મુજપર મોહ્યારે ॥ ૨ ॥ તમે શ્યામ સુંદર સુખરુપ કુંજવિહારીરે; મારે મંદીર આવો માવ, તમપર વારીરે ॥ ૩ ॥ મુને કરી કૃતારથ કાન, શ્યામ સોહાગીરે, મારે ભવની ભાવટ આજ, સરવે ભાગીરે ॥ ૪ ॥ મારે અમ્રત ઉઠયા મેહ, થઇ અનુરાગીરે; મારી તમ સંગ ત્રિભોવનરાય, લગની લાગીરે ॥ ૫ ॥ મારા પુન્યતણો નહીં પાર, તમ સંગ મળતાંરે; મુકતાનંદ કહે મહારાજ અંતર ટળતાંરે ॥ ૬ ॥ પદ ૨ ॥

મારૂં મન ગમતું કરી માવ, સુખડું દીધુંરે; મારૂં મંદીરીયું મહારાજ, વૈકુંઠ કીધુંરે ॥ ૧ ॥ હવે રહો રસીયા દીનરાત, કરી મન હેઠુંરે; મુને મળી ચિંતામણી શ્યામ, દુખ નહીં વેઠુંરે ॥ ૨ ॥ મુને સરવે સૈયરમાં શ્યામ, કીધી સમોતીરે; મારા હૈડા કેરી હામ, સરવ

પોતીરે ॥ ૩ ॥ વાલા મુજ નગણીપર નાથ, અઢળક ઢળીયાંરે; તમે એકાંતે અલબેલ, આવીને મળીયાંરે ॥ ૪ ॥ મુને મુખથી દીધો તંબોળ, હસીને બોલાવીરે; મારા મનની ઇચ્છા આજ, સઘળી આવીરે ॥ ૫ ॥ તમે રસીયાજી રસરીત, શું સુખ આપ્યુંરે; મુક્તાનંદ કહે મહારાજ, દુખડું કાપ્યુંરે ॥ ૬ ॥ પદ ૩ ॥

મારા મંદીરીયામાં માવ, મોજું માણોરે; મને શું કરશે સંસાર ધડક મ આણોરે ॥ ૧ ॥ હું તો તરણા તુલ સંસાર, સઘળો જાણુંરે; વાલા એક તમારી બીક, ઉરમાં આણુંરે ॥ ૨ ॥ તમે ભુપના છો ભુપ, મહા સુખકારીરે; વાલા તનમન ધન પરીવાર તમપર વારીરે ॥ ૩ ॥ તોય અધુર અમ્રતથી નાથ, હું નવ ધરાવુંરે; વાલા નિત નૌતમ શણગાર, સજી સુખ આપુંરે ॥ ૪ ॥ તમે રસીયા રંગની રેલ, વાલમ વાલીરે; હું તો મગન થઇ મસ્તાન, સુખડું ભાળીરે ॥ ૫ ॥ મુને આપ્યો અખંડ સુહાગ કુંજવિહારીરે; મુકતાનંદ કહે મહારાજ, જાઉં બલીહારીરે ॥ ૬ ॥ પદ ૪ ॥

## પદ રાગ ધોળ.

બાળાવરની પાલખી, નાઇ ધોઇને પોઢીયારે તિલક; કીધાં બાળ વરના જાનઇયા સૌ ભરાઇ રહ્યારે; માથે નાખ્યો છે અબીલ ગુલાલ ॥ બાળા. ૧ ॥ ચોરી તે બાંધી ચોકમાંરે, છાણા લાવ્યા બે ચાર; ગળ પાપડી દેખી કુતરાંરે, મનમાં ઘણા મકલાય ॥ બાળા. ૨ ॥ લીલા તે વાંસની પાલખીરે, તેના ઉપાડનારા જણ ચાર; માથે તે બાંધ્યા ભીના પોતીયાંરે, મોઢે રામ રામ કરતા જાય ॥ બાળા. ૩ ॥ આગળ ચાલ્યાં લાકડાંરે, પાછળ ચાલી આગ; જમાઇ ચાલ્યા સાસરેરે, એની સાસુને હરખ ન માય ॥ બાળા. ૪ ॥ તોરણ તણખાં ઉડીયારે, માંડવ

લાગી પાય; ઉઠ સાસુ શંખણીરે, તારો જમાઇ આવ્યો બહાર ॥ બાળા. ૫ ॥ પેરામણીમાં લાકડાંરે; મસાણુ ગામનું નામ; લાલબાઇની દીકરીરે, ચીતાકુંવરી એનું નામ ॥ બાળા. ૬ ॥ જમાઇ રહ્યા સાસરેરે, જાનઇયા આવ્યા ઘેર; ટકો પૈસો સૌ ખાઇ ગયારે, વિવા કીધો છે રુડી પેર ॥ બાળા. ૭ ॥ બાર ઘડા બાર કોડીયારે, ઉપર પૈસો રોક; જઇને કોને વરના બાપનારે, હવે તાણીને મેલે પોક ॥ બાળા. ૮ ॥ જીવ જમડા લઇ ગયારે, દેહના કીધા એ હાલ; નરસઈયાના સ્વામી ઓળખ્યારે, તે તો ઉતરીયા ભવપાર ॥ બાળા. ૯ ॥ પદ ૧ ॥

## પદ રાગ મલાર.

શ્રી હરી વહેલા પધારજો, સુંદર શ્યામ સુજાણ; તમરે વીના ઘડી પળમાં જાશે મારા પ્રાણ શ્રી. કારતક માસે કાનજી, કરજો મારીરે સહાય: કરજોડી વીનતી કરૂં, વીરહે જીવડો જાય ॥ શ્રી. ૧ ॥ માગસર માસે માવજી, જીવમાં જંપ ન થાએ; મોહન હમણા આવીને તેનો કરજો ઉપાય ॥ શ્રી. ૨ ॥ પોષ માસે પુરૂં થયું, દુખ દીલમાં હો નાથ; આવોને સુંદર શામળા, મારા ગ્રહવાને હાથ ॥ શ્રી. ૩ ॥ માહા માસે માહા દુખનો, કાંઇ અંત ન પાર; એવું વીચારીને આવજો, આંખે વહે જળધાર ॥ શ્રી. ૪ ॥ ફાગણ ફુલ્યો ફુલડે, ભ્રમર કરે ગુંજાર; તે દેખીને મારે અંતરે, વીરહે થયા છે અપાર ॥ શ્રી. ૫ ॥ ચઇતર માસે ચીત ધારજો, જાણી પોતાનો દાસ; તમ વીના ચૌદ લોકથી, હું તો થઇ છું ઉદાસ ॥ શ્રી. ૬ ॥ વૈશાખ માસે વીઠલા વહેલા આવો મહારાજ, દુખી દેખી મુજ દીનને, પોચે તમનેજ લાજ ॥ શ્રી. ૭ ॥ જેઠ માસ વળી આવ્યો, નાવ્યા ધરમકુમાર; શો છે

વાંક પ્રભુ માહરો, મારી લીધી નહીં સાર ॥ શ્રી. ૮ ॥ અષાડ માસેં અલબેલડા; આપીએ અંતરે ધીર; તમે આવીને દયાનીધી, હરો ત્રેહડાની પીડ ॥ શ્રી. ૯ ॥ શ્રાવણ માસમાં શામળા, કરૂં રુદન પોકાર; પુરુષોત્તમ તમ કારણે, ઉભી ઘરમાં ને બહાર ॥ શ્રી. ૧૦ ॥ ભાદરવે ઉઠે ભુદરા, મારે વ્રેહની ઝાળ; સેજડી સુની દેખતાં, પડે અંતરમાં ફાળ ॥ શ્રી ૧૧ ॥ આસોએ અશરણ ગઇ રહી, નહીં ઠરવાનું ઠામ; સીદ્ધાનંદ કહે નાથજી, આવો શ્રી ઘનશામ ॥ શ્રી. ૧૨ ॥ પદ ૧૨ ॥

## પદ રાગ વેરાડી.

સખી કારતક માસે કંથ, પિઉ ગયા પરહરી; સખી ઉપજ્યું દુખ અત્યંત, કંગાલ મુને કરી ॥ ૧ ॥ સખી પિઉ ગયા પરદેશ, સંદેશો ન મેલીયો; સખી હૈડે દુખનો હંમેશ, રેણાવર રેલીયો ॥ ૨ ॥ સખી નયણે વહે છે નીર, ઉદાશી અંતરે; સખી શામ વીનાનું શરીર, પડ્યું પરતંત્રરે ॥ ૩ ॥ સખી હવે સલુણા સાથ ભાવે કયારે ભેટશું સખી નીષ્કુળાનંદના નાથ, મળે દુખ મેટશું ॥ ૪ ॥ પદ ૧ ॥

સખી માગસર મન માંહી, ચીતવણી ચીત્તમાં, સખી દીલમાં લાગ્યો દાય, પ્રજળું હું પ્રીતમાં ॥ ૧ ॥ સખી અંતર લાગી આગ્ય વિયોગના વહની; સખી નથી ઉગરવા જાગ્ય, આજ આવી બની ॥ ૨ ॥ સખી વણ માગ્યે વળી મોત, આજ મારે આવીયું; સખી મરશું દાઝે સોત કેને ન જાયે કયું ॥ ૩ ॥ સખી હૈડું રહે કેમ હાથ, વિપત્ય કેટલી વેઠશું; સખી નીષ્કુળાનંદનો નાથ, મળે દુખ મેટશું ॥ ૪ ॥ પદ ૨ ॥

સખી પોષે પીડાએ પંડ, દીલ દરદી થયું; સખી પીઉ દેઇ ગયા દંડ, કો કેમ જાયે સયું ॥ ૧ ॥ સખી ભીતર મારી ભાલ, ઘાયલ

કરી ગયા; સખી અમને આપી આ હાલ, લાલ અલગા રહ્યા ॥ ૨ ॥ સખી કુવામાં ગાલી વ્રત, વાલીડે વાડીઓ સખી આ જીવાજ્યાથી ત્રત, ક્યાં પ્રાણુ ન કાઢીએ ॥ ૩ ॥ સખી પ્રીત્ય કરી અમ સાથ પેચ રાખી પેટશું, સખી નીષ્કુળાનંદનો નાથ, મસે દુખ મેટશું. ॥ ૪ ॥ પદ ૩ ॥

સખી માહા માસે મહા દુઃખ ઉપજ્યું અંગમાં, સખી શ્યામશું લેતા સુખ, રમતાં જે રંગમાં ॥ ૧ ॥ સખી સંભારતાં એ સુખ, ફાટે મારી છાતડી; સખી કયારે બેસી સનમુખ, કરશું જે વાતડી ॥ ૨ ॥ સખી આણી આંખે અલબેલ, જોશું જો જીવનને, સખી છોગલાવાળો છેલ, મળે સુખ મનને ॥ ૩ ॥ સખી મળશું ભરી જ્યારે બાથ, શોક સરવે મેટશું, સખી નીષ્કુળાનંદનો નાથ, મળે દુખ મેટશું ॥ ૪ ॥ પદ ૪ ॥

સખી ફાગણુ માસના ફુલ, દેખી દીલ ડોલીયું; સખી સઘ કરૂં હવે સુલ, ન જાય બોલીયું ॥ ૧ ॥ સખી અંતરની વાતો આજ, કહેતાં આવે લાજડી; સખી મારી જાણે છે મહારાજ, દીલની જે દાઝડી ॥ ૨ ॥ સખી નથીરે રેવાતું જો નેક, અમથી એકે ઘડી: સખી વાલે ન કરયો વીવેક, રોઈ ખોઇ આંખડી ॥ ૩ ॥ સખી ઘરઘર ગવાયે ગીત, વશંત વરતી રહ્યા; સખી નીષ્કુળાનંદનો રાજ; હજી કેમ નાવીયા ॥ ૪ ॥ પદ ૫ ॥

સખી ચઇતરે ચિંતા થાય, કહો કેમ કરીએ; સખી દીન ઉપર દીન જાય, ધીરજ કેમ ધરીએ ॥ ૧ ॥ સખી પિઉ વિયોગે પળ જાય જુગ જેવડી; સખી દાઝીને ઉઠે છે દીલ, ઘણું ઘડી ઘડી ॥ ૨ ॥ સખી ફડકી ઉઠૂં પડે ફાળ, પીઉ પરદેશડે; સખી અંતર ઉઠે છે

ઝાળ; સુખ નહીં સંધેસડે ॥ ૩ ॥ સખી એવડલું અમ સાથ કરીને કેમ ગયા; સખી નીષ્કુળાનંદનો રાજ, હજુ કેમ નાવીયા ॥ ૪ ॥ પદ ૬ ॥

સખી વૈશાખ માસે વાટ, જોઇને ઝાંખી થઇ; સખી અલબેલા વીના ઉચાટ, ધાટ સમે નહીં ॥ ૧ ॥ સખી ચાલે પ્રચંડે પવન, ઉદાસી આપવા; સખી વાલા વીયોગના દન, કઠણ થયા કાપવા ॥ ૨ ॥ સખી આવ્યા ઉનાળાના દન, લાગી લુ ઝરવા; સખી વાલા વીના તપુ તન ઠામ નહીં ઠરવા ॥ ૩ ॥ સખી આરે વેળા અમ સાથ, મોહન મન ભાવીયા; સખી નીષ્કુળાનંદનો રાજ, હજી કેમ નાવીયા ॥ ૪ ॥ પદ ૭ ॥

સખી જેઠ માસે જો જરુર, ન મળું હું નાથશું. સખી એમ ઉપજે છે ઉર, મરૂં મારા હાથશું ॥ ૧ ॥ સખી ચડી ઉંપલ અવાસ, પંડ મેલું પડતું; સખી પ્રાણ જાય પિઉ પાસ, દેહ રહે નડતું ॥ ૨ ॥ સખી એમ આવે અતી રોશ, કહો કેમ કરીએ; પણ વાલા ઉપર દઇ દોષ, એમ કેમ મરીએ ॥ ૩ ॥ સખી અમને કરી અનાથ સાથે કેને રહ્યા; સખી નીષ્કુળાનંદનો રાજ હજી કેમ નાવીયા ॥ ૪ ॥ પદ ૮ ॥

સખી અષાડે આવીયો મેધ, મોર લાગ્યા બોલવા; સુણી વહીના શબ્દનો વેગ, દલ લાગ્યું ડોલવા ॥ ૧ ॥ સખી બપૈયા કરે બકોર પિઉ પિઉ જપે; સખી સાંભળી તેનો શોર, કાળજુ મારૂં કંપે ॥ ૨ ॥ સખી ગાજવીજ વરસાદ આવ્યો અતી ઉમંગી; સખી મળી મેઘલી રાત, નાવ્યો મારો સંગી ॥ ૩ ॥ સખી આવી બની મારે આજ, પીઉ નહીં સાથજી; સખી નીષ્કુળાનંદનો રાજ આવે કયારે નાથજી ॥ ૪ ॥ પદ ૯ ॥

સખી શ્રાવણે સૌ વેલીવન, તૃણ લીલાં થયાં; સખી અમે સુકાણા તન, વાલા વીના રહ્યા ॥ ૧ ॥ સખી નદીએ ચાલ્યાં પુર, સરોવર સૌ છલ્યાં; પણ જેનો પીઉ ગયો દુર, દુખ તેને બહુ મળ્યા ॥ ૨ ॥ સખી

શો કરીએ ઉપાય, ઓસડ એનું નહીં મળે; પીઉ ગયા લગાડી દાઉ, પંઢ તેણે પરજળે ॥૩॥ સખી કરતાં ન સુઝે કાજ, ન રહ્યું હઇયું હાથજી; સખી નિષ્કુળાનંદનો રાજ, નાવે ક્યારે નાથજી ॥૫॥ પદ ૧૦॥

સખી ભાદરવે ભાગ્યું બર, રહ્યાં રોઇ રોઇને; સખી વાલે ન મુકયો વર; કહીએ શું કોઇને ॥૧॥ સખી વિલખી વિલખી વાલા કાજ, ઝુરીને ઝાંખી થઇ; જેમ ના આવીયો મારો રાજ, તેમ પંડ પંડુ નહી ॥૨॥ સખી વ્રજની થઈ વિશેખ, ફાટે નહી છાતડી; સગી કઠણ કરમની રેખ, તે આજ આવી નડી ॥ ૩ ॥ સખી વલવલી આવીઆ વાજ, અમે અનાથજી; સખી નિષ્કુળાનંદનો રાજ, ન આવ્યા કેમ નાથજી ॥ ૪ ॥ પદ ૧૧॥

સખી આસોએ આનંદકંદ, મળી જો પધરામણી; આવીયો મારે આણંદ, મનમાં ખુસી ઘણી ॥૧॥ સખી તોરણ બંધાવું બાર, અજવાળું ઓરડા; મારે મંદીર પધારયા મોરાર, ખોશી ખુસં તોરડા ॥૨॥ સખી લટકતો આવી લાલ, હોંશીલો હેતે હસી; એને નિરખીને થઇ છું નિહાલ, હઇડે રહી હુલસી ॥૩॥ સખી સરવે સરયાં મારા કાજ, ભેટી ભરી બાથજી; સખી નિષ્કુળાનંદના રાજ, મળ્યા મુને નાથજી ॥૪॥ પદ ૧૨॥

## પદ રાગ ધોળ મૈના.

જેઠે જીવન ચાલીયા, નીરમોહી મારા નાથ; દરશ વિના દુખીયો ઘણો, સરવે વ્રજનો સાથ ॥૧॥ અંતર તાપ વિયોગનો, બહારથી લુવાય; મળ્યા વિના હવે માવજી, જુગ તુલ્ય રજની જાય ॥૨॥ ફળીયામાં ઘોડી ફેરવતા, છોગલાં ધરતા શીશ; તે દીન કેદી દેખાડશો, ડોલરીયા જગદીશ ॥૩॥ પ્રાણજીવનજી પુરીએ, હઇડા કેરી હામ; બ્રહ્માનંદના નાથજી, આવોને શ્રી ઘનશામ ॥૪॥ પદ ૧ ॥

અસાડે અલબેલડા, પવન ચાલે અતિ જોર; ઝુકી આવી આકાશમે. મેઘ ઘટા સહુ કોર ॥૧॥ હલઝુતાં ફળ પાકીયાં, પાલવીઆ વન પાન; એ રીતે પ્રીતમ આવીએ, કરૂણા સાગર કાન ॥૨॥ પ્રેમ સુધારસ પાઇને, મોટા કીધા માવ; મેલીને મથુરાં ગયા, ન ઘટે મારા નાવ ॥૩॥ અંતરમાં રહેતો નથી, એક ઘડી આરામ; પ્રહ્લાનંદના નાથજી, આવોને શ્રી ઘનસોમ ॥૩॥ પદ ૨ ॥

શ્રાવણુ વરસે શરવડે નદીએ નિર ન માય; આવો હવે અલબેલડા, મળવા મન લલચાય ॥૧॥ વ્રક્ષ ઝુંબી વેલડી. અંબર નીર અપાર; હરી આ ડુંગર ઉપર, મોર ગાય મલાર ॥૨॥ કોઇક શિવ પુજા કરે, કોઇક રાખે વ્રત નેમ; એ રતમેં અમે તમ વિના, કહોને રહીયે કેમ ॥૩॥ સરવે સુખ સંસારનાં તમ વિના, થયા છે હરામ; પ્રહ્લાનંદના નાથજી, આવોને શ્રી ઘનશામ ॥૪॥ પદ ૩ ॥

ભાદરવાયે ભુધરા, નદીએ ચાલ્યાં નીર; એ રતે રહેવું નવ ઘટે, છેટે શામ શરીર ॥૧॥ પૃથ્વી અંબર પહેરીઆં નિલા અતિ નવ રંગ; એ રતે સર્વ શીતળ થયા, અબળા દાઝે અંગ ॥૨॥ મધુરા બોલે મોરીયા, જળથળ છાયો આકાશ; એ રતે વાલમ આવીએ, અંતર પુરોને આશ ॥૩॥ લટકાળા લાગી રહી, જંખના આઠો જામ. પ્રહ્લાનંદના નાથજી, આવોને શ્રી ઘનશામ ॥૪॥ પદ ૪ ॥

સરદ રતુ સોહામણી, આવ્યો આસો માસ; એ રતે વાલમ આવીએ, રમવા સુંદરશામ ॥૧॥ નિરમળ અંબર થઇ ગયો. નિરમળ થઇ ગયાં નિર; નિરમળ નાથ પધારીએ, છોગાળા બળવીર ॥૨॥ દસરા વેહળ ચાલીયા, નદીએ બાંધ્યા ઘાટ; એ રતમેં અલબેલડા, વળી વળી જોઉ છું વાટ ॥૩॥ છેલ છબીલા શામળા, ઠરવાનું તમે ઠામ; પ્રહ્લાનંદના નાથજી, આવોને શ્રી ઘનશામ ॥૪॥ પદ ૫ ॥

કારતગ માસે કાનજી, વાટ જુવે વ્રજ નાર; અંતર ઉતાપો ઘણો, લોચનીએ જળધાર ॥૧॥ અલબેલા વર આવીએ, ડોલરીઆ સુખ દેણુ; વાટ જોઇ જોઇ વાલમા, ઝાંખાં થઇ ગયાં નેણુ ॥૨॥ એકાદશી પ્રબોધની, અતી ઉછવ ઠરાવ; તે આવે હવે આવીએ, મીઠડા બોલા માવ ॥૩॥ તમ સારૂ તલખે ઘણું, સરવે ગોકુળ ગામ, બ્રહ્માનંદના નાથજી, આવોને શ્રી ઘનશામ ॥૪॥ પદ ॥૬॥

માગસર મહીનો આવીઓ, બેઠી રત હેમંત; પ્રીતમ હજી ન પધારીયા, કોમળ મારા કંથ ॥ ૧ ॥ સરસડાં સભાગીયાં જ્યાં ત્યાં જોડી જાય; અમને મેલી એકલા, ગયા છો ત્રિભુવનરાય ॥૨॥ સર સરીતાના નીરમાં, ફુલ્યાં કમળનાં વૃંદ; અમને કેદી ફુલાવશો; છોગાળા વ્રજચંદ ॥૩॥ અરજ સુણો આળસ તજો, કરોને પુરણ કામ; બ્રહ્માનંદના નાથજી, આવોને શ્રી ઘનશામ ॥૪॥ પદ ॥૭॥

પોસ મહીને પ્રેમદા, હેરે વાટ હમેશ; કઠણ થયા કેમ કાનજી. જઇ વસ્યા પરદેશ ॥૧॥ જળથળ શિતળ થઇ રહ્યાં, શિતળ સેજ સમાજ; અંતર શિતળ નવ થયા, વણ દીઠે વ્રજરાજ ॥૨॥ પંક્તિમેં ફરી પિરસતા, કરતા અતી મનુવાર, તે દીન અમને સાંભરે, વાલમ વારમવાર ॥૩॥ રસિયાજી તમે રીઝીને, દેતા વસ્ત્ર ઇનામ, બ્રહ્માનંદના નાથજી, આવોને શ્રી ઘનશામ ॥૪॥ પદ ॥૮॥

માહ મહીનામે માવજી બોલે સંતવસંત, આ રતમેં અલબેલડા, કેમ ન પધાર્યા કંથ ॥૧॥ પ્રીતમ આવી પંચમી. નરત્રીયા ખેલે ફાગ, વાલમ તમ વિના વાધિઓ, વ્રજયત્રીઆને વેરાગ ॥ ૨ ॥ ઓરડીઆની ઓશરીયે ખુબ કરંતા ખેલ, એ દીન અતીસે સાંભળે. રૂપાળા રંગરેલ ॥૩॥ અરજી સુણી હરી આવીએ, વાટય જોવે વ્રજપવાય; બ્રહ્માનંદના નાથજી આવોને શ્રી ઘનશામ ॥૪॥ પદ ૯॥

ફાગણે ફાગ રમાડવા; આવોને પ્રાણઆધાર; શામસનેહી સામળા; વાટ જોવે વ્રજનાર ॥૧॥ નરનારી હોરીરમે, લો તજી લાજ, આટાણે હરી આવીએ, રંગભીના વ્રજરાજ ॥ ૨ ॥ ચાખડીએ ચડી ચાલતા, છત્ર તણી કરી છાય; લટકા તમારા લાલજી, ચોંટયાછે ચિતડા માંય ॥૩॥ અંતરજામી આવીએ, દોમલી વેળા નાદામ; બ્રહ્માનંદના નાથજી, આવોને શ્રી ઘનશામ ॥૪॥ પદ ૧૦॥

ચઇતિર મહીને શામળા, આવ્યા નહી અવીનાશ; વનસ્પતિ સરવે પાંગરી, પ્રફુલિત થયા પરકાશ ॥ ૧ ॥ ચંપા જાય ચંએલીયા, ફુલી લતા અપાર; એ રતે કેમ ન આવીયા, ભુપ ભમર ભરથાર ॥ ૨ ॥ ઓરડીયાની ઓસરી, ખુબ કરંતી ખ્યાલ, તે કેદી દેખાડશો, લટકાં કરતાં લાલ ॥ ૩ ॥ કેદી કરશો કાનજી, આવી મંદીર માંહી કામ; બ્રહ્માનંદના નાથજી, આવોને શ્રી ઘનસ્યામ ॥૪॥ પદ ૧૧ ॥

વૈશાખે વ્રજ વિનતા, પંથ જોવે કેરી પ્રિત્ય, હુ આવી હરી નાવીઆ, ચંત્યા વાધી ચિત ॥ ૧ ॥ કોયલ કરે ટહુકડા, આંબે પાકી સાખ, મારગ સામુ માવજી, જોઈ જોઇ પાકી આંખ ॥૨॥ વાયે ઉનો વાયરો, થળજળ ઉનાં થાય; ઉનાં તન અબળાતણાં, તમ વિના ત્રિભોવન રાય ॥ ૩ ॥ મળવા કારણ માનની અંતર કરે ઉધામ; બ્રહ્માનંદના નાથજી, આવોને શ્રી ઘનસ્યામ ॥ ૪ પદ ॥ ૧૨ ॥

બારે માસ પુરા થયાં આવ્યો માસ અધિક; પ્રિતમ તોય ન પધારીયા, ઠેરયા મથુરાં ઠીક ॥ ૧ ॥ અધિક મહીને અતિ ઘણી, આશ હતી મન માંય; તમવિના ખાલી સેજડી, મળવા મન અકળાય ॥ ૨ ॥ પેહેલી પ્રીત્ય લગાડીને, રહેવું ન ઘટે દુર; તમવિના મારા નાથજી; હૈંડે દુખ ભરપુર ॥ ૩ ॥ બ્રહ્માનંદની વિનતી ઉર ધરજો અવીનાશ; મહેર કરીને માવજી, તેડી લેજ્યો પાસ ॥૪॥ પદ ૧૩॥

# પદ રાગ દીપચંદી મૈના.

બીછુરે ઘનશામ સુંદર પીયા પ્રાણ હમારે ॥ બીછુ ॥ જેઠ માસ બીછુરે ઘનશામ, બીરહ સંતાવત આઠો જામ ફીરત બાવરીપરતન ચેન, કરત બીલાપ વહત દોઉ નેન ઠરી માનુકારે ॥ બીછુ ૧ ॥ આયો અપાડ ગગન ઘનઘોર, બોલત કોકીલા દાદુર મોર; બરસત બુંદ ન ચલત બિયાર. આયે નહીં ઘર ધરમકુમાર; બીરહતન જારે ॥ બીછુ ૨ ॥ સાવન સબ સખી કરત સીંગાર; પહીરે ભુપણ વિવિધ પ્રકાર, મોસે અબળા ફીરત ઉદાસ; નાથ બીના અબ બઇ હું ઉદાસ; દરદ તન ભારે બીછુ ॥ ૩ ॥ વરસત ભાદુ ઝીમક ઝરલાઇ ભરગઇ સરીતા તાલ તરાઈ દમકત દામ નીસી અંધીયારી, કેસી કરૂં ઘનશામ વીનારી, બહત દોઉ તારે ॥ બીછુ ૪ ॥ રહી કર કર આસો ચતુરાની; ચીતવત પંથ બહતઈ ગવાની સ્યામ ન આયે ન પડાઇ પાતી, યહ દુખ જરત રેન દીન છાતી; મેં કરીહું કહાંરે ॥ બીછુ ૫ ॥ કારતીક ઘર ઘર મંગળ ચાર, દીપમાળ પુરી દ્વારહી દ્વાર; બીરહરતી અપને પીયા સંગ નારી, ઝુરતી હું મેં બીના ગીરધારી, આગે નહીં પ્યારે ॥ બીછુ ૬ ॥ માગસર આવન કહે ગયે મીત, યહ આપ શોચ કરત નીત ચીત્ત, કોનહી ચુક બીસારી સ્યામ, બીલમેં કોન સંગ પુરણ કામ, મોહન મતવારે ॥ બીછુ ૭ ॥ પોષહી પરત તું સાર અનંત, બીરહ બીથાકો ન' આવત અંત, મદન સતાવત સગરી રેન, ભરત હું સાસ બહત દોઉ નેણ, નાથ બયે ન્યારે ॥ બીછુ ૮ ॥ માઘ કંપત ન જાડન જોર, સેજ નહીં પીયા ધરમકીશોર, કમળ નયન ઘનશ્યામ સુજાણ કબહી મીલે મોયે જીવન પ્રાણ, દયા દીલ ધારે ॥ બીછુ ૯ ॥ ફાગુણ આયે ફુલે પલાસ,

દેખી તરુણી મન ઉપજત ત્રાસ; નાહર નખસમ લગત કઠોર; બીરહની રુદય વીદારન જોર; લગત અનીયારે ॥ બીછુ ૧૦ ॥ ચઈત્રહી ચીંતા ઉપજી હે ભારી, બીતી બચન ન આયે બીહારી; કોન ઉપાય કરૂં મોરી આલી, કબધેં મીલગે શામ બનમાળી, જગત ઉજીયારે ॥ બીછુ ૧૧ ॥ આયો વૈશાખ ઉઠી તન પીર, કૈસે કે ધરૂંમેં શામ બીનુ ધીર, યહ અવસર જો મીલે માહારાજ, પ્રેમાનંદ સરે અવકાજ, બાંહી ગલે ડારે ॥ બીછુ ૧૨ ॥

## પદ રાગ પરજ ગરબો. મહીના.

કાવે સંદેશો વ્રજનારરે, ઉધવજી સાથે; ઉધવ કેજો એટલી, જઈને જીવણ પાસ; દલાસે દુખીયા થયા, થયા કપટીને વીશ્વાસરે ॥ ઉધવ ૧ ॥ ચઈતરે ચત્તા થઇ ઘણી, સીયો કરૂં ઉપાય; વીજોગે વીલખી ફરૂં, મારા પાપી પ્રાણ ન જાયરે ॥ ઉધવ ૨ ॥ વૈશાખે વરસે ઘણી, ગરમ રુતુની ઝાળ; નીર વીના જેમ માછલી, તેમ દુખીયા અમે ગોપાળરે ॥ ઉધવ ૩ ॥ જેઠે જાણું નહીં જીવવું જાદવ વીના જરુર; દાહ દેવાને મેળજો, તમે વળી વેલા અકરુરરે ॥ ઉધવ ૪ ॥ નાવ્યા અષાડે નાથજી, ગરજ્યો મેઘ મલાર; વીદેશે વીલખી રહ્યા કોઇ મળીરે દગારી નારરે ॥ ઉધવ ૫ ॥ શ્રાવણ વરસે સરવડે, બોલે ચાતક મોર, કોકીલા કોકે ઘણું, મુને વીરહે સતાવે છે જોરરે ॥ ઉધવ ૬ ॥ રેણ અંધારી એકલી, ગરજે ભાદુ માસ, વીજલડી ચમકા કરે, નહીં પ્રાણ રહ્યાની આશરે ॥ ઉધવ ૭ ॥ આસો લાગી લાલની, જેમ સુંદર ચંદ્ર ચકોર, જીવન જમના કાંઠડે, કેદી મળશો નંદકીશોરરે ॥ ઉધવ ૮ ॥ કારતક માસે કહાવીયું, કપટ વચન બળવીર, દીવાળી દુખમાં ગઇ, નહીં આવ્યા શામ શરીરરે

॥ ઉધવ ૯ ॥ માગસર માસે નહી મળે, મોહન સુંદર શામ; પ્રાણ સહીત અમે ત્યાગશું, ઉધવજી ગોકુળમારે ॥ ઉધવ ૧૦ ॥ પોસે પેહેરી ચાલશું, જોગણીઓનો જોગ; આવીને જગડશું, અમે મથુરાં પુરીમાં અલેખરે ॥ ઓધવ ૧૧ ॥ માઘે મોહન કારણે, મેલી લોકની લાજ, જોગણ થઇ વ્રજ વીનતા, તમે આવો જોવા વ્રજરાજ રે ॥ ઉધવ ૧૨ ॥ ફાગણ ફુલ્યો ફુલડે. ફુલ્યા આંબા મોર; વીરહણી અંતર વેદના, ફુલ્યા કેસુરજાના હેરરે ॥ ઉધવ ૧૩ ॥ અધિક માસ આવિયા રામ કૃશ્નજ જોડ, પ્રાણ સ્નેહી શામળે, પુર્યાં પ્રેમાનંદનારે કોડારે ॥ ઉધવ ૧૪ ॥

# મહીના તથા તીથી.

## રાગ ધનાશ્રી મહીના બ્રહ્માનંદ.

સખી આવ્યો માસ અશાઢ, ચમકી વીજલડીરે ॥ ૧ ॥ સખી કેમ કરી રાખુ ગાઢ, ખાલી સેજલડી; સખી મધુરાં બોલે મોર, અંબર ગાજેરે; સખી નાવ્યા નંદકીશોર, અંતર દાઝેરે ॥ ૨ ॥ સખી કેમ કરી રાખું ધીર, વીરહ વેધાણીર; સખી જોને બળભદ્ર વીર, પીર ન જાણીરે ॥ ૩ ॥ સખી નીર ભરાય છે નેણ, ઘણું હુ વારૂરે; સખી બ્રહ્માનંદનો સેણ. મળે તો ઘણું સારૂરે ॥૪॥ પદ ૧ ॥

સખી શ્રાવણ માસે સામ, ગયા મુને મેલીરે; સખી જોને વ્રજે જામ, વીલંબી વેલીરે ॥ ૧ ॥ સખી પ્રીતમ મળવા કાજ, કે નદીયા ચાલીરે; જોને આ રનમાં વ્રજરાજ, ન આવ્યા આલીરે ॥ ૨ ॥ સખી મધુરો વરસે મેહ, કે દારૂણ બોલેરે; સખી તેમ તેમ દાઝે દેહ, કે અંતર ડોલેરે, ॥૩॥ સખી હૈડું નહી રેહે હાથ, કે સી પેરય થાસેરે; સખી બ્રહ્માનંદનો નાથ, મલ્યા દુખ જાસેરે ॥ ૪ ॥ પદ ૨ ॥

સખી ભાદરવે, ભરપુર ઘટા ઘેઘુંબીરે; સખી નીત્ય નીત્ય અદકે નર, લતા લેલુંબીરે ॥૧॥ સખી વાદળ વીવીધ બણાવ, કે મેહુલો ગરજેરે; સખી નાવ્યા નટવર નાવ, વીરહે કુંણ વરજેરે ॥ ૨ ॥ સખી પાણી પેડ પ્રસન, થયા મન હાળીરે; સખી તાપે દાઝે તન, નાવ્યા વનમાળીરે ॥ ૩ ॥ સખી અતીશે પીડે કામ, કે દીલ સતા વીરે, વાલો બ્રહ્માનંદનો સામ, મળોને આવીરે ॥ ૪ ॥ પદ ૩ ॥

સખી આવ્યો આસો માસ, કમોદની ફુલીરે; સખી નવ પલ્લવ ચહુ પાસ, લતા રહી ઝુલીરે ॥૧॥ સખી પંથી ચાલ્યા પંથ પ્રથી સુંકાણીરે સખી હજી ન આવ્યા કંથ, રયા સુજાણીરે ॥૨॥ સખી આવી સરદ ઉમંગ, વૃક્ષા રૂતુ વીતીરે; સખી નાવલીયો નવરંગ, ખબર નવ લીધીરે ॥ ૩ ॥ સખી મેઘ ગયા નીજ ધામ, સીતળ વા વાયારે; સખી બ્રહ્માનંદનો શામ કહો કેમ નાવ્યારે ॥ ૪ ॥ પદ ॥ ૪ ॥

સખી કારતક મહીને આસ હતી મળવાનીરે; સખી ભુલ્યા કુબ જ્યા પાસ સુધ્ય વળવાનીરે ॥ ૧ ॥ સખી કરવા પીયા સંગ સોખ, ઘણું હું ધાખીરે; સખી બેસી અટારી ગોખ, ખોઇ મે આખીરે ॥ ૨ ॥ સખી લેવા પાછો માલ ફરે વેપારીરે; સખી મુંને તો નંદ-લાલ, મેલી વીસારીરે ॥ ૩ ॥ સખી ઘરઘર આનંદ ખેમ, આવી દીવાળીરે; સખી કહે બ્રહ્માનંદ નાવ્યા વનમાળીરે ॥ ૪ ॥ પદ ૫ ॥

સખી માગસર આવ્યો માવ, રહ્યા કેમ બેસીરે; સખી આ રતે નારી નાવ, નહાય જળ પેસીરે ॥૧॥ સખી ચમકી જોંને ટાઢ, ઉતર વા વાયારે; સખી મુજપર રાખી દાઝ, કેણે વલંબાયારે ॥૨॥ સખી જેમ જેમ વાજે શીત, કે તેમ તેમ દાઝુરે; સખી પીયા વિના આ-તુર કહું શું ઝાઝુરે; ॥૩॥ સખી મારી ગયા વહ બાણુ, તેણે તન ટળશેરે; સખી બ્રહ્માનંદનો પ્રાણુ, જીવન કેદી મળશેરે ॥૪॥ પદ ૬॥

સખી પોષ મહીને પીયુ, ન આવ્યા બેનારે; સખી જંપ ન થાય જીવન, કે રટના એનીરે ॥ ૧ ॥ સખી વીતી રુતુ હેમંત, શીશીર ચડી આવીરે; સખી કામણગારે કંથ, મુને વીસારીરે ॥ ૨ ॥ સખી આ રત ભુંણા મોય, ગન જાય મેલીરે, સખી તે રતે છાંડી સંગ, ગયા સાહેલીરે ॥ ૩ ॥ સખી જેમ જેમ વાજે શીત, વીરહ તેમ તાણેરે; સખી બ્રહ્માનંદનો મીત, ન આવ્યા એ ટાણેરે ॥ ૪ ॥ પદ ૭ ॥

સખી મહા મહીને મનમાંય, કે ધંખના લાગીરે; સખી ન આવ્યા જાદવરાય, કે સેજ સોહાગીરે ॥ ૧ ॥ સખી ચડી ચડા મેડી માળ, કે બેશું બારીરે; સખી પંથ નીહાળ નીહાળ, કે હું તો હારીરે ॥ ૨ ॥ સખી પાંચમે વાધી પ્રીત રહ્યો રંગ છાઇરે; સખી ઘર ઘર મંગળ ગીત, વસંત વધાઇરે ॥ ૩ ॥ સખી કરી કરી કલ્પાંત કે સુકી કાયારે; સખી બ્રહ્માનંદ કહે કંથ, ન તારી માયારે ॥ ૪ ॥ પદ ૮ ॥

સખી ફાગણ મહીને ફાગ, ખેલે નર નારીરે; સખી અંતર મારે આગ ન આવ્યા મોરારીરે ॥ ૧ ॥ સખી આનંદ ચરચે અંગ, કે કેસર ઘોળીરે; સખી પ્રીતમ પ્યારા સંગ, કે ખેલે હોળીરે ॥ ૨ ॥ સખી વેણુ મ્રદંગ વજાઇ, વસંત આલાપેરે; સખી પાસે નહીં જદુરાય, વીરહ સંતાપેરે ॥ ૩ ॥ સખી કામે કરી કરી રીસ, ઘાયલ મુને કીધીરે; સખી બ્રહ્માનંદને ઇશ, ખબર નવ લીધીરે ॥ ૪ ॥ પદ ૯ ॥

સખી ચૈતર મહીને ચીત, કે ધાખે મળવારે; સખી કુબજાએ બાંધી પ્રીત, ન દીધા વળવારે ॥ ૧ ॥ સખી નવપલ્લવ વનરાય, કે ફુલી ફાલીરે; સખી હું સુકી ગ્રહમાંય, સેજલડી ખાલીરે ॥ ૨ ॥ સખી સુંદર શામ સંગાથ ભણ્યાતા ભોગીરે; સખી નીરદય મારે નાથ, કીધા હવે જોગીરે ॥ ૩ ॥ સખી જોશી નીત્ય નીત્ય જોશ; જોઇ જોઇ હાર્યારે, સખી બ્રહ્માનંદ કહે શો દોષ, પીયુ ન પધાર્યારે ॥ ૪ ॥ પદ ૧૦ ॥

સખી વૈશાખે બળવીર કે ન આવ્યા સજનીરે; સખી દીલ થાય છે દલગીર, દીવસને રજનીરે ॥ ૧ ॥ સખી વીતી રુતુ વસંત ગ્રીષ્મ વેરાણીરે; સખી કોયલ શબ્દ કરંત, મધુરી વાણીરે ॥ ૨ ॥ સખી શોભીત સુગંધ અપાર, ફુલી ફુલવાડીરે; સખી ભ્રમર કરી ગુંજાર, કે દઝવે દહાડીરે ॥ ૩ ॥ સખી નીત્ય સેજ બણાવતા, પાકેરી કળીયેરે, સખી બ્રહ્માનંદનો નાથ, મળે તો મળીએરે ॥ ૪ ॥ પદ ૧૧ ॥

સખી જેઠ મહીને ઝાળ કે વ્રેહની વધારીરે; સખી ન આવ્યા દીનદયાળ, એઇ મન આધીરે ॥ ૧ ॥ સખી વાજેલું વીપરીત, બાહીર માંહી બાળીરે; સખી જીવાશે કેવી રીત, વીના વનમાળીરે ॥ ૨ ॥ સખી સમરૂં શ્વાસોશ્વાસ, મહા દુખ પામીરે; સખી થઇ ગયા બારે માસ, ન આવ્યા સ્વામીરે ॥ ૩ ॥ સખી બેઠી મારગ જોઇ, વીરહ તન છાયારે; સખી બ્રહ્માનંદ કહે કાંઇ, સંદેશો ન આવ્યોરે ॥ ૪ ॥ પદ ૧૨ ॥

સખી અધીક મહીને આશ, કે પુરી વાલેરે; સખી તનની સરવ ત્રાસ. ટાળી નંદલાલેરે ॥ ૧ ॥ સખી આવ્યો અતી આનંદ, કે વાન વધારયોરે; સખી ગુણવંતે ગોવીંદ, કે જન્મ સુધારયોરે ॥ ૨ ॥ સખી પુરી સરવે હામ, કે ભુજબળ ભીડીરે; સખી કીધી પુરણ કામ, કે દીધી બીડીરે ॥ ૩ ॥ સખી છેલ છબીલા સાથ, કે ખાંત્યે ખેલુંરે; હવે બ્રહ્માનંદનો નામ, પલક નહીં મેલુંરે ॥ ૪ ॥ પદ ૧૩ ॥ પુરા.

## પદ રાગ ગરબી મહીના મુક્તાનંદ.

વાટડી જોઉંછું રે વાલા, હજી કેમ ન આવ્યા નંદલાલારે ॥ વાટ. ટેકં॥ કારતકે કપટ વચન કહાવો, નમેરા નાથ ન વ્રજ આવો; મીથ્યા બોલા તોય મન ભાવોરે ॥ વાટ ૧ ॥ માગસરે મહા દુખમાં ગોપી,

રહી તન મન તમને સોંપી; તમ સારૂ લોક લાજ લોપીરે ॥ વાટ ૨ ॥ પોષે પલંગ રચ્યો પ્રીત્યે, રસીલા શું રમશું રસ રીત્યે; ભરોસે ભલ માર્યા સીતેરે ॥ વાટ ૩ ॥ માહે મોહ લાગ્યો અતી મુજને, શું કહીયે કરી નગણાના તુજને; ન લખીયો કાગળ સંગ દ્રીજનેરે ॥ વાટ ૪ ॥ ફાગણે વનવેલી ફુલી, કે તે પર ભમર રહ્યા ઝુલી; વાલમ વીના હું ભટકું ભુલીરે ॥ વાટ ૫ ॥ ચૈતરે ચીત શાંતી નાવે પીયુ વીના ભોજન નવ ભાવે; જાણું જે વાલો આ વેળે આવેરે ॥ વાટ ૬ ॥ વૈશાખે વાટ ઘણી જોઇને, ન લખીયો કાગળીઓ કોઇને; રહ્યા શું કુબજ્જામાં મોઇનેરે ॥ વાટ ૭ ॥ જેઠે જગત સઘળે જાણી, કીધી તમે કુબજ્જા પટરાણી; ભરો છો તેના પરવશ થઇ પાણીરે ॥ વાટ ૮ ॥ અષાડે આ રત ઘણી તનમાં, બપૈયા બોલે છે વનમાં; પીયુ પીયુ સુણી ઝુરૂ મનમાંરે ॥ વાટ ૯ ॥ શ્રાવણ સ્યામ વીના સુના, વુઠે ઘણું વાનલીયા ઉના; પીયુજી પરહસ્યાં કરી જુનાંરે ॥ વાટ ૧૦ ॥ ભાદરવે નવું નવું ભાવે, નગણાને મેહેર ન મન આવે; જાણુને કોણ કહી સમજાવેરે ॥ વાટ ૧૧ ॥ આશો માસ અનંગ બાણ મારે, એથી કોણ તમ વીના ઉગારે; કામનીનું કારજ કોણ સારેરે ॥ વાટ ૧૨ ॥ આવ્યા ઘરે બળવંત બહુનામી, હવે હું તો પુરણ સુખ પામી; મળ્યા મુક્તાનંદના સ્વામીરે ॥ વાટ ૧૩ ॥ પદ પુરૂં.

## પદ રાગ ગરબી મહીના.

સંદેશો સંભાળજો વાલા, સુંદરવર ધર્મતણા લાલા ॥ સંદે ॥ જેઠે જાણી પરહરીયા અમને, દયા જરી ન આવી હરી તમને; ઉધવ જઇ કેહેજો ત્રીકમને ॥ સંદે ૧ ॥ અષાડે ગયા મોહન મેલી, દીનાનાથ દુખ દરીયે ઠેલી, પ્રીતમ નહોતી કરવી પ્રીત પહેલી ॥ સંદે ॥ શ્રાવણ

માસ સરવડાયે વરસે, દરશન વીના જીવડલો તરસે; શું જાણું જે એમ હરી કરશે ॥ સંદે ૩ ॥ ભાદરવો વરસે ઘનઘોરરે, વીજળીયું કાળજડું કોરે; માધવ વીના મદન પીડે જોરે ॥ સંદે ૪ ॥ અશોએ મેલ્યા અવીનાશી, જીવનજી ન જોયું તપાસી; મોત વીના મારીયું નીજ દાસી ॥ સંદે ૫ ॥ કારતકે કંથ વીના નારી, વ્યાકુળ તન મદન પીડે ભારી; માછલી જેમ નીર થકી ન્યારી ॥ સંદે ૬ ॥ માગસરે મેલી શું કીધું, કહોને ઓલી શોકયે શું કીધું, તમારૂં શું રે અમે લીધું ॥ સંદે ૭ ॥ પોષ માસે પ્રાણજીવન મારા, પધાર્યા પ્રાણ લઈ પ્યારા વાલા શું સમજી થયા ન્યારા ॥ સંદે ૮ ॥ માયે હરી મળવાને આવો, તમે તો દીનબંધુ કહાવો; શું બાંધ્યો છે અબળાથી દાવો ॥ સંદે ૯ ॥ ફાગણ ફુલ્યો વનવેલી હોળી, રમે નરનારી રંગ ઢોળી; અમારે હઇયે બળે હોળી ॥ સંદે ૧૦ ॥ ચૈતરે ચીંતા થાય ભારી, ન આવ્યા કેમ નટવર ગીરધારી; વાલે મેલ્યાં શા વાંકે વીસારી ॥ સંદે ૧૧ ॥ વૈશાખે વાયદા કરી ગયા છે, અવધ ગણી ગણી પ્રાણ રહ્યા છે, હવે જાવા પ્રાણ તૈયાર થયા છે ॥ સંદે ૧૨ ॥ અધીક માસે અવીનાશી આવ્યા, પલંગપર પ્રીતે પધરાવ્યા; પ્રેમાનંદે મોતીડે વધાવ્યા ॥ સંદે ૧૩ ॥ પુરા.

## પદ રાગ ગરબી મહીના.

ધરમકુંવર કયારે આવશો, મન મળવાને ચહાય; મન મળવાને ચહાય, નાથ નમેરા કેમ થયા; આવો ત્રીભોવનરાય, આવો ત્રીભોવનરાય ॥ ધર્મ. ટેક ॥ જેઠે જીવનજી ચાલીયા, જઇ વશીયા પ્રદેશ; જઇ વશીયા પ્રદેશ, મોહનજીયે ન મેલીયો, મુંને કાંઇ સંદેહ, મુંને કાંઇ સંદેહ ॥ ધર્મ. ॥ બાર તપે રવી આકળો, મહી વીરહનો તાપ; મહી વીરહનો તાપ ॥ ધર્મ. ૧ ॥ અષાડ માસે ઉમંગી, આવ્યા મેઘ ઘન-

ઘોર; આવ્યા મેઘ ઘનઘોર, ગર્જ કરીને લાગ્યો વરસવા; ન આવ્યા ધર્મ કીશોર, ન આવ્યા ધર્મ કીશોર ॥ધર્મ॥ ગરજ સુંણી હરી સાંભરયા, ચીત વ્યાકુળ થાય; ચીત વ્યાકુળ થાય, શામ વિના ગમતું નથી; પલ જુગ સમ જાય, પલ જુગ સમ જાય ॥ધર્મ ૨॥ શ્રાવણ નાંખે સરવડાં, નદીયે નીર ભરાય; નદીયે નીર ભરાય, બપૈયા પીયુ પીયુ કરે; મોરા મોડ કળાય, મોરા મોડ કળાય ॥ ધર્મ. ॥ એ રતમાં અલબેલડા, મુંનીવર નાહો મીત, મુનીવર નાહો મીત, ઉનમત ગંગાના નીરને; કરો નાથ પુનીત, કરો નાથ પુનીત, ॥ધર્મ. ॥૩॥ ભાદરવામાં મુધરા, કરે ધન બહુ જોર; કરે ધન બહુ જોર, વીજલડી ચમકા કરે; કરે મોરાજી મોર, કરે મોરાજી મોર ॥ધર્મ.॥ શામ વીના હવે શું કરૂં, હઇયે દુખ દરીયાવ, હઇયે દુખ દરીયાવ, વિજળી કેમ પડતી નથી; ન આવ્યા મોહન માવ, ન આવ્યા મોહન માવ ॥ધર્મ. ॥૪॥ આસો માસે શ્રી હરી, દસરાનારે દન, દસરારે દન, ઘોડલા ખેલાવતા સાંભળી, દાઝે અબળાના તન, દાઝે અબળાના તન ॥ ધર્મ. ॥ દીવાળીના દનમાં, સરવે કરે કીલોલ, સરવે કરે કીલોલ, સાથ વિના મારે અંતરે; ઉડે છે અગનીની ઝાળ, ઉડે છે અગનીની ઝાળ ॥ધર્મ॥ ॥ ૫ ॥ કારતક માસે કૃશ્નજી, ન આવ્યા કમળાના કંથ; ન આવ્યા કમળાના કંથ, આવી ઉછવની એકાદશી; ભેળા મળીયા છે સંત, ભેળા મળીયા છે સંત ॥ધર્મ.॥ ઉછવ કરવા આવીયે, કરી મોહન મેરય, કરી મોહન મેરય, સંગ આવ્યા દેશો દેશના; વરતાળે શહેર, વરતાળે શહેર ॥ધર્મ. ॥૬॥ માગસર માસે માવજી, ન આવ્યા નાથ સોરંગ; ન આવ્યા નાથ સોરંગ; અંતર દુખવો દવ બળે; નવ ડસીયો ભો-રીંગ, નવ ડસીયો ભોરીંગ ॥ધર્મ.॥ એ રતમાં મારા નાથજી, સરવે શીતળ થાય; સરવે શીતળ થાય, શામ વિના મારે અંતરે, તન તાપ

ન માય, તન તાપ ન માય ॥ધર્મ. ૭॥ પોષે તે પ્રીતમ નાવીયા, શીતલ સો છે તન, શીત સોછે છે તન; પીયુ વસ્યા પરદેશડે; દુખે વીતે છે દન, દુખે વીતે છે દન ॥મર્ધ.॥ વાલા વીના નીજ દીલનું, દુખ કેને કહેવાય; દુખ કેને કહેવાય, અંતરજામી આવીને; મારી કરજ્જે સંભાળ, મારી કરજ્જે સંભાળ ॥ધર્મ. ૮॥ મહા મહીને મારા ચીતમાં નથી રહેતીરે ધીર; નથી રહેતીરે ધીર, વસંત વધાવાને સહુ મળ્યાં, ના આવ્યા શામ શરીર, ના આવ્યા શામ શરીર ॥ધર્મ.॥ વસંત રમેરે હરી હેતથી, છાંટે રંગ ગુલાલ, છાંટે રંગ ગુલાલ, રસબસતા જોઈ નાથરે; વાધે અતીશેરે વાલ, વાધે અતીશેરે વાલ ॥ધર્મ. ૯॥ ફાગણ ફુલે ફુલીયો, સરવે ગાય છે ફાગ, સરવે ગાય છે ફાગ, વાલા વીનારે શું જીવવું, ભુમી દે નહીં માગ, ભુમી દે નહીં માગ ॥ધર્મ.॥ નર નારીરે હોળી રમે, છાંટે કેસર રંગ, છાંટે કેસર રંગ, તેરે જોઈ મારે અંતરે નથી રહેતો ઉમંગ, નથી રહેતો ઉમંગ ॥ધર્મ.॥૧૦॥ ચૈતર માસે ચીતમાં, ઘણી ચીંતારે થાય; ઘણી ચીંતારે થાય, વ્રજ થઈરે મારી છાતડી, ફાટે નહીં લગાર ॥ધર્મ.॥ રામ નવમી રળીયામણી, નીજ જનમના દન, નીજ જનમના દન, આવો જમાડી મંગળ કરૂં પેહેરો વસ્ત્ર નવીન; પેહેરો વસ્ત્ર નવીન ॥ધર્મ ૧૧ ॥ વૈશાખે વન મોરીયા; મોરા આંબા અશોક, મોરા આંબા અશોક, કોયલડી કરે ટહુકડા, સુણી થાય બહુ શોક, શુણી થાય બહુ શોક ॥ ધર્મ. ॥ એ રતમાં મારા વાલમા, આવો મળીયે હો નાથ; આવો મળીયે હો નાથ, દુખીયા જાણી નીજ દાસને; આવી ઝાલોને હાથ, આવી ઝાલોને હાથ ॥ ધર્મ. ૧૨ ॥ બારે માસ પુરા થયા, આવ્યો અધીક માસ; આવ્યો અધીક માસ, વાટ જોઇ જોઇ હારીયા, ન આવ્યા કમળા નીવાસ, ન આવ્યા કમળા નીવાસ ॥ધર્મ.॥ અરજી સુણીને

ઘનશામજી, આવો આનંદ કંદ; આવો આનંદ કંદ; કર જોડીને વિનતી કરે; મંજુકેશારેનંદ. મંજુકેશારેનંદ ॥ ધર્મ. ॥ ૧૩ ॥

## પદ રાગ ગરબી.

અરજ કરેછે અબળા તે ઉર ધારોરે વાલાજી, વાલ પણું વાલમજી મા વીસારોરે વાલાજી, પડવે મારા પ્રાણ લઇને પધાર્યારે વાલાજી, મને રડતી મેલી ન રહ્યાં કોઇના વારયા મારા વાલાજી ॥૧॥ બીજે કયાં જઈ વશીયા રંગના રશીયારે વાલાજી, ઉદે થયા આવીને ગોકુળ વશીયા મારા વાલાજી ॥ ૨ ॥ ત્રીજે તમને જોવાને જીવનરે વાલાજી, આકુળ વ્યાકુળ થાય છે મારૂ મન મારા વાલાજી ॥ ॥ ૩ ॥ ચોથે તમને ચારે દશે જોઉરે વાલાજી, વ્રેહેની મારી વ્યાકુળ થઇને રોઉ મારા વાલાજી ॥ ૪ ॥ પાંચમે પધારો મારે ઘરેરે વાલાજી, અબળા ઉપર રાખો કોઇક મેર મારા વાલાજી ॥ ૫ ॥ છઠે આવો છેલા છોગલા મેલીરે વાલાજી; જોવા સારૂ તલખે સઉ સાહેલી મારા વાલાજી ॥ ૬ ॥ સાતમે આવો તો શોભા કરીયેરે વાલાજી, હાર પેરાવી સુંદર છોગલા ધરીયે મારા વાલાજી ॥ ૭ ॥ આઠમે આવોને પ્રાણુ આવોને પ્રાણુ આધારરે વાલાજી, કાંઇ કરૂણા રાખો કેસરના અસ્વાર મારા વાલાજી ॥ ૮ ॥ નોમે નવલા નેહ વધારો આવીરે વાલાજી; સુખ આપો શામળીયાજી બોલાવી મારા વાલાજી ॥ ૯ ॥ દશમે દુખીયા કીધા નરનારીરે વાલાજી, આ કયાંથી આવી પુતના સમ હત્યારી મારા વાલાજી, ॥ ૧૦ ॥ એકાદશીનો ઉછવ આવ્યો આજરે વાલાજી, આવો મુની મંડળને દરશન દેવા કાજ મારા વાલાજી ॥ ૧૧ ॥ બારસે બહુ ભાતે કરયા મેં થાળરે વાલાજી, તમે જમવા સારૂ આવો દીનદયાળ મારા વાલાજી ॥ ૧૨ ॥

તેરસે તમ કાજે ઢોલીયો ઢાળીરે વાલાજી, વાટલડી જોઉં છું ચોક વાળી મારા વાલાજી ॥૧૩॥ ચૌદસે મને ચીંતા થાય છે ભારીરે વાલાજી, હરી નવ આવ્યા મને સેવા કેવી સારી મારા વાલાજી ॥૧૪॥ પુનમે પધારો પુરણ ચંદરે વાલાજી, વદન વીલોકી સઉ પામે આનંદ મારા વાલાજી ॥૧૫॥ મનના મનોરથ કરજો મારા પુરારે વાલાજી, નીજ જનના કારજ કરવા છો સુરા મારા વાલાજી, ॥૧૬॥ તીથીયો ગાઇને પ્રેમાનંદ એ માગરે વાલાજી, રહો સહજાનંદ આંખડલીની આગે મારા વાલાજી ॥ ૧૭ ॥

## પદ રાગ ગરબી, દાણ લીલા,

ગોરસ લઇ ગોપીકા, ચાલી વેચવા કાજે, આડ બાંધ્યો આવીને વચમાં વ્રજરાજે ॥ ૧ ॥ મટુકી લીધી માથડે, ચાલી મહીવાળી; ઓચીંતા ના આવીઆ, વનમેં વનમાળી ॥૨॥ મારગ રોકોમાં માવ-જી, આડા ઉભા છો આવી, આવ ઓરી મૈયારડી, એમ કહીને બોલાવી ॥૩॥ મહીડુ તારૂ અમે લુંટશું; ઉભી રહે મહીયારી, સાચુ જાણે તું સુંદરી,. લેશું રીત અમારી ॥૪॥ જાવા દીયોને જાદવા, વાટે રોકો માં વહેતાં; અમે મલાજો રાખીએ, સમ સામું કહેતાં ॥ ૫ ॥ સમ-જ્યા વિના નવ ઝાલીએ, પરનારીનો છેડો; પ્રહ્લાનંદ કહે રહોને વેગળા, મેલી દઇને કેડો ॥ ૬ ॥ પદ. ૧ ॥

કેડો અમે કેમ મેલીએ, રિત લાગે તે લેશું; દાણ લીધા વિના સુંદરી, જાવા નહીં દેશું ॥૧॥ જોબન ધનના જોરથી થઇ છો મસ્તા-ની, દાહડી ચોરી મારૂ દાણલું, જાતિતિ છાની ॥૨॥ આજ મળી છો એકલી, મટુકી લઇ મેલું, દાણ અમારૂં ચોરતાં, શું જાણ્યુતું પેહેલું ॥૩॥ કોરે રહેજો કાનજી, જોયા જેવું થાશે; રહીએ રાજાના રાજમાં,

લુંટી નહી લેવાશે ॥૪॥ મુખડું સભાળીને બોલીએ, મકરો જોરા જોરી; દીઠા વિના નવ નાંખીએ, કોઇ ઉપર ચોરી ॥ ૫ ॥ દુરીજન લોકડાં દેખશે થાશે નામ ચુંટાળું; બ્રહ્માનંદ કહે વાલમજી, મહી ટાંક ન આલું ॥ ૬ ॥ પદ. ૨ ॥

ટાંકે લેવું નથી હવે, મટુકી લેવી બાંધી; ઉભી રહે અલબેલડી, આજ ખોળતાં લીધી ॥૧॥ તું તો કેને નથી નમતી, મરમાળી મનમાં; ઉપર પ્રગટ દેખાય છે, કાંઇ તારા તનમાં ॥૨॥ બીક દેખાડેછે કંસની, તું ભરાણી છે બળમાં; કુડા બોલી કામની, બોલેછે છળમાં ॥૩॥ રહો રહો હું તમને ઓળખું, હમણાં થયા દાણી, એવું બોલો છો આકરૂં, કાના શું જાણી ॥૪॥ અમને તે હલકાં દીઠલાં. તમે લક્ષણના ભારી; રસીયાજી નવ રોકીએ, વનમેં પરનારી ॥૫॥ કુડા બોલી હું કામની, તમે સાચનું ગાડું; બ્રહ્માનંદ વઢવા જેવું શીદ બોલોછો આડું ॥૬॥ પદ ૩ ॥

આડું કાંએ નથી બોલતો, દેને દાણ તું મારૂં નહી તો વિખાશે વાટમેં, મહી માટલું તારૂં ॥૧॥ ગરવ ભરી તું ગુજરી જોબનની માતી; દાડી દાડી સૌ દેખતાં, દાણ ચોરીને જાતી ॥૨॥ કહેજે તું જઇને કંસને, દાણ લાગે તે દેને; મોવડ આવે માનની, વેલી દળ લઇને ॥૩॥ કરીયે નહી ઝાઝી કાનજી, પરનારીની હાંસી; બળતો તમારૂં જાણીયે. આવ્યા છો નાસી! ॥૪॥ દાડી અમે અહીં ચાલીયે. દાણ કે દીન દીધું ખોશોમાં ઠાલી આબરૂ, કહીએ છીએ સીધુ ॥૫॥ લાડકવાયા લાલજી, એક ફેલમાં બોલો; બ્રહ્માનંદ કહે જોરાવરી, શીદ બાઝતા ડોલો, ॥૬॥ પદ ૪ ॥

મુજને અચંબો થાય છે, તુ દિઠામેં છોટી; સાચુ બોલે કોણે શિખવી, આવી વાતું મોટી ॥ ૧ ॥ મહીની મટુકી ઉતારીને, અહીં આવને ઓરી; નાનીજ વયમેં નાર તું, શિખી દાણુની ચોરી ॥૨॥ આવાં રૂડાં આજથી, તુમાં લક્ષણુ ભારી, માન ઉતારીશ માનની, ધિરીરે ધુતારી ॥૩॥ નારી રૂપાળી જોઇને, ઘેલા થાઓમાં ગિરધારી; મોંઘી છે જો માવજી, મહીડાની ગોળી ॥ ૪ ॥ ધુતી કહીને મુજને, તમે મેણુલું દીધું; કોને તમારૂં કાનજી અમે ધુતી ધુતીશું લીધું ॥૫॥ લાજ ખોશો તમે લાલજી, માણુસમેં મારી; બ્રહ્માનંદ કહે અમે જાણુતા, તમને બ્રહ્મચારી ॥૬॥ પદ ૫॥

મન મસ્તાની માનની, ડાહાપણુ મેં ડોલો; મુજને મોહ પમાડવા મીઠુંમીઠું બોલો ॥ ૧ ॥ ડાહાપણુ મેં ડોલો; મુજને મોહ પમાડવા, નહી તો આ ઘડીએ ફુટશે, મહી માટલું તારૂં ॥૨॥ એકલા વનમે આથડે, છે કોની છોડી રૂપ ઘણું તારા અંગમાં લજ્યા તો થોડી ॥ ૩ ॥ કોણુ છે છોરા કુડીઆ, એવું બોલછ આવી, આવી તે વાતુ તુજને; કોણે શિખાવી ॥ ૪ ॥ રહું છું રાજાના રાજમાં, મુજને કોણ લુટે, સમજીને રહેજે વેગળો, મટુકી નહી ફુટે ॥ ૫ ॥ તું તે દાણી આ વાટના અમે સાંભલ્યું નહોતું; બ્રહ્માનંદ કહે ધરનંદનું, જાશે ઓસરી સોતું ॥ ૬ ॥

બહુ એલીથામાં બોલકી હું તુજને કહુંછું; માનુની તારા મણુલાં; કાંઇવારનો સૌ છું ॥ ૧ ॥ તોર ઘણો દરબારનો મનમેં મહીવાળી, ઠગ વિઘા તુજમાં ઘણી, તારી આંખ ઠગારી ॥ ૨ ॥ બાર વરસની બાળકી ચોરીમે સુરી; કાચું નથી કોઇ વાતનું, લક્ષણુની પુરી ॥ ૩ ॥ નાના સરખા નંદના, છેટે રહેજે છોરા; છેલ થયો

તુંને જાણીએ, ઘાલી ફુલના તોરા ॥ ૪ ॥ કુડા બોલા કાનુડા; મુથી વેગળો રહેજે, તુજ સરીખી હોય નીર્લજી, તેને જઇ કહેજે ॥ ૫ ॥ ઉભો રહે અલબેલડા, કરશું તુંને રાજી; બ્રહ્માનંદ કહે મહી નહીં જડે જડશે ગાળો ઝાઝી ॥ ૬ ॥ પદ ૭ ॥

છેલછબીલે સાંભળી; વિનતાની વાણી રીસ ચડી વ્રજરાજને; મસ્તાની જાણી ॥ ૧ ॥ જોર કરીને જાદવે, મહી મટુકી ઉતારી, મોહનજી મહી લુટીયું, જોઇ રહી મૈયારી ॥ ૨ ॥ કોડીલે વર કહાનજી, મન ગમતું કીધું; મહી મટુકી માંહીથી, પોતે પુરણ પીધું ॥ ૩ ॥ પાયું પછે સરવે સાથને, મનવાર કરીને; ઘેલે થઈ ગોવાળીએ પીધું પેટ ભરીને ॥ ૪ ॥ બીજું તે ઢોળી નાખીયું, મહી મટુકી ફોડી; ફાડી તે નવ રંગ ચુંદડી, વળી બાંહી મરોડી ॥ ૫ ॥ મનમેં રીસાણી માનની, કાંઇ દાવ ન લાગે; બ્રહ્માનંદ કહે રાવે ગઇ, જશોદાને આગે ॥ ૬ ॥ પદ ૮ ॥

સાંભળો જશોદા ચીત દઇ, તારા પુત્રની વાતું; મૈયારીને લુટવા, બાંધી બેઠો છે ભાતું ॥ ૧ ॥ આજ સવારે એકલી, માથે હેલ ચડાવી; મથુરામાં મહી વેચવા જાતીતી હું માડી ॥ ૨ ॥ વંદ્રાવનની વાટમેં, જાતા મુને જાણી; આવીને મારગ રોકીયો, મુખ બોલી ગાળી ॥ ૩ ॥ દાણુ અમારૂં ચોરીયું ઉભા રહે મહીયારી; એમ કહીને જોરાવરી, મહી મટુકી ઉતારી ॥ ૪ ॥ સરવે લજ્યા લોકની, તારે દીકરે લાગી; પાલવ મારો ફાડીયો, મહી માટલી ભાગી ॥ ૫ ॥ નખ લગાડયો છાતીએ, ઝાઝું શું કહીએ; બ્રહ્માનંદ કે એના દુખથી, કહોને ક્યાં જઇ રહીએ ॥ ૬ ॥ પદ ૯ ॥

વતા રોકે છે વાટમેં, આવી જેમ તેમ બોલે વનમેં પગેરા બોલતો, નીત્ય કેડે ડોલે ॥ ૧ ॥ લજ્યા ખોઇ મારી લોકમેં, કીધી મુને ચાવી; છોટો સરખો છોકરો, આણું નાખે છે આવી ॥ ૨ ॥ કાયર અમને કીધલાં, જશોદા તારે છઇયે; કેમ કરી ગોકુળ ગામમેં, ઘર માંડી ને રહીએ ॥ ૩ ॥ વનમેં દીઠી મુને એકલી, આડો આવ્યો દોડી, ફાડી નવરંગ ચુંદડી, કસ કંચુની તોડી ॥ ૪ ॥ મુજ પાસે જોરાવરી, દાણ દહીનું માગ્યું; ના ના કરતાં નીર્લજે, મહી માટલું ભાંગ્યું ॥ ૫ ॥ લાડકવાઓ લાલને, આવો કેમ કીધો; બ્રહ્માનંદ કહે એને આજથી, તમે રાખજ્યો સીધો ॥ ૬ ॥ પદ ૧૦ ॥

સાંજે આવ્યા ઘેર શામળા, મુખ મોરલી વાત; ખોળે બેસારીને ખાંતથી, એમ પુછેછે માત ॥ ૧ ॥ કાના તુને શી પડી, આવી ટેવ અટારી; વનમેં મારગ ચાલતાં, લુંટે પરનારી ॥ ૨ ॥ આજથી રૂડુ આદર્યું, આ કામ તેં આવું દાડી લાવછ દીકર્યા, લોકડીઆની રાવું ॥ ૩ ॥ ગાયું ચારીને જીવીએ, આપડે નઇ રાજા; લાડકડા નવ લાવીએ, ઘેર ઓળંભાં ઝાઝા ॥ ૪ ॥ આજથી તારી આબરૂ, થાશે લોકમાં થોડી; કેને તુંને કુણ આપશે, પરણુવાને છોડી ॥ ૫ ॥ બ્રહ્માનંદના વાલમા, રૂડાં કામ છે તારાં મહીયારીનાં માટલા, ફોડે સાંઝ સવાર ॥ ૬ ॥ પદ ૧૧ ॥

મુખથી બોલ્યા માવજી, અતી સુંદર વાણીવાણું દે છે ગ્વાલણી નાનો મુજને જાણી ॥ ૧ ॥ કુડું કાંઇ નથી બોલતો, માનો સાચું માડી; વનમેં આવી વીનતા, મુને ખીજવે દાડી ॥ ૨ ॥ .મરમ કરી કર માંહીથી, લીએ મોરલી ઝુંટી મીઠું બોલે મુખથી, ભરે આવીને ચુંટી ॥ ૩ ॥ મચ્છળ ભરી મહીયારડી, મસ્તાની ડોલો; વનમેં દેખી એકલો, મુંને ગાળ્યું બોલે ॥ ૪ ॥ સરવે મળીને સુંદરી, કરે ચેકડી

મારી; ગુજરી ગોકુળ ગામની છે નિર્લજ નારી ॥ ૫ ॥ બ્રહ્માનંદકે લીધાં વારણાં જશોદાએ ઉઠી; સાચો ઠેરયા શામળો, થઇ ગોવાલણી જુઠી ॥ ૬ ॥ પદ ॥ ૧૨ ॥ પુરા ॥

## પદ રાગ ગરબી.

જાવા દેનેરે જાવાદેને, કાના ગાળુ બોલછ આવી કેનેરે ॥ જાવા ૧ ॥ અમે કંસ તણાં મહીઆરાં, માટે રોકયાં ન રહીએ તારાંરે ॥ ॥ જાવા ॥ ૨ ॥ વાટે દુધ દહીંનું રૂાણુ તેવું, જોજે થાશે એમાંથી જોયા જેવુંરે ॥ જાવા ॥ ૩ ॥ તારે લુંટી લીધાના પડયા હેવા, સારી પેઠે કરીશ તારી સેવારે ॥ જાવા ॥ ૪ ॥ બ્રહ્માનંદ કહે ઘણા દિ અમે સાંખ્યું, નથી બીતી જોઇને તારી આંખ્યુંરે ॥ જાવા ॥૫॥ પદ ૧ ॥

દાણુ દેનેરે દાણુ દેને તારો રાજા હોયતો લાવ્ય તેનેરે ॥ દાણુ ૧ ॥ આ વાટે અમારૂ દાણુ લાગે જુની રીત હોય તે નહીં ભાગેરે ॥ દાણુ ૨ ॥ દાડી ચોરી ચોરીને દાણુ જાતી, આજ શીતળ કરિશ તારી છાતીરે ॥ દાણુ ૩ ॥ હવે ઝાઝે દાડે તું હાથ આવી, એલી ચોરી થઇ છે તારી ચાવીરે ॥ દાણુ ૪ ॥ બ્રહ્માનંદ કહે મહી દઇને જાને વુંઠી, શીદ ચુંદડી ફડાવેછે ગુંઠીરે ॥ દાણુ ૫ ॥ પદ ૨ ॥

તને જાણુંરે તને જાણું શાને કાજે કરછ ધીંગાણુંરે ॥તને ૧ ॥ તું તો નંદ મહરનો છોરો, હાલો રાજા થયાનો હિચોળોરે ॥ તને ૨ ॥ કોણે રાજગાદીનું ટિલું દિધું, તારે બાપે કેદાડે દાણુ લીધુંરે ॥ તને ॥ ૩ ॥ આ પડવાસ રાજાને સૌ રહીયે, તેમાં નાનું મોટું કેને કહીયેરે ॥ તને ૪ ॥ બ્રહ્માનંદ કહે લક્ષણ તારાં આવાં, થાશે નંદ જશોદા જગ ચાવારે ॥ તને ૫ ॥ પદ ૩ ॥

મહિવારે મહિ નાળી, મુખ બોલે તું વેણુ સંભાળીરે ॥ મહી ૧ ॥ તારી બોલી જણાયછે તીખી, કેદી રીત રાજાની એવી શીખીરે ॥ મહી ૨ ॥ જાણે ગોકુળ ગામના રાજા, તારા બાપ જેવા તે લોક ઝાઝારે ॥ મહી ॥ ૩ ॥ અમે આદ્ય જગતના દાણી, એવું અવળું બોલછ તે શું જાણીરે ॥ મહી ૪ ॥ બ્રહ્માનંદ કહે થઇછું મદમાતી, તારે મોઘો ચાલછે મરડાતીરે ॥ મહી ૫ ॥ પદ ૪ ॥

દુર રહીએ દુર રહીએ, એવી વાતે ફજેત કાના થઇએરે ॥ દુર ૧ ॥ અમે રાજાપણું તમારૂં જાણ્યું, ગાયો વાંસે ફરોછો ખાવ છો ગાળુરે ॥ દુર ૨ ॥ કેદી બાપ તમારે લોક ધાર્યા, આજ સુધી પ્યારાં ઢોર ચાર્યારે ॥ દુર ॥ ૩ ॥ હમણે થયું છે ફુઝાણું ઘેર મારે, તે જોઇને ફાટી છે આંખ તારીરે ॥ દુર ૪ ॥ બ્રહ્માનંદ કહે અમથાં ખોટી થાઓ, ખુબદાણ સાટે તે ગાળો ખાશોરે ॥દુર ૫॥ પદ ૫ ॥

કજીઆળીરે કજીઆળી, કેવા વેણ લાવે છે ટાળી ટાળીરે ॥ કજી. ૧ ॥ વઢવાડ કર્યાની વાત લાવે, એવે વેણે તે રીસ કેને નાવેરે ॥ કજી. ૨ ॥ અમે રાજા આહેરની તું છોડી, સમુ બોલ નાખીશ માટ ફોડીરે ॥ કજી. ૩ ॥ મસ્તાની થઇછું છાસ પાને, ત્યારે કરછ હુંકારા નંદજીનેરે ॥ કજી. ૪ ॥ બ્રહ્માનંદ કહે ધીરી રહે સારૂં થાશે, તું સોતી મટુકા તારી જાશેરે ॥ કજી. ૫ ॥ પદ ૬ ॥

ખોટી થામાંરે ખોટી થામાં કાના મગને ભરોસે મરી ખામાંરે ॥ ॥ ખોટી ૧ ॥ મુને છાશ પીતાં તેં કેદી ભાળી; ત્યારે કેદી સોનાની આવે થાળીરે ॥ ખોટી ॥ ૨ ॥ તારા ડરથી હું નથી ડરતી, નથી જાત અમારી તુંથી નરસીરે ॥ ખોટી ૩॥ પરનારીને કેડે નવ પડીયે, એમાંથી તે ચોવટે ચડીએરે ॥ ખોટી ૪ ॥ બ્રહ્માનંદ કહે ન કરીએ ઠાલી વાતું, હોય રીત જુની તો કાડ ખાતુંરે ॥ ખોટી ૫ ॥ પદ ૭ ॥

હરી રીજ્યારે હરી રીજ્યા. ભાળી ભાવ ગોપીનો પ્રેમ ભીજ્યારે હરી ૧ ॥ હસી બોલ્યા સલુણો ગોપી સાથે, હેતે મટુકી ઉતારી લીધી હાથેરે ॥હરી ૨ ॥ જેને જગનું હોમ્યું નવ ભાવે, તેને ગોપી પુરણ મહી પાપેરે ॥ હરી ૩ ॥ પોતે પીધું બીજાને પાયું પ્રીતે, રાજી કીધી ગોપીને રૂડી રીતેરે ॥ હરી ૪ ॥ બ્રહ્માનંદના વાલાની લીલા એવી હરીજનને અમ્રતરસ જેવીરે ॥ હરી ૫ પદ ૮ ॥

## પદ રાગ સોરઠ.

એક સમે હરી વનમાં ઉભા વેણુ વાયરે લઈ મટુકી ગોપીકા મહી વેચવા જાયરે ॥ઉભા. ટેક.॥ બેઉને તે મેળાપ થયો વનમાં એકાંતેરે, ગોપીકા સાથે ગુંજ્ય કરી ખાંતીલે ખાંતેરે ॥ઉભા. ૧॥ રસભરી રંગ રાડ થઇ વંદ્રાવનની વાટેરે, રાધીકાને રોકી રહ્યા હરી દાણને માટેરે ॥ઉભ. ૨॥ રોપ ભરાણી રાધીકા બોલી વેણ અટારરે, તે માટે મારે નાથજી માર્યાં મેણલાં સારારે ઉભા. ૩॥ સામસામા સંવાદ થયો એકાંત ઠેકાણેરે. એ લડાઇની વાત બ્રહ્માનંદ જાણેરે ॥ ઉભા. ૪ ॥ પદ ૧, ॥

પુછું હું તુને પ્રેમદા શું છે નામ તારૂંરે, ચોરટી નારી તે ચોર્યું છે દાણ હમારૂંરે ॥શું છે. ટેક ॥ તું ગોવળાની મદની માતી ચોરી જાતી દાણ, મહી લીધા વીના આજ મેલું તો નંદબાવાની આણ ॥શું છે. ૧॥ આવ ગોરી તુને કહું છું ગોરી ચોરી આવી શીશ, કુડા બોલી કેમ કરે છે રીતની વાતે રીશ ॥ શું છે ૨॥ તું ધુતારી નાર ઠગારી જાણું તારાં કામ, આજ ઘણે દહાડે હાથ આવી તે હું મનની પુરીશ હામ ॥ શું છે. ૩॥ ગામનીરે તલ ગુજરી તારે આવડો શો અહંકાર, બ્રહ્માનંદ કહે વાર લાગે છે મહીનું માટ ઉતારા શું છે૪॥પદ૨॥

નિર્લજ છોરા નંદના હુંથી દુર રહેજેરે, મુખમાંથી તું વેણુ અલ્યા સમજીને કહેજેરે ॥હુંથી. ટેક॥ નંદરાજા કેદી થયો એની કોણુ માને છે આંણુ, આહીરના છોરાને અલ્યા શી પાંતીનું દાણુ ॥હુંથી. ૧॥ ઝાઝું બોલી શું જણાવે છે પોતે પોતાનું માપ, કોને અલ્યા ચોરટી કહે છે ચોર તું તે તારો બાપ ॥હુંથી. ૨॥ સારી પેઠે હું તુજને જાણું જાણું છું તારી જાત, આજ પછી જો એમ કહ્યું તો જાણીશ તારી વાત ॥હુંથી. ૩॥ પારકે ઘેર પેટ ભરે છે પેટ વડાઆની પેર, બ્રહ્માનંદ કહે ચોરવા જેવું શું છે તારે ઘેર ॥હુંથી, ૪॥ પદ ૩ ॥

ધીરી રહે ધુતારડી હવે જાઇશ મેલીરે, વાટે જાતાં વનમાં મળી છું આજ એકલીરે ॥હવે, ટેક.॥ નંદઆવાની નીંદા કીધી તે કે બીજી કોય, એ ગુન્હામાં રોળ કરૂં તે તું તે ઉભી જોય ॥ હવે. ૧॥ હું તે રાજા આજ જુગાદી લઇશ દાણુ નચીંત, તું શું જાણે ગુજારી ઘેલી રાજદુવારની રીત ॥હવે. ૨॥ આસુદાણુના ધણી અમે છીએ દેશપતી દેસોત, દાણુ ચોરીમાં તુજને રાખીશ મહી મટુકી સોત ॥હવે. ૩॥ મદની માતી શું મરડાયે છે શું હલાવે છે ડોક, બ્રહ્માનંદ કહે મેલ વડાઇ બાપ તારો મારો લોક ॥હવે. ૪॥ પદ. ૪॥

કોણુ છે છોરા જાતનો બોલે વાત આવીરે, હાથ આવ્યો તો હમણાં આપીશ દાણુ ચુકવીરે ॥બોલે. ટેક.॥ હું બેટી ભ્રખુભાણુની કહાવું તારો મારે શું ભાર, કંસના રાજમાં નંદ સરીખા હશે લાખ હજાર ॥ બોલે. ૧॥ દાણુ શોભે દરબારને ઘેલા જેને ઘેર રાજ તુ ગોકુળમાં ગાયું ચારી કરે પોતાનું કાજ ॥બોલે. ૨॥ શીદ જોઇએ અલ્યા નંદના છોરા તારે આવડી તાણુ, મથુરાંથી નાસી આવ્યો આહીં માગવા લાગ્યો દાણુ ॥બોલે. ૩॥ રહે પોતાની રીતમાં પાધરો જાણું છું તારી વાત, બ્રહ્માનંદ કહે મોટો થાશે એમાંથી ઉતપાત ॥બોલે. ૪ ॥ પદ ૫ ॥

જોર વધ્યું તારૂં ગુજરી તું તો બળે ભરાણીરે, હું ઝાઝુ કહેતો નથી મારી રૈયત જાણીરે ॥ તુંતો. ટેક. ॥ છકી ગઇ તું છાશની પીતલ સુદ્ધી થોડીરે, રાજની રીતમાં તું શું જાણે લોકની છોડીરે ॥તુંતો. ૧॥ મનમાં તારે માનીની ઝાઝો દોલતનો છે દોર, આજ તારા હું આ ઠેકાણે કરીશ પુરા કોડ ॥ તુંતો. ૨ ॥ મોટા સાથે માન ન રાખીએ રહેવું જેની છાંય, કંસનો હું વંશ કહાડીશ થોડાક દહાડા માંય. ॥ તુંતો ૩ ॥ બળમાં અલી શું બોલે છે ફાટે મોઢે ફેલ, બ્રહ્માનંદ કેદી થયો અલી તારો બાપ પટેલ ॥ તુંતો ૪ ॥ પદ ૬ ॥

જા તું સુદો પાધરો આવું શાને બોલેરે, નંદના ઘરનું કામ મેલી સાને રમતો ડોલેરે ॥ આવું ॥ ટેક ॥ હું તો પીતલ છાસની ત્યારે તારે ઘેરે બહુ દુધ, ઠામ ઠેકાણા વોણો તુંતો તે તુને નહીં સુધ ॥ આવું ૧ ॥ વાતની વાતમાં વારીએ નહીં એલ્યા ઝાઝુ બોલી વેર, અમને શું ઓશીઆળ બતાવે છે તું મોટો તારે ઘેર ॥ આવું ૨ ॥ હું તો છોડી લોકની ત્યારે તું ક્યાંનો ભુપાળ, સમજી રેહેને સૌ જાણે તું ગાયોનો ગોવાળ ॥ આવું ૩ ॥ મારા બાપને ઘેર પટેલી દીધી છે દરબાર, બ્રહ્માનંદ કહે એ સાથે તારે એવડો સો તે. ખાર ॥ આવું ૪ ॥ પદ ૭ ॥

બોલમાં ઝાઝુ બોલકી મુથી નહીં ખમાયરે, છેડ કરતાં રીસ કરી તો નહીં સમાયરે ॥ મુથી ॥ ટેક ॥ આંખનો ચાળો ઓર તરેહનો ચંચળ તારૂં અંગ, મુખથી ઉપર મરડમાં બોલે છે ચિતનો બીજો રંગ ॥ મુથી ૧ ॥ દેને ગોરી દાણ અમારૂ ચોવટનું શું કામ એમાંથી તો એવું થાશે જાણશે બધું ગામ ॥ મુથી ૨ ॥ દુધનું મેણું તે દીધું મારે ચિતમાં લાગી ચોટ, ગાયો દુઝે નવ લાખ જેને

ઘેર તેને શાની ખોટ ॥ મુથી ૩ ॥ તેં ધુતી સબ જગને ધુત્યો હુન્નર કરી હજાર, બ્રહ્માનંદ કહે મુજને ધુતતાં લાગશે તુને વાર. ॥ મુથી ૪ ॥ પદ ૮ ॥

રેરે છોરા નિર્લજ તું તો ખાઇશ ગાલુરે, કેમ મારે તું ઉપર નાંખે છે અમથી બાળુરે ॥ તુંતો ॥ ટેક ॥ સીદ જોયું મારી આંખી-આ સામું સીદ જોયું મારૂં અંગ, બીજામાં તો ખોટ કહાડે પણ ન મળે તારો ઢંગ ॥ તુંતો ૧ ॥ ગાયો જોઇને ગર્વ ભરાણો, લોકની મેલી બીક, આંખડી તારી મુને ખુટી તારા ચિતનું ન મળે ઠીક ॥ તુંતો ૨ ॥ નહીં તારે ઘેર દેશ દીવાની નહીં તારે ઘેર રાજ, કારમો તું દાણી થયો દાણ માગતાં નાવે લાજ ॥ તુંતો ૩ ॥ આ ગાયો તો નંદ આહીરની ના આવે તારે હાથ, બ્રહ્માનંદ કહે મથુરાથી તું શું લાવ્યો તો સાથ ॥ તુંતો ૪॥ પદ ૯ ॥

કેમ બોલ્હી તું માનની દીસે નિર્લજ નારીરે, હજી તો તારા મનમાં દીસે આમળો ભારીરે ॥ દીસે ॥ ટેક ॥ તુને ઝાઝું શું કહીએ તારે લાજ મળે નહીં લેશ, એકલી જોને વનમાં આવી સિસ સમારી કેસ ॥ દિસે ૧ ॥ છે કુમારીનો પ્રાક્રમ ભારી ઓળખી મે તુંને આજ મહીનું મીસ લેઇ નીકળી તું તો કરવા બીજું કાજ ॥ દિસે ૨ ॥ રીત મારી તો હું નહીં મેલું કર તું કોટી ઉપાય, દાણ હમારૂં દીધા પછે મન માને ત્યાં જાય ॥ દીસે ૩ ॥ હાથ વજાડીને કહુ છું તુંને સુધી સાચી વાત, બ્રહ્માનંદ કે આજ તો તારે રેહેવું પડશે રાત ॥ દીસે ૪ ॥ પદ ૧૦ ॥

સમજી જાને છોરા લેમાં નામ મારૂંરે, એમાંથી બોલ્યા ઉડી જાસે બોરડું તારૂંરે ॥ લેમાં ॥ ટેક ॥ જોઇ વિચારીને બોલજે મારી વાંસે

જબરી વાર, નંદ સો તું તારૂં કુટુંબ ઝાલી મંગાવીશ દરબાર ॥ લેમાં ૧ ॥ એમાંથી તો તુજને જોજે મળશે ઝાઝો માલ, આજ હું જીવતી ઘેર જાઉં તો કહીશ વાતુ કાલ ॥ લેમાં ૨ ॥ હું તો તારા બાપને જાણું જાણું છું તારી માત, નિર્લજ નિર્લજ કેમ કરે છે નિર્લજ તારી જાત ॥ લેમાં ૩ ॥ તું જાણે છે મુજ સરીખો કોઇ નથી જગમાંય, પ્રહ્લાનંદ કહે તું જેવા મારે ગોવાળીયા ચારે ગાય ॥ લેમાં ૪ ॥ પદ ૧૧ ॥

ઘેલી જાતની ગુજરી બોલમાં વણુ વિચાર્યું રે, નિશ્ચે જાણે નહીં થાય કાંઇ તારૂં ધાર્યું રે ॥ બોલમાં. ॥ ટેક ॥ શુદ્રની થઇ તું છોકરી આવા બોલમાં મોટા બોલ, મુખ બોલતાં મેં કીધો તારી વાતમા તારો તોલ ॥ બોલમાં. ૧ ॥ તું જાણે છે કંસ મોટો પણ હું ન જાણું ભાર, દાણુ અમારૂં દઇને સુખે કરજે જઇ પોકાર ॥ બોલમાં. ૨ ॥ તું જાણે છે મુજ જેવી કોઇ નથી જગમે નાર, તું જેવી બહુ દાસીઓ મારે પાણીની ભરનાર ॥ બોલમાં. ૩॥ તેં કહ્યું મારૂં કુટુંબ ઝાલી મંગાવુ દરબાર, પ્રહ્લાનંદ કહે વાંધો તારે ઘેર જવામેં વાર ॥ બોલમાં. ૪ ॥ પદ ૧૨ ॥

ચાલ્યો જાને છોકરા શું છે ભાર તારારે, તારે કીધે મહી મટુકી નહીં ઉતારૂં રે ॥ શું છે. ॥ ટેક ॥ નાને મોડે નિર્લજ છોરા બોલમાં મોટી વાત, કંસની બીકથી ભાગ્યો આંહી આવ્યો તો અધરાત ॥ શું છે. ૧ ॥ તું તો કહે છે કંસના મારે મનમાં ન મળે ભાર, જેની બીકે મેલી આવ્યો પોતાના ઘરબાર ॥ શું છે. ૨ ॥ ભુત લાગ્યું કે ભાંગ ખાધી આવો આકળો થયો કેમ આજ, તારા પાપમાં નંદ જસોદાની લોકમાં જાશે લાજ ॥ શું છે. ૩॥ હું તારા નથી હાથમાં બેઠી નથી તારી ઓશતીયાળ, પ્રહ્લાનંદ કહે છેડ કરીશ તો ખાઇશ ઝાઝી ગાળ ॥ શું છે. ૪ ॥ પદ ૧૩ ॥

છાની રહેને ચોરટી દીઠો કંસ તારોરે, મસલ્લાની પેઠે મારી નાંખીશ સાંજ સહવારેરે ॥ દીઠો. ॥ ટેક ॥ એ ગુન્હો તો આગવો અલી ખમશે તારો પંડ, માર્ગ મળી તે નહીં મેલુ દાણુ ચોરાનો દંડ ॥દીઠો. ૧॥ બોલતી ચાલતી કંસ રાજાની બીક દેખાડે છે બહોત, એક ઘડી માં ઉરાડી મેલીશ સેના હાથી સોત ॥દીઠો. ૨॥ જોર વિના તે જીભે ઝાઝું બોલી કીધું વેર, હાથ આવી કેમ જાઇશ હવે મેલ્યા વીના ઘેર ॥દીઠો. ૩॥ કોણુ રાજાનો ભારજ લેખે અલી હું તો છું ભગવાન બ્રહ્માનંદ કહે ઘેર જાવું હોય તો મેલી દેને માન ॥દીઠો. ૪॥પદ ૧૪॥

જારે છોરા જુઠડા તું થી કોણુ બોલેરે, આવા ગોવનાં ડીંગ મારે છે શાને ઓલેરે ॥તું થી. ॥ ટેક ॥ તેં રૂડો વેપાર માંડયો તેનો નંદને જડશે લાભ. આવી આવી વાત કરે છે તે તુટી પડશે આભ ॥તુંથી ॥૧॥ જોજો ભાઇઓ લોકમાં ચાલ્યું વચમાંથી તોફાન, માને બાપ બે બંધ પડયાં તેનો પુત્ર થયો ભગવાન ॥તુંથી. ૨॥ સાંજ સવારે હેરણાં હેરે ઘેરે છે આવી વાટ; કહે કુણે લખી કાગળ આપ્યો વનમાં રોવે વાટ ॥તુંથી. ૩॥ જેને તેને કેડે દોડે છે કરે છે ઝાઝી જેલ, બ્રહ્માનંદ કહે નહીં ચાલે તારાં મારી આગે ફેલ ॥તુંથી. ૪॥ પદ ૧૫ ॥

તું શું જાણે વાત તારી જાત નીચીરે, મહી હું તારૂં માંકડાને સરવે નાંખીશ વહેંચીરે ॥તારી. ॥ટેક॥ વારે વારે વઢતાં લેમાં નંદજીનું તું નામ, ગોકુળમાંથી ગુજરી તારા બાપનું ટળશે ઠામ ॥તારી. ૧॥ આંમ ચડાવીને આકુળ બોલે ઝાઝુ જણાવે છે જોર, ઠરકડાતીને દાવકી તુંને કરીશ પાધરી દોર ॥તારી. ૨॥ કહે તારો હવે કોણુ ધણી તું આવી ઝલ્લાણી બાન, બીજાની તો વાત રહી હું તારો તો ભગવાન ॥તારી. ૩॥ લાલચ હોય ઘેર જાવાની તો મનનો મેલ મરોડ, બ્રહ્મા–

-નંદ કહે મુજ આગે તું ઉભી રહે કરજોડ ॥ તારી. ૪॥ પદ ૧૬॥

મહી લીધાનું મન થયું મુને જોઇ એકલીરે, ઓરો આવે તો ચુકવી આપું દાણુની થેલીરે ॥મુને. ટેક.॥ બોલતાં એવડું બળ દેખાડે છે શી સેના તારી સાથ; એવો મોટો તું શું થયો જે હું જોડું તુને હાથ ॥મુને. ૧॥ નંદના નામનાં એવડો અલ્યા સો ગરી ગયો માલ, આ આંખે મેં એને દીઠો ગાયું ચારતાં કાલ મુને. ૨॥ તીખા બોલા આજ તુને કરીશ હું હેરાન, હાથ વળામણુ આવ ઓરો પછે થા મારો ભગવાન ॥મુને. ૩॥ ગોકુળ ગામની ગોપીઓ અલ્યા તેમના વીહાર, બ્રહ્માનંદ કહે કોહ્ન મળી નથી હું જેવી તુને નાર ॥ મુને. ૪॥ ॥પદ. ૧૭ ॥

જાણુંછું તુને જુઠડી એલી બોલમાં ઝાઝુરે, અંગ ભર્યું અબળાઇથી તારૂસે મન સાજુરે ॥ એલી ॥ ટેક ॥ માણુસની પેઠે દાણ માગ્યું મેં તુજ પાસે બહુવાર, વાતમાં તું સમજી નહી તુને લાત તણો અધીકાર ॥ એલી ॥૧॥ કરગરીને મેં કહ્યું જે દે અમારૂ દામ, મુરખ નારી ઢોલ નગારૂ કુટયજ આવે કામ ॥ એલી ॥ ॥ ૨ ॥ મે જાણ્યુ મારા લોકની છોડી કાંહાં દેખાડુ ત્રાસ, તું સુધી બળમાં ભરાણી કરવા લાગી હાસ ॥ આલી ॥ ૩ ॥ સારી પેઠે શીખામણુ આપી મેલીશ પાછી ઘેર, બ્રહ્માનંદ કહે જોને ઉભી થાશે લેહેર ॥ એલી ॥ ૪ ॥ પદ॥ ૧૮ ॥

છોટા ખોટા છોકરો સિખ્યો વાત મોટીરે, વેગલો રહેને મુજથી નહીતો ખાઇસ સોટીરે ॥ સીખ્યો ॥ ટેક ॥ હુંતો તારા લોકની છોડી તું મારો સરદાર, કંસ બચારો કયાં જશે. હવે મેલીને રાજદુવાર ॥ સીખ્યો ॥ ૧ ॥ પ્રાક્રમ ન મળે પીંડમાં તારે બોલે તે શું હોય

ત્રણ ભુવનમાં નથી મુને લુંટવા વાળો કોય ॥ સીખ્યો ૨ ॥ દાણ ન આપું દોકડો આમે ખોટી થાઇશ કામ, તુ મુને એલ્યા ત્રાસ દેખાડીને રહીશ કેને ગામ ॥ સીખ્યો ૩ ॥ હું તારા હલાણ જોઇને જાણુંછુ મનમાંય, બ્રહ્માનંદ કહે મોડુ વેહેલું નંદને સારૂ નાય ॥સીખ્યો ॥ ૪ પદ ॥ ૧૯ ॥

છોકરી તારાં મનમાં તુંતો સુ જાણેછેરે, બોલતાં ચાલતાં વાતમાં તું હંકાર આણે છે ॥ તુતો ॥ ટેક ॥ તુંકારો દઈ બોલીએ તેને જે હોય પોતાતોલ, મુજ આગે તુ શા લેખામાં બોલેછે આવા બોલ ॥ ॥ તુતો ॥ ૧ ॥ મારો મહીમા બ્રહ્મા જાણે શીવ જાણે કે શેષ, નારદને સનકાદીક જાણે ઇંદ્ર જાણે કાંઇ લેશ ॥ તુતો ॥ ૨ ॥ હું સારૂ તો તપ કરે કંઈ જોગી વનમાં જાયે, આસનથી ઉઠે નહી નીત બેઠા ધ્યાન લગાય ॥ તુતો ૩ ॥ તુજને કહાંથી શુદ્રની છોડી બોલવું મારે સાથ, બ્રહ્માનંદ કહે તે ભરી એલી આજ સંગાથે બાથ ॥ તુંતો ॥ ૪ ॥ પ૨ ૨૦ ॥

મારગ જાતાં મુજથી તારે કામ શું છેરે, બળમાં આવી સાને બોલેછે સાદે ઉંચેરે ॥ તારે ॥ ટેક ॥ તું રૂડોતો નંદને રૂડુ ભુંડો નંદરે ભાગ્ય, વનમાં આવી વાટમાં ઉભો તારે માંરે સો લાગ ॥ તારે ૧ ॥ હમે તો જાતના ગુજેર કહેવાઇએ તુ જાતે આહીર, સઉ રાજાની રીતમાં રહીએ સાને તાણે છે ચીર ॥ તારે ૨ ॥ કહું છું અલ્યા મેલને કેડો છેડો મારો છોડ, દાનને નામે દોકડો ન આપુ કરને ચાળા ક્રોડ ॥ તારે ૩ ॥ તું કહે છે હું સહુનો સ્વામી એ મોટું એધાન, બ્રહ્માનંદ કહે પોતપોતાનું સહુ કરે વખાણ ॥તારે ૪ ॥ પદ॥ ૨૧ ॥

જો વીચારીને ગુજરી તારી જાત ખોટીરે, કામતો તારા મોટાં તું દીઠામાં છોટીરે ॥ તારી ॥ ટેક ॥ રંગ ભરી અતી છે રૂપાળી સુંદર દીસે સાજ, જે જોઇએ તે છે તારે મણુ એક ન લાજ ॥ તારી ॥ ૧ ॥ હું રહુ કેને વાસ હેલી સહુ રહે મારે વાસ, તારા બાપ સરીખાં મારે બેઠા વાઢે ઘાસ ॥ તારી ૨ ॥ તું કહે છે હું દાણુ નાઆપુ પણુ લઇશ વ્યાજ સહીત, કોણુ હેલી મુને જુડો કહેશે લેતાં મારી રીત ॥ તારી ૩ ॥ તું પાસેથી મેં ધારી છે ધન લીધાની ધાખ, બ્રહ્માનંદ કહે હું ડરૂં નહીં એમ ચઢાવે આંખ ॥ તારી ૪ ॥ પદ ૨૨ ॥

ખુડો જાને વાટમાં આંહી કોણુ બોલાવેરે કપટી છોરા કુડીયા તુને લાજ ન આવેરે ॥ આંહી ॥ ટેક ॥ તું સરીખો દીકરો જોઇને ચાલ થયો હવે મન, સાંજ સહવારો ઘર ખોવાનો તેં માંડયો છે ફંદ ॥ આંહી ૧ ॥ અમને તું ઓળખે નહીં અમે ન્યાતનણુા સરદાર, તારા બાપ સરીખા મારે પાડાના પાનાર ॥ આંહી ૨ ॥ મને દીઠી લાજ વિનાની તું તો લાજનો કોટ, પરનારીના જોએ પગેરાં એ તારે નહીં ખોટ ॥ આંહી ૩ ॥ હું ડરૂં નહીં તુજથી શાને કાઢે છે આંખ્યીસ, બ્રહ્માનંદ કહે મહી ન આપું ઢોળી તે નાખીશ ॥ આંહી ૪ ॥ પદ ૨૩ ॥

એવાં એવાં વેણુ સુણી વાલો હસવા લાગ્યારે, હેત કરી હૈડામેં બીડી આવી આધારે ॥ વાલો ॥ ટેક ॥ રીસ ટળીને રીઝ થઇ રાણી રાધીકા સાથેરે, બહુ પ્રકારે બોલાવી હસી ઝાલી હાથેરે ॥ વાલો ૧ ॥ પાયે લાગી પ્રેમદા હેતેસુ હરીને, પ્રેમ કરી ઝાઝુ મહી પાયું મનુવાર કરીનેરે ॥ વાલો ૨ ॥ કહાને કહ્યું તેમ રાધાએ કીધું રાધે કહ્યું તેમ

કહાન, ગુણવંતે ગોપીને કીધી રસમાંહી ગુલતાન ॥ વાલો ૩ ॥ આનંદ વાધ્યો એક થયા પ્રીતમ પ્યારીરે, જોડ રંગીલી ઉપર બ્રહ્માનંદ વારીરે ॥ ૪ ॥ પદ ૨૪ ॥ પુરા.

## પદ રાગ ગરબી.

એકલડાં કેમ રેવાય તમ વીના વાલાજી મંદીરીયું ખાવા ધાય ॥ તમ. ૧ ॥ હૈયાની કોણ પુરે હામ ॥ તમ ॥ મારે હાથ ન લાગે કામ ॥ તમ. ૨ ॥ કોણ માને દીલની વાત ॥ તમ ॥ સુખ નાવે દીને રાત ॥ તમ. ૩ ॥ મારી જુગ તુલ રજની જાય ॥ તમ. ॥ માહા દુઃખ છે હૈયા માંય ॥ તમ. ૪ ॥ બ્રહ્માનંદના સ્વામી જાણ ॥ તમ. ॥ હું કેમ કરી રાખું પ્રાણ ॥ તમ. ૫ ॥ પદ ૧ ॥

મરમાળા મારે મોલ આવો અલબેલા, છોગાળા સુંદર છેલ આવો. હુ તો સજી રહી શણગાર ॥ આવો ૧ ॥ મારા પ્રાણ તણારે આધાર આવો. હું જોઇને રહું છુ વાટે ॥ આવો ૨ ॥ મેં ખાંતે ઢાળી ખાટ આવો. જાણો છો રસની રીત ॥ આવો ૩ ॥ પાતળીયા તમશું પ્રીત આવો. બ્રહ્માનંદ કહે મચ્યો ખેલ આવો, રંગડાની કરવા રેલ ॥ આવો. ૪ ॥ પદ ૨ ॥

નેણાંની શાને નાથ પ્રીતમ પાતળીયા, મન ફરે તમારે સાથ ॥ પ્રીત ૧ ॥ કામણીયાં કીધાં કોય પ્રીત. વણ દીઠે સુખ નવ હોય ॥ પ્રીત ૨ ॥ મારે હાથ ન લાગે કામ પ્રીત. શું કીધું સુંદર શામ ॥ પ્રીત ૩ ॥ કામણ છે મોરલી માંય પ્રીત. સાંભળતાં શુધ્ધ વીસરાય ॥ પ્રીત ૪ ॥ બ્રહ્માનંદના સ્વામી છેલ પ્રીત. હું આવીશ તારે મેલ ॥ પ્રીત ૫ ॥ પદ ૩ ॥

આવોને રમીએ આજ જગના જીવનજી, રસમાં ચતુર છો રાજ્ય ॥ જગ ૧ ॥ સેજલડી બની છે સાર જગ. માણોને નંદકુમાર ॥ જગ. ૨ ॥ મુજ દાસી ઉપર મહેર જગ. આવી કરોને લીલા લહેર ॥ જગ. ૩ ॥ મારૂં તનડું ટાઢૂં થાય જગ. હઇયામાં હરખ ન માય ॥ જગ. ૪ ॥ બ્રહ્માનંદ કહે વારંવાર જગ, તમ સાથે લાગ્યો પ્યાર ॥ જગ. ૫ ॥ પદ ૪ ॥

મેં જાણી તારી વાત કપટી કાનુડા, છે દીલમાં તારે ઘાત ॥ કપ ૧ ॥ વણ તેડે વગાડી વેણુ કપ. રઝળાવ્યાં સારી રેણુ ॥ કપ ૨ ॥ તુ સાથે કરતાં પ્રીત કપ. જગ માંહે થયા ફજેત ॥ કપ ૩ ॥ તારા પ્રાક્રમનો નહીં પાર કપ. તું હુન્નર કરે હજાર ॥ કપ ૪ ॥ બ્રહ્માનંદ કહે ન કરીશ છેડ કપ. નહીં તો થાશે વઢવેડ ॥ કપ ૫ ॥ પદ ૫ ॥

મુને એકલડી માં જાણ, નંદના નાનડીઆ; નહીં આપું મહીના દાણ ॥ નંદ ૧ ॥ જાણું છું તારો તોલ નંદ. મુખ વીચારીને બોલ ॥ નંદ ૨ ॥ આવડી કેમ માંડી આળ નંદ. તું ગાયુનો ગોવાળ ॥ નંદ ૩ ॥ બ્રહ્માનંદ કહે વઢવા કાજ નંદ. જાણી આવી છું આજ ॥ નંદ ૪ ॥ પદ ૬ ॥

કેમ માંડી બેઠો ફેલ છોટા છોકરડા, દોડે પરનારીને ગેલ ॥ છોટા ૧ ॥ તુંને કોઇ નથી કેનાર છોટા. તે માટે થયા બેવાર ॥ છોટા ૨ ॥ તેં લોપી જગ મરજાદ છોટા, આવો કેમ માંડ્યો ઉતપાદ ॥ છોટા ૩ ॥ ગાઉનો ચારણહાર છોટા. રોકે છે કેમ પરનાર ॥ છોટા ૪ ॥ બ્રહ્માનંદ કહે મહીના ચોર છોટા. જાણું છું તારૂં જોર ॥ છોટા

નવ્ય ડરશો મુજથી નાથ સુંદર શામળીયા, હું આવીશ તારે સાથ ॥ સુંદ ૧ ॥ કરજ્યો મન ગમતું કાજ સુંદ. પ્રીતમ દીજે અમરત-પાન ॥ સુંદ ૨ ॥ જેમ પડી પટોળે ભાત સુંદ. મેં જાણી તમારી જાત ॥ સુંદ ૩ ॥ બોલ્યાની ઉપરથી રીત સુંદ. તમથી લોભાણું ચીત ॥ સુંદ ૪ ॥ બ્રહ્માનંદના સ્વામી સેણ સુંદ. નીરખી હરખે છે નેણ ॥ સુંદ ૫ ॥ પદ ૮ ॥

મારા મંદીરીઆમાં હેલી રસનો રંગીલો નીત્ય આવે છોગાં મેલી ॥ રસ ૧ ॥ દેખંતા ધોળે દાડે રસ. મુંને સુતી તરત જગાડે ॥ રસ ૨ ॥ વળી અંતર ચરચે અંગે રસ. દઇ તાળી ગાવે સંગે ॥ રસ ૩ ॥ આભુષણ સુદર આણે રસ. પેરાવી આપ વખાણે ॥ રસ ૪ ॥ સેંથોને માંગ સમારે રસ. મારે નેણ કાજળ સારે ॥ રસ ૫ ॥ બોલે છે કાલોકાલા રસ. છે બ્રહ્માનંદનો વાલો ॥ રસ ૬ ॥ પદ ૯ ॥

નેણુંની ચોટું નાખે છેલ છોગાળો, આલંબન લેવા ધાખે ॥ છેલ ૧ ॥ આવીને ઉંપરવાડે છેલ. રંગીલો વેણુ વજાડે ॥ છેલ ૨ ॥ મારા મનની સરવે જાણે છેલ. તક રાખી આવે ટાણે ॥ છેલ ૩ ॥ ઘરનાને ખબર ન પાડે છેલ. કરી લટકા પ્રીત્ય લગાડે ॥ છેલ ૪ ॥ મુજ પાસે ચાલો આવે છેલ. બોલાવી કંઠ લગાવે ॥ છેલ ૫ ॥ બ્રહ્માનંદનો સ્વામી છળીયો છેલ. એકાંતે આવી મળીયો ॥ છેલ ૬ ॥ પદ ૧૦ ॥

શું જાણે તે શું કીધું લાલ લટકાળા, મારૂં ચીતડું હરીને લીધું ॥ લાલ ૧ ॥ સુણી બંસી વનમાં તારી લાલ. મેલ્યાં ગ્રહનાં કાજ વિસારી ॥ લાલ. ૨ ॥ તારા મુખની માયા લાગી લાલ. મારા ભવની

બાવટ ભાગી ાાલાલ. ૩ાા મુંને મોહ બંધાણો મુજને લાલ. દેખી જીવું છું તુજને ાાલાલ. ૪ાા તારા લટકા પ્યારા લાગે લાલ. રહો આંખડલીની આગે ાાલાલ. પાા છે છબી અલોકીક તારી લાલ. જાય બ્રહ્માનંદ બલહારી ાાલાલ ૬ ાા પદ ૧૧ ાા

મુંને એકલડી વનજાણી નંદને નાનડીએ, નીર્લજ થઇ ચુનડી તાણી ાાનંદ. ૧ાા કાંઈ મનમાં શંકયા નવ કીધી નંદ. સૌ સુણતાં ગાળી દીધી ાાનંદ. ૨ાા ધીંગાણે ચડી ધાડે નંદ. મુને રોકી ધોળે દહાડે ાાનંદ ૩ાા ન કરયાનું સરવે કીધું નંદ. જોરાએ ગોરસ પીધું. નંદ. ૪ાા મારા કંચુની કસ તોડી નંદ. વળી ઝાલી બાંહ્ય મરોડી ાાનંદ. પાા બ્રહ્માનંદ કહે વારમવાર નંદ. પમાડી છે અમને હાર ાાનંદ. ૬ ાા પદ ૧૨ ાા

જસોદા કાંઇ સમજાવો લાલ તમારો છે અમ સાથે બાંધ્યો દાવો ાાલાલ. ૧ાા કેમ કીધો લાડકવાયો લાલ. અમારે મુળે આવ્યો ાાલાલ ૨ાા તે માટે ઝાલી આવ્યા લાલ. એને ચોરે ચાક જડાવ્યા ાાલાલ. ૩ાા શું કહીએ ઝાઝુ માડી લાલ. રોકે છે દહાડી દહાડી ાા લાલ. ૪ાા હવે કરવા શીખ્યો ચોરી લાલ. ઝાલ્યો છે જોરાજોરી ાા લાલ. પાા બ્રહ્માનંદ કહે સમ ખાઇને લાલ. તમે જાઓ છો શું ખાઇને ાા લાલ. ૬ ાા પદ ૧૩ ાા

રેઢા જોઇને ઘર ફાડે ધુમ મચાવે છે, વળી બાળકને રોવરાવે ાા ધુમ ૧ ાા કાંપ ઝાઝું નથી કહેવાતું ધુમ. કીધા વીના નથી રહેવાતું ાા ધુમ. ૨ ાા દુધ દહીંના દોણા લઇને ધુમ. ફોડે છે ઘરમાં જઇને ાા ધુમ ૩ ાા તમ સારૂં સાંખી રહીએ ધુમ. નહીં તો રાજાને કહીએ ાા ધુમ ૪ ાા લઇ માંકડલાની ટોળી ધુમ. નાંખે છે ફોડી ઢોળી

॥ ધુમ ૫ ॥ બ્રહ્માનંદ કહે રાખો વારી ધુમ. એમાં જાશે લાજ તમારી ॥ ધુમ ૬ ॥ પદ ૧૫

રુડો તો લાભ તમારે લાડ લડાવ્યો છે એમાં શ્યો નફો અમારે ॥ લાડ ૧ ॥ જો હોય સુંઘો વાલો લાડ. તો જે માગે તે આલો ॥ લાડ ૨ ॥ નીત્ય દહીંના દોણાં ભાગે લાડ. પણ અમ પાસે શું માગે ॥ લાડ ૩ ॥ તું જાણીશમાં જે તારો લાડ. એ તો પુત્ર છે પ્યારો ॥ લાડ ૪ ॥ એ તો કાગ કોયલ પેરે લાડ. એમ આવ્યો છે તારે ઘેરે ॥ લાડ ૫ ॥ બ્રહ્માનંદ કહે એને વારો લાડ. ઘર ખોળ્યો સાંજ સવારો ॥ લાડ ૬ ॥ પદ ૧૫ ॥

શું કહીએ તમારે આગે એના કામલડા, મુંને કહેતાં લજ્યા લાગે ॥ એના ૧ ॥ ગઇ એની હું એક દીનમાં એના. કાંઇ કામે વંદ્રાવનમાં ॥ એના ૨ ॥ મુજને એકલડી ભાળી એના. આવ્યો ત્યાં પલવટવાળી ॥ એના ૩ ॥ વારતાં આવી વળગ્યો એના. કીધો નવ થાય એ અળગો ॥ એના ૪ ॥ એના મનને ગમે તે મેલી એના. શું ઝાઝું કહીએ હેલી ॥ એના ૫ ॥ બ્રહ્માનંદ કહે આ છોકરડો એના. ઠગાએ હાસે ઠરડો ॥ એના ૬ ॥ પદ ૧૬ ॥

એક બીજી ગોપી બોલી સાંભળ નંદ રાણી, હું કહું છું અંતર ખોલી ॥ સાંભ ૧ ॥ એ દીકરામાં છે છોટો સાંભ. જોઇતો સુંઘો મોટો ॥ સાંભ ૨ ॥ મારૂં કહ્યું જો માનો સાંભ. બતાવું એક જબાનો ॥ સાંભ ૩ ॥ લાડકડી કન્યા લાવો સાંભ. એને પ્રીત કરી પરણાવો ॥ સાંભ ૪ ॥ એમ કીધે લજ્યા રહેશે સાંભ. નહીં તો એ લંછન દેશે ॥ સાંભ ૫ ॥ કહે બ્રહ્માનંદ કરજોડી સાંભ. કાંઇ જુવો કુંવારી છોડ. ॥ સાંભ ૬ ॥ પદ ૧૭ ॥

એક ત્રીજી બોલી ત્યારે એને જાણું છું, એને લોભ ઘ્રાવીછે બારે ॥ એને. ૧ ॥ પરણાવી ખોટી થાશે એને. એ બાઇની ગાળુ ખાશે ॥ એને. ૨ ॥ નહીં ગોતે જેવી તેવી એને. એને જોઇએ છીએ જેવી ॥ એને. ૩ ॥ પરણી ઉભી વા ખાશે એને. ઘરે બીજીને એ જાશે ॥ એને. ૪ ॥ એના મનનું ગમતું કરશે એને. જોડ પ્યારીને એ વરશે ॥ એને. ૫ ॥ ગોપી જોઇને લજ્યા પામી એને. ઉભા છે બ્રહ્માનંદનો સ્વામી ॥ એને. ૬ ॥ પદ ૧૮ ॥

હીબકતા બોલી બળીયો ગોવાલણુ જુઠી છે, એને મુજને નિરબળ કરીયો ॥ ગોવાલ ૧ ॥ હું ચોરીમાં શું જાણું ગોવાલ. અમે શું જાણું ધિંગાણું ॥ ગોવાલ. ૨ ॥ હું નાનો ને એ મોટી ગોવાલ. એક મારી મુજને સોટી ॥ ગોવાલ. ૩ ॥ મુને ઝાઝી ગાળુ દીધી ગોવાલ. મારી મોરલી ખુંચી લીધી ॥ ગોવાલ. ૪ ॥ મોએ સાચું નવ બોલે ॥ ગોવાલ. મસ્તાની થઇને ડોલે ॥ ગોવાલ. ૫ ॥ બ્રહ્માનંદ કહે એની વાણી ગોવાલ. ઘર જાવાની નીશાની ॥ ગોવાલ ૬॥ પદ ૧૯ ॥

હસી જસોમતિ લીધો ઓરો કુંવર કાનાને કેડે પેરાવ્યો કંદોરો ॥ કુંવ. ૧ ॥ ગોપી જોઇને મુચકાણી કુંવ. વળી આવશે એવું જાણી ॥ કુંવ. ૨ ॥ પછી મોરલી દીધી પાછી કુંવ. કાંઇ વાત ન રાખી કાચી ॥ કુંવ. ૩ ॥ એમ ખેલ કરે છે દાડી કુંવ. નિત્ય લુણુ ઉતારે માડી ॥ કુંવ. ૪ ॥ એવા ચરિત્ર કરે અપારે કુંવ. શેસ્યાદિક અંતર ધારે ॥ કુંવ. ૫ ॥ જોઇ બ્રહ્માનંદનો સ્વામી કુંવ. ગોપી જોઇને આનંદ પામી ॥ કુંવ. ૬ ॥ પદ ૨૦ ॥

## પદ રાગ ગરબી.

ઢાળ બીજો ॥ સુણુ વાત કહું સાહેલી કાનો મારી કેડે પડગ્યો, જલ ભરવા ગઇ એકલીરે ॥ કાનો ૧ ॥ ઉભો તો જમુના તીરેરે ॥ કાનો ॥ આવી વળગ્યો મારે ચીરેરે ॥ કાનો ૨ ॥ કોઇની મરજાદા નાણીરે ॥ કાનો ॥ બોલે નીરલજ સરખી વાણીરે ॥ કાનો ૩ ॥ મુને જમુના તીરે રોકીરે ॥ કાનો. ॥ એને મનને ગમતે મુકીરે ॥કાનો ૪॥ હવે કેમ કરી ગોકુલ રહીએરે ॥ કાનો ॥ શીદ છેડય કરે છે હાસેરે ॥ કાનો ॥ બ્રહ્માનંદ કહે કોઇ વારોરે ॥ કાનો ૫ ॥ પદ ૨૧ ॥

નંદજીનો છૈએ નાનેરે કાયર અમને કીધા છે, છલ કીધા છાને છાનેરે ॥ કાયર. ૧ ॥ નીત નવરો ફરતો ડોલેરે ॥ કાયર. ॥ મનમાં આવે તેમ બોલેરે ॥ કાયર. ૨ ॥ વનમાંઇ પગેરા ખોલેરે ॥ કાયર. ॥ ઝાલેછે દાડે ધોળેરે ॥ કાયર ૩ ॥ ગોકળીયું ઉજડ કરશેરે ॥ કાયર. ॥ તારે ઠીક થઇને ઠરશેરે ॥ કાયર. ૪ ॥ ઓચીંતો ઘરમાં આવેરે ॥કાયર આવી જોરાવરી બોલાવેરે ॥ કાયર. ૫ ॥ નીત એથી ડરતા ફરીયેરે ॥ કાયર. ॥ બ્રહ્માનંદ કહે શું કરીયેરે ॥ કાયર. ૬ ॥ પદ ૨૨ ॥

એક વાત કહું વાલાનીરે ચીત દઇ સાંભળ સાહેલી ॥ લટકાળા નંદલાલાનીરે ॥ચીત ૧ ॥ એ છે સાંભળવા જેવીરે ॥ ચીત ॥ સુણી અંતર ધરી લેવીરે ॥ ચીત. ૨ ॥ એક વાત અલોકીક રૂડીરે ॥ચીત॥ એમાં રંજ ન જાણે કુડીરે ॥ ચીત ૩ ॥ એવુ ચરિત્ર કરયું વનમાળીરે ॥ ચીત ॥ હું કહું છું નેણે ભાળીરે ॥ ચીત ૪ ॥ મેં નોતમ કૌતુક જોયુંરે, ॥ ચીત ॥ તે દેખી મન મારૂ મોહ્યુંરે ॥ ચીત ૫ ॥ બ્રહ્માનંદ કહે ગોપી સાથેરે, ॥ ચીત ॥ વલગો જો રાધે હાથેરે ॥ ચીત ૬ ॥ પદ ૨૩ ॥

એક દીન જમુના ત્રટ આવીરે કૌતુક કીધું કાનુડે, સૌ ગોપી હેતે બોલાવીરે ॥ કૌતુક ૧ ॥ બે ગોવાલો સાથે જુતારે, કૌતુક ત્યાં ખબર લઇને પોતારે ॥ કૌતુક ૨ ॥ કહે સખીયું કયાંથી આવ્યારે ॥ કૌતુક ॥ કાંઇ વાલાની સુધ લાવ્યારે ॥ કૌતુક ૩ ॥ તેણે વાત કહી વીસ્તારીરે ॥ કૌતક ॥ સુણી ન્યાલ થયા વ્રજનારીરે ॥ કૌતક ॥ ૪ ॥ કયું એક સખીને છાનુરે ॥ કૌતક ॥ લઇ જાઓ તમારૂં બાનુરે ॥ કૌતક ૫ ॥ સુણી ગોપી આનંદ પામીરે ॥ કૌતક ॥ તેડયા બ્રહ્માનંદને સ્વામીરે ॥ કૌતક ૬ ॥ પદ ૨૪ ॥

આપણે સૌ ભેળા થઇને ચાલો સખીયું ચુ પેશું, એક સાજ સખીનો લઇનેરે ॥ ચાલો ૧ ॥ આજ કૌતક નોતમ કરશેરે ॥ ચાલો ॥ વાલો વેશ સખીનો ધરશેરે ॥ ચાલો ૨ ॥ સર્વ ભેળી થઇ પરીયાંણીરે ॥ ચાલો ॥ માઇ મરમ સુણી મુસકાંણીરે ॥ ચાલો ૩ ॥ શણગાર લેઇ એક સારોરે ॥ ચાલો ॥ આજ પ્યારી બનશે પ્યારોરે ॥ ચાલો ॥ ૪ ॥ આજ રમશું ભેળા થઇને ॥ ચાલો ॥ એને બોલાવશું બાઇ કહીનેરે ॥ ચાલો ૫ ॥ એનું નામ રાધીકા ધરશુંરે ॥ ચાલો ॥ બ્રહ્માનંદ કહે આનંદ કરશુંરે ॥ ચાલો ૬ ॥ પદ ૨૫ ॥

ચાલી જુવતી જુથ મળીનેરે મળવા કારણ મોહનને, રહ્યો મુખ પર રંગ ઢળીનેરે ॥ મળવા ૧ ॥ લેઇ મીસ પાણી ભરવાનુરે ॥ મળવા ॥ મેલ્યા કુંભ અનોપમ માથેરે, ॥ મળવા ૩ ॥ ચલી તાલી દેઇને હાથેરે ॥ મળવા ॥ ચાલી સરવે સાથેરે ॥ મળવા ૩ ॥ મન મોહનને સંગ રાચીરે ॥ મળવા ॥ ગઇ મંગળ ગાતી ગાતીરે ॥ મળવા ૪ ॥ જ્યાં બેઠાતા મોરારીરે ॥ મળવા ॥ ત્યાં પોતા સર્વે નારીરે ॥ મળવા ॥ ૫ ॥ જોઇ નટવર આનંદ પામીરે ॥ મળવા ॥ ભેટયા બ્રહ્માનંદના સ્વામીરે ॥ મળવા ॥ ૬ ॥ પદ ૨૬ ॥

ત્યાં શ્વેત વસ્ત્ર ઉતાર્યારે, ગોપી બનીયા ગીરધારી; વાલે લાલ વસ્ત્ર તન ધાર્યારે ॥ ગોપી ૧ ॥ પેહેર્યો ઘાઘરડો ઘેરાવોરે ॥ ગોપી ॥ પેહેર્યો કંચુવો કામણગારોરે ॥ ગોપી ૨ ॥ શીર ગુંથ્યું પટીઆ પાડીરે ॥ ગોપી ॥ નવરંગ ઓઢાડી સાડીરે ॥ ગોપી ૩ ॥ શુભ ફુલડે ગુંથી વેણીરે ॥ ગોપી ॥ થયા મોહન મરગાનેણીરે ॥ ગોપી ૪ ॥ પેહેર્યા સર્વ સખીના ઘરેણાંરે ॥ ગોપી ॥ શુભ કાજળ સાર્યા નેણાંરે ॥ ગોપી ૫ ॥ કહે બ્રહ્માનંદ અતી શોભેરે ॥ ગોપી ॥ જોઇ સખીયુંના મન લોભેરે ॥ ગોપી ૬ ॥ પદ ૨૭ ॥

હદ વેશ બનાવ્યો રૂડોરે શામ સલુણો શોભે છે, ખલકે બાયાંમાં ચુડોરે ॥શામ. ૧॥ વળી ઝાંઝર પગમાં ઝમકેરે ॥શામ.॥ વળી ચાલે મધુરે ઠમકેરે ॥શામ. ૨॥ મુખ બોલે મધુરી વાણીરે ॥શામ.॥ ઠેરાવ્યાં રાધારાણીરે ॥ શામ. ૩ ॥ ચાલ્યાં સૌ જુથ કરીનેરે ॥ શામ. ॥ લીધા જળના કુંભ ભરીનેરે ॥શામ. ૪॥ જાય ચાલ્યા મંડળ વાળીરે ॥શામ.॥ સખીયું સું લેતા તાળીરે ॥શામ. ૫॥ બ્રહ્માનંદ કહે મનડું મોહતારે ॥શામ.॥ સૌ હરખ્યા મોહન જોતાંરે ॥ શામ. ૬ ॥ પદ ૨૮ ॥

એવી રીતે ઘેર લઇ આવ્યારે નટવર સુંદર નારી છે, ત્યાં જસોદાને તેડાવ્યારે ॥ નટ. ૧ ॥ ઓળે રાખી ઉભા આડીરે ॥નટ.॥ લેઈ આવ્યા નઉતમ નારીરે ॥નટ. ૨॥ આજ સૌ ગયાંતાં દીનમાંરે ॥નટ॥ કાંઇ કામે વંદ્રાવનમાંરે ॥નટ. ૩॥ ત્યાં એને અમે તો દીઠીરે ॥નટ॥ મુખ લાવણ્યતા અતી મીઠીરે ॥નટ. ૪॥ કુણ જાણે ક્યાંથી આવીરે ॥નટ.॥ અમને તો મનમાં ભાવીરે ॥ નટ. ૫ ॥ બ્રહ્માનંદ કહે મીઠું બોલેરે ॥નટ.॥ લાવ્યાં કાનાને ઓલેરે ॥ નટ. ૬ ॥ પદ ૨૯ ॥

એ છે પણ હજી કુંવારીરે નવલ મનોહર નાજુકડી, માંહી રુપ ઘણું ગુણ ભારીરે ॥ નવલ. ૧ ॥ એના દંત દાડમની કળીયુરે નવલ. જાણુ તનપર કંકુ ઢળીયુંરે ॥ નવલ. ૨ ॥ એની નાસા દીપ સરીખીરે નવલ. તેજાળી આંખ્યું તીખીરે ॥ નવલ. ૩ ॥ એની વેણીનાગ વીરાજેરે નવલ. મુખ જોઇને ચંદ્રા લાજેરે ॥ નવલ. ૪ ॥ છે કુંચ ચોકની સારીરે નવલ. કટી કેસરી અનુસારીરે ॥ નવલ. ૫ ॥ બ્રહ્માનંદ કહે લાવ્યા પરખીરે નવલ. એ કન્યા કાના સરખીરે ॥ નવલ. ૬ ॥ પદ ૪૦ ॥

વેંચો ગોલ કરો વધાઇરે ન્યાલ થયાં તમ નંદરાણી, સેહેજે મળી સગાઇરે ॥ ન્યાલ. ૧ ॥ એ કન્યા મોટા ઘરનીરે ન્યાલ. કરો ઘરણી કાન કુંવરનીરે ॥ ન્યાલ. ૨ ॥ ઘરે જઈ મંગળ ગવરાવોરે ન્યાલ. તેણે રાજી થાશે માવોરે ॥ ન્યાલ. ૩ ॥ કરો ખાંતે વીવા ખાસોરે ન્યાલ. અમે કરશું સાસરવાસોરે ॥ ન્યાલ. ૪ ॥ અમે તમને ગાળું ગાશુંરે ન્યાલ. સરવે સહીયરને નોતરશુંરે ॥ ન્યાલ. ૫ ॥ કહે બ્રહ્માનંદશું ઝાઝુંરે ન્યાલ. એ કન્યા છે બહુ કાજુરે ॥ ન્યાલ. ૬ ॥ પદ ૩૧ ॥

જશોદા કહે સમ ખાઇનેરે સાચું બોલો વ્રજ નારી, કયાંથી લાવ્યા એ બાઇનેરે ॥ સાચું. ૧ ॥ મારા મનમાં પેઠી ભ્રાંતીરે સાચું. વગડામાં કન્યા કયાંથીરે ॥ સાચું. ૨ ॥ હોય સૌને છોકરાં પ્યારારે સાચું. કુણ કાઢી મેલે બારાંરે ॥ સાચું. ૩ ॥ પછે ઘુંઘટ ખોલી જોયુંરે સાચું. જોઇ મન માતાનું મોહ્યુંરે ॥ સાચું. ૪ ॥ કાંઇ છળનો મરીયો છાનોરે સાચું. થયા કન્યામાંથી કાનોરે ॥ સાચું. ૫ ॥ એવો ખ્યાલ કર્યો મોરારીરે સાચું. જાય બ્રહ્માનંદ બલીહારીરે ॥ સાચું. ૬ ॥ પદ ૩૨ ॥ પુરા.

# પદ રાગ ગરબી.

હાંરે કહાન દાણુ રે કહાન દાણી, હાંરે વાટે આવતી ગોવાલણીને જાણીરે ॥ કાન. ૧ ॥ હાંરે વાટ રોકીને ઉભા છે વનમાળી, હાંરે લાગુ લે ॥ ગોવાલણી ખાળીરે ॥ કાન. ૨ ॥ હાંરે એમ બોલ્યા મોહન ગીરધારી, હાંરે ક્યાં જાય છે બી રે મહીવાળીરે ॥ કાન. ૩ ॥ હાંરે ચાલી જાય છે કેમ દાણ ચોરી, હાંરે મીઠાં ગોરસ પાને આવ ઓરીરે ॥ કાન. ૪ ॥ હાંરે પ્રેમ સખીનો નાથ ઉભા આગે, હાંરે મૈયાં પાસેથી મહી માગેરે ॥ કાન. ૫ ॥ પદ ૧ ॥

હાંરે મહી લેશું રે મહી લેશું, હાંરે ફીકું લાગશે તો પાછું દેશુ રે ॥ મહી. ૧ ॥ હાંરે ઓરી આવ્ય ને ઉતાર મહીની ગોળી, હાંરે શીદ બીઓ નહીં નાંખીએ ઢોળીરે ॥ મહી. ૨ ॥ હાંરે નહીં પીયે વીના મરજાદ, હાંરે જોયે મેળવણીનો સ્વાદરે ॥ મહી ૩ ॥ હાંરે નથી કેતા દીલમાં દગો રાખી, હાંરે રતાસ્યને ગોરસ જોઇયે ચાખીરે ॥ મહી. ૪ ॥ હાંરે પ્રેમ સખીના નાથ આગે આવી, હાંરે ગોવાલણી બોલે છે [illegible] લાવીરે ॥ મહી. ૫ ॥ પદ ૨ ॥

હાંરે અલબેલારે અલબેલા, હાંરે મહી ભાગીને થાઓમાં તમે ઘેલારે ॥ અલ. ૧ ॥ હાંરે અમે કંસતણી મહીયારી, હાંરે વાત તોલીને બોલજ્યો મોરારીરે ॥ અલ. ૨ ॥ હાંરે કાના વાત ન બોલીએ ઘેલા, હાંરે જાઓ મહીડાની લાલચ મેલીરે ॥ અલ. ૩ ॥ હાંરે કરજોડીને કહીએ કાના, હાંરે જાઓ ચાલ્યા કુંવર છાનામાનારે ॥ અલ. ૪ ॥ હાંરે પ્રેમ સખા કહે સુંદર શ્યામ, હાંરે મુખ લેશોમાં દાણનું નામરે ॥ અલ. ૫ ॥ પદ ૩ ॥

હાંરે રંગભીનારે રંગભીના, હાંરે કહ્યું માનો કુંવર નંદજીનારે ॥ રંગ. ૧ ॥ હાંરે હેતે પ્રીતે ગોરસ માગી લીજે, હાંરે નવી દાણની રીત નવ કીજેરે ॥ રંગ. ૨ ॥ હાંરે એવી આળ ન કીજીએ વાલા, હાંરે તમે જાણસુજાણ નંદલાલારે ॥ રંગ. ૩ ॥ હાંરે આ વાટે જાવું અમારે દહાડી, હાંરે આવી બાજે છો શીદ દોટ કાઢીરે ॥ રંગ. ૪ ॥ પ્રેમ સખી કહે સુંદર છેલા, હાંરે રહો છેટે કુંવર અલબેલારે ॥ રંગ. ૫ ॥ પદ ૪ ॥

હાંરે મરમાળીરે મરમાળી, હાંરે મીઠાં બોલી ગોરસડાવાળીરે ॥ મર. ૧ ॥ હાંરે તુંને રીતે ભાતે સમજાવી, હાંરે તારા મનમાં અમારી વાત આવીરે ॥ મર. ૨ ॥ હાંરે તું તો કંસની દેખાડે છે બીક, હાંરે કંસસોતી કરીશ તુંને ઠીકરે ॥ મર. ૩ ॥ હાંરે ડારા દૈને બોલછ મદમાતી, હાંરે મુખ મરડે ને કાઢે આંખ રાતીરે ॥ મર. ૪ ॥ હાંરે ખીજ્યા પ્રેમસખીનો છેલ, હાંરે માટ ફોડાને રંગરેલ ॥ મર. ૫ ॥ પદ ૫ ॥

હાંરે મહીયારીરે મહીયારી, હાંરે મરમ બોલે છે પણ વાત છે તારીરે ॥ મહીયા. ૧ ॥ હાંરે દાણ દેતાં ખોટું શું લાગે છે, હાંરે જેની રીત હોય તે તો માંગેરે ॥ મહીયા. ૨ ॥ હાંરે બોલે જોબન જોરમાં દીવાની, હાંરે બહુ માન ભરી છે મસ્તાનીરે ॥ મહીયા. ૩ ॥ હાંરે તારૂં જોબન જોર ઉતારૂં, હાંરે તારો કંસ શું કરશે મારૂંરે ॥ મહીયા. ૪ ॥ હાંરે પ્રેમસખીને નાથે રીસ આણી, હાંરે ઝાલી પાલવ ગોવાલણીને તાણીરે ॥ મહીયા. ૫ ॥ પદ ૬ ॥

હાંરે મેલ કેડોરે મેલ કેડો, હાંરે શીદ ઝાલછ નીર્લજ મારો છેડોરે ॥ મેલ. ૧ ॥ હાંરે કેમ બાઝે છે મહીને માટે, હાંરે ચાલ્યો

જાને આ પાધરી વાટેરે ॥ મેલ. ૨ ॥ હાંરે મેલ છેડો છેલ ગુમાની. હાંરે નૈતો ગાળો ખાઇશ મનમાનીરે ॥ મેલ. ૩ ॥ હાંરે આઘો આઘો આવછ શું લેવા, હાંરે પરનારીને બાઝયાના પડ્યા હેવારે ॥ મેલ. ૪ ॥ હાંરે પ્રેમસખીના નાથ દાણુ લીજે, હાંરે લાંબા હોઠ કાઢીને મહી પીજેરે ॥ મેલ. ૫ ॥ પદ ૭ ॥

હાંરે ધુતારારે ધુતારા, હાંરે મુખ સંભાળીને બોલજે ઠગારારે ॥ ધુતા ૧ ॥ હાંરે કેને ગાળો બોલે છે આવી પાકી, હાંરે ઝાઝી છેડ નૈં રહું હું સાંખીરે ॥ ધુતા ૨ ॥ હાંરે હું તો બોલતી નથી લોક લાજે, હાંરે મારી બાહુડી મરોડી શ્યાને કાજેરે ॥ ધુતા. ૩ ॥ હાંરે મારી ચુંદડી ફાટી છે તે ઝીણી, હાંરે હાર ત્રોડીને લીધા છે ફુલ વીણીરે ॥ ધુતા ૪ ॥ હાંરે પ્રેમસખીનો નાથ આવ્યા લાગે, હાંરે તને બાંધીને મંગાવું કંસ આગેરે ॥ ધુતા ૫ ॥ પદ ૮ ॥

હાંરે અલબેલીરે અલબેલી, હાંરે તેડી કંસને તું આવજે વેલીરે ॥ અલ ૧ ॥ હાંરે મુખ સંભાળીને બોલજે રીસાલ, હાંરે નૈતો ફળ પામીશ તતકાળરે ॥ અલ ૨ ॥ હાંરે બીક કંસની દેખાડે વારંવાર, હાંરે તારા કંસનો તે કેટલો ભારરે ॥ અલ ૩ ॥ હાંરે અમારૂં દાણ લાગે તે લેશું, હાંરે તારા કંસની બીકે તે શું મુકી દેશુંરે ॥ અલ ૪ ॥ હાંરે પ્રેમ સખીના નાથની ગોપી, હાંરે પાયે લાગી પ્રેમશું મેં સોતીરે ॥ અલ ૫ ॥ પદ ૯ ॥

હાંરે વનમાળીરે વનમાળી, હાંરે રીજ્યા પુરણુ ગોપીનો મહી બાળીરે ॥ વન ૧ ॥ હાંરે વાલે હેતે હસીને સામું જોયું, હાંરે મન મોહને ગોપીનું મન મોહ્યુંરે ॥ વન ૨ ॥ હાંરે બોલી પ્રેમ મગન મહીયારી, હાંરે મીઠાં ગોરસ લ્યો ગીરધારીરે ॥ વન ૩ ॥ હાંરે વાલે

રસમાં રસબસ કીધાં, હાંરે પુરણુ પ્રીતે ગોપીના મહી પીધાંરે ॥ વન ૪ ॥ હાંરે શીખે સાંભળેને પ્રીતે ગાશે, તેને ગોપીનો નાથ તેડી જાશેરે ॥ વન ૫ ॥ હાંરે ઉર અખંડ વીરાજે વ્રજરાજ, હાંરે દાણુ લીલા તે પ્રેમ સખી ગાયરે ॥ વન ૬ ॥ પદ ૧૦ ॥

## પદ રાગ ધોળ.

કુંદનપુર વીવા રચ્યો, સુણી ભુપતી ભીમકરાય; કન્યા તે દેવા શ્રીકૃશ્નને, આનંદ ઉર ન સમાય ॥ ૧ ॥ રૂકમૈયેને જાણ્યું, ઉર વ્યાપ્યો અતીશે કાળ; કન્યા ન આપું શ્રી કૃશ્નને એ છે ગાયતણોરે ગોવાળ ॥ ૨ ॥ રૂકમૈયાનું મન મેલુને, તેડાવ્યો શીશુપાળ; રૂકમણીએ તે ખબર જાણી, ને અંતર ઉઠી ઝાળ ॥ ૩ ॥ દુર ઘણી દ્વારામતી, રહ્યો લગન વચ્ચે દીન એક; અંતરજામી આવજો, રાખજો મારી ટેક ॥ ૪ ॥ એવું તે કહીને કુંવરી, કરી કાગળ લખવા આશ; મુક્તાનંદ કહે માનની, થઇ જકત થકીરે ઉદાસ ॥ ૫ ॥ પદ ૧ ॥

ઢાળ ૨ ॥ મારી સાર લેજ્યો અવીનાશીરે, જાણી જનમો જનમની દાસીરે, વાંચી કાગળ વેલેરા આવોરે, મારા તનના તે તાપ બુઝાવોરે ॥ ૧ ॥ દીન એક લગન વચ્ચે જાણીરે, વેલા આવજો સારંગપ્રાણીરે ॥ ૨ ॥ મેં તો તમ અરથે તન કરીયુંરે, મેં તો તમ ચરણે ચીત ધરીયુંરે ॥ ૩ ॥ જોતાં નાથ નહીં આવો વેલારે, તજું પ્રાણ લગન થકી પેલારે ॥ ૪ ॥ કહે મુક્તાનંદ મોરારીરે, વાલા રાખજો ટેક અમારીરે ॥ ૫ ॥ પદ ૨ ॥

ઢાળ ૩ ॥ લઇને કાગળ વીપ્ર સધાવ્યોરે, હરીની કરૂણાથી દ્વારકાં આવ્યોરે; દેખી દ્વારકાં મહા સુખ ધામરે, જેના રાજા છે

સુંદર શ્યામરે ॥ ૧ ॥ વાલે વીપ્રને આવતા જાણીરે, ઉઠયા સનમુખ સારંગપ્રાણીરે ॥ ૨ ॥ પુછી ખેમને કાગળ લીધોરે, વાંચી પત્ર હૈયે દ્રઢ કીધોરે ॥ ૩ ॥ પુજ્યા વીપ્રને દઈ ઘણું માનરે, જાવા ત્યાર થયા ભગવાનરે ॥ ૪ ॥ સાથે વીપ્રને રથમાં બેસાડીરે, ચાલ્યા કુંદનપુર શ્રી મોરારીરે ॥ ૫ ॥ એવા ભકત વત્સલ ગીરધારીરે, જાય મુકતાનંદ બલીહારીરે ॥ ૬ ॥ પદ ૩ ॥

ઢાળ ૪ ॥ માનની મનમાં ચીંતવે, કેમ નાવ્યા સુંદીરસ્યામ વાર થઇ કેમ વીપ્રને, નવ સર્યું મારૂં કામ ॥ ૧ ॥ જો નહીં આવે જદુપતી તો, તજીશ મારા પ્રાણ; એવામાં દ્વીજ આવીગો, જેમ આવે રામનું બાણ ॥ ૨ ॥ વીપ્ર વદન જોઇ વીનતા, મન આનંદ વાધ્યો અપાર, પ્રાણજીવન પધારીયા. જગજીવન જગઆધાર ॥ ૩ ॥ કુંદનપુર હરી આવિયા, સુણો ભુપતી ભીમકરાય, સામા જઇ સનમાન કીધુ આનંદ ઉર ન સમાય ॥ ૪ ॥ ત્રીકમ તોરણ આવિયા વરત્યો તે જેજેકાર; મુકતાનંદ કહે માનનીના, પુન્યતણો નહીં પાર ॥ ૫ ॥ પદ ૪ ॥

ઢાળ ૫ ॥ દેવી પુજાનો મસ લઇ પ્યારીરે, ચાલી નીરખવા કુંજવીહારીરે, સાથે લીધો પુજાનો સામાનરે, નેણે નીરખવા શ્રી ભગવાનરે ॥ ૧ ॥ હરીના ભકત અનાદીના માનીરે, ભાવે પુજીયાં ભવને ભવાનીરે ॥ ૨ ॥ વળતાં રૂપ પ્રકાશીયું બાળીરે, પ્રેમે પામવા શ્રી વનમાળીરે ॥ ૩ ॥ સંગે અસુર હતા રખવાળરે, દેખી રૂપ પડ્યા તતકાળરે ॥ ૪ ॥ વેગે આવીયા અંતરજામીરે, મળીયા મુકતાનંદના સ્વામીરે ॥ ૫ ॥ પદ ૫ ॥

ઢાળ ૬ ॥ કર સાહીને રથપરે લીધાં મનવાંછીત કારજ સીધાં; કન્યા હરી કરી હરી વળીઆ, સન્યા સોતા ત્યાં બળભદ્ર મળીયા ॥ ૧ ॥ વાંસે રૂકમૈયો ચડયો શીશુપાળ, લેશે કેમ કરી કન્યા ગોવાળ ॥ ૨ ॥ બાંધી દુવારકા માંહીથી લાવું, નહીં તો પુરમાં તે પાછો ન આવું ॥ ૩ ॥ જઇને જદુપતી સંગ જુદ્ધ કરીયો, વાલે સરવે તણો મદ હરીયો ॥ ૪ ॥ રૂકમૈયાની વાઢી છે દાઢી, કાપી કેશ ને મુકયો છે કાઢી ॥ ૫ ॥ રૂકમણીજીનો શોક નીવારી, મુકતાનંદ કહે પધાર્યા મોરારી ॥ ૬ ॥ પદ ૬ ॥

ઢાળ ૭ ॥ માધવપુરનો માંડવો. આવે જાદવકુળની જાન; પરણે તે રાણી રૂકમણી, વરવંછીત શ્રી ભગવાન ॥ ૧ ॥ જાદવ તો જાનઇયા થયા, વળી માંડવીઆ પણ સોય, વીધી સહીત વીવા રચ્યો કસર ન રાખી કોઇ ॥ ૨ ॥ માણુકથંભ મંડપ રચ્યો, ચોરી બાંધી સાર, મોહન આવ્યા માંયરે, કોટી ભોવનના કરનાર ॥ ૩ ॥ માથે તે મુગટ જડાવનો કાને કુંડળ મંત્રાકાર, બાંએ બાજુબંધ બેરખા, કોટે કૌસ્તભ મણીનો હાર ॥ ૪ ॥ શોભે ઘણા શણુગારમાં પીતાંબર અતી ઉદાર હેમકડાં બેઉ હાથમાં, પાએ ઝાંઝરનો ઝમકાર ॥ ૫ ॥ વાલાનું વદન સોહામણું, જાણ્યો પુનમચંદ, મુકતાનંદ કહે મોહનવરને જોઇ થયો આનંદ ॥ ૬ ॥ પદ ૭ ॥

ઢાળ ૮ ॥ વળતી લાડલીને શણુગારીરે, પીઠી ચોળીને પાટ બેસાડીરે, નીલી સાડી ધરી તન સારીરે જેણે રીઝે તે શ્રી ગીરધારીરે ॥ ૧ ॥ સોળે શણુગાર અંગોઅંગ ધારીરે ચાલી બેટ્યા દેવમારારીરે ॥ ૨ ॥ સંગે માનની મંગળ ગાયરે. તેની શોભા વરણવી ન જાયરે ॥ ૩ ॥ એવી રીત્યે મધ્ય આવ્યારે, તેડી પીયુજી પાસે પધરાવ્યારે

॥૪॥ કરસાથે ચરાચર સ્વામીરે, નારી માયરે માહા સુખ પામીરે ॥૫॥ શોભે માંયરે મહા સુખકારીરે જાય મુકતાનંદ બલીહારીરે ॥૬॥ પદ ૮॥

ઢાળ ૯॥ વરકન્યાની જોડ બીરાજે, જોતાં કોટી કામ છબી લાજે; વાજે દેવના વાજાં અપાર, પરણે અખીલ ભોવનના આધાર ॥૧॥ બ્રહ્મા ઓચરે વેદ વચન, જય જયકાર થયો ત્રીભોવન ॥૨॥ ચારે ફેરા હરી સંગ ફરીયાં, નારી જગના જીવનજીને વરીયાં ॥૩॥ શોભે અખંડ અલોકીક જોડ, માથે બત્રીસ ભમરીનો મોડ ॥૪॥ લાડોલાડી જમે છે કંસાર, જેનો નીગમન પામે પાર ॥૫॥ મુકતાનંદ કહે મહા સુખકારી, એવાં ચરીત્ર કરે ગીરધારી ॥૬॥ પદ ૯॥

ઢાળ ૧૦॥ કંસાર જમતાં કામની, બોલે વીધ વીધ વચન રસાળ; શામ સુંદર તે સાંભળે, હસતાં તે દીનદયાળ ॥૧॥ વંદી જન જય જય કરે, ગાય ગાંધ્રવ મધુરાં ગાન, અનંત નાચે અપ-સરા, સુર આવ્યા ચઢી વીમાન ॥૨॥ બ્રહ્માદીક સુર પુષ્પની વૃષ્ટી કરે તે વારમવાર; ઢોલ નગારાં ગડગડે, વાજીત્રનો નહીં પાર ॥૩॥ ચારે મંગળ વરતીયાં વરકન્યાની ભલી બની જોડ; રૂકમણી લઇ આવીયો, દ્વારકાં શ્રી રણછોડ ॥૪॥ દીન જાણીને દયા આણી પુરી મનની આશ, મુકતાનંદ કહે ચરણ સેવા દઇને રાખ્યા પાસ ॥૫॥ પદ ૧૦॥

ઢાળ ૧૧॥ શ્રી કૃષ્ણ પરણ્યા રૂકમણીને આવ્યા તે નગર મોઝાર, જેણે એ વીવા નીરખીઓ તેનો પુન્ય તણો નહીં પાર ॥૧॥ પ્રેમે શું માતાએ પોખીઆ, જગજીવન જગઆધાર લઇ હુમંગે શામના, વારણાં વારમવાર ॥૨॥ પુરવાસી સો પ્રેમશું,

નિરખતાં નટવરનાથ; જનમ સુફળ કરી જાણીયો, મહા સુખી થયો સરવ સાથ ॥ ૩ ॥ રૂકમણીએ જે ધારીયું, તે સાચું કીધું શામ; ભક્ત જનના લાડ પાળે, એવા છે કરૂણાના ધામ ॥ ૪ ॥ અધમ જન ઓધારવા, થયા મનુષ્ય રૂપે મહારાજ; પાવન જશ વિસ્તારીઓ સુણતાં તે સીજે કાજ ॥ ૫ ॥ નરનારી જે જે રૂકમણીનો; વિવા સાંભળે ને ગાય તેને તે રીઝે શ્રીહરી, સરવે પાતક પ્રલે થાય ॥ ૬ ॥ શેષજી પાર ન પામીયા, કહેતાં તે હરી જશ સાર; તોય તેના ગુણ ગાવવા, જાણીને અધમ ઓધાર ॥ ૭ ॥ મુક્તાનંદ કહે મહા પ્રભુની અચળ જુગજુગ જોડ; શ્રોતાજન જે સાંભળો તે બોલો જે રણછોડ ॥ ૮ ॥ પદ ૧ ॥

## પદ રાગ ગરબી.

વ્રજમે એક સમે વ્રજરાજ આડો લીધલોરે લોલ, રોસે રાતા થયાછેરે નેણ, ક્રોધ બહુ કીધલોરે લોલ ॥ ૧ ॥ જશોદા હેતે બોલ્યા વેણ, જાઉં તારે વારણેરે લોલ ॥ ૨ ॥ આવડી રીસ કરીરે નંદલાલ, કોને કારણેરે લોલ ॥ ૩ ॥ કાનુડા કહેનો તારેરે કાજ, સીવાડુ ઝુલડીરે લોલ ॥ ૪ ॥ કાજુ રેશમ કેરી કોર, કોરાવું ફુલડીરે લોલ ॥ ૫ ॥ નાડી હીર તણીરે નવરંગ, વણાવું સુંથણારે લોલ ॥ ૬ ॥ આપું હું ખાતે જમવા ખીર, ઘ્રત સાકર ઘણીરે લોલ ॥ ૭ ॥ જશોદા માતા જાણ પ્રવીણ, મનમે આણીયુંરે લોલ ॥ ૮ ॥ રીસાણા બ્રહ્મ મુનીનોરે નાથ, કારણ જાણીયુંરે લોલ ॥ ૯ ॥ ॥ પદ ૧ ॥

પરણ્યા કાજ કરયોરે પરપંચ, મીસ લઇ રીસનુંરે લોલ; ભાખ્યુંરે સુંદર પરમ અનુપ, ચરીત્ર જગદીશનુંરે લોલ ॥ ૧ ॥

જસોદા સમઝા પરમ સીધાંત, લક્ષણ લાલતણું રે લોલ ॥ ૨ ॥ બોલ્યા જા એવું જગ આધાર, રસીક નારૂં રીસણું રે લોલ ॥ ૩ ॥ રસીયા રમો જમોરે સુખ રૂપ, કરો સંગ રેલડીરે લોલ ॥ ૪ ॥ કાજુ કન્યા લાવુ તુજ કાજ, અતિ અલબેલડીરે લોલ ॥ ૫ ॥ વાલેજી કાંઈક ધરીયારે કાન, મન શીતળ કરૂરે લોલ ॥ ૬ ॥ માતાનું વેણ મનોહર માંય, અંતરમાં ધરીયું રે લોલ ॥ ૭ ॥ સગપણ કરવાનું મન સાચ, ઠરાયું ઠેરીયુરે લોલ ॥ ૮ ॥ તારે બ્રહ્મ મુનીનેરે નાથ, હસીને સામું હેરીયુંરે લોલ ॥ ૯ ॥ પદ ૨ ॥

જશોદા સરવે કયું વરતાંત, આગે નંદનેરે લોલ; ઘડીયાં લગન લીધો તતકાળ, કે બાળમુકુંદનારે લોલ ॥ ૧ ॥ થયો છે લાડક વાયોરે લાલ, કે પરણાં જેવડોરે લોલ ॥ ૨ ॥ જોઇને કન્યા કુળ આચારે, સગાઈ વેવડોરે લોલ ॥ ૩ ॥ હમણાં બાળ અવરતારે માહી. કન્યા કાજુ જડેરે લોલ ॥ ૪ ॥ પછે તો મોટા થૈ માહારાજ કેવા એ નાવડેરે લોલ ॥ ૫ ॥ માટે ઝાઝુરે બીજું કાંઈ, ડાપણ નવ ડોળવુંરે લોલ ॥ ૬ ॥ છોટી કનક કુંવરને કાજ, કે કુંવરી ઓલીયેરે લોલ ॥ ૭ ॥ વાલો બ્રહ્મ મુનીનોરે નાથ, પરણવા લાગ્યછેરે લોલ ॥ ૮ ॥ જે કોઇ એનો ગ્રહશેરે હાથ, તેના બડભાગ્યછેરે લોલ ॥ ૯ ॥ પદ ૩ ॥

જસોદા નંદ મળીને એકાંત, એમ વીચાર્યુંરે લોલ, બ્રખુભાણુ ઘરે વીવાહ, કરયાનુ ધારીયુરે લોલ ॥ ૧ ॥ નામાંજોડું મુહુરત વરગ લગન જોવરાવીયુંરે લોલ ॥ ૨ ॥ વરકન્યાને પુરણ પ્રીત, સરવસુભ આવીયુરે લોલ ॥ ૩ ॥ બ્રખુભાણુ તણેરે દરબાર, જશોદાજી ગયારે લોલ ॥ ૪ ॥ દીધા સુરબીડારે પાન, આસન આપીયારે લોલ ॥ ૫ ॥ બોલ્યા કળાવંતીને બ્રખુભાણુ, પધારયા ભલે ભામ-

નીરે લોલ ॥ ૬ ॥ કીધી તમે મેહેર અલોકીક આજ અમારા ઘરભણીરે લોલ ॥ ૭ ॥ જશોદા સુંદર બોલ્યારે વેણ, જોડી હાથનેરે લોલ ॥ ૮ ॥ આપો રાધાકુંવરીનેરે, બ્રહ્મ મુનીના નાથનેરે લોલ ॥ ૯ ॥ પદ ૪ ॥

મનમેં રાજી થયારે બ્રખુભાણ, કળાવંતી કોપીયારે લોલ, જસોદા સાથે કરવા વઢવાડ નેણ રોપીયારે લોલ ॥ ૧ ॥ નંદીની નારી એવી રે વાત, સંકેલી મેલો હાટમેરે લોલ ॥ ૨ ॥ મારી કુંવરી મોતીડારે ભાર, પડી નથી વાટમેરે લોલ ॥ ૩ ॥ તું તો મોટી તારે ઘેર; દેખાડેશું માનનેરે લોલ ॥ ૪ ॥ રાધાગોરી સુંદર રૂપ, ન દઉ કાળા કાનનેરે લોલ ॥ ૫ ॥ મારી પુત્રીરે અતી સકુમાળ, કમળકેરી પાંખડીરે લોલ ॥ ૬ ॥ તારો પુત્ર ભમેરે વનમાંઇ, પગે નહીં ચાખડીરે લોલ ॥૭॥ વાતું કરતાં મીઠીરે વાળ, બેઉ વાદે વધ્યારે લોલ ॥ ૮ ॥ જાણી બ્રહ્મ મુનીના વાલાને કાજ્ય જશોદાજી લડવારે લોલ ॥ ૯ ॥ પદ ૫ ॥

જશોદા લોચન કીધારે લાલ કળાવંતી ઉપરેરે લોલ, રીસે રોમાચીત થયા માત્ર, અધરમુખ હરહરેરે લોલ ॥ ૧ ॥ એવી તારી છોડીરે વાલા દુવાર છાછ પીને ઉચરીરે લોલ ॥ ૨ ॥ કાળો તોય કાનો રાજકુમાર ગોરી તોય ગુજરીરે લોલ ॥૩॥ એવી કોણ ત્રીભોવનમેં નાર, જે એને નહીં વરેરે લોલ ॥૪॥ વારૂરે રાધા જેવીરે લાખ કાનાની ઉપરેરે લોલ ॥ ૫ ॥ કળાવંતી વાટે થાય નહીં ચીત્ર ચીત્ર થાય ભિંતમેરે લોલ ॥ ૬ ॥ તમે શું જાણોરે આડા લોક; રાજાઉની રીતમેરે લોલ ॥ ૭ ॥ તારી કુંવરી જેવીરે ક્રોડ, એની વાંસે ફરેરે લોલ ॥ ૮ ॥ રસીયો બ્રહ્મ મુનીનોરે નાથ, મનને નવ ડરેરે લોલ ॥ ૯ ॥ પદ ૬ ॥

બોલી રોસ કરીને બળ સોત નારી પ્રભુભાણુનીરે લોલ; વઢી આડો જસોમતી સીસ, વચન કેરા બાંણુનીરે લોલ ॥ ૧ ॥ જો હોય લાડકવાયોરે ॥૨॥ લાલ તો બાંધ ગળે ઘુઘરોરે લોલ એવા તારા પુત્રતણો આચાર, કે રેડ્યે ઉધરોરે લોલ ॥ ૩ ॥ કોને એનું પ્રીને પુંખીને કુંણુ, નાક મરોડશેરે લોલ ॥ ૪ ॥ હસે જે નવરી લજ્યાહીન, તે ચોખા ચોડશેરે લોલ ॥ ૫ ॥ જશોદા બોલ્યારે ક્રોધ સોત, કરી તસકારનેરે લોલ ॥૬॥ લજ્યા અકલતણોરે નહીં લેસ, ગુંજરની નારનેરે લોલ ॥ ૭ ॥ કરી કરી બ્રહ્મમુની કે વીખવાદ; સઉ થાકી રયારે લોલ ॥ ૮ ॥ વાવા હાની .પડતી મેલીરે વાત; જશોદા ઘરે ગયારે લોલ ॥ ૯ ॥ પદ ૭ ॥

વાલે મારે ધારો અચળ સીધાંત, પોતે પરણુવા જાય તણોરે લોલ; આપણા હાથે કરીયેરે આજ, વીવાહ આ ધણોરે લોલ ॥ ૧ ॥ માવે વંદ્રાવનને માંય, વજાડી વાંસળીરે લોલ ॥ ૨ ॥ રાધાને તાંણી ઝીણી તાન, આવીને એકાંતે મળીરે લોલ ॥ ૩ ॥ અંગોઅંગ નોતમ વણીરે અનુપ સોભા કાનનીરે લોલ ॥ ૪ ॥ જોઇને રસીયાજીનુરે રૂપ ॥ મગન થઇ માનનીરે લોલ ॥ ૫ ॥ વનમે તે અવસર તતકાળ, બ્રહ્મ આવીયારે લોલ ॥ ૬ ॥ ભાવ્યાં વરકન્યાનોરે ભાવ, તરત પરણુવીયારે લોલ ॥ ૭ ॥ જશોદા કળાવંતીરે પ્રભુભાણુ કુટુંબ સરવે રયું ઘરરે લોલ ॥ ૮ ॥ છાનું બ્રહ્મમુંનીનેરે નાથ, કારજ પોતાનું કરરે લોલ ॥ ૯ ॥ પદ ૮ ॥ પુરા.

ચાલો ચાલો સૈયરનો સાથ, વંદ્રાવન જઇયેરે, સરખી છેલ છબીલાને સંગ હલીમળી ગાઇયેરે ॥ ૧ ॥ વાલો જોવે છે આપની વાટ, ઉભા છે વનમાંરે સખી આપણુ સાથ એકાંત, મલ્યાનું છે મનમાંરે ॥ ૨ ॥ વાલે મોરલી લીધી છે હાથ વજાડે છે વાંસળીરે, આવી

ઉભા છે જમુનાને તીર, પીતાંબર પેરીરે ॥ ૩ ॥ વાલે પેરયા છે ફુલડાના હાર, બાંધ્યાછે બાજુરે, એને લળકે છે કાનું માંય, કુંડળીયા કાજુરે ॥ ૪ ॥ વાલે વ્રગલા પમાડયા મોહ, વંસીને નાદેરે, હરી ગાવે છે સુંદર ગીત મધુરે સાદેરે ॥ ૫ ॥ હરિનો હેતે કરીને હાથ, ઝાલ્યાનો હેવારે, સખા બ્રહ્માનંદનો નાથ, રમવા જેવારે ॥ ૬ ॥ પદ ૧ ॥

જોને જોને સખી એનું રૂપ. મનોહર રાજેરે મુખ લાવનતા જોઈ કામ, કોટી કળા લાજેરે ॥ ૧ ॥ જોને ફુલડાનો તારો શીસ સુંદર સોભેરે જોઇ લાલ સુરંગી પાઘ, મનડુ લોભેરે ॥ ૨ ॥ વાલો નેણે જણાવે છે નેહ હેતેહેરેરે, મુંને ન્યાલ કરી નંદલાલ આંજી નેહેરેરે ॥ ૩ ॥ પેરયા શોભીના સણગાર, રૂડા લાગે રમતાંરે વાલો વ્રજ્ય નારીને ચીત, ગીરધર ગમતોરે ॥ ૪ ॥ મારા લોચનીયા લોભાય નટવર નીરખીરે, હુંતો મગન થઇ મનમાંઇ, દીવાની સરખીરે ॥૫॥ ઉભી ગીત મધુરાં ગાય, ગોપીજન સંગેરે; વાલો બ્રહ્માનંદનો નાથ, રમે રસ રંગેરે. ॥૬॥ પદ ૨ ॥

આવો આવોને નંદજીનાલાલ, આપણ રમીયેરે રૂડા ભોજનીયા બહુ ભાત, જમાડું તે જમીયેરે ॥ ૧ ॥ વરી સામળીયા તન સાથ લાગી પ્રીતીરે, હવે શું કરશે સંસાર કોઇથી નથી બીતીરે ॥ ૨ ॥ મારા હેતુ છો હૈડાના હાર, તમપર વારીરે, તમ કાજે કોડીલા કાન; મેં સેજ સમારીરે ॥ ૩ ॥ મારે તમથી જગમે કોઇ, બીજું નથી વાલુરે જે જોયે તે જાદવરાય, આણી આણી આલુંરે ॥ ૪ ॥ લઇ સરવસ સુંદર શામ; તુજપર વારૂરે તારા છોગલીયામેં સામ; મોયું મન મારૂરે ॥ ૫ ॥ બ્રહ્માનંદના વાલ ગુણવંત, પધારોને પ્યારારે, તમને એક ઘડી અલબેલ, ન મેલું ન્યારારે ॥ ૬ ॥ પદ ૩ ॥

તારી આંખડલી અલબેલ, અતી અણીઆળીરે હું તો ગરક થઇ ગુલતાન કે ભુધર ભાળીરે ॥ ૧ ॥ માથે લાલ કસુંબી પાઘ તોરો લટકેરે, છબી જોઇને સુંદરશામ; મન મારૂં અટકેરે ॥૨॥ રૂડી કેસર કેરી આડ, કે ભાલ બીરાજેરે; જોઇ મુખની સોભા માવ, પુરણ રસસી લાજેરે ॥ ૩ ॥ સોભે ધુઘરડીનો ઘેર, કેડે કંદોરોરે; ગળે મોતીડાની માળ, ચીતડું ચોરેરે ॥ ૪ ॥ સોભે સુંથડલી સર અંગ રૂપાળો રેટોરે, વાલા પેરીને પ્રાણઆધાર, ભાવે શું ભેટોરે ॥ ૫ ॥ વાલા બ્રહ્માનંદના નાથ આવી સુખ આપોરે મુને મેહેર કરી મોરાર, પોતાની થાપોરે ॥ ૬ ॥ પદ ૪ ॥

સખી નંદતણે દરબાર મહા રંગરેલરે, વાલો ગોવાળાને સાથે, ખાંતીલો ખેલરે ॥ ૧ ॥ મુને કાનુડાના કોડ, ગઇતી જોવારે વાલે કીધો અલોકીક ખ્યાલ, મારૂ મન મોવારે ॥ ૨ ॥ કાને ગોપી ગોવાળાને ઘેર, જુગતે જમાડયારે. રૂડી લટકાં કરી નંદલાલ, સુમ રમાડયારે ॥ ૩ ॥ હસી હેતે કરી હરારાય, ઝાલી મુને હાથેરે, વાલે દુધનણી લઈ હેલ; છોળી મારે માથેરે ॥ ૪ ॥ મુને કીધી રમરસ કાળ, ભીંજી મારી સાડીરે; મુને ચસકો લાગ્યો એ સાથ, જોઇસ હું તો દાડીરે ॥ ૫ ॥ વાલો ડોલે ગોવાળીડા સંગ, બોલે સારૂ સારૂરે; હેલી બ્રહ્માનંદને નાથ, મોયું મન મારૂંરે ॥ ૬ ॥ પદ ૫ ॥

ઓરા આવોને સુંદરશામ, એકાંતે મળીયેરે; વાલા દીનજાણીને દયાળ અઢળક ઢળીયેરે ॥ ૧ ॥ વાલી મુરતી તમારી માવ, વશી દીલ મોરોરે; હું તો જોઇને થઇ ગુલતાંવ ફુલા કેરે તોરેરે ॥ ૨ ॥ કાના તમને મળ્યાના છે કોડ, કરીયે વાતુંરે; વાલા તમ વીના પલ એક નથી રહેવાતુંરે ॥ ૩ ॥ તમે દીલડાના દરીયાવ, કે છેલ છોગા-

જીરે, મારા મન માન્યા મોરાર, છો મરમાળારે ॥ ૪ ॥ એની નમ સાથે અલબેલ, પ્રીત્ય બંધાણીરે મુખ લાવનતા જોઈ મા', હું લોભાણીરે ॥ ૫ ॥ તમે મોટા થઇ મહારાજ, શું લલચાવે રે વાલા બ્રહ્માનંદના નાથ હસી બોલાવોગ ॥ ૬ ॥ પદ ૬ ॥

તારા મુખડાની મોરાર માયા લાગીરે, મેંતો લોકડીયાની લાજ, સરવે ત્યાગીરે ॥ ૧ ॥ હવે છેડો નાંખ્યો શીશ થઇ દીવાનીરે, તારી છબી અલોકીક છેલ, મનડે માનીરે ॥ ૨ ॥ મેંતો તમથી બાંધી પ્રીત્ય, બીજેથી તોડીરે હવે સામળીયા તમ સાથ બની છે જોડીરે ॥ ૩ ॥ વાલા ગાવો છો સુંદર ગીત, અલોકીક લટકેરે. તારા છોગલીયામાં છેલ, મારૂ મન અટકેરે ॥ ૪ ॥ છબી જોઇને સુંદરશામ ઠરે છે નેણાંરે; રૂડા લાગે છે રંગરેલ, વાલા તારા વેણારે ॥ ૫ ॥ અલબેલા પ્રાણ આધાર, પધારોને પ્રીત્યેરે; વાલા બ્રહ્માનંદના નાથ, રમો રસ રીનેરે ॥ ૬ ॥ પદ ૭ ॥

મારૂં મનડું પમાડયું મોહ, વંસીને તાનેરે; મુંને ગરક કરી ગુલતાન, કોડીલે કાનેરે ॥ ૧ ॥ મુંને સરવે સૈયરમે શામ, સુહાગણ કીધીરે, વાલે હસી દેખાડી હેત. બાંહી ગ્રહી લીધીરે ॥ ૨ ॥ સરવે પુરી પ્રાણ આધાર, હૈડાની હામુરે; આજ મેહેર કરી મહારાજ. જોયું મુજ સામુંરે ॥ ૩ ॥ વાલે હેતે ઝાલ્યો હાથ. લીધી હરીયે તાળીરે; મારે જગપતી સાથે જોડ બણી રૂપાળીરે ॥ ૪ ॥ અતી હરખ ભર્યો ન સમાય, આનંદ અંગેરે; મારે રમતા જામ્યો રંગ, સામળીયા સંગેરે ॥ ૫ ॥ હું તો મગન થઇ મસ્તાન, ખાંત્યે ખેલુંરે; આંધ્યું બ્રહ્માનંદના નાથ સંગાથે બેલુંરે ॥ ૬ ॥ પદ ૮ ॥ પુરા.

## પદ રાગ ગરબી.

હતી મારા વહાલા હતી મારા વહાલા કેમ કહો છો ગાય નહોતીરે, નંદના ગોવાળીયા તુજને ભળાવી, કેમ કહોછો ગાય નોહોતીરે ॥ ટેક ॥ સોનાસીંઘડીએને રૂપાની ખરીએ, હીરની મોહોરીયે હતીરે; હતી મારા વાહલા હતી મારા વાહલા, કેમ કહોછો ગાય નોહોતીરે ॥ ૧ ॥ આંખે છે આંજણી ને મોહડે છે મુજણી, હીરા સફેદ ગાય હતીરે; હતી મારા વહાલા હતી મારા વહાલા; કેમ કહો છો ગાય નોહોતીરે ॥ ૨ ॥ ચારોરે ચરતી ને પાણીડારે પીતી, નીત દરશન હું કરતીરે, હતી મારા વાહલા, હતી મારા વાહલા, કેમ કહો છો ગાય નોહોતીરે ॥ ૩ ॥ હાથે છે કંકણી ને ઘુંટણુમાં દોહણી; લાડે કોડે ગાય દોહોતીરે; હતી મારા વાહલા, હતી મારા વાહલા; કેમ કહોછો ગાય નોહોતીરે ॥ ૪ ॥ સોનાની ગોળીને રૂપા રવાઇયા નેત્રા લઇ વહેલોવતીરે; હતી મારા વાહલા, હતી મારા વાહલા, કેમ કહો છો ગાય નહોતીરે ॥ ૫ ॥ ગોકુળ જોયું વંદ્રાવન જોયું, જમના તીરે ગાય હતીરે, હતી મારા વાહલા, હતી મારા વાહલા, કેમ કહો છો ગાય નહોતીરે ॥ ૬ ॥ બ્રહ્માનંદનો સ્વામી સામળીયો, ઘેર લાવ્યા ગાય ગોતીરે; હતી મારા વાહલા, હતી મારા વાહલા, કેમ કહો છો ગાય નહોતીરે ॥ ૭ ॥ પદ ૧ ॥ પૂરૂં.

## પદ રાગ ગરબી.

ઉછવની પ્યારી કેશવની, આજ એકાદશી ઉછવની, કોટી ગઉકેરાં દાન કરે પણ, નાવે તોલે એના લવની ॥ આજ ॥ ૧ ॥ મંગળરૂપ સદાસુખકારી, વાલી નીધીજન વૈશ્નવની ॥ આજ ॥ ૨ ॥ વચન પ્રમાણે કરે વ્રત જેનું, ત્રાસ મટેરે ત્રતુ ભવની ॥ આજ ॥ ૩ ॥ બ્રહ્માનંદ કહે વ્રત કરવું એમ આજ્ઞા સ્વામી ઉધવની ॥ આજ ॥ ॥ ૪ ॥ પદ ૧. ॥

હરખ અતી ભેટયા કમળાપતી, આજ એકાદશી હરખ અતિ, મનમોહન મારે મંદીર આવ્યા અધીક થઇ હું તો પુન્યવતી ॥ આજ ૧ ॥ પીતાંબર આભુષણુ પેરી, ચાલંતો વાલો હંસગતી ॥ આજ ૨ ॥ પુરશોતમ પુરણુવર પામી, રૈ ને ખામી હવે એક રતી ॥ આજ ૩ ॥ બ્રહ્માનંદ કહે હરીવર વરતા, ચૌદભુવનમાં હું થઇરે સતી ॥ આજ ૪ ॥ પદ ૨ ॥

માવ મળ્યા તનના તાપ ટળ્યા, આજ એકાદશી મવ મળ્યા પુરવજન્મની પ્રીત જાણીને, આવીને અમપર અઢળક ઢળ્યા ॥ આજ ૧ ॥ મુનીવર ધ્યાન ધરી ધરી થાકયા, કોઇથી વાલો નવ જાય કળ્યા ॥ આજ ૨ ॥ મારૂં મંદીરીયું પોતાનુંરે જાણી, ભુદર સુખ દુખ માંઇ ભળ્યા ॥ આજ ૩ ॥ બ્રહ્માનંદ કહે હરીવર પામી, આનંદ કેરા ઓધવળ્યા ॥ આજ ૪ ॥ પદ ૩ ॥

સુફળ ફળી હું તો હરીને મળી, આજ એકાદશી સુફળ ફળી; ચોંપે કરી નટનાગર સારૂ, સેજ સજી કાજુ કુસમ કળી ॥ આજ ૧ ॥ રસબસ હોઇ રહી રસીયા સંગ, જ્યું મીસરી પય માંહી ભળી ॥આજ ૨ ॥ નીત નીત પ્રેમ રહું ઉર ધરતી, હરી ચરણે મન વરતી હળી ॥ આજ ૩ ॥ બ્રહ્માનંદ કહે હરીવર વરીઆ, જનમ મરણુ કેરી શંકા ટળી ॥ આજ ૪ ॥ પદ ૪ ॥

## પદ રાગ પરજ ખમાચી.

આંગણીએ ઝાઝું શું ભણીએ, આવો કાના મારે આંગણીએ; ભાવ કરી નટનાગર ભેટયા, હૈડાના તાપ પિયા હણીએ ॥ આવો ૧ ॥ હાથ કડાં મોતીડા કેરી માળા, સુંદર છેલ બની ઠણીએ ॥ આવો

૨ ॥ નૌતમ સુંદીર પાઘડલીના પેચ ઝુકયા આવી પાપણીએ ॥ આવો ૩ ॥ બ્રહ્માનંદ કહે પ્રેમ કરીને તૃપ્ત કરૂં મહી માખણીએ ॥ આવો ૪ ॥ પદ ૧ ॥

ઓશરીએ મનડાં હરીએ, આવો પ્યારા મારી ઓશરીએ, મારૂં મંદીરીયું તે શ્યામ તમારૂં, છેટે છેલા શીદને ફરીએ ॥ આવો ૧ ॥ પ્રીતમ નૌતમ પાઘડલીમાં, સુંદર છોગલીયાં ધરીએ ॥ આવો ૨ ॥ ઝુલડાના હાર અનોપમ પેરી, કોડે કોડે લટકા કરીએ ॥ આવો ૩ ॥ બ્રહ્માનંદના નાથ છબી તારી, જોઇ જોઇ અંતરમાં ઠરીએ ॥ આવો ૪ ॥ પદ ૨ ॥

ડોલરીયા રંગના ભરીયા, હસીને બોલો હરી ડોલરીયા; નટવર સુંદર નાથજીરે, તમને મેં અંતરમાં ધરીયા ॥ હસી ૧ ॥ મીથ્યા જગની લાલચ મેલી, પ્રાણ થકી પ્યારા કરીયા ॥ હસી ૨ ॥ જગજીવન તારા રૂપને જોઇને, સર્વે વીષે રસ વીસરીયા ॥ હસી ૩ ॥ બ્રહ્માનંદના છેલછબીલા, કાન ચતુરવર કેસરીયા ॥ હસી ૪ ॥ પદ ૩ ॥

વાતડલી રહોને રાતલડી, વાલા પુછું એક વાતલડી; પીતાંમર સાટે પ્રીતમ, સાડી લાવ્યા નવી ભાતલડી ॥ વાલા ૧ ॥ મોરલડી લઇને મનમોહન, દીધું વેલણ કોણે હાતડલી ॥ વાલા ૨ ॥ જેને ઘરે રજની તમે જાગ્યા, કોણ હતી તેની જાતલડી ॥ વાલા ૩ ॥ બ્રહ્માનંદ કહે સંશે ય ॥ નહીં ધન્ય છે તમારી છાતલડી ॥ વાલા ૪ ॥ પદ ૪ ॥

# પદ રાગ ગરબી.

મારે આજ પ્રીતમ ઘેર આવશે, મને હેતે કરીને બોલાવશેજીરે આજ. એના સાથીડાને સાથે લાવશે, કરી લટકા તાળી દેઇ ગાવશે-જીરે ॥ આજ ૧ ॥ હરી હેતે કરીને સામું ભાળશે, રંગડાની તે રેલ્યું વાળશેજીરે ॥ આજ ૨ ॥ કરી ખ્યાલ અલૌકીક ખેલશે, માથે ફુલડાના છોગલાં મેલશેજીરે ॥ આજ ૩ ॥ બ્રહ્માનંદનો સ્વામી સામળો, સુખ દેશે આવીને ઉતાવળોજીરે ॥ આજ ૪ ॥ પદ ૧ ॥

જોઇ રહી છું પ્રીતમજીની વાટડી, મેં તો ખાંતે ઢાળી છે ખાટડીજીરે જોઇ. અગરચંદને લીપાવું ઓરડા, જળ કુંભ ભરાવું કોરડાજીરે ॥ જોઇ ૧ ॥ રૂડાં ભોજન કર્યાં છે રસે ભર્યાં, તાજાં તરત તૈયાર ઢાંકી ધર્યાંજીરે ॥ જોઇ ૨ ॥ મેં તો સજ કરાવી શેરીયાં, ચોકે ચોકે તે ફુલડાં વેરીયાંજીરે ॥ જોઇ ૩ ॥ બ્રહ્માનંદના સ્વામીને કોડલે, મેં તોરણ બંધાવ્યા છે ટોડલેજીરે ॥ જોઇ ૪ ॥ પદ ૨ ॥

ધન્ય ધન્ય ઘડી છે આજની, રૂડી ખબર આવી છે મહારા-જનીજીરે ધન્ય. સખી મળી મળીને મંગળ ગાય છે, આનંદ ઉભરાયો જાયછેજીરે ॥ ધન્ય ૧ ॥ મોતી થાળ ભરીને ટોળે મળી, સખી હરીને વધાવા થઇ આકળીજીરે ॥ ધન્ય ૨ ॥ સરવે ઘરનો તે ધંધો વીસરી, હરીને મળવા આતુર થઇ સુંદરીજીરે ॥ ધન્ય ૩ ॥ ઘરમાંથી આવી ઉભી બારણે, બ્રહ્માનંદના સ્વામીને કારણેજીરે ॥ ધન્ય ૪ ॥ પદ ૩ ॥

મારે આજ પ્રીતમ ઘરે આવીયા, ભરી મોતીડે થાળ વધાવી-યાજીરે મારે આજ. પહેલા નીર ઉંને નવ રાખીયા, પછે પ્રીતમ માંહી પધરાવ્યાજીરે ॥ મારે આજ ૧ ॥ મેં તો ભોજન જમાડ્યાં ભાત્ય ભાત્યના વાલે આપ્યાં તે સુખ એકાંતનાજીરે ॥ મારે આજ ૨ ॥ પેલું પગઠ્યુંતું તે વેણુ પળ્યા, વાલો હેતે કરીને મુજને મળ્યાંજીરે ॥ મારે આજ ૩ ॥ બ્રહ્માનંદ કહે આજની ધન્ય ઘડી, મારો વાલોજી પધાર્યા સેજડીજીરે ॥ મારે આજ ૪ ॥ પદ ૪ ॥

## પદ રાગ ગરબી.

વાલો વધાવું મારો વાલો વધાવું, આજની ઘડી રળીયામણીરે; મારો વાલો વધાવું. પ્રાણજીવન મારે મંદીરે પધાર્યા, હાર પેરાવું હીરામણીરે ॥ મારો ૧ ॥ કાનકુંવર અલબેલાને કારણે, જનને રાખ્યા છે હૈંજામણીરે ॥ મારો ૨ ॥ ચોખા રાંધીને કાજું આપીશ સવારમાં, સાકરને દુધની સીરામણીરે ॥ મારો ૩ ॥ બ્રહ્માનંદના રંગભીના વાલની કરૂં, પ્રીતે સહીત પધરામણીરે ॥ મારો ૪ ॥ પદ ૧ ॥

કાન રંગીલો છેલો કાન રંગીલો, આજ મારે ઘેર આવીયારે છેલો. ટોડલે ટોડલે તોરણ બંધાવીયાં, ફુલડે ચોક પુરાવીયારે ॥ છેલો ૧ ॥ ગજ મોતીડાનો થાળ ભરીને, મેં તો સરવે પેલા જઇ વધાવી-યારે ॥ છેલો ૨ ॥ અગરચંદન કેરી ગારય કરી બેની, પ્રીત કરી ઓરડા લીપાવીયારે ॥ છેલો ૩ ॥ બ્રહ્માનંદનો વાલો છેલ ચતુર વર, મંદીરમાં પધરાવીયારે ॥ છેલો ૪ ॥ પદ ૨ ॥

શ્યામ સલુણો આવ્યા શ્યામ સલુણો, ધન્ય ઘડી છે આજનીરે આવ્યા. વાલો પધાર્યા એવી સાંભળી વધામણી સુરત ભુલી ઘરકાજનીરે,

॥ આવ્યા ૧ ॥ સામૈયુ લઇને ચાલી વાલાને વધાવવા, સંકયા ન રાખી લોકલાજનીરે ॥ આવ્યા ૨ ॥ વાજાં નગારાં ઢોલ સરણાઇ વજાડીયે, કરો ધુન્ય તાલ પખાજનીરે ॥ આવ્યા ૩ ॥ બ્રહ્માનંદ કહે આવી વસી મારે અંતરે, સુરત રસીક વ્રજરાજનીરે ॥ આવ્યા ૪ પદ ૩॥

વાલા પધારયા તે વાલો પધારયા, જેની નિત્ય વાટડી હેરતીરે જોવા૦ કાનકુંવરના સમાચાર કારણે, વટેમારગુને જઇ ઘેરતારે ॥ જોવા ૧ ॥ દરસન કારણે દલગિર થૈ અંતરે, જેને કાજે આંસુડાં એરતાંરે ॥ તેવા ૨ ॥ કાગ ઉડાવતાને જોસ જોવરાવતા, માળા જેના નામની ફેરવતારે ॥ તેવા ૩ ॥ બ્રહ્માનંદના વાલાની વધામણી, સુણી ફુલશરીએ વરતારે ॥ તેવા ૪ ॥ પદ ૪ ॥

## રાગ ગરબી.

ચાલ સખી જોવાનેરે જાઇએ, ખાંતીલો વનમાં ખેલેરે; લટકા કરી નંદજીનોરે લાલો રંગભીનો રંગરેલેરે ॥ ૧ ॥ મોરલીના તાન મને હરવાને, ચીતડાને લલચાવેરે ॥ ૨ ॥ વ્રજનારીનો જીવન વાલો ગીત મધુરાં ગાવેરે ॥ ૩ ॥ જોરે જોરે ગળે બાંહોડી નાંખે, હેત કરી ઝાલે હાથેરે ॥ ૪ ॥ ફુલડાના હાર પેરયાછેરે કોટે, મેલ્યાંછે છોગલાં માથેરે ॥ ૫ ॥ ગોવાળાને મનડેરે ગમતા ચરીત્ર કરે વનમાળીરે ॥ ૬ ॥ જલદીથી જાએ તો સુખાયારે થાએ, સુંદરજીને ભાળીરે ॥ ૭ ॥ ઉઠ મારી હેલી જાએ વળી વેલી, ધીરજ નથી ખમાતીરે ॥ ૮ ॥ બ્રહ્માનંદના સ્વામીને ભેટી, સીતળ કરશું છાતીરે ॥ ૯ ॥ પદ ૧ ॥

આજ સખી અલબેલોરે વાલો, ઉભા છે જમુનાને તીરેરે, સુંદર મોરલી હાથ લઇને વાઇ છે બળભદ્રવીરેરે ॥ ૧ ॥ સાંભળતાં ગુલતાન થઈ હું શું જાણ્યું શું કીધુંરે ॥ ૨ ॥ ઘરડાનો ધંધો હાથ ન લાગે, લટકાળે મન લીધુંરે ॥ ૩ ॥ મોરલીને નાદે મ્રગલાંરે મોહ્યાં, ઉભાં છે ત્રણ જળ મેલીરે ॥ ૪ ॥ વેતાં થંભ્યાં જમુનાજીનાં પાણી, થકીત થઇ વનવેલીરે ॥ ૫ ॥ વાલાની વંસીરે સુણીનેરે વનમેં મગન થયાં છે પંખીરે ॥ ૬ ॥ શબ્દ સુણીને સ્વણુ લોભાણા, રૂપે લોભાણી આંખીરે ॥ ૭ ॥ બ્રહ્માનંદના વાલાની વંસી, જે સુણસે નરનારીરે; કેડેકેડે કાનુડાને ફરસે, ઘરનાં તે કાજ વીસારીરે ॥ ૮ ॥

પદ ૨ ॥

સુંદર વર મારા પ્રાણના જીવન, અલબેલા ઘેર આવોરે; હું છું દાસી ચરણકમળની, બાંહી ગ્રહી બોલાવોરે ॥ ૧ ॥ લટકાળા તારા લટકારે જોઇને મોહી રહ્યું મન મારૂરે ॥ ૨ ॥ તન મન ધન હું તો સરવસ લઇને, વાલમ તુજપર વારૂરે ॥ ૩ ॥ મારૂ તે સરવે તમારૂ છે મોહન, અંતર રંચ મે આણોરે; સુંદર નેણે સકોમળ વેણે, મુજને પોતાની જાણોરે ॥૪॥ તમ કારણ શામળીયારે વાલા લોકની લજ્યા ત્યાગીરે ॥ ૫ ॥ રાત દીવસ સુતા સુપનામે, રટના તમારી લાગીરે ॥ ૬ ॥ સગા કુટુંબ પીયર સાસરીયા સરવે મેલ્યા વીસારીરે ॥ ૭ ॥ બ્રહ્માનંદ કહે શામ મનોહર, મન વસિયા મોરારીરે ॥ ૮ ॥

પદ ૩ ॥

મનમોહન મારે મંદીરીએ, ખાંતે આવીને ખેલોરે; બાંધો બાજુ કાજુરે ગજરા, માથે લે છોગાલાં મેલોરે ॥ ૧ ॥ વીવીધના કુંતેદ પાક કરાવી, જુગતેથી તમને જમાડુરે ॥ ૨ ॥ હેડા ઉપર લઇને હરીવર, રૂડી તે રીતે જમાડુંરે ॥૩॥ મુરતી તમારી શામ મનોહર

નીરખી ઠરે મારા નેણુંરે ॥ ૪॥ મનમોહન લાગે અતિ મીઠા, વાલા તમારા વેણુંરે ॥ ૫ ॥ મુજ ઉપર અલબેલારે વાલા, બેઠું તમારૂં બાનુરે ॥ ૬ ॥ સરવે લોકમાં સૌ કોઈ જાણે, કેમ કરી રાખું છાનુંરે ॥ ૭ ॥ અંતર આશા ઘણીછેરે વાલા, આવીને સુખડાં આપોરે ॥ ૮ ॥ બ્રહ્માનંદના શામ સોહાગી, પોતાની કરી થાપોરે ॥ ૯ ॥ પદ ૪ ॥

પદ રાગ ગરબી ॥ મીટડલી મારી માવે મુને મીટલડી મારી, સેજે હું ઘરમાંથી આંગણીએ; ઉભી હતી મારી ॥ માવે ૧॥ સામું જોતાં હું તો સુધબુધ ભુલી, ઘાવ લાગ્યો ભારી ॥ માવે ૨ ॥ મન વેંધી મારા તનમાં પેઠી, કાળજ કટારી ॥ માવે ૩ ॥ બ્રહ્માનંદ કહે શું કરી નાંખ્યું, ગુણીયલ ગીરીધારી ॥ માવે ૪ પદ ૧

નેણુ તણે બાણે મારી મુને નેણુ તણે બાણે, આડો આવ્યો જમુનાજીને આરે, એકલડી જાણે ॥ મારી ૧ ॥ કાંઇક મુજપર જાદુરે કીધુંરે, લીધું ચીત તાણી ॥મરી ૨॥ ઘાયલ થૈને ઘર સુધી, પોંચી પરાણે ॥ મારી ૩॥ બ્રહ્માનંદ કહે એ વીના આવે અંતર ઉફાણે ॥મારી ૪॥ પદ ૨॥

નેણુંને ચાલે ચોરૂ ચિત નેણુંને ચાળે, સામે આવી સાન કરી મુંને; કાનુડે કાલે ॥ ચોરૂ ૧ ॥ ભુરકી નાંખી મુજને ભરમાવી, ગીરધર ગોવાળે ॥ ચોરૂ ૨ ॥ વંશી અજબ અલૌકિક વાઇ, પ્રજય તણે ઢાળે ॥ ચોરૂ ૩ ॥ બ્રહ્માનંદ કહે મુજ સામું, ભાવ કરી ભાળે ॥ ચોરૂ ૪ ॥ પદ ૩ ॥

મોરલીએ માવે હરયુ મન મોરલીએ માવે મન, હરવા મારે મંદિરીએ, અણુતેડ્યો આવે ॥ હ. ૧ ॥ લટકા કરી નંદજીનોરે લાલો,

ઘેરે સુરે ગાવે ॥ હ. ૨ ॥ ફુલની માળા બાજુબંધ ગજરા, તોરા લટકાવે ॥ હ. ૩ ॥ બ્રહ્માનંદ કહે ચાલ વાલાની, ચિતડુ લલચાવે ॥ હરયુંમન ૪ ॥ ૫: ૪॥

## રાગ ગરબી.

મોહનરે મોહી તારે લટકે, મોહી તારે લટકે મોલીડાને ચટકે મોહ૦ લટકે તારે મારૂ મનડું લોભાણું, લટકાળા નંદલાલ ॥ મોહી ૧ ॥ લટકા તારા અતી પ્યારારે લાગે, મીઠડા વેલા માવ ॥ મોહી ૨ ॥ વણુદીઠે ઉર દુખડું વધે છે, દીઠેથી સુખડું થાય ॥ મોહી ૩॥ લટકાળા મનમોહન તારૂ, મુખ મેલ્યું નવ જાય ॥ મોહી ૪ ॥ રસીક સલુણા તારૂ રૂપ અલોકીક, નીરખીને થૈ છું નિહાલ ॥ મોહી ૫ ॥ બ્રહ્માનંદના નાથ રંગીલા, લટકાળા નંદલાલ ॥ મોહી ૬ ॥ ૫દ ૧ ॥

વેધાણીરે વાલાની વાંસળીએ, વાલાની વાંસળીએ મોહનજીને મળીએ વેધા૦ રાસ રમવા સારૂ વનમા તેડાવ્યા, સરદપુનમની રેણુ ॥ વાલા ૧ ॥ નૌતમ રાગ આલાપીને નટવર, બેહદ વજાડી વેણુ ॥ વાલા ૨ ॥ મોરલી સુણી મારૂ મનડુ લોભાણું, સુરત લાગી એકતાન ॥ વાલા ૩ ॥ આતુર થૈ હું તો ઝબકીને ઉઠી, ભુલી ભોજન પાન ॥વાલા ૪॥ મોહન કાજ લિધો મારે માથે, લોકતણો અપવાદ ॥વાલા ૫ ॥ બ્રહ્માનંદ કહે ઘાયલ થૈ છું, મોરલડીને નાદ ॥ વાલા ૬ ॥ ૫દ ૨॥

ચાલોરે પ્રીતમજીની પાસે, પ્રીતમજીની પાસે જો રમવાને રાસે ચાલો૦ જમુનાને તીરે જદુપતીવાલો, મોરલી મનોહર વાય ॥ પ્રીત ૧ ॥ અંતર થિર રહી નહી મારે, મનડું સુણી લલચાય ॥ પ્રીત ૨ ॥ ઘરડાનો ધંધો હાથ ન લાગે, રટના લાગી એક તાન ॥ પ્રીત ૩ ॥ પાવનનેણુ કરશુરે સજની, નિરખીને નંદકુમાર ॥ પ્રીત

૪ ॥ ગજગજતી ચાલ્ય અલોકીક બેની, જોઇને ચોરાણું ચિત ॥પ્રિત ૫ ॥ બ્રહ્માનંદના નાથ સંગાથે, પુરણ લાગી પ્રિત્ય ॥ પ્રિત ૬ ॥ પદ ૩ ॥

જાઇશરે સામળીયાને સાથે, શામળીયાને સાથે છેડો નાંખ્યો માથે જાઇ. નંદનાનંદનથી રેનેડો બંધાણો, એવી ના મન અકળાય ॥ સામ ૧ ॥ જગના જીવનને ન દેખુરે જારે, જુગતુલ રજની જાય ॥ સામ ૨ ॥ કાનકુંવર સાથે પ્રીત કરીને, અરપી દીધું મે તો અંગ ॥ સામ ૩ ॥ મસ્તક જાતા પડે નહીં મોળો; રસિક સલુણાનો રંગ ॥ સામ ૪ ॥ લોકતણી મરજાદા તજી મેતો; શું કરશે સંસાર ॥ સામ ૫ ॥ બ્રહ્માનંદનો નાથ રંગીલો, નયણાતણો શણગાર ॥ સામ ૬ ॥ પદ ૪ ॥

## રાગ ગરબી.

લટકાળો લટકતોરે આવે, મોહન મોરલી વાતોરે લટબ્સખાને સંગે અતિ ઉછરંગે, ગિત મધુરાં ગાતોરે ॥ લટ ૧ ॥ કેસરીએ વાઘે કસુબલ પાઘે, કેસર રંગમાં રાતોરે ॥ લટ ૨ ॥ ફુલડાના તોરા ગજરાની ટોપી, ફુલાંને હારે ફુલાતોરે ॥ લટ ૩ ॥ નિષ્કુળાનંદનો સ્વામી સામળીયો, આવે અમીરસ પાતોરે ॥ લટ ૪ ॥ પદ ૧ ॥

સામળીયો સ્નેહનો બાંધ્યો, આવે છે અલબેલોરે; સામ. રંગમાં રાતોને વાંસળી વાતો, છોગાળો છેલ છબીલોરે ॥ સામ ૧ ॥ અતિ પ્રશ્ન વદન વાલાનું, અલવે ભર્યો અલવીલોરે ॥ સામ ૨ ॥ દરશન દેવાને કાંઇ એક કેવા રસબસ કરવા રસીલોરે ॥ સામ ૩ ॥ નિષ્કુળાનંદનો સ્વામી શામળીયો, આવ વાલપશું વેહેલોરે ॥ સામ ॥ ૪ ॥ પદ ૨ ॥

છબીલાની છબી જોઇને, મોહી રહ્યું મનમારૂંરે છબી. નેણા વીશાળને વાણી રસાળ, તેપર તનમન વારૂંરે ॥ છબી ૧ ॥ વાલાનું વદન સુખનું સદન, શોભે છે સુંદર સારૂંરે ॥ છબી ૨ ॥ જીવન જોઇ હું મનમાં મોહી, મિટે મટકું ન મરૂં રે ॥ છબી ૩ ॥ નિષ્કુળાનંદના નાથને નિરખી; અંતરમાં ઉતારૂંરે ॥ છબી ૪ ॥ પદ ૩ ॥

છોગાળા તારા છોગલા ઉપર, વાલમજી જાઉંવારીરે છોગા. નટવરનાગર સુખના સાગર, મનમાન્યા મોરારીરે ॥ છોગા ૧ ॥ કાન ગોવાળાને વાંસળીવાળા, તમે મીરાત્ય છો મારીરે ॥ છોગા ૨ ॥ નંદલાલા લાગો અંતિ વાલા, ગુણવંતા ગીરધારીરે ॥ છોગા ૩ ॥ નિષ્કુળાનંદના સ્વામી સામળીયા, હું છું દાસી તમારીરે ॥ છોગા ॥ ૪ ॥ પદ ૪ ॥

રાગ સામેરી ॥ ઓરા આવોને સુંદર સ્યામ, આંખડલીમાં રાખરે કેદી કઠણ વચન સુખ ધામ, કંઇ નવ દાખુંરે; સુખસંપત્ય તમે સામળારે જીવણપ્રાણ આધાર, જનમ સંગાતી જાદવા, મારા નેણતણા શણગાર ॥ આંખ ૧ ॥ બેસોતો પાથરૂ પામરીરે, હિંડોતો મુકું હાથ ક્ષણએ ન મેલું વેગળા, મારા નવલ સ્નેહી નાથ ॥આંખ ૩॥ અણદીઠે થાઉં આંધણીરે, દીઠે જોબનપુર, પ્રેમાનંદના પ્રાણથી હવે રહી ન શકું દુર ॥ આંખ ૪ ॥ પદ ૧ ॥

તારી મુરતી જાદવરાય વશી દીલ મારેરે હુંતો મગન થઇ મનમાંય, મોહી તારે તોરેરે, સુંદર મુરતી મોહનીરે, મોહ્યું મારૂં મન તનમન જાઉં વારણે, મન માન્યા જગજીવન ॥ વસી ૨ ॥ તમ અરથે હુંતો નિસરીરે, સઉથી કરી વહવેડ, મુખડું જોવા કારણે, હુંતો ફરીશ તમારે કેડ ॥ વશી ૩ ॥ નિમખ ન મેલું નાથજીરે રાખીશ સાઇને હાથ, મોઘા મુલાછો માવજી, વાલા પ્રેમાનંદના નાથ ॥ વશી ૪ ॥ પદ ૨ ॥

અલબેલા તમારે કાજ, ફરૂં હું તો ઘેલીરે, મતવાલા છો માહારાજ, તજયા છો મેલીરે; મોહન થાશોમાં વેગળારે મુજથી શ્યામ સુજાણ; જીવું છું જીવન જોઇને, તમે છો મારા જીવણપ્રાણ ॥ ફરૂં ૨ ॥ જીવન દોરી માયરીરે, લટકા તમારા લાલ; જોઇ રહું છું જાદવા, તમે ચાલો છો સુંદર ચાલ ॥ ફરૂ ૩ ॥ મુખ જોઇ સુખ ઉપજેરે, શીતળ થાય છે અંગ, પ્રેમાનંદના નાથજી, હું તો રાચી તમારે રંગ ॥ ફરૂ ૪ ॥ પદ ૩ ॥

લટકાળા મોહનલાલ તમપર વારીરે, તારૂં ઝળકે છે સુંદર ભાળ જાઉ બલીહારીરે, ભાળ વીશાળ છે લાલજીરે, નેણુ વેણુ રસાળ, ભ્રકુટીના ભગમાં વારી થરથર કંપે કાળ ॥ તમ ૨ ॥ મસ્તક મુગટ જડાવનોરે, કુંડળ શોભા ધામ; વશ કીધી વ્રજવિનતા, તમે નિલ કલેવર શ્યામ ॥ તમ ૩ ॥ મુખની શોભા જોઇનેરે, ચંદ થયો ગતિમંદ, અંગો અંગ છબી ઉપરે, વારી સરવસ પ્રેમાનંદ ॥ તમ ૪ ॥ પદ ૪ ॥

## પદ રાગ ગરબી.

મોહન મુરતી તારીરે, વાલી લાગે છે મોહન મુરતી તારી, નીમખ ન મેલું ન્યારીરે વાલી. સુંદરવર અતિ શોભે છે સારા, ઉર ઉપર હાર હજારીરે ॥ વાલી ૧ ॥ પાંપણુ ઉપર શોભી રહી છે, પાઘડલી ઘણી સારીરે ॥ વાલી ૨ ॥ છેલછબીલા તારાં છોગલાં જોઇને, મોહી છે પડોશણુ મારીરે ॥ વાલી ૩ ॥ પ્રેમ સખી કહે નાથજી તમને રાખું રૂદામાં ધારીરે ॥ વાલી ૪ ॥ પદ ૧ ॥

મોહી પાઘડલીને છેડેરે, ગીરધરજી મોહી પાઘડલીને છેડે, મનડું ફરે તમ કેડેરે ગીર. નણુદી મારી સાન કરે છે મોહન મળવાને તેડેરે ॥ ગીર ૧ ॥ સાસુ સસરો ગામ ગયાં છે, આવો અગાશીને મેડેરે ॥ ગીર ૨ ॥ જુંજભરી બેટોને દુખડાં મેટો, વરસોવા રંગ રેડેરે ॥ ગીર ૩ ॥ પ્રેમ સખી કહે પ્રીતે વધાવું, નાથજી નવલશે નેડરે ॥ ગીર ૪ ॥ પદ ૨ ॥

નંદને છેલ ગુમાનીરે, મન મોહ્યું નંદને છેલ ગુમાની; મોહની નાખી છાનીરે મન. જોવું ત્યારે મને જપ થાય છે, દીઠા વીના દીવાનીરે ॥ મન ૧ ॥ વારે તો વસમુ બહુ લાગે, જોતા રૂપની ધાનીરે ॥ મન ૨ ॥ સાસુ કહે સામળીયાને જોતાં, ઘેલી થઇ વહુ નાનીરે ॥ મન ૩ ॥ પ્રેમસખી કહે પ્રાણુજીવનપર, તન મન ધન કુરબાનીરે ॥ મન ૩ ॥ પદ ૩ ॥

મોહી છું મોહન લટકેરે, લટકાળા મોહન મોહી છું લટકે; પીતાંબરને પટકેરે લટ. જરકસી પાઘ કેસરીયા જામા, ચોળ કસુંબી ચટકેરે ॥ લટ ૧ ॥ કેસર તીલક કપુરની માળા મોહી છું મુખને મટકેરે ॥ લટ ૨ ॥ છોગાળા તારા છોગલા ઉપર; ભમર થઇને મન અટકેરે ॥ લટ ૩ ॥ પ્રેમ સખી કહે શોભા જોઇને જનમ ખોયો નવ ખટકેરે ॥ લટ ૩ ॥ પદ ૪ ॥

## પદ રાગ દોહા.

સુંદરરીતુ સોહામણી ને આવ્યો શ્રાવણુ માસ; વિજલડી ચમકા કરે, મઘ વાદળ છાયો આકાશ. ઝરમર વરસે મેહુલાને, ગરજે ગગને ઘનઘોર કોયલડી ટઉકા કરે, મધુરા બોલે મોર, રચ્યો હીંડોળો રસીકવર, કંચન રતન જડાવ, ઝુલાવે વ્રજયસુંદરી, ઝુલત નટવર નાવ, રેશમ

દોરી કરગ્રહી; ઝુલાવે વ્રજ્ય નાર, ગુણીલા ગીરધરલાલના, અંગે ઉભી ગાય ॥ દોહા પદ ૧ ॥

રાગ સામેરી ॥એનીહાંહાંરે ઝુલો સુંદરશામ બિહારી, એનીહાંહાંરે રાંખુ નિરખી નેણુાંમાં મોરારી; આવો નટવર નીરખું પ્રેમ કરી, એનીહાંહાંરે મારા ગુણવંતા ગીરધારી, તારૂ રૂપ જોઇને મન મોહી રહ્યું, એનીહાંહાંરે મારા હૈડાના હાર હજારી તારે હસવે હરાણૂ ચિત મારૂ, એનીહાંહાંરે મારા શામ સુંદર સુખકારી; તારી મુરતી મોહન મારા ઉરમા વસી, એનીહાંહાંરે પ્રેમાનંદ કહે ન મેલું ન્યારી ॥ પદ ૧ ॥

રાગ દોહા ॥ શી કહું શોભા આજની, ને શોભે શ્રી ઘનશામ અંગોઅંગ છબી નીરખતાં, લાજે કોટીક કામ; હીંડોળો સુંદર અતી, શોભા કહી નવ જાય, નિરખી સૌ નરનારીના ચિતડાં રહ્યાં લોભાઇ ॥ પદ ૨ ॥

રાગ સામેરી ॥ એનીહાંહાંરે ઝુલો રસીયાજી રતન હીંડોળે, એનીહાંહાંરે મન મોહ્યું છેલા તારે તોરે, સામળીયા સોભો બહુ રસભરીયા, એનીહાંહાંરે તારા નેણુા તે ચીત મારૂ ચોરે; તારી આંખ ડલીની રેખું રાતી, એનીહાંહાંરે આવી વાગી કાળજડાને કોરે, તારી પાઘડલી આંટાદાર બની એનીહાંહાંરે આવી અટકી રહી દિલ મોરે; પ્રેમાનંદના પ્યારા ઘનશામ પીયા, એનીહાંહાંરે રાખું જીવડલામાં જોરી ॥ પદ ૨ ॥

રાગ દોહા ॥ હોંસે હરીવર ઝુલીએ, હીંડોળે બળવીર; ઝરમર વરશે મેહુલો, વિધવિધ વરશે સમીર; બપૈયા પીઉ પીઉ લવે બોલે દાદુર મોર ઝુલાવે વ્રજ સુંદરી ઝુલીગે નવલકીશોર ॥ દોહા પદ ૩ ॥

રાગ સામેરી ॥ એનીહાંહાંરે ઝુલો હીંડાળે ઘનશામ, એનીહાં હાંરે ઝુલાવુ પુરણ કામ; સુંદરવર શોભા સારી બની; એનીહાંહાંરે હીંડાળો તે અતિ અભિરામ, હીંડાળે રતન થંભ કળસ ભરયા; એનીહાંહાંરે ચોકીનંગ જડીત છબી ધામ; જોવા આવ્યા જીવન સરવે ભુવનપતી, એનીહાંહાંરે છાયો આનંદ આઠો જામ, વાજે તાલ મ્રદંગ વાજા વીવીધ વીધી, એનીહાંહાંરે ગાય પ્રેમાનંદ ગુણુશામ ॥પદ ૩ ॥

રાગ દોહા ॥ શોભા શ્રી ઘનશામની, રચના કહી નવ જાય; રૂપ જોઉ રંગછેલનું નેણાં ત્રપત ન થાય, વીબુધ વીમાને ચડી; જોવા આવ્યા આકાશ, હીંડાળે ઝુલે હરી, ઝુલાવે નીજ દાસ ॥દોહા પદ ૪॥

રાગ સામેરી ॥ એનીહાંહાંરે ઝુલો હીંડાળે છેલ ગુમાનિ, એની હાંહાંરે તારી મુરતી મારે મન માની, તન તારૂણ સુંદર છબી છાઈ રહી, એનીહાંહાંરે નીરખી ઠરે મારા નેણાં, છબી ધામ સુંદર ઘન-સ્યામ પિયા; એનીહાંહાંરે વ્રજનારી દેખીને દીવાની, ચીત ચોરે મધુરે મુખ હાંશ કરી; એનીહાંહાંરે સુખસાગર સુખનીધાની; ઘન-શામ સહજાનંદ નામ ઉપર; એની હાંહાંરે જાય પ્રેમાનંદ કુરબાની ॥ પદ ૪ ॥

## પદ રાગ પરજ દેશી હીંડાળો.

ઝુલોને વાલા હીંડાળે ઝુલોને વાલા; રતન હીંડાળે રાજ બીરાજો નટવર નંદલાલા ॥ હીંડા ૧ ॥ હેતે ઝુલાવું ગાવું ગુણગણ; ગોવિંદ ગોપાળા ॥હીંડા ૨॥ નેણા ભરીને નિરખું ચચળ છતવણીના ચાળા ॥ હીંડા ૩ ॥ પ્રેમાનંદના નાથ પેરાવું; મોતીની માળા ॥ હીંડા ॥ ॥ ૪ ॥ પદ ૧ ॥

ઝુલો ગિરધારી હીંડોળે ઝુલો ગિરધારી શ્રાવણ માસ સરસ રીતુ આવી; સઉને હિતકારી ॥ હીંડો ૧ ॥ ઉમંગ ભરી ઝુલાવા વાલાને, આવી વ્રજનારી ॥ હીંડો ૨ ॥ રતન જડીત હીંડોળાની સુંદર, શોભા બેની સારી ॥ હીંડો ૩ ॥ પ્રેમાનંદના નાથ હીંડોળે, બિરાજો બીહારી ॥ હીંડો ૪ ॥ પદ ૨ ॥

ઝુલાવું ધિરે નાથજીને ઝુલાવું ધિરે, સુંદર કનક હીંડોળો બાંધ્યો કાળંદ્રીતિરે ॥ નાથ ૧ ॥ ઝરમર ઝરમર મેહુલો વરસે ગરજે ગંભીરે ॥ નાથ ૨ ॥ સુરસુતા અતિ સુંદર શોભે, વહે નિરમળનિરે ॥ નાથ ૩॥ ॥ પ્રેમાનંદ કહે શોર મચાવ્યો, મોરકોકીલકિરે ॥ નાથ ૪ પદ ૩ ॥

ઝુલાવું પ્યારા હીંડોળે ઝુલાવું પ્યારા, હળવે હળવે ઝુલાવું હરિવર; પ્રાણજીવન મારા ॥ હીંડો ૧ ॥ ગજરા બાજુબંધ હાર પેરાવું ગુંથી ગુથી સારા ॥ હીંડો ૨ ॥ નેણા ભરીને નિરખું નટવર નેણ ના તારા ॥ હીંડો ૪ ॥ પ્રેમાનંદના નાથ હયાના હાર છો હજારા ॥ હીંડો ૪ ॥ પદ ૪ ॥

## પદ રાગ સામેરી હીંડોળા.

રૂડે રતન હીંડોળે નાથ હળાવે ઝુલાવું રે, જોઇ મદન મનોહર રૂપ રાજી થાઉરે; હરીવર હીંડોળાતણીરે ઉપમા નવ કહેવાય, સુરસ્ સી શરમાઇને; વસ્યા ગગન મંડળમાં જાઇ ॥ હળ ૧ ॥ હિરા મણી હેમે જડયારે, પચરંગી રતન પ્રવાળ ગજમોતિ પોખરાજપર શોભે પનાપિરોજા લાલ ॥ હળ ૨ ॥ જુવે આવી આકાશમાંરે અમર વેમાન અપાર; નિરખી નટવર નાથને, જાય વારણે વારંવાર ॥ હળ ૩ ॥ હરિજન ગાવે હરખે ભર્યારે, વાજે ઝાઝ મ્રદંગ, પ્રેમાનંદ છબી જોઇને, મોહ પામ્યા કોટીક અનંગ ॥ હળ ૪ પદ ૧ ॥

આવ્યો શ્રાવણ માસ અનુપ, હીંડોળો મચ્યોરે, થયો રાજી જોઇ મહેશ, ટાંડવ નાચ્યોરે શ્રાવણ રિતુ રળીયામણીરે બોલે દાદુર મોર વિજલડી ચમકા કરેરે, વરસે ગરજે ગગન ઘનઘોર ॥ હીંડો ૧ ॥ ઝુલાવે વ્રજ સુંદરીરે, આનંદ અંગ નમાય; ગુણુલા ગિરધર લાલના ગોપી આગે ઉભી ગાય ॥ હીંડો ૨ ॥ વંદ્રાવન રળીયામણુંરે, સુંદર જમુનાતિર, પ્રફુલિત દ્રુમલતા વેલીયું, બોલે કલરવ કોકીલા કિર ॥ ॥ હીંડો ૩ ॥ હીંડોળે હરખે ભરયારે, ઝુલે શ્રી ઘનસ્યામ; પ્રેમાનંદ જોઇ નાથને થયો પાવન પુરણકામ ॥ હીંડો ૪ ॥ પદ ૨ ॥

ઝુલે પુરૂષોતમ પરીબ્રહ્મ હીંડોળે હેલીરે; જોઇ નટવર સુંદર આનંદ હેલીરે, રાજે રસિક ચુડામણીરે હીંડોળે હરીરાય; સારદ નારદ શેસથી, એ શોભા કહી નવ જાય ॥ હીંડો ૧ ॥ કિટ મુગટ કટી કાસનીરે, કરેણ કરણીકાર; મુખ મરકલડો જોઇને, મોહ્યા કતી વિનતા ભરથાર ॥ હીંડો ૨ ॥ મણી ગણ ભુષણ અંગમારે, ઉરવૈજ્યંતી માળ; નિલગીરી પર ઉગીયા, જાણે અગણીત તરણી બાળ ॥ હીંડો ૩ ॥ લાવણ્યતા ઘણી લાલનીરે, રસના નવ કહેવાય; ચરણ નખ છબી ઉપરે, પ્રેમાનંદ વારી જાય ॥ હીંડો ૪ ॥ પદ ૩ ॥

ઝુલે હીંડોળે બળવીર જમુના તિરેરે, ઝુલાવે વ્રજનીનાર; હેતે ધારે ધીરેરે સુંદર ઋઠવિરજ્યા તણુરે, ત્રિવિધી વહેસમીર; પ્રફુલિત માધવી કેતકી, ફુલ્યાં નવ દળપયરૂહીર ॥ જમુ ૧ ॥ કળરવ બોલે કોકિલારે, મધુકર કરે ગુંજાર; બોલે વરહીદા દુર ગયે; ગુણીજન રાગ મલાર ॥ જમુ ૨ ॥ કુસુમ હીંડોળે કાનજીરે, ઝુલે, આનંદ કંદ, ગોપી કાગણુ ચાંદણીમાંહી, શોભે પુરણ ચંદ ॥ જમુ ૩ ॥ નિરઝર વરસે માલતીરે, પારીજાત કરી પ્યાર, પ્રેમાનંદ ઘનસ્યામપર, જાય વારણે વારંવાર ॥ જમુ ૪ ॥ પદ ૪ ॥

# પદ રાગ ગરબી હીંડોળા.

રંગભીનારે સામળીયા આવો ઝુલીએરે રંગ. બાંધુ ફુલ હીંડોળો પ્યારા, પેહેરાવું પટભુષણ સારા; નંદકુંવર તમને નીરખીને ફુલીએરે ॥ રંગ ૧ ॥ ચરચુ ચંદનખોર છબીલા, નૌતમ રીતેશું રંગીલા, ચાંદલીઓ કરવા ઉભી કુમકુમ લઇનેરે ॥ રંગ ૨ ॥ જરકસીના પેરયા હરી જામા, ચીતડું ચોરો બાંધી પાઘ અમુલીએરે ॥ રંગ ૩ ॥ અલબેલા ઉરમાં લખી રાખું, તનમન તમ પર વારી નાખુ, પ્રેમાનંદ કહે આ અવસર નહીં ભુલીએરે ॥ રંગ ૪ ॥ પદ ૧ ॥

ઝુલાવુંરે હીંડોળે સુંદર શામનેરે ॥ ઝુલા ॥ મણી કંચનના થંભ મનોહર, ડાંડી ચાર અનોપમ સુંદર; હીરા પહોળી જડાવું, શુભ સુખ ધામનેરે ॥ ઝુલા ૧ ॥ મખમલની ગાદી બીછાવું, તકીયો તે પાસે મુકાવું; પ્રીતેશું પધરાવું, પુરણ કામનેરે ॥ ઝુલા ૨ ॥ ઘુઘરડી અતી સુંદર ઘોરે લટકે મોતી ઝુમખાં કોરે; ઉડે અંતર ફોર આતમ રામનેરે ॥ ઝુલા ૩ ॥ હીરતણી દોરી લઇ સારી ઝુલાવું હળવે ગીરધારી પ્રેમાનંદ બલીહારી હરીના નામનેરે ॥ ઝુલા ૪ ॥ પદ ૨ ॥

ઝુલોઝુલોરે કેસરીયાવર હીંડોળડેરે ઝુલો. હું ઉતરૂં તમે ઝુલો ગીરધર, હળવેશું ઝુલાવું હરીવર; કેશર ચંદન ચરચુ તન ગોરડેરે ॥ ઝુલો ૧ ॥ ફુલતણા જામા હરી પેહરી, હેત કરી મુજ સામુ હેરી ચીતડું મારૂં ચોરો ફુલાતોરડેરે ॥ ઝુલો ૨ ॥ મંદ મંદ હરી મેહુલો વરસે, ચમકે વીજ ગગનમાં સરસે; બોલે બોલ બપૈયા ઉંચે સોરડેરે ॥ ઝુલો ૩ ॥ કરજોડી તમ ચરણે લાગુ, તમ પાસે હરી એ વર માગું, પ્રેમાનંદના નાથ રહો મારે ઓરડેરે ॥ ઝુલો ૪ ॥ પદ ૩ ॥

ઝુલાવે વ્રજનારી કુંવર કાનનેરે ઝુલા. રતન હીંડોળે શામ બિ-રાજે, આગે ઝાંઝ પખાજજ બાજે; ગુણીજન ગાય સમાજે તોડે તાનનેરે ॥ ઝુલા ૧ ॥ ઝુલે છે છબીલો છેલો, રસીઓ રંગભીનો અલબેલો, હસતાં સામુ હેરે આપે પાનનેરે ॥ ઝુલા ૨ ॥ નીરખી વરસે શ્રાવણ માસ ફુવારા, મોર બપૈયા બોલે સારા, ગોપી સરવે ગાય મધુરા ગાનનેરે ॥ ઝુલા ૩ ॥ નીરખી નટવર લાલ બીહારી, પ્રેમમગન ફુલી વ્રજનારી; પ્રેમાનંદ બલીહારી બીના વાનનેરે ॥ ઝુલા ૪ ॥ પદ ૪ ॥

પદ રાગ ગરબી ॥ સોનાના બોર ઝુલે નંદ કીશોર પ્યારાને પારણે સોનાના બોર, હીરા માણેક બહુ જડીયા પારણું એ, કાજુ શોભે છે રૂડી મોતીડાની કોર ॥ પ્યારા ૧ ॥ કોઇક કાનાને નેણે સારે કાજળીયું, કોઇક બનાવે કસ્તુરીખોર ॥ પ્યારા ૨ ॥ હીલો ગાયને માતા હરીને ઝુલાવે, હાથે ગ્રહી છે રૂડી હીરલાની દોર ॥ પ્યારા ૩ ॥ બ્રહ્મા-નંદ કહે મુખ રસીયા વાલમનું, ગોપી જુવે છે જેમ ચંદચકોર ॥ પ્યારા ૪ ॥ પદ ૧ ॥

ધરમકુંવર મારા હૈડાના હાર, ઝુલે પારણીએ ધરમકુમાર; કંકુ ડાવરણું કાન કુંવરનું, મુખડું જોઇને મોહ વ્રજડાની નાર ॥ ઝુલે ૧ ॥ કોડેકોડેરે ઝાઝું હેત કરીને, લુણ ઉતારે માતા વારંવાર ॥ ઝુલે ૨ ॥ હીલો ગાવેને ગોપી હરીને ઝુલાવે, બીજા મચી છે નંદજીને દ્વાર ॥ ઝુલે ૩ ॥ બ્રહ્માનંદનો વાલો લટકાળો લાલો, અજબ રંગીલો છેલ પ્રાણ આધાર ॥ ઝુલે ૪ ॥ પદ ૨ ॥

સંતુનો શામ દોયલી વેળાના દામ, પોઢયા પારણીએ સંતુનો શામ; મુખડું જોવા માવાનું આવે મુનેશ્વર, અરજ કરે છે નંદજીને ધામ ॥ પોઢયા ૧ ॥ વાર ફેરી ઝુલાવે રસીયા વાલમને, ગોપી મેલીને

ચરડાનારે કામ ॥ પોઢયા ૨ ॥ કાલુ બોલે છે વાલો મનડાને મોતા, રોતા રહે છે છાના રાંવાને નામ ॥ પોઢયા ૩ ॥ બ્રહ્માનંદનો વાલો જન્મ સંગાથી, વ્રજના વાસીને ઠરવાનું રે ઠામ ॥ પોઢયા ૪ ॥ પદ ૩ ॥

બાલુડે વેશ માથે શોભે છે કેશ, વાલો રમે છે મારો બાલુડે વેશ; અખીલ બ્રહ્માંડનો કરતા અખંડીત, નાથ કરે છે લીલા નંદજીને નેશ ॥ વાલો ૧ ॥ રસીયા પ્રીતમને ગોપી તેડી રમાડે, જેના મહીમાનો પાર પામે નહીં શેષ ॥ વાલો ૨ ॥ દેખી પંખીને મારો શામ ડરે છે, ધ્યાન ધરે છે જેનું શીવજી હમેશ ॥ વાલો ૩ ॥ બ્રહ્માનંદનો પ્યારો જીવન મારો, લાલ આંખડલીમેં રાખીને લેશ ॥ વાલો ૪ ॥ પદ ૪ ॥

## પદ રાગ ગરબી થાળ.

સ્વામી આવો અમારે ઘેરરે, વારી જાઉં વાલમજી; સેવા કરશું સારી પેરરે ॥ વારી ૧ ॥ કાંઇ નીર ઉને તે નવરાવુ રે વારી. વળી જુગતી કરીને જમાડુ રે ॥ વારી ૨ ॥ કાંઇ કંચન થાળ કટોરારે વારી. પાસે પાણી પીવાના આબખોરારે ॥ વારી ૩ ॥ મેલું શીરાપુરીને બેક સેવોરે વારી પાસે શાક અથાણાં ભાવે તેવાંરે ॥ વારી. ૪ ॥ મેલું સુરમું કંસાર એક ચોળીરે વારી. રસ રોટલી ઘીનાં ઝબોળી ॥ વારી ૫ ॥ મેલું માખણ ઘ્રત મેવારે વારી. પાસે તળીયા પાપડ જોઇએ તેવાંરે વારી ૬ ॥ કાંઇક લાડુ જલેબી એક લેજોરે વારી. વળી કસર રહે તો મને કહેજોરે ॥ વારી ૭ ॥ કાંઇ ઘીએ તળેલાં ગીલોરારે વારી. કાચરીમે તળેલાં કંકોડારે ॥ વારી ૮ ॥ કાંઇ તુરીયાની તરકારીરે વારી. એક ચોળાફળી છમકારીરે ॥ વારી ૯ ॥ કાંઇ સુરણુ તળ્યાં છે તમ સારૂંરે ॥ વારી ૧૦ ॥ કાંઇ ચોખાને દુધ સીરાવોરે વારી. માંહી

સાકર એક મંગાવોરે ॥ વારી ૧૧ ॥ તમે જમોને ઢોળું વાયરે વારી. કાંઇ તારે તે મારે ટાઢૂં થાયરે ॥ વારી ૧૨ ॥ કાંઇ જળ જમુનાની ઝારીરે વારી. તમને ચળુ કરાવે બ્રહ્મચારીરે ॥ વારી ૧૩ ॥ કાથો ચુનો ને પાન સોપારીરે વારી. મુખવાસ લેજ્યો મોરારીરે ॥ વારી ૧૪ ॥ કાંઇ ચંદન પુષ્પ ચડાવું રે વારી. વળી ગુણ તમારા ગાવું રે ॥ વારી ૧૫ ॥ કાંઇ આરતીઓ ઉતારૂં રે વારી. વળી રૂપ રૂદીયામાં ધારૂં રે ॥ વારી ૧૬ ॥ કાંઇ પલંગ ઉપર પોઢાડું રે વારી. ઝાઝીવાર થાય તો જગાડું રે ॥ વારી ૧૭ ॥ કાંઇ નીંદ્રા ઉંડે નેણેરે વારી. વાતુ કહેજ્યોને સુંદર નેણેરે ॥ વારી ૧૮ ॥ કાંઇ ઘેલું ઘેલું બોલી સુખ દેજોરે વારી. કાંઇ કહેવું હોય તો છાનું કહેજોરે ॥ વારી ૧૯ ॥ આપો અબળાને આનંદરે વારી. બલીહારી જાય બ્રહ્માનંદરે ॥ વારી ૨૦ ॥ પદ ૧ ॥

**॥ પદ રાગ ગરબી થાળ ॥** મારે મંદીર આવ્યા માવજીરે, જમવા જીવણ પ્રાણ મેં તો પ્રેમ ઘણે પધરાવીયારે, સુંદર શામ સુજાણ ॥ ૧ ॥ પુજ્યા વીધી મેં પ્રેમશું રે, અંગ ઘણો ઉમંગ; જોતાં રસીયાજીના રૂપનેરે, રાચી એને રંગ ॥ રંગ ॥ મેં તો ભોજનીઆ બહુ ભાતનારે, પીરસ્યો પુરણ થાળ, ધરયો શામ સલુણા આગળેરે, હસીયા દીનદયાળ ॥ ૩ ॥ મુને ભુખ ઘણી છે બામનીરે, જમવા તારે હાથ; એવું કહીને આનંદ પામીયારે, જાણ્યા ઘણુા જદુનાથ ॥ ૪ ॥ ભાવે ભોજન ચાર પ્રકારનારે, શાક પાક બહુ અન્ન, મારે હાથ જમ્યા છો માવજીરે, ટાઢૂં થયું છે તન ॥ ૫ ॥ મેં તો છપન ભોજન સુચવીરે, જમાડ્યા જદુરાય; પ્રેમે પાનબીડી દઇ મુખમાંરે, લાગી હરીને પાય ॥ ૬ ॥ વાલે હાસ કરી હસાવીયારે, સુંદર કાંઇ સવાદ; આપ્યો પ્રેમ લાગો કરી પ્રેમદારે, મુકતાનંદને પરસાદ ॥ ૭ ॥ પદ ૧ ॥

# થાળ મુકતાનંદ ગરબી.

સખી આનંદની વાત કહું આજરે, મેંતો નેહે કરી નોતરા માહારાજરે ॥ ૧ ॥ પ્રેમે ચોક વચ્ચે ચોકી ઢાળીરે, નાવા ઉઠયા મોહન વનમાળીરે ॥ ૨ ॥ અંગ ચોળી આનંદે શું નવરાવ્યારે, પેરી પાત્તલા પધારા લટકાલોરે ॥ ૩ ॥ મારા મંદીરીયામાં આવ્યા મરમાળોરે, પાટે બેસારી પુજ્યા મોરારીરે ॥ ૪ ॥ અતી આનંદે સુ આરતી ઉતારીરે, બેઠા જમવા જગનો આધારરે ॥ ૫ ॥ મેંતો પ્રેમ કરી પીરસો કંસારરે, સીરો પુરી સુંવાળી સાખુંડીરે ॥ ૬ ॥ ખાજા ખાંજળાને ખાંડ ઘણી રેડીરે, સાટા મોસુંબ જલેબી જુગતાળીરે ॥ ૭ ॥ ગાઢા ગેભર પેંડાની ભરી થાળીરે, દુધપાક પુરી પુરણપોળીરે ॥ ૮ ॥ ઘણે ઘીએ રસ રોટલી ઝબોળીરે, દહીંથરા ભાત ભજીયાને દાળરે ॥૯॥ કેળા રોટલી પુડલા રસાળરે, ગળીમોળી ખાંજ કઢી ને કારેલારે ॥૧૦॥ મગ મેથીએ વધારી ભરાં ભેળાંરે, તળ્યું સુરણ ઘણુ ઘી ઘાલીરે ॥ ૧૧ ॥ વડી વાલાને લાગેછે ઘણી વાલીરે, તળ્યા પરવળ વાળોળ ને વંત્યાકરે ॥ ૧૨ ॥ તળ્યા તુરીઆ કંકોડા કેરૂ શાકરે, ટાંકો તાંદળજો ને સુવાની ભાજીરે ॥ ૧૩ ॥ મેથી મોગરી મુળાથી ઘણુ રાજીરે જમે જુગતે શું દીન દયાળરે ॥ ૧૪ ॥ પાસે અનોપમ આથણા રસાલરે, કેરી કાચરી તલેલ આથ્યું આદુરે ॥ ૧૫ ॥ ડાળા ગરમરને સુલરા સ્વાદુરે, કાજુ કેરડા પાપડ પ્રભુ જમેરે ॥૧૬॥ જલ આસોઆસ મુને ગમેરે, જમે મંથુરા મધુરા જદુરાયરે ॥૧૭॥ હું તો વીંઝણે ઢોળુ વાયરે, જમી આચમન કરયું અવીનાસીને ॥ ૧૮ ॥ પ્રીતે પાન બીડી કરી મુખવાસરે; સુરમુનીને દુરલભ સ્વાદરે, પામ્યા મુકતાનંદ પરસાદરે ॥ ૧૯ ॥ પદ ૧ ॥

## થાળ ભુમાનંદ.

જમો થાળ જીવન જાઉં વારી, બેસો ભેલ્યા બાજોઠીયા ઢાળી; જમો૦ કટોરા કંચનની થાળી, જળે ભર્યા ચંબુ ચોખાળી ાાજમો ાા ાા૧ાા કરી કાઠા ઘઉંની પોળી, મેલી ઘ્રત સાકરમાં બોળી; કાઢયો રસ કેરીનો ઘોળી ાા જમો ૨ ાા કરયા સાટા ઘેબર ફુલવડી, દુધપાક માલપુડા કડી; પુરી પોચી થઇછે ઘીમાં ચડી ાા જમો ૩ ાા અથાણુા શાક સુંદર ભાજી, લાવીછું તરત કરી તાજી; દહીં ભાત સાકર છે ઝાઝી ાા જમો ૪ ાા ચળું કરો લાવું જળ ઝારી, એલચી લવીંગ સોપારી, પાન બીડી બનાવી સારી ાા જમો ૫ ાા મુખવાસ મન ગમતા લઇને, પ્રસાદી થાળ તણી દઇને ભુમાનંદ કે રાજી થઇને ાા જમો ૬ ાા પદ ૧ ાા પુરૂં.

## સામેરી થાળ ત્યાગાનંદ.

વાલા ભોજનીયા બહુ ભાત, જમો ગીરધારીરે, તમને જોવા કારણ આજ આવી વ્રજનારીરે, સોના કેરો પાટલોરે, સોના કેરો થાળી, જળ જમુનાના નીરની જારી ભરી મુકી તતકાળ ાા જમો ૧ ાા ઘેબર બહુ ઘીમાં કર્યારે લાડુ સાકરના સાર, સેવ સુંવાલી લાપસી, માય ઘી ઘુઘિંગ ધાર ાા જમો ૨ ાા બરફી પેંડા ને મોતીયારે, જલેબી જગદીશ, સુતરફેણી સામલાં કરી દળી ઝીણે અતી પીસ ાા જમો ાા૩ાા દુધપાકને પુરીયોરે, માલપુડાં મેસુબ, કેળા સાકર રસ રોટલી, આરોગો આજ હરી સુખ ાા જમો ૪ ાા ભજીયા વડાને રાયતારે, વાલોળને વંત્યાક કંકોડા કારેલડાં, સમકાયા સલુણા સાક ાા જમો ાા ાા૫ાા ટેકુરાને તુરીયાંરે, ગલકા પરવળ પરીબ્રહ્મ, તુવરની તમ કારણે વાલા દાળ કરીછે નરમ ાા જમો ૬ ાા વડી કડી સરવે સાકમેરે,

વધારા વાલમ, આરોગો અલબેલડા શરમ રાખો તો મારા સમ ॥ ॥ જમો ૭ ॥ નૈયા ચુરણનું શાક મેંરે કીધું તમારે કાજ, ફુલવડી ફુળી ગ્વારનીરે, તળી ઘીમાં મે મહારાજ ॥ જમો ૮ ॥ ભાજી સુંદર બહુ ભાતનીરે અથાણા અપાર, દુધ ભાતમાય ઘોળંશે નાંખું સાકર વારમવાર ॥ જમો ૯ ॥ ત્રપત થઇ ચલુ કરો આતમના આધાર, વાસ કરો ભગવાન ॥ જમો ૧૧ ॥

## થાળ પદ રાગ આશાવરી.

જમવા બેઠા અખીલ લોક પતી, ઓસરીએ અવીનાશીરે; ॥જમ.॥ ખટરસ ભોજન સરસ સુધારી, કનક થાળ ધરયો આગેરે, ॥જમ. ૧॥ વીધ્ય વીધ્યના પકવાનને પીરસ્યા, જેજે સારા લાગેરે; મોતી ચુર જલેબી ઘેબર મન ગમતા જે માગેરે ॥ જમ ૨ ॥ દુધપાક જમે બીરંજ હરેસો, નીરખી દુખ દુર ભાગેરે; કડી વડી જમી સાક વખાણ્યા, સુંદર સામ સોહાગેરે ॥ જમ ૩ ॥ ચળું કરીને મુખવાસ લીધો, અધર અરુણ પ્રીત દાગેરે; પ્રેમાનંદ કહે મનકુ મોયુ, સરસ પેચાળી પાઘેરે, ॥ જમ ૪ ॥ પદ ૧ ॥



# પ્રેમાનંદ સ્વામી.

## થાળ.

## રાગ ગરબી.

અવીનાશી આવોરે, જમવા કૃષ્ણ હરી;
શ્રી ભકતી ધર્મ સુતરે જમાડું પ્રીત કરી ૧
શેરડીયો વાળીરે, ફુલડાં વેર્યાં છે;
મળીયાગર મંદીરરે, લીંપ્યા લેર્યા છે. ૨
ચાખડીયો પેરીરે પધારો ચટકંતા;
મંદીરીયે મારેરે, પ્રભુજી લટકંતા. ૩
બાજોઠે બેસાડીરે, ચરણ કમળ ધોઉં;
પામરીયે પ્રભુજીરે, પાવલીયા લોઉં. ૪
ફુલેલ સુગંધીરે, ચોળું શરીરે;
હેતે નવરાવુંરે, હરી ઉને નીરે. ૫
પેહેરાવું પ્રીતેરે, પીતાંબર ધોતી;
ઉપરણી ઓઢાડુંરે, અતી ઝીણા પોતી; ૬
કેશર ચંદનનુંરે, ભાલે તીલક કરું;
વંદન કરી વીષ્ણુરે, ચરણે શીશ ધરું. ૭
ઉર હાર ગુલાબીરે, ગજરા બાંધીને;
નીરખું નારાયણરે, દ્રષ્ટી સાધીને. ૮
શીતળ સુગંધીરે, કળશ ભર્યા જળના;
ઉવેચ બાંધ્યા છેરે, ઉપર મખમલના. ૯
કંચન બાજોઠેરે, બીરાજો બહુનામી;
પકવાન પીરસીરે, થાળ લાવું સ્વામી. ૧૦

મોતૈયા લાડુરે, સેવૈયા સારા;
તમ કાજ કર્યા છેરે, લોકણુસાઇ પ્યારા. ૧૧
મગદળને સેવદળરે, લાડુ દળના છે;
ખાજાં ને ખુરમારે, ચુરમાં ગોળના છે. ૧૨
જલેબી ગેબરરે, બરફી બહુ સારી;
પેંડા પતાસાંરે, સાટા સુખકારી. ૧૩
અરકી ને મેસુરરે, જમો જગવંદનજી;
સુતરફેણી છેરે, ભક્તી નંદનજી. ૧૪
ગગણુ ને ગાંઠિયારે, ગુંદવડાં વાલા;
ગુલાબપાક જમજોરે, ધર્મ તણા લાલા. ૧૫
એલાઇચી દાણારે, ચણા છે સાકરીયા;
ગુલાબપાક સુંદરરે, જમજો ઠાકરિયા. ૧૬
ટોપરાપાક ટાઢોરે, સકરપારા સારા;
સેવો ઘી સાકરરે, તમે છો જમનારા. ૧૭
કેશરીઓ બીરંજરે, ગળ્યો ને મોળો છે;
સાકરનો શીરોરે, હરી શો ધોળો છે. ૧૮
લાપસી કંસારમાંરે, ઘી બહુ રસબસ છે;
ખીર ખાંડ ઘી રોટલીરે, જમો બહુ સરસ છે. ૧૯
બદામ ચારોળીરે, દ્રાખ તે નાંખીને;
દુધપાક કર્યો છેરે, જુઓ હરી ચાખીને. ૨૦
પૂરી કચોરીરે, પૂરણપોળી છે;
રોટલીઓ ઝીણીરે, ઘીમાં બોળી છે. ૨૧
પાપડ ને પૂડલારે, મીઠા માલપૂડા;
આખણુને મીસરીરે, માવો દહીં વડા. ૨૨

ઘઉંની છે બાટીરે, બાજરાની પોળી;
ઝાઝીવાર ઘીમાંરે, હરી મેં ઝબકોળી. ૨૩
તલ સાંકળી સુંદરરે, બીજી ગલપાપડી;
ગાંઠીઆ કળીરે, ત્રીજી ફુલવડી. ૨૪
ભજીઆં ને વડાંરે, સુંદર દૈથરીયાં;
વઘાર્યાં ચણારે, માંહી મીઠું મરીયાં. ૨૫
ગુંજા ને મઠીયાંરે, ફાફડા ફરસાં છે;
અળવી આદાનારે, ભજીયાં સરસાં છે. ૨૬
કંચન કટોરેરે, પાણી પાજોજી;
જેજે કાંઈ જોઇએરે, માગી લેજોજી. ૨૭
રોટલી રસ સાકરરે, જમજો અલબેલા;
રાયણો ને રોટલીરે, ખાંડ કેળા છેલા. ૨૮
મુરબ્બા કર્યા છેરે, કેરી દ્રાખતણા;
સુંદર વર જમજોરે, રાખશોમાં મણા. ૨૯
કટોરા પુર્યારે, સુંદર સાકાંના;
કેટલાક ગણાવુંરે, છે ઝાઝા વાના. ૩૦
સુરણ તળ્યું છેરે, સુંદર ઘી ઝાજે;
અળવી ને રતાળુંરે, તળ્યાં છે તમ કાજે. ૩૧
મેં પ્રીત કરીનેરે, પરવળ તળીયાં છે;
વંત્યાક વાલોળરે, ભેળાં ભેળીયાં છે. ૩૨
કંકોડાં કોળાંરે, કેળાં કારેલાં;
ગલકાંને તુરીયાંરે, રૂડાં વઘારેલાં. ૩૩
ચોળા વાલોળારે, પ્રીત કરી તળીયો;
દુધીયાં ને દોડાંરે, ગુવારની ફળીયો. ૩૪

લીલવા વધાર્યાંરે, થયા છે બહુ સારા;
ભીંડાની ફળીયોરે, તળીયો હરી મારા. ૩૫
ટાંકો તાંદળજોરે, મેથીની ભાજી;
મુળા મોગરીયોરે, સુવાની તાજી. ૩૬
ચણેચી દોડીરે, ભાજી સારી છે;
કડી ને વડીરે, સુંદર વધારી છે. ૩૭
નૈયાંનાં રાયતાંરે, અતી અનોપમ છે;
મીઠું ને રાઇરે, માંઇ બે સમ છે. ૩૮
કેટલાક ગણાવુ રે, પાર તો નહીં આવે;
સારૂં સારૂં જમજોરે, જે તમને ભાવે. ૩૯
સારૂં ને મોળુંરે, હરીવર કહેજોજી;
મીઠું મરી ચટણીરે, માગી લેજોજી. ૪૦
અથાણું જમજોરે, સુંદર સ્વાદુ છે;
લીંબુ ને મરચાંરે, આંબળાં આદુ છે. ૪૧
રઇતી ચીરીરે, કેરી ગોલ કેરી;
ખારેક ને દ્રાખમાંરે, નાંખ્યા લવીંગ મરી. ૪૨
કેરાં ને કરમડાંરે, તળી છે કાચરીયો;
બોલાં બહુ સારાંરે, વાંસ ને ગરમરીયો; ૪૩
પખાળીના ભાતમાંરે, સુંદર સુગંધ ઘણો;
એલાઇચીનો પીરસ્યોરે, આંબા મોહર તણો. ૪૪
મેં કઠણુ કરીછેરે, દાળ હરી તુવેરની;
પાતળી પીરસી છેરે, દાળ મસુરની. ૪૫
મગ ને અડદનીરે, કરી છે ધોઇને;
ચોળા ને ચણાનીરે, ઘીમાં કરમોઇને. ૪૬

દાળ ને ભાત જમજોરે, તમને ભાવે છે;
ચતુરાઇએ જમતાંરે, પ્રીતી ઉપજાવે છે. ૪૭
દહીં ને ભાત જમજોરે, સાકર નાંખી છે;
દુધ ને ભાત સારૂ રે, સાકર રાખી છે. ૪૮
દુધની તર સાકરરે, ભાત જમો પેહલાં;
સાકર નાંખીનેરે, દુધ પીઓ છેલા. ૪૯
જેજે કાંઇ જોઇએરે, તે કહેજો અમને;
કાંઇ કસર કરોતોરે, મારા સમ તમને. ૫૦
જીવણુ જમીનેરે, ચળુ કરો નાથ;
ચંદન ગારેસુરે, ધોવરાવું હાથ. ૫૧
તજ. એલચી જાયફળરે, જાવંતરી સારી;
કાથો ને ચુનોરે, સારી સોપારી. ૫૨
નાગરવેલીનાંરે, પાન લાવી પાકાં;
ચોઇને મુકયાંછેરે, અનોપમ છે આખાં. ૫૩
માંઇ ચુરણ મેલીરે, બીડી વાળી છે;
લલીત લવીંગનીરે, ખીલી રસાળી છે. ૫૪
મુખમાં હું મેલુ રે, બીડી પ્રીત કરી;
આરતી ઉતારૂ રે, પ્રભુજી ભાવ ભરી. ૫૫
ફુલ સેજ બીછાવુ રે, પોઢો પ્રાણપતી;
પાવલીયા ચાપુ રે, હૈડે હરખ અતી, ૫૬
થાળ ગાયો પ્રીતેરે, ધર્મકુળ મુગટ મણી,
આપો પ્રેમાનંદનેરે, પ્રસાદી થાળ તણી. ૫૭



# પદ રાગ રાગ બીભાસ.

પ્રાત ભયો પ્રાણ પ્યારે જાગો ગીરધારી; ॥ પ્રીત. ॥ સખા સબ આગે દુવાર, લે કર પુષ્પ હાર; કબ ભગત કહી ટેરનહે મંડળી તુહારી ॥પ્રા. ૧ ॥ સંગ લે પુંજાકો સાજ, ગુવાલણી આઇ મહારાજ; સબહીકે હાથ સોહે કંચનકી થારી ॥ પ્રા. ૨ ॥ સંધ લે સખી સમાજ, આઇએ દરસન કાજ, દુવારપે ખડી બ્રખુભાનકી દુલારી ॥ પ્રા. ૩ ॥ દરસકો દાન દીજે, નયનાં સુફલ કીજે, મુકતાનંદ વારંવાર જાત બલહારી ॥ પ્રા. ૪ ॥ પદ ૧ ॥

વંસરી વજૈયા કાંન મેરે ઘર આયો ॥ વં ॥ ભુંપન વસન ધારી વેગે આયો ગીરધારી મોરલીમે મીઠી, રાગની સુંનાયો ॥ વં ॥ ૧ ॥ લગ્યો હે તુંમારો ધ્યાન, બઇ મેતોં એક તાન, રસીક મોહન મોયે કંઠસું લગાયો ॥ વં. ૨ ॥ તન કર્યોં તુંમ કાજ, છોડી સબ લોક લાજ અધ્રર સુધ્રાસો પ્યારે, પ્રેમ કરી ॥ પાયો વં ॥ ૩ ॥ તુમહીમે પ્રીત જોરી, ઓર સબહીસે તોરી, મુકતાનંદ એહી માગે, નેહકુ નીભાયો ॥ વં. ૪ ॥ પદ ૨ ॥

છોડો મેરો ચીર સામ પ્રાત ભયો પ્યારે, ॥ છો ॥ ચીડીયા કરત સોર, હોન હે ઘંટા કે ઘોર, નથનીકો મોતી ઠરયો, હાર હું તુમારે. ॥ છો. ૧ ॥ મુખકો તંબોલ ગયો, દીપક શોખીન ભયો; માનની મથન મઇ, પીયા મત વારે ॥ છો. ૨ ॥ કુમુદની સકુચાની; કમલીની બીક્ર સાની, તુમતો નીસ કસ કયા, નંદકે દુલારી. ॥ છો. ૩ ॥ તુંમ હો જીવન પ્રાન, નીમખ ન છોડું ધ્યાન મુકતાનંદ ગોપી કાહુ, વચન ઉચારે ॥ છો. ૪ ॥ પદ ૩ ॥

આજકી શોભા શામ બરની ન જાવે ॥આ.॥ ભુષન વસન શોભે, દેખ દેઝ મન લોભે; કુંડળકી જોત્ય સસી સુરકુ લજાવો॥ આ. ૧॥ સોહત હો બીનેવાન, બોલની અનંગ બાન, ઉરપર પુષ્પહાર અધીક સોહાવે, ॥ આ. ૨ ॥ સુર વીનતાકે વૃંદ નાચત અતી આનંદ, નારદ તુમરૂ ગાય તવ ગુન ગાવે ॥ આ. ૩ ॥ સાગરે શોભા તુમારી, સંતનકું સુખકારી મુકતાનંદ એહી રૂપ, સદા ઉર ધ્યાવે ॥ આ. ૪ ॥ પદ ॥ ૪ પુરા

## પદ રાગ વીભાસ પ્રભાતી.

છોડી કે શ્રી કૃશ્નદેવ ઓરકી મે કરૂ સેવ. કાઢીડારો કર મેરો તીખી તરવારસેં છો૦ ત્યાગીકે રસીક કાન ઓરકો જો ધારૂ ચીરડારો છાતી મેરી કઠીન કટારસેં છો. ॥ ૧॥ કૃશ્ન વીન અ ય જેહા ઇષ્ટ જાની નમું તેહી, ફોરડારો શીર મેરો મુશળ પ્રહારસે ॥ છો. ૨ ॥ મુકતાનંદ કહે મોઇ એ ત પ્રતીત હોય, જાનીયો અધીક નીચ સુપચ લબારસે ॥છો. ૩॥ પદ ૧ ॥

છાંડીકે શ્રી ઘનશામ, ઓરકો જો જપુ નામ; કરલે કટારી મેરી જીભ્યા કાટી ડારીયો છાં૦ લોકનકી લાજ કરૂં જો ન ભકત ચીત ધરૂં, પાવકકે મધ્ય મેરે તનકું પ્રજારીયો ॥છાં. ૧॥ જીવી કાકો લોભ જાની ભકતી જો કરૂં મેં છાની, તેહી છીન તન મેરો સૈલસે પછા-રીયો ॥ છાં. ૨॥ મુકતાનંદ કહે તેરી દ્રઢના જો ડગે મેરી, સુરીપે ચઢાઇ તીખે તીરનસે મારીયો ॥છાં. ૩॥ પદ ૨॥

હોયકે શ્રીકૃશ્નદાસ ઓરકી જો કરૂ આશ, જાનીયો લંબાર લુચો નીચ ઠગ જારસેં હોય૦ જંત્ર મંત્ર સત્ય જાણુ તાકી જો પ્રતીત આણુ, જાખયો અધિક મુઢ કુમતી ગમારસેં ॥હોય. ૧॥ ઘરમહીન

ભક્તી કરૂં પ્રભુસેં જો નાહી ડરૂં, જાનીયો પ્રબલ પાપી ભુમી હુકે ભારસેં ॥ હોય ૨ ॥ મુક્તાનંદ કહે ઇષ્ટ એક તાકીજો ન રાખું ટેક જાનિયો અધિક બુરો ગંડક બીડારસેં ॥ હોય ૩ ॥ પદ ૩ ॥

પાયકે શ્રીકૃષ્ણપ્યા ઓરસેં જો જરૂ જીયા, જાનો ગોય જગ મધ્ય સબસેં લબારજ્યું પાય૦ પ્રગટરૂપ ત્યાગુ ઓરસે, જો અનુ ાગુ જાનિયો જરૂર મોકુ પાપકો પ્રહારજ્યું ॥ પય ૧ ॥ મદ્ય માંસ ભોગી દેવતાકી જો કરૂં મે સેવ. હોના સંગ મેરે રહ્યા વ્રજતો હારજ્યું ॥ પાય ૨ ॥ મુક્તાનંદ કહે મોય એરકી જો આશ હોય, વેશ્યા સમ વેશ મેરો જાનો અતિ ખ્વારજ્યું ॥ પાય ॥ ૩ ॥ પદ ૪॥

# પદ રાગ સામગ્રી પ્રભાતી.

મનરે માન્યું નંદલાલશું, જોઈ વાત્ર પ્રેમાળી; રીઝી રહી એનાં રૂપમાં; સુંદરજીને ભાળી ॥ મન ૧ ॥ ભલ તિલક કોઇ ભાતનું કેસરનું વિરાજે; નયણુંની શોભા જોઇને, કોટી રતીપતી લાજે ॥ મન ॥ ૨ ॥ ફુલડાના તોરા ઝુકીયા, ઝળકે કુંડળ કાને; મુખડાની શોભા જોઇને; મોહી બિન સેવાને ॥ મન ૩ ॥ હીંડળતાં શુભ હારને; જોતાં રહીશું લોભાઇ; મુકતાનંદના નાથશું, કીધી અચળ સગાઇ ॥ ॥ મન ૪ ॥ પદ ૧ ॥

જનમ સુફળ કર્યો માહેરો નટવર નંદલાલે; સુખડું અલોકીક શામળે; આપ્યું અતિ ઘણું વાલે ॥ જન ૧ ॥ મનના મનોરથ પુરીઆ, ગુણવંત ગિરધારી; ભાવ ઉપર મેં માયેર, નાખ્યુ તન ધન વારી ॥ જન ૨ ॥ પરવશ થઈ હું પ્રેમમાં શામળીયાની સંગે; રસીક

શલુણા વ્રજરાજને, રાચી હું તો રંગે ॥ જન ૩ ॥ જીતનો ડંકો વાગીઓ, રીઝયા કુંજવિહારી; મુક્તાનંદના નાથને, વરી થઇ જગન્યારી ॥ જન ૪ ॥ પદ ૨ ॥

સગપણ કીધું રે સ્યામશું. મનમાં સમજી વિચારી; આશ તજી સંસારની, ધારયા ઉરમાં મોરારી ॥ સગ ૧ ॥ નિમખ ન મેલું નાથને નેણુંથી ન્યારા; પરમ સ્નેહી શામળો; મુને પ્રાણથી પ્યારા ॥ સગ ૨ ॥ ભવ બ્રહ્માદીક મહા મુની, તેને દુર્લભવાલો; તે રસીયે મુજને મળ્યા; નટવર નંદલાલો ॥ સગ ૩ ॥ થઇ છું અધિક અલબેલડી, લજ્યા લોકની મેલી; મુકતાનંદના નાથશું, બાંધી પકડી બેલી ॥ સગ ૪ ॥ પદ ૩ ॥

આજ મારૂં ભાગ્ય ઉદે થયું, નિરખ્યા વ્રજપતી વાલો; છેલછબીલો સામળો, લેરી નંદજીનો લાલો ॥ આજ ૧ ॥ જરકસી પાઘના પેચમાં, તોરા અધીક વિરાજે; મુખ શોભા જોઇ માવની પુરણ શશી લાજે ॥ આજ ૨ ॥ ભાળ વિશાળ વિરાજતું, નેણ અણીઆળાં, અતિ ચંચળ રસના ભરયા. કંકોળેલ કાળાં ॥ આજ ૩ ॥ અંગોઅંગ મુરતી માધુરી, રસીઓ ગિરધારી મુકતાનંદના નાથની ॥ છબીપર બલીહારી ॥ આજ ૪ ॥ પદ ૪ ॥

## પદ રાગ કેદારો પ્રભાતી.

ધ્યાનધર ધ્યાનપર ધર્મના પુત્રનું જે થકી સરવ સંતાપ નાસે; કોટી રવીચંદ્રની કાંતી ઝાંખી કરે, એવા તારા ઉર વિષે નાથ ભાસે ॥ ધ્યાન ૧ ॥ શિરપર પુષ્પનો મુગટ સોયામણો, શ્રવણપર પુષ્પના ગુચ્છ શોભે; પુષ્પના હારની પંકતી શોભે ગળે, નિરખતાં ભગતના મન

શોભે ॥ ધ્યાન ૨ ॥ પચરંગી પુષ્પના કંકણુ કર વિષે, બાંએ બાજુબંધ પુષ્પ કેરાં, ચર્ણમાં શ્યામને નેપુર પુષ્પના, લલીત ત્રિભંગી શોભે ઘણેરાં ॥ ધ્યાન ૩ ॥ અંગોઅંગ પુષ્પના આભ્રણુ પેરીને, દાસ પર મેરની દ્રષ્ટી કરતા; કહે છે મુક્તાનંદ ભજ દ્રઢ ભાવશું, સુખતણા સિંધુ સર્વે કષ્ટ હરતા ॥ ધ્યાન ૪ ॥ પદ ૧ ॥

પ્રિત કર પ્રિત કર પ્રગટ પરીબ્રહ્મશું, પરહર અવર પંપાળ પ્રાણી પ્રોક્ષથી ભવતણો પાર આવે નહીં, વેદ વેદાંત કહે સત્ય વાણી ॥ પ્રીત ૧ ॥ કલ્પતરૂ સરવના સંકલ્પ સત કરે, પાસે જઇ પ્રિતશું સેવે જ્યારે; તેમ જે પ્રગટ પુરૂષોતમ પ્રીછશે, થાશે હરીજન તતકાળ ત્યારે ॥ પ્રીત ૨ ॥ પ્રગટને ભજી ભજી પાર પામ્યા ઘણા, ગિદ ગુનીકા કપીવૃંદ કોટી; વ્રજતણી નાર વ્યભિચાર ભાવે તરી, પ્રગટ ઉપાસના સૌથી મોટી ॥ પ્રિત ૩ ॥ શ્રી નારાયણુ સ્વામિને પરહરી જાર ભજ નાર સર્વે ખ્વાર થાશે, કહે છે મુક્તાનંદ પ્રગટ ભજ પ્રાણિયા, અઘ તણા ઓઘતત્કાળ જાશે ॥ પ્રિત ૪ ॥ પદ ૨ ॥

રાત રહે પાછલી ચાર ઘટીકા તયે, સંતને શયન તજી ભજન કરવું; સ્વામીનારાયણુ નામ ઉચ્ચારવું, પ્રગટ પરીબ્રહ્મનું ધ્યાન ધરવું ॥ રાત ૧ ॥ તે સમે આળ પંપાળ બકવું નહીં, ચિત હરી ચરણુમાં પ્રોઇને રહેવું; ગૃહસ્થને જગત જંજાળને પરહરી કૃષ્ણ ગોવિંદ ગોપાળ કહેવું ॥ રાત ૨ ॥ ભજન તજી એ સમે અન્ય ઉદ્યમ કરે, નારકી થાય તે નર ને નારી; તે માટે અમુલખ અવસર પામીને, હરીજન સર્વે લેજો વીચારી ॥ રાત ૩ ॥ દુર્લભ સાજતે સુગમ શ્રી હરી કર્યો, ખોયલા દિવસની ભાગી ખામી; કહે છે મુક્તાનંદ ભજ દ્રઢ ભાવશું; શ્રી નારાયણુ સત્ય સ્વામી ॥ રાત ૪ ॥ પદ ૩ ॥

ભજન કર ભાવશું પ્રગટ પરીબ્રહ્મનું, રાખ હરી રૂપમાં મન તારૂં પ્રગટના ભજનથી પરમ સુખ પામીએ, ઉર થકી નાશ પામે અંધારૂં ॥ ભજન ૧ ॥ નખશીખ નાથની મુર્તિ સોહામણી, ચરણુના ચિન્હ સતાપ ટાળે; પ્રેમશું ચિત્તવે ચરણુ શ્રી હરી તણા, અંથાગાળે સર્વે કમ બાળે ॥ ભજન ૨ ॥ નખતણી પંકિતની જ્યોત નિત નિત નવી, ઉદરમાં ત્રીવલી અધિક શોભે; ઉર વિષે શ્રીવચ્છ ચિન્હને નિરખતાં, સંતના ચિત તત્કાળ લોભે ॥ ભજન ૩ ॥ નેણુ ને વેણુ ચિતચોર સોહામણા, પરમ ઉદાર અતિ ચતુર સ્વામી; કહે છે મુકતાનંદ ભજ દ્રડ ભાવશું, પ્રગટ પ્રમાણુ એ અંતરજામી ॥ ભજન ૪ ॥ પદ ૪ ॥

માવજી મુજપર ખુબ અઢળક ઢળ્યા, માહેરૂં મંદીર ધામ કીધું સુખતણા સિંધુ સેજે મળ્યા શામળો, તમ થકી માહેરૂં કાજ સીધ્યું ॥ માવજી ૧ ॥ દીન દુરબળ તણી ત્રીઠ જાણી તમે, મુજપર મહેર અતિશેજ કીધી; દોયલી વેળાના દામ છો નાથજી, શામળા મારી સંભાળ લીધી ॥ માવજી ૨ ॥ જે સંગ નેહ કર્યો તેને નવ વીસર્યો ભકત વચ્છળ તમે અધિક રસિયા, બરદ પોતાતણું સત્ય કરવા તમે માહરે મંદિર નાથ વસીયા ॥ માવજી ૩ ॥ આજ અમ્રતતણા મેહુલા વરસીયા, ભવતણી ભાવટ આજ ભાગી; આજ મુકતાનંદ અધીક સુખ ઉપન્યું, તમ સંગ શામ દ્રઢ લગની લાગી ॥ માવજી ૪ ॥ પદ ૫ ॥

માહરે મંદીર અખંડ રેહો માવજી, તમ વિના દુખતણો અંત નાવે; આવતું જોબન અનંગ દુખ દે ઘણું, તનતણા તાપ તે કોણુ સમાવે ॥ માહરે ૧ ॥ આશ સરવે પરહરી પ્રીત તમશું કરી, વરી હું વ્રહવતી નાથ તમને, મદનરીપુ મારવા તાપને ટાળવા, અધુર અમ્રત રસ પાઓ અમને ॥ માહરે ૨ ॥ તમ સંગ આશ ઉદાશ

સંસારથી નટવર નિમખ કેમ રહું નારી, નયણાની આગળે અખંડ રહો નાથજી, વીવીધ વીનોદ કરતા વીહારી ॥ માહરે ૩ ॥ રસીયાજી તમ સંગ રગ લાગ્યો ખરો, ગમે નહીં જગતનો ગંધ મુજને; આજ મુક્તાનંદ આડ સરવે ટળી, અરપી હું તનમન નાથ મુજને ॥ માહરે ૪ ॥ પદ ૬ ॥

માહરૂં ભાગ્ય અતીશેજ અદકુ થયું, નાથજી તમ સંગ નેહ જોડી; તનતણા તાપ સંતાપ સરવે ટળ્યા. તનધન જગત શું પ્રીત તોડી ॥ માહરૂં ૧ ॥ અસત સુખ પરહરી નાથ તમને વરી, લોકની લાજ નવ ધરી મનમાં, સુરાનીપેરે તમ સનમુખ ચાલતા, અધીક આનંદ નવ માય તનમાં ॥ માહરૂ ૨ ॥ કોટી બ્રહ્માંડના નાથ કરૂણા કરી, શ્રી હરી માહરે મહોલ આવ્યા, શરણુંાગત તણાં લાડ પાળો સદા ભક્ત વત્સલ તમે નાથ કહાવ્યા ॥ માહરૂ ૩ ॥ દેહડી જાય પણ નેહ નવ છુટજ્યો; એ વર આપજ્યો નાથ મુજને; મુક્તાનંદ કહે નાથજી શ્રીહરી, નીમખ ન્યારા નવ મેલું તમને ॥ માહરૂ ૪ ॥ પદ ૭ ॥

પુરષોતમ તમે પ્રગટ મુજને મળ્યા, આજ આનંદના ઓઘમાંરે; અસતની આશ સરવે ઉરથી પરહરી, શામળા થઇ દ્રઢ શરણ તારે ॥ પુરષોતમ ૧ ॥ જીવે વાઉવડે તરણ જેમ ઉડતી, માવજી મેરૂને તોલ કીધી; કોટી બ્રહ્માંડના નાથ કર સાહીને, અચળ પદવી મુને આજ દીધી ॥ પુરષોતમ ૨ ॥ હાસ્યવીનોદ બહુ હેત દેખાડતા, મહા પ્રભુ આવીયા મહોલમાંરે; નટવર અલોકીક રૂપ નીહાળતા, રસીયાજી રાચી હું રંગ તારે ॥ પુરષોતમ ૩ ॥ સહુ દુખ કાપીયું અખંડ સુખ આપીયું અથીર થીર થાપીયું કે છેલ રસીયો, કહે છે મુક્તાનંદ સરવે કાસળ ટળી, માહરે મંદીર નાથ વસીયા ॥ પુરષોતમ ૪ ॥ પદ ૮ ॥

## પદ રાગ ભેરવ પ્રભાતી.

સ્વામીનારાયણનું સ્મરણ કરતાં, અગમ માત ઓળખાણીરે; નીગમે નીરંતર નીતી નીતી કરી ગાવે, પ્રગટને પરમાણીરે ॥ સ્વામી ૧ ॥ મંગળરૂપ પ્રગટને મેલી, મોક્ષને ભજે જે પ્રાણીરે; તપ તીરથ કરે દેવ દેરાં, મન ન ટળેરે મસાણીરે ॥ સ્વામી ૨ ॥ કથા કીરતન કહેતા ફરે છે, કરમ તણી જે કહાણીરે; શ્રોતા ને વકતા બેય સમજ્યા વીના, પેટને અરથે પુરાણીરે ॥ સ્વામી ૩ ॥ કાશી કેદાર કે દુવારકા દોડી જોગની જુગતી ન જાણીરે; તે પાછો ઘરનો ઘર માંય ગોધો જોડાણો જેમ ઘાણીરે ॥ સ્વામી ૪ ॥ પીધા વીના પ્યાસ નવ ભાગે પંડ ઉપર ઢોળો મર પાણીરે; મુક્તાનંદ કહે મોહન સંગ મળતાં, મોજ અમુલખ માણીરે ॥ સ્વામી ૫ ॥ પદ ૧ ॥

## પદ રાગ કેદારો પ્રભાતી.

કીજીયે ધ્યાન શ્રી ધર્મના કુંવરનું, સર્વ પહેલાં ઉઠી પ્રાતઃકાળે; નીરખીએ રૂપ નખ શિખ મહારાજનું, વાસના અશુભ તતકાળ ટાળે ॥ કીજીયે ૧ ॥ સંત હરીભક્ત સૌ ઉંઘ આળસ તજી, ચીતવીએ ચરણ અતી પ્રીત આણી; નીરખીએ નખમણી સીમા શોભા તણી દુર્લભ દેવને એમ જાણી ॥ કીજીયે ૨ ॥ જમણા તે ચરણના અંગુઠા ઉપરે, નખમાંહી ચીન્હ તે જોઇ રહેવું; ચીન્હપર રકત રેખા અતી શોભતી મન તેમાં લઇ પ્રોઇ દેવું ॥ કીજીયે ૩ ॥ અંગુઠા આંગળી ઉપર કેશ છે, સુક્ષ્મ ચીન્હ છે ચાખડીના; અંગુઠા પાસની આંગળીએ તીલ છે પ્રેમાનંદની જોએલ આંખડીના ॥ કીજીયે ૪ ॥ પદ ૧ ॥

મંગળ મુલ્ક મહારાજના ચરણ છે, ચિતવતાં ચિતમાં શાંતિ થાએ; કામને ક્રોધ મદ લોભ વ્યાપે નહિ, ઉરથકી સર્વ અજ્ઞાન જાએ ॥મંગ ૧॥ જુગલ પદતળ વિષે ષોડષ ચિન્હ છે, નામ તેનાં હવે કહું વિચારી; સ્વસ્તિ જવ જાંબુ ધ્વજ, અંકુશ અંબુજ, અષ્ટ કુણ વજ ઉર્ધ્વ રેખા પ્યારી ॥મંગ. ૨॥ નવ ચિન્હ ધારવાં જમણા તે ચરણમાં વામ પદમાં બીજાં સાત શોભે; મિન ત્રિકુણ ને વ્યોમ ગોપદ કળશ, અર્ધ ચંદ્ર ધનુષ ચિત્ત લોભે ॥મંગ, ૩॥ જમણા તે ચરણની આંગળી છેલીયે, તિલ એક અનુપમ આનંદકારી; પાનિયું સુંદર ઘુંટિ પિંડપર. પ્રેમાનંદ તન મન જાય વારી ॥મંગ. ૪॥ પદ ૨ ॥

નિરખતાં નાથની જાણું છબી જીવમાં સુખ થાએ, દુખ સૌ દુર વામે; જમણા સાથળ વિષે ચિન્હ એક, અનુપમ નીરખતા ભક્ત મનમોદ પામે ॥નિ. ૧॥ કેળના થંભ જેવા સાથળ સુંદર, ગરૂડની પિઠ પાવનકારી; કટિ તટપીટ પટ કસ્યો કરૂણા નીધી, સ્યામ શોભા કટિ લાગે પ્યારી ॥નિ. ૨॥ નાલન સમ નાભિપર ત્રિવલ્લી છબી ઉદરમાં, ઉન્નત ઉરમાંહી કેશ સોહે; હસ્તન સ્યામપર છાપના ચિન્હ છે, તિલ એક ઉર વિષે ચિત્તમોહે ॥નિ. ૩॥ ઉર વિષે કૌસ્તુભ શ્રીવચ્છ ચિન્હ છે, વિનગુણ હારની શોભા સારી; દક્ષિણ બાહુ તે નિકટ તિલ ચાર છે, પ્રેમાનંદ જોઇ જોઇ જાય વારી ॥ નિ. ૪॥ પદ. ૩ ॥

અશરણ શરણ ભુજડંડ મહારાજના, ચિન્હ છે સુંદર કુણીયું સ્યામ સુખધામ વાણી ॥અ. ૧॥ પોંચાથી ઉપર છાપનાં ચિન્હ છે, કાંડા છે કઠણ બળવાન ભારી; કરમપર કેશ છે હથેળી રાતીયું, શામ રેખા તેમાં ન્યારી ન્યારી ॥ અ. ૨ ॥ રાતી છે આંગળીયું રાતા છે નખમાણી, ઉપડતા તિખા તે જોયા જેવા; એવા જે કરવર ધરત જન શીરપર, આતુર અભય વરદાન દેવા ॥અ. ૩॥ જાનુપર જંત

ભુજ સરસ ગજ સુંઢથી, ભકતને ભેટવા ઉભા થાય, એવા ધનશા-મની ભુજા છબી ઉપરે, પ્રેમાનંદ તનમન વારી જાએ ॥ અ. ૪॥ પદ. ૪॥

ચીતવીએ ચિન્હ મહારાજના અંગમાં ભક્તજન ભાવશું વાર-મવારે, વામ ભાગે વળી કંઠને ભુજ વચે, ચૌદ તિલ સુક્ષ્મ સરસ સોર ॥ચી. ૧॥ ડાબે પડખે વળી નવ તિલ નઉતમ, ત્રણ તિલ કુક્ષમાં કહું છું જોઈ; એક તિલ અનુપમ કંખુ કંઠને વચે, નિરખતાં ભકત મન રહે છે મોહી ॥ચી. ૨॥ ચિબુકને અધરપર કેશ રેખા છબી, અધર પ્રવાળ જોઇ ચિત લોભે; કંદની કળી સમ દિપે દરસ-નાંવળી, કનકની રેખ માંહી સરસ શોભે ॥ચી. ૩॥ ડાઢમાં ચિન્હ છે સ્યામ સોહામણું, મંદ મુખહાસ જોઈ લાજે કામ; ધેરે સાદે કરી બોલતા વચન હરી, પ્રેમાનંદનો સ્વામી ધનસ્યામ ॥ચી. ૪॥ પદ. ૫॥

વારી જાઉં વારણે વદનશશિ ઉપરે, નિરખતાં નેણુ નથી તૃપ્ત થાતાં; અમૃત વૃષ્ટિ કરે તાપ તનના હરે, હરેહરે કહે હરી છીક ખાતા ॥ વા. ૧॥ શોભા તે શી કહું નાશિકા શુકતણી, ગોળ કપોળ બહુ લાગે રૂડા; નાશિકા ઉપર શિળીના ચિન્હ છે, ચિતવતાં ધાટ નવ થાય કુડા. ॥વા. ૨॥ જમણા કપોળમાં મોટો એક તિલ છે, તિલ એક મોટો છે ડાબે કાને; જે જન નિરખીને ધારી લે ચિતમાં; તે ન પડે માયા કાળ પાને ॥વા. ૩॥ કાન વિંધ્યા તેનાં ચિન્હ છે સુંદર, ચંચળ દ્રગ માંહી રેખા રાતી; પ્રેમાનંદમીન અખીલજન વારૂ લઇ, ઉપમા દેવા નથી બુદ્ધી થાતી ॥વ. ૪॥ પદ ૬॥

ભકતજન રંજન ભ્રકુટી ધનસ્યામની, કામની જોઈ તુરત થાય ઘેલી; ભ્રકુટીને હેઠેને નેત્રની ઉપરે, રેખા ઉઠે અતી રસ ભરેલી ॥ભ ૧॥ ભાલ વિશાળમાં પંચ રેખા ઉઠે, ઉભી છે બેને ત્રણુ ચંદ્રકારે;

જમણી કોરે એક ચિન્હ છે ભાળમાં, ભકતજન નીરખે વારંવાર ॥ભ. ૨॥ સુંદર મુસ્તક શ્રી મહારાજનું, શીખા સુંદર જેમાં જોઇજ રહીએ; ત્રણ્ય તિલ છે વળી શીખાને પાછળે, જમણે ભાગે તેને ધારી લઇએ ॥ ભ. ૩॥ મોટો એક તિલ છે વામ વાંસામાંહી, મોટો એક કેશ છે તેને પાસે; જમણા વાંસા માંહી આથો એક તિલ છે, પ્રેમાનંદ નિરખતાં દુખ નાસે ॥ભ. ૪॥ પદ. ૭॥

નખશીખ નીરખીને ચિન્હ વર્ણન કરયાં, સંત હરીભકતને નિત્ય ગાવા; ભક્તના ઉર વિષે શ્રીમહારાજની, સુંદર મુરતી સાક્ષાત થાવા ॥નખ. ૧॥ પુષ્પના ભુષણ વસણ મહારાજનાં, એક પદમાં હવે કહું વખાણી; ઉજ્જલ પાઘ શીર શ્વેત પટકો મળે, શ્વેત ધોતી પહેરી પ્રીત આણી ॥નખ. ૨॥ પુષ્પના હાર ઉર કંકણ પુષ્પનાં, પુષ્પનાં બાજુ તે બાંધ્યા બાંહે; પુષ્પના ગુચ્છ તે ખોસ્યા બે કાનમાં તોરા લટકે સુંદર પાઘ માંહે ॥નખ. ૩॥ એ પદ જે કોઇ શીખે ને સાંભળે, એ છબીનું નીત્ય ધ્યાન ધરશે, પ્રેમાનંદ કહે તેના ઉરમાં આવીને સ્વામી સહજાનંદ વાસ કરશે ॥ નખ ૪॥ પદ ૮॥

## પદ રાગ ભૈરવી પ્રભાતી.

પ્રાત થયું મનમોહન પ્યારા, પ્રીતમ રહ્યા શું પોઢીને પ્રાત૦ વારમવાર કરૂં છું વીનતી, જગજીવન કરજોડીને ॥ પ્રાત ૧॥ ઘર ઘરથી ગોવાળા આવ્યા, દરશન કારણ દોડીને; આંગળીએ ઉભી વ્રજ અબળા, મહી વલોવા છોડીને ॥ પ્રાત ૨॥ બહુરૂપી દરવાજે બેઠા, શંકર નેજા ખોલીને; મુખડું જોવા આતુર મનમાં જોરે રાખ્યા ઓડીને ॥ પ્રાત ૩॥ ભૈરવ ગુણીજન ગાવે, તાન મનોહર તોડીને; બ્રહ્માનંદના નાથ વીહારી, ઉઠયા આળસ મોડીને ॥ પ્રાત ૪॥ પદ ૧॥

રસીયાજી રાય આંગણુ બેઠા, કોમળ દાતણુ કરવાને; મખમલની ગાદી બહુ મુલી, પાટ ઉપર પાથરવાને ॥ રસી ૧ ॥ આછું જળ જમુનાનું આણ્યું, કંચન ઝારી ભરવાને; સોના કેરૂં પ્યાલું લાવ્યા, સુંદર આગે ધરવાને ॥ રસી ૨ ॥ દાસ મળ્યા સહુ દરશન કારણુ; જગને પાર ઉતરવાને; દાતણુ કરતા હરીને દીઠા, તે નાવે ભવ ફરવાને ॥ રસી ૩ ॥ મુખમંજન કીધું મનમોહન, હરીજનનું મન હરવાને, બ્રહ્માનંદના નાથ પધાર્યા સ્નાન વીધી અનુસરવાને ॥ રસી ૪ ॥ પદ ૨ ॥

બાજોઠે કનક તણે આવી બેઠા નીર ગરમ હરી નાવાને બાજો. શ્વેત વસ્ત્ર પેહેર્યુ એક સુંદર, ભુધરજી ભીજાવાને ॥ બાજો ૧ ॥ અત્તર તેલ ફુલેલ અનુપમ, મરદન કરવા માવાને; અંગ ચોળ્યું જળ ઢોળ્યું ઉપર, રસીયાને રીઝાવાને ॥ બાજો ૨ ॥ સ્નાન કરી ઉઠયા શામળીયા, પ્રેમીજન લલચાવાને; લલીત નવીન ત્યાગ કરી લાવ્યા પીતાંબર પેરાવાને ॥ બાજો ૩ ॥ રતન જડીત શુભ પાટય મનોહર, ગાદી નવલ બીછાવાને; બ્રહ્માનંદના નાથને આવ્યા, ભોજન કાજ બોલાવાને ॥ બાજો ૪ ॥ પદ ૩ ॥

જમો જમોને મારા જીવન જુગતે, ભોજનીયાં રસ ભરીઆંરે; બાકશાક તમ સારૂ પ્રીતમ, કોડે કોડે કરીયાંરે ॥ જમો ૧ ॥ તળીયાં ગળીયાં તાજાતાતા, કનક થાળમાં ધરીયાંરે; આરોગો મારા નાથ અલો-કીક; ઘ્રત ઝાઝાં ઘેબરીયાંરે ॥ જમો ૨ ॥ કડીવડી કારેલાં કાજુ, રાય તણુા દૈ મરીયાંરે; જોઇએ તો ઉપરથી લેજો, મીઠુ જીરૂં ચરાઆંરે ॥ જમો ૩ ॥ બ્રહ્માનંદના નાથ શીરાવા, દુધ ભાત સાકરીયાંરે; ચળુ કર્યું હરી ત્રપત થઇને, નીરખી લોચન ઠરીયાંરે ॥ જમો ૪ ॥ પદ ૪ ॥

# પદ રાગ પ્રભાતી.

આવોરે વાલાજી હું તો તારા મોળીડાપર મોઇરે, વાલાજી લાગો છો વાલા તુને રહી છું જોઇરે ॥ આવોરે ૧ ॥ લટકંતી ચાલ રૂડી, મીઠા મીઠા વેણુરે; રસીયાજી જોઇને ઠરેને મારા નેણુંને ॥ આવોરે ૨ ॥ આંખડલી રૂપાળી વાલા મુંને કામણીયા કરે છેરે, મધુરે મધુરે હસવું પ્રાણુને હરે છેરે ॥ આવોરે ૩ ॥ મંદીર પધારો મારે શામ પટ ધારીરે, તન મન ધન લઇને પ્રેમ સખી વારીરે ॥ આવોરે ૪ ॥ પદ ૧ ॥

વાલા તમ સાથે મારે, પ્રીતડી બંધાણીરે; જનમ સંગાથી મારા સનેહી તમને જાણીરે ॥ વા ૧ ॥ લોકડીયાની લાજ મેલી, કુટુંબથી તોડીરે; શામળીયા સનેહી વાલા મેંતો તમ સાથે જોડીરે ॥ વા ૨ ॥ ઘરડાનો ધંધો મુને, કાંઈ નવ સુઝેરે; લાગ્યારે નેહના બાણુ, હવે કેમ રૂઝેરે ॥ વા ૩ ॥ પ્રેમ સખી કહે છે, નીરખી નયણા ઠરે છેરે, વાલા તમ સાથે મારૂં મનડું ફરે છેરે ॥ વા ૪ ॥ પદ ૨ ॥

સખીરે શામળીયે વાસે મુંને, મોહની લગાડીરે ॥ સખી ૧ ॥ ચીતડાં ચોર્સ્યાં છે મારા, છેલ વર છલીયેરે; હવે હું તો રહી ન શકું, જાઇશ નંદજી ફળીયેરે ॥ સખી ૨ ॥ ઘોડલા ખેલાવશે વાલો, સાંભળ સઇયર મારીરે; ત્યારે હું તો જઇને, બેસીસ સામી બારીરે ॥ સખી ૩ ॥ મુજ સામું જોશે હેતે, વાલો ઉભા રહીનેરે; શામળીયો બોલાવશે મુજને, પ્રેમ સખી કહીનેરે ॥ સખી ૪ ॥ પદ ૩ ॥

વીસરી મા જાજો વાલા મુંને, શામળીયા ગીરધારીરે; વારે વારે કરૂં છું વાલા, અરજ એ છે મારીરે ॥ વી ૧ ॥ અમ જેવા ઘણા તમને મુને આશ તમારીરે; તે માટે રાખો વાલા મુને; પોતાની સંભારીરે

॥ વી ૨ ॥ અધુર અમ્રત પાજો, રસીયા બોલાવીરે; પાતળીયાજી પાવન કરજો, મંદીર મારે આવીરે ॥ વી ૩ ॥ પ્રેમ સખી મોહી છે વાલા, રાજીવ નેણેરે; બીજું ન માગુંરે વાલા બોલાવજો મીઠે વેણેરે ॥ વી ૪ ॥ પદ ૪ ॥ પુરા.

## પદ રાગ પ્રભાતી.

વૈરાગના પદને વીઘન આડાં ઘણાં, કઠણ બંધ કામના કોઇક છુટે ॥ ટેક. ॥ કનકને કામની ચોકી આડી શામની, રામની રમતમાં એજ લુટે ॥ વૈરાગના ૧ ॥ કામનું મુળ તે કલ્પના જાણજો, કામ ત્યાં ક્રોધની ગાંઠય બાંધે; શીળ સંતોષના ચોખા દીધા વીના, જન્મ મરણના રોગ વાધે ॥ વૈરાગના ૨ ॥ પ્રકૃતીને વશ થયો ભકતી ભુલી ગયો, નારીયે બાણે મારયો, જોગ લીધા પછે ભોગની ઇચ્છા કરે, ઝીતી બાજી તેજ હારયો ॥ વૈરાગના ૩ ॥ મુળ વૈરાગમાં મન ગળ્યું જેહનું, વીષય વાસનામાં નવ ડોલે; કહે મુળદાસ સંત સમજ્યા ખરા, વેદ વાણી એમ સાખ્ય બોલે ॥ વૈરાગના ૪ ॥ ॥ પદ ૧ ॥ પુરૂં.

## પદ રાગ વેરાવળ પ્રભાતી.

લાલ મનોહર લીજીએ, મુખવાસ મોરારી; શામ સોહાગી શામળા, જાઉં મુખપર વારી ॥ લાલ ૧ ॥ જોઈએ તો લાવું જાયફળ, તજ સુંદર તાજી; આરોગો મારા નાથજી, રસીયા થઇ રાજી ॥ લાલ ૨ ॥ લવીંગ સોપારીને એલચી, કાથો ચુનો મેલાવું; નાગરવેલીના પાનની કાજુ વાડી બનાવું ॥ લાલ ૩ ॥ હરીજન દરશન કારણે, ઉભા સઉ પાસે; માવા મુખ તંબોલની, બ્રહ્માનંદને આશ ॥ લાલ ૪ ॥ પદ ૧ ॥

રત્ન સીંહાસન ઉપરે, રસીયાજી બીરાજે; અદભુત શોભા જોઇને, કોટી કંદ્રપ લાજે ॥ રત્ન ૧ ॥ જામો પહેર્યો જરકસી, શેહરો શીર સારો; પીળી ઓઢી પામરી, બેઠા નંદદુલારો ॥ રત્ન ૨ ॥ કમર કટાળો શોભતો, પોંચી બેઉ હાથે; ઉપરણી ઓપી રહી, મોળીડા માથે ॥ રત્ન ૩ ॥ ફુલમાળા ગળે ફુટરી, ધારી ગીરધારી; શોભા જોઇ શણગારની, બ્રહ્માનંદ બલીહારી ॥ રત્ન ૪ ॥ પદ ૨ ॥

અખંડ પીયાજીની આરતી, અતી હેતે ઉતારૂં; મહા મનોહર મુરતી, અંતરમાં ધારૂં ॥ અખં ૧ ॥ અગ્રધુપ અતી શોભતો, દીપક અજવાળું; મુખડું મોહનલાલનું, નીરખું રૂપાળું ॥ અખં ૨ ॥ ભેરી શંખ મ્રદંગ ધુની, વાજાં અતી વાજે; બ્રહ્મ ભવસુર આવીયા, સઉ દરશન કાજે ॥ અખં ૩ ॥ જે જે વાણી ઓચરે, ધેરે સ્વરે ગાવે; બ્રહ્માનંદના નાથની, છબી જોઈ સુખ પાવે ॥ અખં ૪ ॥ પદ ૩ ॥

પ્રાણજીવન પધારાવીયા, મંદીરીયા માંઇ, પોઢયા સારૂં પ્રેમશું, સુખસેજ બીછાઇ ॥ પ્રાણ ૧ ॥ પ્રીતમ બેઠા પલંગપર, આવી અલબેલો; રૂડો લાગે રાજવી, છોગાળો છેલો ॥ પ્રાણ ૨ ॥ મોહન દીધી મુજને, ફુલડાની માળા; પગ ચાંપુ હું પ્રેમથી, થયા શામ સુખાળા ॥ પ્રાણ ૩ ॥ શીખ દીધી સઉ સાથને, પોઢયા કુંજવીલાસ; બ્રહ્માનંદ હજુરી હરીનો, એકાંતીક દાસ ॥ પ્રાણ ૪ ॥ પદ ૪ ॥

## પદ રાગ ધોળ પ્રભાતી.

સુતાં ઉઠીરે સમરૂ સહજાનંદકે; વેણુલા ભલે વાયારે; અંતર ઉપનોરે અતીશે આનંદકે ॥ વેણુલા ૧ ॥ નયણે નીરખીરે રંગબીનાનું રૂપકે વેણુલા. પ્રીત્યે પોરવ્યારે બ્રહ્મમહોલના ભુપકે ॥ વેણુલા ૨ ॥

ઉરધ રેખારે એ ચરણમાં જોઇકે વેણલા. તેને નીરખીરે મનડું રહ્યું મોયકે ॥ વેણલા ૩ ॥ નખમણીયુંરે જુગલ ચરણની જોડકે વેણલા. ગોળ ઘુંટીયોરે પુરે મનડાના કોડકે ॥ વેણુલા ૪ ॥ જંઘા જાણુરે જોયા સાથળ સારકે વેણુલા. નાભી ઉંડીરે અજ ઉપના જે ઠામકે ॥ વેણલા ૫ ॥ પેટ પોયણુરે જોયા ત્રણે વલ્લકે વેણલા. એવા ચીન્હ-નીરે કૃશ્નાનંદને કલકે ॥ વેણલા ૬ ॥ પદ ૧ ॥

સદગુરૂ સ્વામી અંતરજામી, બળવંતા બહુ નામીરે; આવ્યા અવની ઉપર, જન પતી પાળવારે ॥ સદ ૧ ॥ રુષિરાયને સાથે લાવ્યા, સદ શાસ્ત્ર જણાવ્યારે; વૈજાતાં જીવું છે પાછા વાળવારે ॥ સદ ૨ ॥ ધરતી ઉપર ધરમજ થાપ્યો, ઘોર કળીને કાપીરે; શરણાંગતના સંતાપુને ટાળ-વારે ॥ સદ ૩ ॥ નર્ક થકી તાર્યા નરનારી, ભાવ જણાવ્યો ભારી લોભેરે, કૃશ્નાનંદ કહે આવ્યા સંત ઓધારવારે ॥ સદ ૪ ॥ પદ ૨ ॥

વાસુદેવે તીમરવાઢી પડળ નાંખ્યા કાપીરે, જ્ઞાનમાં ઉઘાડી મારી આંખડીરે ॥ વાસુ ૧ ॥ શામ સલુણી મુરતી શોભે, નીરખી મનડાંરે; ચોમાસામાં ચડતા વાલો ચાખડીરે ॥ વાસુ ૨ ॥ જ્ઞાન કરતાં ઉઠો ગોરી, ભજન વીંછળો ગોળીરે; હરીકૃશ્ન રૂદીયામાં રાખો ધાખ-ડીરે ॥ વાસુ ૩ ॥ કામ ક્રોધ મદ મોહને મારી, ધીરજ ધ્યાન ધરા-વીરે; પ્રેમમાં ફુલાવી મારી પાંખડીરે ॥ વાસુ ૪ ॥ ઉગમણે મુખે અલબેલો, છોગાં મેલી છેલોરે; કૃશ્નાનંદને આપા રીઝી રાખડીરે ॥ વાસુ ૫ ॥ પદ ૩ ॥

## મંગળ આરતી, પદ રાગ ભેરવ.

આરતી ઉમંગ સહીત મંગળા ઉતારૂં, મંગળમય મુરતીપર તન મન ધન વારૂ ॥ આર ૧ ॥ મંગળમય મંડપમેં રાજત દોઉ ભાઇ;

નારાયણ નર સમેત સંતન સુખદાઇ ાાઆ. ૨ ાા મંગળમય મુનીવર સબ મંગળ ગુણ ગાવે, મંગળમય સબ સમાજ બરન્યો નહી જાવે ાાઆ. ૩ ાા મંગળમય હરખ કરત સતી સમાજ આઇ, મુકતાનંદ મંગળમય પ્રભુપદ બલજાઇ ાા આ. ૪ાા ૧ ાા

## પદ રાગ બીભાસ.

કરત સીંગાર શબહી શોભાનીધી, નીજ જન મનરંજન મનરં- જન ઘનશ્યામ; કનક કડાં પોંચી બાજુબંધ, ઉરમની માળ ધરી અભિરામ ાાકરત ટેક ૧ાા કાનમે મકરાકત કુંડળ, શીશ મુગટ ઝળકત છબી ધામ; કટીકીકની પાય નેપુર બાજત, ઉર રાજત વૈજતી દામ ાા કરત, ૨ ાા શોભા ધામ નીરખી નટવરકુ, નીજ જન મન પાવત વીશ્રામ; મુક્તાનંદ કહે મનમોહનકી, છબીપર વારૂ કોટી કામ ાા કરત, ૩ ાા પદ ૧ ાા

## પદ રાગ સારંગ.

નટવર શ્રી ગિરધારી, જીમત, પ્રભુ નટવર શ્રી ગિરધારી; અધિક પ્રેમ ભરી પિઉકુ જમાવત શ્રીવૃષભાન દુલારી ાા જીમત ાા ટેક ૧ ાા ઘર ઘરસે ગોપી સબ આઇ, કરત કતોહળ ભારી નવલ પ્રિતમકુ નિત દુલહા સખી, મરમસેં ગાવત ગારી ાા જીમત ૨ ાા જુવતિ વચન સુણી લાલ લાડિલે, હસત લેત કરતારી. મુકતાનંદ મદન મોહનકી યા છબીપર બલહારી ાા જીમત ૩ ાા પદ ૧ ાા

## પદ રાગ સારંગ.

સુંદરશામ સુજાન પોઢે પ્રભુ સુંદર શામ સુજાન, રાજભોગકી આરતી કીની, ભયેહે દીવસ મધ્યાન ॥ પોઢે ॥ ટેક ૧ ॥ સેવક જનકુ પ્રસાદી દીની, દીનેહે બીરાપાન; બંધીજન સારંગ આલાપત કરત મધુર સુર ગાન ॥ પોઢે ૨ ॥ કમળા કરત સુખદ પગ ચંપી, સોવત શ્રી ભગવાન; મુક્તાનંદ કહે પ્રભુ સુખ સાગર, ગોવીંદ ગુન કે નીધાન ॥ પોઢે ૩ ॥ પદ ૧ ॥

## પદ રાગ નટ.

દીજીએ દરસન દાન, દયાનિધી દીજીએ દરસન દાન; સુરીનર મુની તવ દરશકે કારન, આએહે પરમ સુજાન ॥ દયા ॥ ટેક ૧ ॥ ગ્રાંધ્રવ સીધ ચારણુ વિદ્યાધર, કરતહે તવ ગુનગાન, ગુનીજન ગાન કરત અતિ સુંદર, તૌરત નઉતમ તાન ॥ દયા ૨ ॥ વૈષ્ણુવંદ કીએ તુમ ઉપર તનમનધન કુરબાન, મુક્તાનંદ કહે પ્રભુ મન વાંછિત કીજીએ શ્રી ભગવાન ॥ દયા ૩ ॥ પદ ૧ ॥

## પદ રાગ ઈમનકલ ગોડી.

મેરેતો તુમ જીવન બાળ મુંકંદા મેરે૦ બીનું દેખે મોય કળ ન પરતહે, જ્યું ચકોર બીનચંદા ॥ મેરે ૧ ॥ એહી કારન રહો નેનું કે આગે, નટવર નંદજીકે નંદા ॥ મેરે ૨ ॥ કરૂણા દ્રગનકરી મોય વિલોખી, મેટન ભવદુખ ફંદા ॥ મેરે ૩ ॥ મુકતાનંદ કહે નેહ નિભાવન, પીઆ પ્રીતમ સુખ કંદા ॥ મેરે ૪ ॥ ૧ ॥

મેરેતો સુખદાઇક તુમહી મોરારી ॥ મેરે૦ ॥ તુમ બીના ઓર દેવ નહીં જાચું, એહી દ્રઢ ટેક હમારી ॥ મેરે ૧ ॥ લોભીને કુંજસે ધન્ય સુખ દાયક, કામીને કુંજસી નારી ॥ મેરે ૨ ॥ તુમ કારજ જોગન હોઇ બેઠી, અસત આસ સબટારી ॥ મેરે ૩ ॥ રસીક સલુણા પીયા તેરે મુખ ઉપર, મુકતાનંદ બલહારી ॥ મેરે ૪ ॥ પદ ૨ ॥

રસીક તેરે નેનુમે જાદુભારી ॥ રસી૦ સામરે સલુણા તેરે નેન બાનસેં, મોએકસી ભરમારી ॥ રસી ૧ ॥ વ્રેહકી પીરબઢી મેરે તન મેં. ટરતન કોઇ બીધીટારી ॥ રસી ૨ ॥ લોકકી લાજ નરહી મેરે મનમેં કરડારી મતવારી ॥ રસી ૩ ॥ મુકતાનંદ ગોપીવૃંદ દેખત હો રહી જગસેં ન્યારી ॥ રસી ૪ ॥ પદ ૩ ॥

નયણુસર તીખે હે નાથ તીહારે નય૦ જીન જીનકુ લગી ઓટ નયનકી, લોટ પોટ કરડારે ॥ નય ૧ ॥ દેખનમેં તો કોમલસે કોમલ, ભેદત અંતર ભારે ॥ નય ૨ ॥ ચોટલગી સનકાદીક નારદ, હોરહે જગસે ન્યારે ॥ નય ૩ ॥ મુકતાનંદ કહે કાહા મુખસે કહું, જાનત જનત તીયાર ॥ નય ૪ ॥ પદ ૪ ॥

પદ રાગ ગોડી ॥ ફુલના પેરીરે જામા ફુલના પેરી, ફુલો રસીક સુજાણુ જામા ફુલના પેરી; ફુલનો મુગટ કુંડળ ફુલના છે કાન, ઓઢી ઉપરણી ફુલાંની શોભે વાલો ભીનેવાન ॥ ફુલ ૧ ॥ સુગધી ફુલાના શોભે હેડે સુંદર હાર, માથે ફુલડાના તોરા અંગે તેજનો અંબાર ॥ ફુલ ૨ ॥ ફુલડાના ગજરા બાજુફુલની છડી, કરે ઇંદ્ર ઉપરથી પ્રેમ ફુલની ઝડી ॥ ફુલ ૩ ॥ ફુલડાના ઝાંઝર ચરણે પેરી સુંદર શ્યામ, મુકતાનંદને વાલે કીધું ઘેલું ગોકુળ ગામ ॥ ફુલ ૪ ॥ પદ ૧॥

ફુલડાં ધારીરે અંગે ફુલડાં ધારી; શોભે શામળીઓ સુજાણ અંગે ફુલડાં ધારી; જરકસી પાઘડલીમાં ફુલના તોરા માથે ભમર ગુંજાર કરી આવેછે ઓરા ॥ ફુલ ૧ ॥ હૈડા ઉપર હાર સુંદર ફુલના પેરી, ચોરે માનનીયુંના મનને પ્યારો લટકાળો લેરી ॥ ફુલ ૨ ॥ ફુલના સણગાર પેરી પ્રીતમજી પ્યારો; અતી આનંદ વધારે નીત નંદનો લાલો ॥ ફુલ ૩ ॥ મુક્તાનંદનો વાલો ફુલ્યા ગોપીની સંગે, ગોપી અંગોઅંગ ફુલી રહી શામળા સંગે ॥ ફુલ ૪ ॥ પદ ૨ ॥

નેણુને બાણેરે મારી નેણુને બાણે, મુને મોહનજી મરમાળે મારી નેણુને બાણે; નેણુંને નજારે પ્રીતમ પ્રાણ હરયા મારા, એક ઘડી અલબેલો વાલો ન મેલું ન્યારા ॥ નેણુ ૧ ॥ નંદકુંવરના નેણું કેરાં જાદુડા ભારી, એની આંખડીયુંને જોતાં સરવે મોહી નારી ॥નેણુ ૨॥ જોયા વિના જંપ ન થાય શું કરાયે એની, હું તો વાલાને વશ થઇછું લાગી મોહની એની ॥ નેણુ ૩ ॥ મુકતાનંદને વાલે મારૂ ચિદ્ધ લીધું ચોરી એનું મુખ જોઇ જીવું જેમ ચંદ્ર ચકોરી ॥ નેણુ ૪ ॥ પદ ૧ ॥

પ્રીતડી બાંધીરે મારે પ્રીતડી બાંધી, સખી સામળીયા સંગાથે મારે પ્રીતડી બાંધી; નંદકુવર નવરંગી સંગે લાગી રંગઝડી, મારે ગોવરધન ધારીશું ગાંઠ પ્રેમની પડી ॥ પ્રીત ૧ ॥ હઇડા કેરો હાર મોહન ન મેલું ન્યારો, મારા જીવડલા સંગાથે ચડયો નંદદુલારો ॥ પ્રીત ૨ ॥ સુંદર વરને સંગે મારૂ અંગ રહ્યું ફુલી, એને સુખે હું સંસાર કેરો મારગડો ભુલી ॥ પ્રીત ૩ ॥ કે મુક્તાનંદને પ્યારે પ્રેમે બાંહી ગ્રહી મારી, પ્રીતમને પરતાપે સેજે થઇરે જગન્યારી ॥ પ્રીત ૪ ॥ પદ ૪ ॥

રાગ ગોડી. પ્રગટ પ્રમાણુ હરીને, ભજમન પ્રગટ પ્રમાણુ હરીને કામ ક્રોધ મદ લોભ તજીને, દ્રઢ ઉર ટેક ધરીને ॥ ભજ ૧ ॥ ગરભવાસનું સંકટ પ્રાણી જાઇશમાં વિસરીને; કુબુદ્ધિ કુડકપટ પરહર જે, ભરજે પાય ડરીને ॥ ભજ ૨ ॥ માલ મુલક સરવે મેલીને, જાવું જરૂર મરીને; જાઇશમાં જમરાને આગે, ઝાઝો ભાર ભરીને ॥ ભજ ૩ ॥ ભવદુખ ટળે મીટે સરવે ભ્રમણા, સંતનો સંગ કરીને; બ્રહ્માનંદ કહે આવો અવસર, નહી પામીશ ફરીને ॥ભજ ૪॥ પદ ૧ ॥

નારાયણુ સુખકારી, ભજીલેને નારાયણુ સુખકારી; સાધુ જનની માન શીખામણુ વીજે વીકાર વીસારી ॥ ભજી ૧ ॥ માતપીતા સુત બંધવ મેરી, નહી તારા સુત નારી; જમકે દુવાર એકીલા જાવું, કરજે કરમ વિચારી ॥ ભજી ૨ ॥ રાજા રંક ગુણીજન પંડીત, ખેડુને વેપારી; સગાં કુટુંબી સહિત સૌને, લેજાવે જમ મારી ॥ ॥ ભજી ૩ ॥ ભરતખંડમેં દેહ મનુષ્યનો, મીલે નહી વારમવારી, બ્રહ્માનંદ કહે થાને સુખીઓ, સંતવચન ઉરધારી ॥ભજી૪॥ પદ ૨॥

અલખપુરૂષ અવિનાશી, ભજીલેને અલખપુરૂષ અવિનાશી; કરમ કટે તારાં અનંત જનમનાં, ફંદ મિટે ચોરાસી ॥ ભજી ૧ ॥ સગુ કુટંબી સુત ને નારી, માતા મામો ને માસી; અંતે ભેગું કોઇ નહી આવે, અંતર દેખ તપાસી ॥ ભજી ૨ ॥ ઘરમાં બેઠો ગાળું બોલે દેખી તિરથવાસી; પરધન હરે કરે નીત કબુધી, પરનારીની હાંસી ॥ ભજી ૩ ॥ મારૂંમારૂં કરતો મુરખ, મેલી ધન મરી જાસી; બ્રહ્માનંદ કહે હજી સમરીલે, રસિક સ્યામ સુખરાશી ॥ ભજી ૪ ॥ પદ ૩ ॥

પ્રગટ હરી ભજ્ય પ્રાણી, સમજીને પ્રગટ હરી ભજ પ્રાણી; પાપદ્રોહ પરીત્યાગ કરીને દયા ધરમ ઉર આણી ॥ સમ ૧ ॥

ચરચન પરત્રિયા મદમાટી, નરકતણી નિસાણી; તે પાપે કરી અવશ પિલાઇશ, ઘાલી જમરા ઘાણી ॥ સમ ૨ ॥ સમજ્યા વિના ન બોલીશ કેદી, મુખથી મિથ્યા વાણી; મમતા કેરો માથે મૂરખ ભાર આં લેજે તાણી ॥ સમ ૩ ॥ એળે દેહ અમુલખ ખોયો, કીધી ધુળ કમાણી; બ્રહ્માનંદ કહે તતપર થઇ ભજ, જગપતિ સાચા જાણી ॥ સમ ૪ ॥ પદ ૪ ॥

રાગ ગોડી. સંત સમાગમ કીજેહો, નીશદીન સંત સમાગમ કીજે; માન તજી સંતનકે મુખસે પ્રેમ સુધારસ પીજે ॥હોની. ૧॥ અંતર કપટ મેટકે અપના, લે ઉનકુ મન દીજે ॥ હોની. ૨ ॥ ભવ દુખ ટરે બરે સબ દુકીત, સબ વીધી કારજ સીધે ॥ હોની. ૩ ॥ બ્રહ્માનંદ કહે સંતનકી સોબત, જન્મ સુફળ કરી લીજે ॥ હોની. ૪ ॥ પદ. ૧ ॥

હરી ભજતાં સુખ હોય, સમજ મન હરી ભજતાં સુખ હોય હરી સમરન બીન મુરખ અજ્ઞાની, ઉમર દીની ખોય ॥ સમ. ૧ ॥ માત પિતા જુવતી સુત બંધુ, સંગ ચલે નહી કોઇ ॥ સમ ૨ ॥ ક્યું અપને શીર લેત બુરાઇ, રહેનો હે દીન દોઇ ॥સમ ૩॥ બ્રહ્માનંદ કહે હરી ભજીલે, હીતકી કહત હું તોહી ॥સમ ૪॥ પદ. ૨॥

સંત પરમ હીતકારી, જગતમેં સંત પરમ હીતકારી; પ્રભુપદ પરમ કરાવત પ્રીતી, ભરમ મીટાવત ભારી ॥જગ. ૧॥ પરમકૃપાળ સકળ જીવનપર, હરી સમ સબ દુખહારી ॥ જગ. ૨॥ ત્રિગુણાતીત ફીરત તન ત્યાગી, રીત જગતસેં ન્યારી ॥જગ. ૩॥ બ્રહ્માનંદ કહે સંતનકી સોબત, મીલતહે પ્રગટ મોરારી ॥ જગ. ૪॥ પદ. ૩॥

ભજન બીન યુંહી જન્મ ગમાત, યુંહી જન્મ ગમાત ાાભજન.ા સમજ સમજ નર મુઢ અજ્ઞાની, કાળ નીકટ ચલી આત ાાભજ. ૧ા ભયોરી બેહાલ ફીરત હે નીશદીન, ગુણ વિષયનકે ગાત ાાભજ, ૨ા. પરમારથકા રાહ ન પિછત, પાપ કરત દીનરાત ાાભજ. ૩ા બ્રહ્માનંદ કહે તેરી મુરખ, આયુષ વથાહી જાત ાાભજ. ૪ાા પદ. ૪ ાા

રાગ ઓડી. સ્યામની છબીરે, સખી સ્યામની છબી; જોને ફુલડેથી છાઇ, સખી સ્યામની છબી ાાટેકાા ૧ાા ફુલડાની તોરાની ફોરે ભમર કરે ગુંજાર; અંગોઅંગ હરીને શોભે, ફુલડાના શણુગાર ાાસ્યામ. ૨ાા કાનુમેં ફુલડાના કુંડળ, ફુલોના ભુજબંધ; ફુલતણા ગજરા ફાવે છે સુંદર માંહી સુગંધ ાાસ્યામ. ૩ાા ફુલતણો શીર મુગટ જોઇને, મગન ફરે વ્રજનાર; ફુલતણી શોભાપર જાય, બ્રહ્માનંદ બલહાર ાા સ્યામ. ૪ ાા પદ ૧ ાા

ફુલની માળારે શોભે ફુલની માળા, એની સુંદરવરને શોભે ગળે ફુલની માળા ાા ટેક ૧ ાા નવલ કસુંબી પટકા ઉપર તોરે હદવાળી, ફુલની પછેડી ઓઢી ઉભા વનમાળી ાા ફુલ. ૨ ાા ફુલડાની બીજંતી માળા હરીવરને ફાવે, એ માળાને જોવા સારૂં ઇંદ્રાદીક આવે ાા ફુલ ૩ાા ફુલ કલંકી માથે લટકે છબી તઉતમ સારી, બ્રહ્માનંદ કહે નટવર મુરતી નેણુંમાં ધારી ાા ફુલ ૪ાા પદ ૨ ાા

ફુલની બાંધીરે પોંચી ફુલની બાંધી, હેલી નટવરજીને હાથે પોંચી ફુલની બાંધી ાાટેક ૧ ાા ફુલતણાં છોગલીયાં ફરતાં મેલ્યાં મરમાળાં કાનું ઉપર ફુલડાં ખોસ્યાં લાગે રૂપાળાં ાા ફુલ ૨ાા ફુલદડો ઉછાળે વાલો લટકે મનલેવા, એ લટકાને જોવા આવે ભવ બ્રહ્મા જેવા. ાાફુલ ૩ાા ફુલડાની ટોપી ગુંથીને પ્રેમે પહેરાવી, બ્રહ્માનંદ કહે એ છબી મેં તો અંતર ઠેરાવી ાા ફુલ ૪ ાા પદ ૩ ાા

મન મારૂ મોહ્યુંરે હેલી મન મારૂ મોહ્યું, એના ફુલડાની શોભા જોઇને મન મારૂ મોહ્યું ।।ટેક. ૧।। ફુલડાના ગજરા ધારયા સુંદરવર. છેલે જે ગજરાની ફોરે ભમરા કેડો ન મેલે ।।મન. ૨।। ફુલડાં કેરા તોરા પહેરયા વ્રજ જીવન વાલે, ભુદરજી ફુલાને ભારે લટકંતા ચાલે ।।મન. ૩।। અલબેલાને સરવે અંગે ફુલે ફુલવાડી બ્રહ્માનંદ કહે એ છબી જોવા આવે સઉ દોડી ।।મન ૪ ।। પદ. ૪ ।।

## પદ રાગ સંધ્યા આરતી.

આરતી કીજે સહજાનંદ સ્વામી, નટવર રૂપ પ્રગટ બહુનામી ।।આર, ૧।। સારદ શેષ નારદ ગુણ ગાવે, નિગમ નીતી કહી પાર ન પાવે ।। આર. ૨।। સરવાતીત સકળ અવીનાસી, જાંહી જપત મુની સેસ્ત્ર અડાશી ।।આર ૩।। માઆ જીવ ઇસકે કારન, નરતન ધારયો પતીતજન તારન ।। આ.ર. ૪।। અંગોઅંગ પુષ્પ ધરે વનમાળી, હરીજન સંગે બતાવત તાળી ।।આર. ૫।। એહી છબી રહો નિત્ય નેનુંકે આગે, મુક્તાનંદ કરજોડીકે માગે ।।આર. ૬ ।। પદ ૧ ।।

**આરતી બીજી** જે અંતરજામી જે અંતરજામી, વાસુદેવ જુગ વ્યાપીક; નીરગુણ નીશકામી ।।જયદેવ.।। જયદેવ. ।। ટેક. ૧ ।। તેજોમય તનુ ધારી, સ્વત દીપ સ્વામી; મુનીગણ મધ્ય બીરાજે અતી અગણીત નામી ।।જય. ૨।। અનંત ચંદ્ર રવી સરખા, મહા મુનીવર સંગે ચરણ કમળ નીત સેવે, અતીશે ઉમંગે ।। જય. ૩ ।। નારાયણપુર વાશી, અગણીત નરનારી; પ્રેમ ઘણા કરી પુજે પ્રભુપદ સુખકારી ।। જય. ૪।। બ્રહ્મા ભવ સનકાદીક, નીત દરશન આવે શુક શારદ મુની નારદ, નીશદીન ગુણ ગાવે ।।જય. ૫।। પ્રગટ રૂપ પુરૂષોતમ, હરી આજ અવતારી; મુક્તાનંદ મહાપ્રભુપર, જાયે બલીહારી. ।।જય ૬ ।। પદ ૧ ।।

જય સદગુરૂ સ્વામી, સહજાનંદ દયાળુ; બહુ નામી ॥ જયદેવ. ॥ ટેક ॥ ૧ ॥ ચરણ સરોજ તમારા, વદું કરજોડી; ચરણે ચીત ધરયાથી, દુખ નાંખ્યાં તોડી ॥ જય. ૨ ॥ નારાયણ નર ભ્રાતા, દ્વીજકુલ તનુ ધારી, પામર પતીત ઓધારયા, અગણીત નરનારી ॥ જય ॥ ૩ ॥ નીત નીત નૌતમ લીલા. કરતા અવિનાશી; અડસઠ તીરથ ચરણે, કોટી ગયા કાસી ॥ જય. ॥ ૪ ॥ પુરૂષોતમ પ્રગટનાં, જે દરશન કરશે; કાળકર્મથી છુટી, કુટુંબ સહીત તરશે ॥ જય. ૫ ॥ આ અવસર કરૂણાનીધી, કરૂણા બહુ કીધી; મુકતાનંદ કહે મુકતી, સુગમ કરી સીધી ॥ જય. ॥ ૬ ॥ પદ. ૧॥

**સ્તુતિ દોહા.** નિર્વિકલ્પ ઉ-તમ અતિ, નિશ્ચ તવ ધનસ્યામ મહા તમ જ્ઞાન જુત ભકિત તવ, એકાંતિક સુખધામ ॥ ૧ ॥ મોહિમે તવ ભકતપનો, તામે કોઇ પ્રકાર; દોસ ન રહે કોઇ જાતકો, સુનિયો ધર્મકુમાર ॥ ૨ તુમારો તવ હરીભકતકો, દ્રોહ કબી નહિ હોય; એકાંતિક તબદાસકો, દિયો સમાગમ મોય ॥૩॥ નાથ નિરંતર દરસતવ તવ દાસનકોદાસ, એહિ માગુ કરિ વીનયકરિ, સદા રાખિયો પાસ ॥ ॥ ૪ ॥ હે કૃપાળુ હે ભકતપતી, ભકતવછળ સુનો વાત; દયાસિંધુ સ્તવનકરિ, માગુ વસ્તુ સાત ॥૫॥ સહજાનંદ મહારાજકે સબસતસંગી સુજાણ; તાકોદ્રઢ હોય તો વ્રતનો, શિક્ષાપત્રિ પ્રમાણ ॥૬॥ સોપત્રિમેં અતિબડો, નિયમ એકાદશ જોય; તાકી વિગતિ કહતહુ, સુનિયો સબ ચિત પ્રોય ॥૭॥ હિંસા ન કરનિ જંતકી, પરસ્ત્રી સંગકો ત્યાગ; માંસ ન ખાવત મધકુ, પીવત નહિ બડભાગ ॥૮॥ વિધવાકું પરસત નહિ કરત ન આતમધાત, ચોરી નકરનિ કાંહુકી કલંક ન કોઉકો લગાત ॥૯॥ નિદંત નહિં કોય દેવકુ, બિન ખપતો નહિ ખાત;

વિમુખ જીવકે વદનસે, કથાસુનિ નહિ જાત ॥૧૦॥ એહિવિધિ ધર્મ સમિપમે વરતો સબ હરિદાસ; ભજો શ્રી સહજાનંદ પદ, છોડી ઔર સબ આસ ॥૧૧॥ રહિ એકાદશ નીમમે, કરો શ્રીહરી પદ પ્રીત; પ્રેમાનંદ કહે ધામમાં, જાવો નિશંક જગજીત ॥૧૨॥

## શીતળ આરતી પદ રાગ બીહાગ.

શીતળ આરતી કીજે, શ્રીકૃષ્ણુની શીતળ આરતી કીજે; શોભા ધામ શ્યામ મુખ નીરખત, જનમ સુફળ કરી લીજે ॥ શ્રી ૧ ॥ અગ્રબાતી ઘ્રતબાતી અનોપમ, સો પાવકસે પ્રજારી; અંગોઅંગ ભુસન મળી ઝલકત, ભઇ શોભા અતિ ભારી ॥ શ્રી ૨ ॥ સુરીનર મુની સબ આએ દર સહીત, બોલત જયજય વાની; મધુર મધુર વાજત બજાવત, હોવત ધ્રુનીસુખદાની ॥ શ્રી ૩ ॥ શ્રી ઘનશ્યામ પિયા છબી નિરખત આનંદ ઉરમાં સમાવે; મુકતાનંદ મદન મોહન પર વાર વાર જાવે ॥ શ્રી ૪ ॥

## લીલા પદ રાગ ગરબી.

પ્રથમ હરીને ચરણે શીશ નમાવું, નૌતમ લિલારે નારાયણુની જગાવું ॥૧॥ મોટા મુનીવરરે એકાગ્રે કરી મનને, જેની કાજેરે સેવે જઇ વનને ॥૨॥ આસન સાધીરે ધ્યાન ધરીને ધારે, જેને ચેષ્ટારે સ્નેહકરી સંભારે ॥૩॥ સહજ સ્વભાવિકરે પ્રકૃતિ પૂરષોતમની, સુણતાં સજનીરે બીક મટાડે જમની ॥૪॥ ગાવું હેતેરે હરિના ચરિત્ર સંભારી પાવન કરજોરે પ્રભુજી બુદ્ધિ મારી ॥૫॥ સહજ સ્વભાવેરે બેઠા હોય હરિ જ્યારે, તુલસિની માળારે કર લઇ ફેરવે ત્યારે ॥૬॥ રમુઝ કરતારે રાજીવનેણુ રૂપાળાં કોઇ હરિ જનનિરે માગી લઇને

માળા ॥૭॥ બેવડી રાખિરે બબે મણકા જોડે ફેરવે તાણિરે કાષ્ઠ માળા તોડે ॥૮॥ વાતુ કરેરે રમુજ કરીને હસતાં, ભેળી કરિરે માળા કરમાં ઘસતાં ॥ ૯ ॥ ક્યારેક મિચિરે નેત્ર કમળને સ્વામી પ્રેમાનંદકેરે ધ્યાન ધરે બહુ નામી ॥ ૧૦ પદ ૧ ॥

સાંભળ સહીયરરે લિલાનટ નાગરની, સુણતાં સુખડુંરે આપે સુખ સાગરનિ ॥૧॥ નેત્ર કમળ નેરે રાખી ઉઘાડાં ક્યારે ધ્યાન ધરીનેરે બેસે જીવન બારે ॥૨॥ ક્યારેક ચમકીરે ધ્યાન કરતાં જાગે જોતાં જીવનનેરે જનમ મરણ દુખ ભાગે ॥ ૩॥ પોતા આગળરે સભા ભરાઇ બેસે, સંત હરીજનરે સામું જોઇ રહે છે ॥૪॥ ધ્યાન ધરીનેરે બેઠા હોય પોતે, સંત હરીજનરે ત્રપત ન થાએ જોતે ॥૫॥ સાધુ કિરતનરે ગાય વજાડી વાજાં; તેમને જોઇરે મગન થાય મહારાજા ॥૬॥ તેમની ભેળારે ચપટી વજાડી ગાએ, સંત હરીજનરે નિરખી રાજી થાએ ॥૭॥ ક્યારેક સાધુરે ગાય વજાડી તાળી, ભેળા ગાયરે તાળી દેઇ વનમાળી ॥૮॥ આગળ સાધુરે કીરતન ગાય જ્યારે, પોતા આગળરે, કથા વંચાએ ત્યારે ॥૯॥ પોતે વારતારે કરતા હોય બહુ નામી; ખસતા આવેરે પ્રેમાનંદ સ્વામી ॥ ૧૦ પદ ૨ ॥

મનુષ્ય લીલારે કરતા મંગળકારી, ભક્ત સભામાંરે બેઠા ભવભય હારી ॥૧॥ જેને જોતાંરે જાયે જગ આશકિત, જ્ઞાન વૈરાગને ધર્મ સહિત જે ભકિત ॥૨॥ તે સંબંધીરે વાર્તા કરતા ભારી, હરી સમજાવેરે નીજજનને સુખકારી ॥૩॥ જોગને સાંખ્યેરે પંચરાત્ર વેદાંત, એ શાસ્ત્રનોરે રહસ્ય કહે ખાંત ॥ ૪ ॥ ક્યારેક હરીજનરે દેશદેશના આવે, ઉછવ ઉપરરે પુજા બહુ વીધી લાવે ॥૫॥ જાણી પોતાનારે શેવક જન અવીનાશી, તેમની પુજારે ગ્રહન કરે સુખરાશી

॥૬॥ ભક્ત પોતાનેરે તેને શામસુજાણ ધ્યાન કરાવીરે ખેંચે નાડી પ્રાણ ॥૭॥ ધ્યાનમાંથીરે ઉઠાડે નીજજનને, દેહમાં લાવેરે પ્રાણ ઇંદ્રી મનને ॥૮॥ સંત સભામાંરે બેઠા હોય અવીનાશ, કોઇ હરીજનનેરે તેડવો હોયે પાસ ॥૯॥ પેહેલી આંગળીરે તેત્રતણી કરી સાન, પ્રેમાનંદ કહેરે સાદ કરે ભગવાન ॥ ૧૦ ॥ પદ ॥

મોહનજીનીરે લીલા અતિ સુખકારી, આનંદ આપેરે સુણતાં ન્યારી ન્યારી ॥૧॥ કયારેક વાતુંરે મુનીવર સાથે, ગુચ્છ ફુલનાંરે ચોળે છે બે હાથે ॥૨॥ શીતળ જાણીરે લીંબુ હાર ગુલાબી, તેને રાખેરે આંખ્યું ઉપર દાબી ॥૩॥ ક્યારેક પોતેરે રાજીપામાં હોય, વાતુ કરેરે કથા વંચાય તોય ॥૪॥ સાંભળે કીરતનરે પોતે કાંઇક વિચારે, પુછવા આવેરે જમવાનું કોઇ ત્યારે ॥૫॥ હાર ચડાવેરે પુજા કરવા આવે, તેના ઉપરરે બહુ ખીજી રીસાવે ॥૬॥ કથા સાંભળતાંરે હરે હરે કહી બોલે, મર્મ કથાનોરે સુણી મગન થઇ ડોલે ॥૭॥ ભાન કથામાંરે બીજી ક્રીયા માંય, કયારેક અચાનકરે જમતાં હરે બોલાય ॥૮॥ થાય સ્મૃતીરે પોતાને જ્યારે તેની, થોડુંક હસેરે ભક્ત સામું જોઇ બેની ॥૯॥ એમ હરી નીતનીતરે આનંદ રસ વરસાવે, એ લીલા રસરે જોઇ પ્રેમાનંદ ગાવે ॥૧૦॥ પદ ૪॥

સંભાળ સજનીરે દિવ્ય સ્વરૂપ મોરારી, કરે ચરીત્રરે મનુષ્ય વિગ્રહ ધારી ॥ ૧ ॥ થયા મનોહરરે મોહન મનુષ્ય જેવા, રૂપ અનોપમરે નીજજનને સુખ દેવા ॥ ૨ ॥ કયારેક ઢોલીયેરે બેસે શ્રીઘનશ્યામ, કયારેક બેસેરે ચાકળે પુરણકામ ॥ ૩ ॥ કયારેક ગોદડુંરે ઓછાડે છે સહિતે; પાથરયું હોયેરે તેપર બેસે પ્રિતે ॥૪॥ કયારેક ઢોલીયારે ઉપર તકીઓ ભાળી, તેપર બેસેરે સ્યામ પલાંઠી વાળી ॥ ૫ ॥

ઘણુંક બેસેરે તકીએ ઉઠીંગણ દઇને, કયારેક ગોઠણુરે બાંધે ખેસ લઇને ॥ ૬ ॥ કયારેક રાજીરે થાય અતીશે આલી, સંત હરિજનરે ભેટે બાથમાં ઘાલી ॥ ૭ ॥ કયારેક માથેરે મેલે લઇ બે હાથ, છાતી માંહીરે ચરણ કમળ દે નાથ ॥ ૮ ॥ કયારેક આપેરે હાર તોરા ગીરધારી, કયારેક આપેરે અંગના વસ્ત્ર ઉતારી ॥ ૯ ॥ કયારેક આપેરે પ્રસાદી ના થાળ, પ્રેમાનંદ કહેરે ભકત તણા પ્રતીપાળ ॥ ૧૦ ॥ પદ ૫ ॥

એવાં કરેરે ચરિત્ર પાવનકારી, શુકજી સરખારે ગાવે નિત્ય સંભારી ॥ ૧ ॥ કયારેક જીભનેરે દાંત તળે દબાવે, ડાબે જમણેરે પડખે સેજ સ્વભાવે ॥ ૨ ॥ છીંક જ્યારે આવેરે તારે રૂમાલ લેઇને, છીંક ખાએરે મુખપર આડો દઇને ॥ ૩ ॥ રમુજ આણીરે હશે અતી ઘનસ્યામ, મુખપર આડોરે રૂમાલ દેઇ સુખધામ ॥ ૪ ॥ કયારેક વાતુંરે કરતા થકા દેવ, છેડે રૂમાલનેરે વળ દેવાની ટેવ ॥ ૫ ॥ અતિ દયાળુરે સ્વભાવ છે સ્વામીનો, પરદુખ હારીરે વારી બહુ નામીનો ॥ ૬ ॥ કોઇને દુખીયોરે દેખી ન ખમાય, દયા આણીરે અતી આકળા થાય ॥ ૭ ॥ અન ધન વસ્ત્રરે આપીને દુખ ટાળે, કરૂણા દ્રષ્ટી દેખી વહાલ વધારે ॥ ૮ ॥ ડાબે ખભેરે ખેસ આડસોડે નાંખી, ચાલે જમણારે કરમાં રૂમાલ રાખી ॥ ૯ ॥ કયારેક ડાબોરે કર કેડ ઉપર મેલી, ચાલે વાલોરે પ્રેમાનંદનો હેલી ॥ ૧૦ ॥ પદ ૬ ॥

નીત નીત નૌતમ લીલા કરે હરીરાયે, ગાતાં સુણતાંરે હરીજન રાજી થાએ ॥ ૧ ॥ સહજ સ્વભાવેરે ઉતાવળા બહુ, ચાલે હેત કરીનેરે બોલાવે બહુ વાલે ॥ ૨ ॥ કયારેક ઘોડેરે ચડવું હોય ત્યારે, કયારેક સંતનેરે પીરસવા પધારે ॥ ૩ ॥ તારે ડાબેરે ખભે ખેસને આણી, ખેસને બાંધેરે કેડ સંઘાતે તાણી ॥ ૪ ॥ પીરસે લાડુરે જલેબી

ઘનશ્યામ, જણુસ જમ્યાનીરે લેઇ લેઇ તેનાં નામ ॥ ૫ ॥ ફરે પંગતમાંરે વારંવાર મહારાજ, સંત હરીજનનેરે પીરસવારે કાજ ॥ ૬ ॥ શ્રદ્ધાભકિતરે અતી ઘણી પીરસતાં, કોઇનાં મુખમાં આપે લાડુ હસતાં ॥ ૭ ॥ પાછલી રાત્રીરે ચાર ઘડી રહે જ્યારે, દાતણુ કરવારે ઉઠે હરી તેવારે ॥ ૮ ॥ નહાવા બેસેરે નાથ પલાઠી વાળી, કર લેઇ કળસ્યોરે જળ ઢોળે વનમાળી ॥ ૯ ॥ કોરે વસ્ત્રેરે કરી શરીરને લોવે, પ્રેમાનંદ કહેરે હરીજન સર્વે જોવે ॥ ૧૦ ॥ પદ ૭॥

રૂડા શોભેરે નાહીને ઉભા હોયે, વસ્ત્ર પહેરેલુરે સાથળ વચ્ચે નીચોવે ॥ ૧ ॥ પગ સાથળનેરે લુઇને સારંગપ્રાણી, કોરા ખેસનેરે પેહેરે સારી પેઠે તાણી ॥ ૨ ॥ ઓઢી ઉપરનીરે રેશમી કોરની વાલે, આવે જમવારે ચાખડીયે ચડી ચાલે ॥ ૩ ॥ માથે ઉપરણીરે ઓઢી બેશે જમવા, કાન ઉઘાડારે રાખે મુજને ગમવા ॥ ૪ ॥ જમતાં ડાબારે પગની પલાઠી વાળી, તેપર ડાબોરે કર મેલે વનમાળી, ॥ ૫ ॥ જમણા પગનેરે રાખી ઉભો શામ, તેપર જમણોરે કરમેલે સુખધામ ॥ ૬ ॥ રૂડી રીતેરે જમે દેવના દેવ, વારે વારેરે પાણી પીધાની ટેવ ॥ ૭ ॥ જણુસ સવાદુરે જણુાય જમતાં જમતાં, પાસે હરીજનરે બેઠા હોય મન ગમતા ॥ ૮ ॥ તેને આપીરે પછે પોતે જમે, જમતાં જીવનરે હરીજનને મન ગમે ॥ ૯ ॥ ફેરવે જમતાંરે પેટ ઉપર હરી હાથ, ઓડકાર ખાએરે પ્રેમાનંદનો નાથ ॥ ૧૦ ॥ પદ ૮॥

ચળુ કરેરે મોહન ત્રપત થઇને, દાંતને ખોતરેરે સળી રૂપાની લઇને ॥ ૧ ॥ મુખવાસ લઈનેરે ઢોલીએ બીરાજે, પુજા કરેરે હરીજન હેતે ઝાઝે ॥ ૨ ॥ પાંપણ્ય ઉપરરે આંટો લઇ અલબેલો, ફેંટો બાંધેરે છોગુ મેલી છેલો ॥ ૩ ॥ વરષા રતુરે શરદ રતુને જાણી, ઘેલા નદીનાંરે નીરમળ નીર વખાણી ॥ ૪ ॥ સંત હરી જનનેરે સાથે લઇને શ્યામ

નાવા પધારેરે ઘેલે પુરણુ કામ ॥૫॥ બહુ જળ ક્રીડારે કરતાં જળમાં નાય, જળમાં તાળીરે દઇને કીરતન ગાય ॥ ૬ ॥ નાયને બારેરે નીસરી વસ્ત્ર પેરી, ઘોડે બેસીરે ઘેર આવે રંગલેરી ॥ ૭ ॥ પાવન જશનેરે હરીજન ગાતા આવે, જીવન જોઇનેરે આનંદ ઉર ન સમાવે ॥ ૮ ॥ ગઢ પુર વાશીરે જોઇને જગઆધાર, સુફળ કરેછેરે નેણા વારમવાર ॥ ૯ ॥ આવી બીરાજ્યારે ઓસરીએ બહુનામી, ઢોલિયા ઉપરરે પ્રેમાનંદનો સ્વામી ॥ ૧૦ ॥ પદ ૯ ॥

નીજ સેવકનેરે સુખ દેવાને કાજે, પોતે પ્રગટયારે પુરૂષોત્તમ મહારાજ ॥ ૧ ॥ ફળીયા માંહીરે સભા કરી બીરાજે, પુરણુ શશીરે ઉડગણુમા જેમ છાજે ॥ ૨ ॥ બ્રહ્મ રસ વરસેરે તૃપ્ત કરી હરીજનને પોઢે રાતેરે જમી શામ શુદ્ધ અન્નને ॥ ૩ ॥ બે આંગળીયુંરે તીલક કરયાની પેરે, બાલ વચ્ચેરે ઉભી રાખી ફેરે ॥ ૪ ॥ સુતાં સુતાંરે માળા માગી લઇને , જમણુ હાથેરે નીત ફેરવે ચીત દઇને ॥ ૫ ॥ ભુલ ન પડેરે કેદી એવું નેમ. ધર્મ કુંવરનીરે સહજ પ્રકૃતિ એમ ॥૬॥ ભર નીંદ્રામાંરે પોઢયા હોય મુનીરાય, કોઇ અજાણેરે લગાર અડી જાય ॥ ૭ ॥ ત્યારે ફડકીરે જાગે સુંદર સ્યામ, કુણુ છે પુછેરે સેવકને સુખ ધામ ॥ ૮ ॥ એવી લીલારે હરીની અનંત અપાર, મેંતો ગાઇરે કાંઇક મતી અનુસાર ॥ ૯ ॥ જે કોઇ પ્રીતેરે શીખે સુણે ગાશે, પ્રેમાનંદનો સ્વામી રાજી થાશે ॥ ૧૦ ॥ પદ ૧૦ ॥

રાગ ગરબી. ઓરા આવો સ્યામ સ્નેહી, સુંદરવર જોઉ વાલા, જતન કરીને જીવન મારા, જીવ માંહે પ્રોઉ વાલા ॥ ૧ ॥ ચીન્હ અનોપમ અંગો અંગના, સુરતે સંભારૂ વાલા; નખશીખ નીરખી નૌતમ મારા ઉરમા ઉતારૂ વાલા ॥ ૨ ॥ અરૂણુ કમળસમ જુગલ ચરણુની શોભા અતી સારી વાલા; ચીંતવન કરવા આતુર

અતી, મન વરતી મારી વાલા ॥ ૩ ॥ પ્રથમ તે ચીંતવન કરૂં, સુંદર સોળે ચીન્હ વાલા; ઉર્ધ્વ રેખા ઓપી રહી, અતીશે નવીન વાલા ॥ ૪ ॥ અંગુઠા આંગળી વચેથી નીસરીને આવી વાલા; પાનીની એકોરે જોતાં, ભકતને મન ભાવી વાલા ॥ ૫ ॥ જુગલ ચરણમાં કહું મનોહર, ચિન્હ તેનાં નામ વાલા; શુદ્ધ મને કરી સંભારતાં, નાશ પામે કામ વાલા ॥ ૬ અષ્ટ કાણુ ને ઉર્ધ્વ રેખા, સ્વસ્તી જાંબુને જવ વાલા; વજ્જર અંકુશ કેતુને પદ્મ, જમણે પગે નવ વાલા ॥ ૭ ॥ ત્રીકુણુ કળસ ને ગોપદ સુંદર. ધનુષને મીનવાલા; અર્ધચંદ્રને વ્યોમ સાત છે, ડાબે પગે ચિન્હ વાલા ॥ ૮ ॥ જમણા પગના અંગુઠાના, નખ માંહી ચિન્હ વાલા; તેતો નિરખે જે કોઇ ભકત, પ્રિતીયે પ્રવીણુ વાલા ॥ ૯ ॥ એજ અંગુઠાની પાસે તીલક નૌતમ ધારૂ વાલા; પ્રેમાનંદ કહે નીરખી પ્રીતે, પ્રાણુ લઇ વારૂ વાલા ॥ ૧૦ ॥

**રાગ ગરબી.** હવે મારા વાલાને નહીરે વીસારૂરે, શ્વાસો શ્વાસ તે નીત સંભારૂરે ॥ ૧ ॥ પડયું મારે સહજાનંદજી શું પાનુંરે, હવે હુંતો કેમ કરી રાખીશ છાનુંરે ॥ ૨ ॥ આવ્યું મારે હરીવર વરવાનું ટાણું, ॥ ૩ ॥ એ વર ભાગ્ય વીના નવ ભાવેરે, એ સ્નેહ લગન વીના નવ આવેરે ॥ ૪ ॥ દુરીજન મનમાં આવે તેમ કહેજો રે, સ્વામી મારા રૂદિયાની ભીતર રહેજોરે ॥ ૫ ॥ હવે હુંતો પુરણુ પદવીને પામીરે, મળ્યા મુને નીષ્કુળાનંદના સ્વામીરે ॥ ૬ ॥

**રાગ ગરબી.** હવે મારા વાલાના દરશન સારૂ, હરીજન આવે હજારે હજારૂં ॥ ૧ ॥ ઢોલીએ બીરાજે સહજાનંદ સ્વામી, પુરણુ પુરૂષોતમ અંતરજામી ॥ ૨ ॥ સભા મધે બેઠા મુનીના વૃંદ, તેમાં શોભે તારે વીંટયો જેમ ચંદ ॥ ૩ ॥ દુરગપુર ખેલ રચ્યો અતી ભારી, ભેળા રમે સાધુને બ્રહ્મચારી ॥૪॥ તાળી પાડે ઉપડતી અતી સારી,

ધુન્ય થાય ચૌદ લોક થકી ન્યારી॥૫॥ પાઘલડીમાં છોગલીયું અતી શોભે, જોઇ જોઇ હરીજનનાં મન લોભે ॥૬॥ પધારયા વાલો સરવે તે સુખના રાશી, સહજાનંદ અક્ષર ધામના વાશી ॥ ૭ ॥ ભાગી મારી જનમો જનમની ખામી, મળ્યા મુને નિષ્કુળાનંદના સ્વામી ॥ ૮ ॥

## પદ રાગ બીહાગ કનડો.

પોઢે પ્રભુ સકળ મુનીકે શ્યામ, નરનારાયણ દીવ્ય મુરતી સંત નકે વીસરામ ॥પોઢે. ૧॥ અક્ષરપર આનંદ ઘન, પ્રભુ કીયોહે ભુપર ઠામ, જેહી મીલતજન તરત માયા, લહત અક્ષરધામ ॥ પોઢે. ૨॥ સારઃ શેષ મહેપ મહામુની, જપત જેહી ગુન નામ; જાસપદ રજ શીશ ધરી ધરી હોત જન નિષ્કામ ॥પોઢે. ૩॥ પ્રેમકે પરયંકપર પ્રભુ, કરત સુખ આરામ; મુકતાનંદ નીજ ચરણ ઢીંગ, ગુન ગાત આઠ જામ ॥ પોઢે. ૪ ॥

## પદ રાગ બીહાગ.

રસીકરાય સુખસેજ પધારો, પોઢનકો અવસર ભયો પ્રીતમ; તેહી કારન સુનો વચન હમારો ॥રસી. ૧॥ નીશંક હોઇ નટનાગર, મેરો મંદીર શામ તુમારો ॥ રસિ ૨॥ શ્રીવ્રજ ચંદ કુસુમ સજ્યાપર શયન કરી સબ તાપ નિવારો ॥ રસિ ૩ મોરલીધર મેરે મનકે અબ, સંશે શોક સબહી તુમ ટારો॥ રસિ ॥ ૪ ॥ મુક્તાનંદ કહે મનરંજન, વીરહેકો દરદ દુર કરી ડારો ॥ રસિ ૫ ॥ પદ ૧ ॥

પોઢીએ સુખદેન સેજમે મોઢીએ સુખદેન; શ્રી ઘનશામ છબીલે મોહન, નીંદ્રા વ્યાપી નેન ॥ સેજ ૧ ॥ રંગમોલકી અટાઘટા સમ, મની દીપક છબી એન; સરસ સુંમનકી સેજ સુંવારી, નીરખી

લાજ્યો હે મેન ાાસેજ ૨ ાા દુધફેનસમ સેજ પલંગ પર, શામ કરો સુખસેન; પ્રેમાનંદ કહે શીઘ્ર ભોર ઉઠી, દુહોજ્યું શામ ઘોરી ઘેન ાાસેજ ૩ ાા પદ ાા ૧ ાા

## પદ રાગ ઠુમરી.

ભલાજી મેરો કંગના નીકારી ગયોરે, કદમકી કુંજ્યમે; મેરો કંગના નીકારી ગયોરે, આઇ અચાનક નીઠુર નંદકે; ભલાજી મેરો પોંચો પકરી ગ્રહ્યોરે ાા કદ ૧ ાા કંગના નીકારી ગારી મોહે દીની, નાહક મોસું ઝગરો મચાઇ દઓરે ાા કદ ૨ ાા ઇત ગોકુળ ઇતિ મથુરા નગરી, ભલાજી મેરો કોન સુનેકેયોરે ાાકદ. ૩ ાા પ્રેમાનંદકો નાથ સાવરો, છકયો મદ જોબન તરૂન ભર્યોરે ાા કદ. ૪ ાા પદ ૧ ાા

ભલાજી મેરી મટુકી છીનાઇ લીનીરે, સાંવરીયા યારને; મેરી મટુકી છીનાઇ લીનીરે, મેં દધી બેચન ચલીરે; ગોકુલસે ભલાજી, મોહે બીચમે બેહાલ કીનીરે ાા સવ. ૧ાા દહી મેરો બાહી મટુકીમેરી ફોરી, લંધરવાને ઝટકી પટક દીનીરે ાાસાવ. ૨ાા દેદે ગારી જીયા મેરો જારી સટકી ગયો કુંજમે કંગના છીનીરે ાા સાવ. ૩ાા પ્રેમાનંદકે સઘન કુંજ્યમે, પોકારતી ગ્વાલની રંગ ભીનીરે ાાસાવ. ૪ાા પદ ૨ાા

ભલાજી મેરો બરજ્યો માનત નાહીરે, બે દરદી સાવરો; મેરો બરજ્યો માનત નાહીરે, કર બરજોરી મેરો બાજુબંધ છોરયો, જાનીને મેરી પકરી મરોરી બૈયાંરે ાાબેદ. ૧ાા બાજુબંધ છોરી નેનાભર મારી છટકી ગયો સાવરો કુંજન માઇરે ાાબેદ. ૨ાા કાલ લે ગયો મેરો કરકો કુંગનવા આજ મેરી દુલરી લે ડબકાઇરે ાાબેદ ૩ાા પ્રેમાનંદકે નાથકી કરનો, કહત રાધે જસોમતીકું આઇરે ાા બેદ ૪ ાા પદ ૩ ાા

બરજ મૈયા અપને કનૈયાકુંરે બીગરયો તેરે પ્યારશું મૈયા અપને કનૈયાકુંરે, બારતી નાહી સીખ લગાયકે; બલાજી તેરે હલદર ભૈયાકુંરે ॥ બીગ ॥ ૧ ॥ નીત્ય નીત્ય હમસુ કરત અનહોની, પકરી બૈયા પરસત હૈયાકુંરે ॥ બીગ ૨ ॥ સબ દેખત આયે ખોલત ઘુંઘટવા, કહીએ કહાં એ નીરદૈયાકુંરે ॥ બીગ ૩ ॥ પ્રેમાનંદકો નાથ તરૂન ભયો અબ, કહો મૈયા જાયે નંદરૈયાકુંરે ॥ બીગ ૪ ॥ પદ ૪॥

રાગ ઠુમરી. દોઉ ઠાડે કદમ હુકી છૈયાં ॥ દોઉ ગૌર વરનહે જેઠ હમારે, સ્યામ બરન મેરી છૈયા ॥ દોઉ ૧ ॥ ગૌરકો નામ હે હળધર ભૈયા, સ્યામ કો નામ કનૈયા ॥ દોઉ ૨ ॥ ગૌરકે શીરપર જરકશી ચીરા સ્યામ શીર મુગટ ધરૈયા ॥ દોઉ. ૨ ॥ પ્રેમાનંદ ઘનસ્યામ સુંદર છબી, રહો મેરે અખીયાં મે મૈયા ॥દોઉ. ૪॥ પદ ૧॥

મોરે બાલમ બીરાજે આજ બગીયા મોરે૦ ફુલોના હાર બાજુબંધ ગજરા, ફુલોદી બાંધી પ્યારે પધીયાં ॥ મોરે ૧ ॥ નબીનનુ તનરે સ્યામ બીરાજે, બેઠે ગ્વાલબાલ ગાએ અગીયા ॥ મોરે ૨ ॥ ચકીત ભઇલખી રૂપ સ્યામકો, ઠાડી ચિતવની એકટગીયાં ॥ મોરે ૩ ॥ પ્રેમાનંદ ઘનસ્યામ છબીલે, મોહીની લગાઇ મોહેઠગીયાં ॥ મોરે ૪ ॥ પદ ૨ ॥

બંદ્રાવનકી સઘનકુંજ ગલીયાં, બંદ્રા૦ પ્રફુલીત તરૂનલતા બનબેલી, કેસરકુસુમકી કલીયાં ॥ બંદ્રા ૧ ॥ ગુંજત ભમર કોકીલા કુજત બીજે સ્યામ બજાવે મોરલીયાં ॥ બંદ્રા ૨ ॥ બંશી શ્રવણુ સુની વીરહા સંતાપે, કેસી કરૂં મોરી અલીયાં ॥ બંદ્રા ૩॥ પ્રેમાનંદ ઘનસ્યામ મીલેતો લેઉ મેં હસી હસી બલીયાં ॥ બંદ્રા ૪ ॥ પદ ૩ ॥

આજ બંગલેમેં ઘુઘરૂં બાજે આજ૦ બંદ્રાબનકી કુંજમેં બંગલા સાં રાધા સ્યામ બીરાજે ॥ આજ ૧॥ બાજત મ્રદંગ ગાવત સબ ગોપી, થેઇ થેઇ હોત સમજે ॥ આજ ૨ ॥ નાચત સુંદર સ્યામ રાધીકા નીરખી રતી પતી લાજે ॥ આજ ૩ ॥ પ્રેમાનંદ ઘનશામ સુંદર છબી, અવીલોકીત દુખ ભાજે ॥આજ ૪ ॥ પદ ૪ ॥

**પદ રાગ ઠુમરી** તેરી મુસકનીમે મન લાગી રહ્યોરે, બીસરત નહી ઘનશામ પીયા તેરી૦ મુંસકની બંકી બીલોકની નિરખી, હાંરે પીયાં રતીપતી અતી ચકુચિત ભઓરે ॥ બીસ ૧ ॥ નીરખી બદન હાંસજુત સુંદર, હાંરે મોએ ઉઠતહે પ્રેમસું નચોનયોરે ॥ બીસ ૨ ॥ જબુતમ હસી શામ મોએ હેરત, હાંરે પીયાસે સુખ મુખ નજાત કયોરે ॥ બીસ ૩ ॥ સુંદર હસીત બદન છબી ઉપર, હાંરે પુલકીત પ્રેમાનંદ બલીહારી ગયોરે ॥ બીસ ૪ ॥ પદ ૧ ॥

તેરી ચી-તવના મેરો ચીત ચોરી લયોરે, કેસી કરૂં અબ કલ-પનારે ॥ તેરી૦ ॥ જબતે શામ સુંદર મોએ હેરી, તબહીતે જગ સુખ વીખકીયોરે ॥ કેસી ૧ ॥ ચંચળ ચીતવની વીસરત નાહી, હાંરે બીનુ દેખે તપત નીત્ય મેરો હૈયોરે ॥ કેસી ૨ ॥ ભ્રકુટી કુટીલ ચપળ ચીતવનીમે, કરી જાદુ જીવન બસ કીયો જીયોરે, ॥ કેસી ૩॥ પ્રેમાનંદકે સકળ સુખ સંપત, હાંરે તેરી માધુરી મુરતી ઘનસ્યામ પીયોરે ॥ કેસી ૪ ॥ પદ ૨ ॥

**પદ રાગ ઠુમરી.** યાર કનૈયાની કોજારે, પ્યારેને મારયોને નરસીયા યાર૦ નેનસેનકી પીયરાજીયર, પરતનાહી પલ ચેન રસીયા ॥યાર ૧॥ તોરે નેને અતહી અનીયારે, ખટકતહે દીન રેન રસીયા ॥યાર ૨ ॥ નેના રાતે મદન રસ માતે, રેખરસ બરીએન રસીયા ॥યાર૩॥ પ્રેમાનંદકે ચ્યારે પીર ન જાની, ના માનો સુખદેન રસીયા ॥યાર. ૪॥ પદ ૧॥

છાંડ કનૈયા મોરી બૈયાં, ઇનાઓલો ગ્વાલ વતીયાં છાંડ૦ નંદ-કુંવર નખરે ન કરોરે, ના છુવો મોરી લાલબતીયાં ાાછાંડ.૧ાા અબ-હાંશામ છોટા લરીકા, થેરીહે ગોપાલ મતીયાં ાા છાંડ ૨ ાા હમપર નારી રાજ કંસકો, નાશીખો કુચાલ ઘટીયાં ાાછાંડ. ૩ ાા પ્રેમાનંદકે પ્યારે માનો, પકરે જૈહો કાલ રતીયાં ાાછાંડ. ૪ ાા પદ ૨ ાા

**ઠુમરી.** અખીયાંમે જાદુ ભારી ગીરધારી રાજ અખી૦ કરકોટાના સામરે સલોના, રસબસ કીની સકલ વ્રજનારી રાજ ાા અખી ૧ ાા ભ્રકુટી કુટીલ ચપલ દ્રગ સુંદરી, અજબ ઠગારીહે બીસે સાચ-કારી રાજ ાા અખી. ૨ ાા અમલ કમલદલ શાન અખીયાંની બીચ આતહી અનોખીત ખેરત નારી રાજ ાા અખી ૩ ાા શ્રી ઘનશ્યામકી દ્રગન છટાપર, પુલકીત પ્રેમાનંદ જાતે બલહારી રાજ ાા અખી ૪ાાપદ૧ાા

**પદ રાગ બીહાગ ઠુમરી.** પ્યારી મને લાગે છે છલા થારી ચાલ પ્યારી૦ ચાલ અનોખી ચાલો પીઆ સોખી, કરગ્રહી રેશમી રૂમાલવે ાા છેલા. ૧ ાા નિરખી ચાલ સારી કુજરા બીહારી, મોહ્યા મોટા મુની મરાળવે ાા છેલા. ૨ ાા ચાલોછો ચાલ પ્યારા પેહેરી પાદુકા, નીરખી ઠરે છે નેણા લાલવે ાા છેલા. ૩ ાા નીરખી થારી ગતી મોયો છે રતીકા પતી, પ્રેમાનંદ ભયો છે નીહાળવે ાા છેલા. ૪ાા પદ ૧ ાા

પ્યારો માને લાગે છે કમરે કટારો પ્યારો૦ કમર કટારો થારો ચીતડો ચોરે છે મારો, બ્રજપતી બાંકા સીરદારવે ાા કમ. ૧ ાા કમર કટારો લાલ ઢલકંતી સોહે ઢાલ કશી છે સીરોઇ તરવારવે ાાકમ. ૨ાા પનાજી પાઘડલી થારી માને ઘણી લાગે સારી, જાઉં કોટી કામ બલીહારવે ાાકમ. ૩ાા પ્રેમાનંદકા પ્યારા નેણારા તારા, છોજી મારા હૈડાના હારવે ાા કમ. ૪ ાા પદ ૨ ાા

બાંકા બનબારીવે લાલ ગીરધારી બાંકા૦ બાંકીછે ચલની બાંકી છે ચીતવની, બાંકી ભ્રકુટી ભયહારીવે ॥ લાલ ૧ ॥ બાંકી પાઘ અનુરાગ ભાગપર ઝુકરહી મદન ખુમારીવે ॥ લાલ ૨ ॥ બાંકે અધરપર બાજેછે બંસી, મોહ્ય સકળ વ્રજનારીવે ॥ લાલ ૩ ॥ બાંકો ઘનશામ છબીલો પ્રેમાનંદકો સુખકારીવે ॥ લાલ ૪ ॥ પદ ૨ ॥

મન મારો મોયોરે બેન બજાયે મન૦ બેન બજાયકે મન મારો મોયો મધુરાંસીતાન સુનાયવે ॥ બેન ૧॥ ચીતવનીમે મોરો ચીતબસકીનો નટવર હસી સુસકાયાવે ॥બેન ૨ ॥ અટકી રહ્યોછે મન થારા ચરનામે બીન દેખે કાંઈ ન સોહાયવે ॥ બેન ૩ ॥ નંદરા કુંવર થારો બદન નીરખવા પ્રેમાનંદ રહ્યો લલચાયવે ॥ બેન. ૪ ॥ પદ ૪ ॥

**રાગ ઠુમરી.** કેસે જાઉં પનીયાં રોકયો પનઘટવા કેસે૦ ખાંધે કામરીયાં હાથ લે કુટિયાં, બાંસુરી બજાવે ઠાડો જમુનાકે તટવા ॥ કેસે ૧॥ મોરમુગટ બનમાલ બીરાજે, બાંધે બાજુબંધ ભુજ પેરે પિતપટવા ॥કેસે. ૨॥ ભુખન બસન મનોહર પેરે, ગાવતહે નિકી તાન નાચત જયું નટવા ॥કેસે. ૩॥ ગ્વાલ બાલ સંગ બિહરત વનમેં, પ્રેમાનંદ દેખે છબી ભવ દુખ મટવા ॥કેસે. ૪ ॥ પદ ૧ ॥

**રાગ ઠુમરી.** પ્યારે તોરી મારી પ્રીત ન છુટેરે પ્યારે૦ લગી પ્રીત તોસુ શામ સુંદર જેસે, હીરો ફોરયો ન ફુટેરે ॥ પ્યારે. ૧ ॥ સમુઝી વીચારી પ્યારે તોસુ જોરી કાહુકી તોરાય ન તુટેરે ॥ પ્યારે. ૨॥ જોરી પ્રીત જાની સાચે સનેહી, ઓર સનેહી સબ જુઠેરે ॥ પ્યારે. ૩॥ પ્રેમાનંદકે પ્યારે અબ ના છોડું, છોને જગત સીર કુટેરે ॥પ્યારે. ૪ ॥ પદ ૧ ॥

તોરા મોરી લગની લાગીરે લાલા તોરી૦ લાગી લગન તોસે જીવન જેસે, સોના ગોહ્નત સોહાગારે ॥ લાલા ૧ ॥ લગન લગત

મેરો સુફલ જનમ ભયો, દુરમતી સબ દુર ભાગીએ ॥ લાલા ૨ ॥ શામ મીલન સબ કાજ સુધરી ગયો, બાત બની ગઈ આગીરે લાલા ૩ ॥ પ્રેમાનંદકે નાથ અખંડ રહો દ્રગ, યેહી દેહો મોજ માગીરે ॥ લાલા ૪॥ પદ ૨ ॥

તોસુ મોરે મનવા માન્યોરે પ્યારે તોસુ૦ મન ક્રમ વચ બસ ભઇકુ તીહારે, અંતર રંચ ન આન્યોરે ॥ પ્યારે ૧ ॥ પરમ સત્ય એક શામ સુંદર તુમ, ઓર સ્વપન સમ જાન્યોરે ॥ પ્યારે ૨॥ મન માન્યો મોહન તુમ ચરને, બસ જગસુ પછતાન્યોરે ॥ પ્યારે ૩ ॥ પ્રેમાનંદકે નાથ અબ ના છોડું ચરને ચીત અટકાન્યોરે ॥ પ્યારે ૪॥ પદ ૩ ॥

તોરા મોરા જીયરા એકરે પ્યારે તોરા૦ તુમ જો રહત મોરે જીયમે જેસે, કાચસે કંચન રેખરે ॥ પ્યારો ૧॥ તુમ તો પ્યારે મોરે જીયકે જીવ જીવન, સબ વિધી સુખહાયે કરે ॥ પ્યારે ॥ ૨ ॥ તુમ મેરે સ્વામી મેં ચેરી ચરનકી, તેહી અચલ મેરી ટેકરે ॥ પ્યારે ૩॥ પ્રેમા-નંદકે નાથ ચરન તે દુર, ન રહુંગી મેં નેકરે ॥ ॥ પ્યારે ૪॥ પદ ૪॥

**ઠુમરી.** તેરી લેઉરે બલૈયા મતજા મથુરા તેરી ॥ ટેક. ॥ કહત જસોદા મૈયા સુતકુ તેનો મોરા શ્યામ નહી ચતુરા ॥ તેરી. ૧ ॥ કરીહે જાદુ તો નાતોકું, મથુરા કે લોક બડે ફિતુરા ॥ તેરી. ૨ કરીરે દિવાની કાના તોકુ, ખવાયકે લાલ ભાંગ ધંતુરા ॥ તેરી. ૩॥ પ્રેમાનંદકે નાથ બહુતહેં, મથુરામાં તેરે સતુરા ॥ તેરી. ૪॥ પદ ૧॥

કોઇ જાયકે મનાવો બલભૈયાકું બલભૈયાકુ કુંવર કનૈયાકુ ॥ કોઇ ટેક. ॥ કહત ગોપીજન રથસે ઉતરો, કહોરે જાય નંદરૈયાકુ ॥ કોઇ. ॥ ૧ દરા પકી અકલ કાંહાં ગઇ, કોન ચારેગો તેરી ગૈયાકુ કોઇ. ૨॥

કાહેકુ પઠાવો મથુરા નગરમેં, બંસીકે બજૈયાકુ ॥કોઇ. ૩॥ પ્રેમાનંદ કહે ત્યાગ કરો અબ, સુફલક સુત નિર્દૈયાકુ ॥કોઇ. ૪ ॥ પદ ૨ ॥

રેમેં કેસે જીવુંગી નંદલાલ બીના, નંદલાલ બીના પ્રતીપાલ બીના ॥રેમેં ટેક.॥ કોન પાવેગો અધર સુધારસ ગીરધર દીનદયાળ બીના ॥રેમેં. ૧॥ નેના કેસે ધીર ધરે અબ, રસીયા રૂપ રસાલ બીના ॥રેમેં. ૨॥ કોનકો દરસન કરી કરી જોવું મધુરીપુ મદન ગોપાળ બીના ॥ રેમેં ૩॥ પ્રેમાનંદ કહે વ્યાકુલ વ્રજવિનતા, સુંદર સ્યામ તમાલ બીના ॥રેમેં. ૪ ॥ પદ ૩ ॥

લગ ગઇરે લગન બંસી વારેસુ બંસીવારેસુદ્રગ તારેસુ ॥ લગ. ટેક.॥ ચાત્રક ચાહત ખાંત બુંદકું, મીન ન જીવે નીર ન્યારેસુ ॥લગ. ૧॥ મારે મગનઘન રૂપ વીલોકી, ચકોર જયુ ચંદ્ર ઉજારેસુ ॥ લગ. ૨॥ યું મેરો મન લાગી રહ્યોહે, નાગર નંદ દુલારેસુ ॥ લગ ॥ પ્રેમાનંદ પીયાસુ લાગી રહ્યો જીયા, બીસરત નાહી બીસારેસુ ॥ લગ. ૪ ॥ પદ ૪ ॥

## પદ રાગ ઠુમરી આદિ ત્રીતાલ.

જાઓ જાઓ છબીલે છેલરે, મોરી રસીયાં ગેલનરોકો, જાઓ૦ હાથ ન ડારો હૈએ હાર તુટેગો અવીનાશી અલબેલરે ॥ મોરી. ૧॥ તુમ તો ડાલીલે નંદરાયકે, રાજકુંવર રંગરેલરે ॥મોરી. ૨॥ નાજગરો બીના કારજ કાના, ના બોલો એકફેલરે ॥ મોરી. ૩ ॥ પ્રેમાનંદ કહે પ્રભુ ઇન તિલનમેં, ના નીકળેગો તેલરે॥ મોરી. ૪ ॥ પદ ૧ ॥

મારી મારી સામરીયા યારરે, મોહેરેનોદી બરસીતરસી, મારી પ્રાણજીવન મેરી પીર ન જાણી, બેદરદી દિલદારરે ॥ મોહે. ૧॥ નેન નજારે અતિ અનીઆરે, હો ગએ આરકે પારકે ॥ મોહે. ૨॥ કસત

કલેજે સુખ નહિ સેજે, છુટ ગયો સંસારરે ॥ મોહે. ૩ ॥ પ્રેમાનંદ કહે પ્યારે હાથ તિહારે, બેકાની કીરતારરે ॥ મોહે. ૪ પદ ૨ ॥

જાની જાની બેદરદી પ્રિતરે, ચિતચોર લંધરવા તેરી જાની૦ શ્યામી બિહારી જાની તિહારી, અજબ અનોખી રીતરે ॥ ચિત. ૧ ॥ સુંદર હસી હસી નેનબાનકસી, મારત અપને મિતરે ॥ ચિત. ૨ ॥ દુરીજનકુ હરી પરસત નાહી જરી, હર્ત ભિત્રકો ચિતરે ॥ ચિત ૩ ॥ પ્રેમાનંદકે પ્યારે પ્રાન હમારે, સાંવલ અકલ અજીતરે ॥ ચિત. ૪ ॥ પદ ૩ ॥

લાગે લાગે કરે જેબાનરે, તેરા નેના રસિકરતનારે લાગે૦ નેન બાનકે મારે પ્યારે, ભુલ ગઇ તન ભાનરે ॥ તેરે. ૧ ॥ ચંચલ નેન ચપલ ચિતવનીમેં, બસ કીને મારે પ્રાનરે ॥ તેરે. ૧ ॥ બીનુ દેખે વ્યાંકુલ ફિરત બાવરી. તેરલીએ શ્યામ સુજાનરે ॥ તેરે ૩ ॥ સુંદરવર પીયા તેરી છબીપર, પ્રેમાનંદ કુરબાનરે ॥ તેરે ૪ ॥ પદ ૪ ॥

**રાગ સારંગ ઠુમરી.** હમારે પ્રીતમ પરદેસવાં એરી એરી, ગુઇયાં સંદેશવા ન આયો મેં કેસી કરૂ ગુઇયાં હ૦ આપન આએ ન પઠાઇ પતીયાં, શ્વેત ભએ સીરકેસવા ॥ હરી. ૧ ॥ ગોકુલકો પરીત્યાગ કરી હરી, મધુબન ભએરી નરેસવા ॥ એરી. ૨ ॥ કરકર નેહ છેહદે સટકયો દયાતો નવ આઇ લવલેશ વા હરી ૩ ॥ પ્રેમાનંદકે નાથ કપટીકો પારહુ ન પાવે સીવ સેસવા ॥ એરી. ૪ ॥ પદ ૧ ॥

પતીયાં આઇ મધુ વનતે એરી એરી સૈયો, અપને સ્નેહીસાંમલ ખભેજી પત૦ કરી કરૂના પાતીલ ખપઠાઇ, બીછરે સામતા દીનરે ॥ અપને. ૧ ॥ ધાય આઇ ગોપી કંઠલે લગાઇ, બહતહે નીરનેનલે ॥ અપને. ૨ ॥ પુછતી હે કુસલાઇ નેહબસ, બીકલ હોત તનમન તે ॥ અપને. ૩ ॥ પ્રેમાનંદ ગોપી ભૈ બ્યાકુલ, વીરહમી થાકી જરનને ॥ અપને. ૪ ॥ પદ ૨ ॥

ઉધો કહો બતીયાં ગીરીધરકી હાંરે હાંરેઉધો કહો૰ કમલનયન કેસેરાજ મધુપુર કહો૰ કેસો નેહ મધુપુરકી નારીકો, કેસી કે પ્રીત હરીવરકી ॥કમ. ૧॥ સંધ્યા ભોરમહી માખન લેલે, આવતીહે ઘર ઘરકી ॥કમ. ૨॥ કબહું ઉચારતહે હરી બતીયાં, જસોમતી નંદ મહરકી ॥કમ. ૩॥ પ્રેમાનંદકે ગોપી હરીકું સંભારત, સુધ ભુલી નીજ પરકી કમળનયન ॥કમ. ૪ ॥ પદ ૩ ॥

ઉધો કૃશ્ન કાહે તે ન આપે, હમ હરીશું કછુ વેર કીયો કહા કૃશ્ન હમ એ શ્રવને સુની ઉધો, અલગ લાભ હરી પાએ ॥ હમ ૧॥ બડી કુવવાંની ભઇ પટરાની, સબ જગસું જસ ગવાએ ॥ હમ. ૨॥ કુબરી કુડ કંસકી દાસી, તાસંગ હરી લલચાએ ॥હમ. ૩॥ પ્રેમાનંદ કે નાથને હમકું, લીખી લીખી જોગ પઠાએ ॥હમ. ૪ ॥ પદ ૪ ॥

**રાગ બીહાગ ઠુમરી.** દરસ બીનાં નેનાં તરસે દર૰ નાના કરત રહી એક નામની, ચલે ઘનશામ ઘરશે ॥દર. ૧॥ અવધી કહી એક માસ આવનકી બીનત લાગેરી બરસે ॥દર. ૨॥ વીરહાં સતાવે કછુ ન સુહાવે, ડરત જીયા મદન ડરસે ॥ દર ૩॥ પૈમાનંદ તવ પીર બુઝેગી, જબ પીયા આયે પરસે ॥દર. ૪॥ પદ. ૧॥

બદન બીનુ દેખે બાવરી બદન૰ સુખકો સહન હે બદન પીયાકો દેખે આનંદ નામાવરી ॥ બદન. ૧॥ રસભરી મુરત શામસુંદરકી ચલે હે ચાલ ઉતાવરી ॥બદન. ૨॥ કબધ્યો મીલેગી માધુરી મુરત, રૂપનીધી છબી સાવરી ॥બદન. ૩॥ ઘનશામ છબીપર પ્રાન, કરત પ્રેમાનંદનો છાવરી ॥બદન. ૪॥ પદ ૨ ॥

સંદેસવાન આયો પિયકો સંદે૰ રેન દીના મોહે કલ ન પરનહે, દરદવાન બાગો જીયાકો ॥સંદેસવા. ૧॥ શ્રી હરીકૃશ્ન મીલે બીના

સાજની, મીટત નહી તાપ હિયાકો ાાસંદેસવા. ૨ાા આપતો જોગે વિદેશ વિલમી રહે, ના કરત વિચાર દરસ દિયેકો ાાસંદેસવા. ૩ાા પ્રેમાનંદકે પિયાસું સંદેશો, કોન સુનાવે ત્રીયાકો ાાસંદેસવા. ૪ાા પદ ૩ાા

લગનીયાં લગાયે રહે દુર લગ૦ લગન લગાયકે મન હર લીનો, દીનો દુખ ભરપુર ાાલગ ૧ાા શ્રીઘનશ્યામ રૂપ ગુનસાગર, નાગર શોભા સુર ાાલગ. ૨ાા મીલી કો ઠગારી કીયો જાદુ ભારી, રાખે શામ જરૂર ાાલગ. ૩ાા પ્રેમાનંદ ઘનશ્યામકી પ્યારી, ભઇહે વીરહ ચકચુર ાા લગ. ૪ ાા પદ ૪ ાા

**રાગ ધનાશ્રી ઠુમરી.** નેહર, લગાઇ રહે દુર, સાવરીયા છેલારે નેહ૦ નંદકુંવર વીના કલ ન પરે અબ, ભઇવીરહા ચકચુર ાાનેહ. ૧ાા રેન દીના મોહે બીરહા સતાવે. મેંતો મરૂંગી ઝુર ાાનેહ. ૨ાા મેરે દુખકી કોન કહે, જાએ સુંદરસ્યામ હજુર ાાનેહ. ૩ ાાપદ ૧ાા

સાવરીયો સુખ દેને દગા દે ગયોરે સાવ૦ સાવરો સલોનો બડી બડી અખીયા, બોલત અમ્રત બેન ાાસાલ. ૧ાા બોલી મધુર મુખ પ્રીત લગાઇ, જીયરા હમારા લેન ાાસાવ. ૨ાા બિન દેખે અબ રહ્યો હું નચાઇ, પરતનાહી પલ ચેન ાાસાવ. ૩ાા પ્રેમાનંદ ઘનસ્યામ બિના મોહે બીરહ સતાવે દીનરેન ાાસાવ. ૪ ાા પદ. ૨ ાા

જોબનવા વીતે જાએ સાવરીયા બીનારે જોબ૦ કેસે કે ધીરધરૂં મોરી આલી, હરી બીના કછુ ન સોહાએ ાાજોબ. ૧ાા પીયરા મીલનકુ હીયરા તપતહે, જીયરા ઉઠત અકુલાએ ાાજોબ. ૨ાા નેના તરસત યાદરસકુ કબધો મીલે હરા આએ ાાજોબ. ૩ાા પ્રેમાનંદ હરીકબ મીલેતો, રાખુ કંઠ લગાએ ાાજોબ. ૪ાા પદ ૩ાા

બેરન ભઇ મેરી લાજ વીચપરી સૈયોરે બેર૦ મીલનસકી પીયા સકુ રહી જીયા, દુર્જન લોકનકે કાજ ।।બેરન. ૧।। વેતો સુજાન હસી કીની નેન સેન, મેં ગમાર ચલી બાજ ।।બેરન. ૨।। બેઠે રથ મોહન બલદાઉ,સંગ સબ બ્રધ સમાજ ।।બેરન. ૩।। પ્રેમાનંદ ધનસ્યામ બીહારી અટકતહે ઉર આજ ।।બેરન. ૪।। પદ ૪।।

## પદ રાગ જંગલો ખ્યાલ.

ગોવીંદ થારા ગજરા દેખ ભુલ.ગઇ કજરા, ગોવીં૦ ભુલ ગઇ કજરા ઓર અંગ ભુષણુ, નાથથાને નીરખ્યાં ભરી નજરા ।।ગોવીં. ૧।। ગજરામે ગુલતાન હોઇ છું, દેખી થારા બાજુબંધ બજરા ।।ગોવીં. ૨।। હારતો હજારો થારો ગુલગુલાબી છોરા, થારી પાગમાંઇ અજરા ।। ગોવીં. ૩।। સામળીયા સરદાર છો મારા, પ્રેમાનંદ કરે થાને મજરા ।। ગોવીં. ૪।। પદ ૧।।

બીહારી થારી અંખીઆ અજબ જાદુગારી બિહા૦ જાદુગારી અખીયાં થારી; ચીતવની જગસ્યુન્યા ।। બિહા ૧।। બોલ નીમે સબ સબ કરલીની ગોકુલ ગામકી નારી ।।બીહા ૨ ।। ચલનીમે ચિત ચો-રલીયો છે, ભુપતીભએ ભેખ ધારી ।।બીહા ૩।। મુસકનીમે મોયો રતી-નાયક, પ્રેમાનંદ જાત પ્રાણુવારી ।। બિહા ૪।। પદ ૨।।

સલુણા થાને સેવતીરો સેહરો ધારવું સલુ૦ સેવતીરો સેહરો કલંગી કેતકીરી, માલતીરા મોતી લટાકાવું ।। સલુ ૧।। બકુલરાં બાજુ ગજરા ગુલાબી, હારતો હજારી ગુંથી લાવું ।। સલુ ૨।। જાઇજુઇ મોગરા ચંપા ચંમેલી, દાવ દીરો દુપટો બનાવું ।।સલુ ૩।। ફુલરી સેજપર સામ વીરાજો, પ્રેમાનંદ કહે આગેગાવું ।।સાલુ ૪।। પદ ૩।।

ચાલોને લાલ માલતીરા બાગમે બીરાજો ચાલો૦ સેવ તેરી સુંદર કુલિયાં બીણુ બીણુ, મારૂં થારો મુગટ ભરાંજો ॥ ચાલો ૧॥ ગજરા બાજુ તોરા હાર પેરાવીને, નેણાં ભરી નાથ નીરખ્યાંજો ॥ ચાલો ૨॥ અબ કદબરી કુંજમેં કાના, મીઠી મીઠી મોરલી બજાજો ॥ચાલો ૩॥ પ્રેમાનંદ કહે પ્રીત કરીને, પ્યારા થારો પ્રેમરસ પાજો ॥ચાલો ૪॥ પદ ૪॥

## પદ રાગ પરજ.

થે મારાસોજી પ્રાણ રસિયા, માહારાજ મારે દીલ વસીયા થેમા૦ પ્રાણ મારા છોજી થે દ્રગ તારા પ્યારા પરમસુજાન ॥ રસી ૧॥ નંદરાનંદન થે છોજી જગવંદન, છેલછબીલા કાન ॥ રસી ૨॥ દાસી હું થારી છેલા ગિરધારી, થે મારા દ્રગ ભાન ॥ રસી ૩॥ શ્રી ઘનસ્યામ પિયાથા કેડપર, પ્રેમાનંદ કુરબાન ॥ રસી ૪॥ પદ ૧॥

થેં મારા સીરદાર પ્યારા, નંદલાલ નેણારા તારા થેં મા૦ વ્રજરા જીવન માને વાહ્લા લાગો છો રસીઆ નંદકુમાર ॥પ્યારા. ૧॥ ગોકુળ ચંદ ગોપીક જીવન, ગોપી પ્રાણઆધાર ॥ પ્યારા. ૨ ॥ મોરલીધર મન વસીયા છો મારે. હરજી હીયારા હાર ॥ પ્યારા. ૩ ॥ પ્રેમાનંદ કહે પના મારૂ વારી, સેજતણા શણગાર ॥ પ્યારા. ૪॥ પદ ૨ ॥

થે ઉરા આવો છેલ નંદરા. બાજુબંધ બાંધુ થાને ગજરા થે ઉરા૦ છેલકુંવર થારી પાઘ સુધારાં, છોગાં મોતીડારાં મેલા ॥નંદરા. ૧॥ મદનમોહન થાંને મરદન કરતાં, અંતર તેલ ફુલેલ ॥નંદરા ૨॥ વ્રજરા જીવન થાને જોઇ જોઇ જીવાં, રસીયાંજી છો રંગરેલ ॥નંદરા ૩॥ પ્રેમાનંદરા પ્યારા પધારાસાં, પલંગ ઉપર અલબેલ ॥ નંદરા. ૪॥ પદ ૩ ॥

થે આછા લાગો રાજમાને, મોઇ છાંછલા જોઇ થાને. થે આ૦ નંદરા કુંવર માને આછા લાગે થારો, રૂપરસાજ સમાજ ॥ માને. ૧ ॥ થાંને જોવા સારૂ મારૂજીમે છાંડો, લોક કુટમરી લાજ ॥ માને. ૨ ॥ ગોકુલ ગામમે આઇ વસી છાં, કાનકુંવર થાંરે કાજ ॥ માને. ૩ ॥ પ્રેમાનંદરા પ્યારા માને પાવો, અધરસુધારસ આજ ॥ માને. ૪ ॥ પદ ૪ ॥

## પદ રાગ ભૈરવી.

ચલત ડગર બીચ મીલોરે લંગરવા, પકરી બેઆં મેરે તોડયો હે હરવા ॥ચલત. ટેક.॥ સનમુખ આયકે બદન બીલોકત, હસત હસત મોહે મારત નજરવા ॥પક. ૧॥ સીર મેરે ગગરી દેખત સખી સગરી, આયકે યાચત મેરે ઉરકો અચરવા ॥ પક. ૨॥ જસોમતી સુતકુમેં બરજત હારી. એસો કુટીલ નાહી લાજત લજરવા ॥પક. ૩॥ પ્રેમાનંદકો પ્રભુ છકયો હે જોબનમદ, કેસે બશી હું અબ ગોકુલ નગરવા ॥ પક. ૪॥ પદ ૧॥

પનીયાં ભરત મત રોકોરે સાવરીયા, સીધો ચલોજા તેરી ગેલ વાવરીયા ॥પની૦ કાહેકું પરસ કરત પુરત્રીયકો. પરમ ચતુર માને નંદકે દાવરીયા ॥સીધો. ૧॥ કંસકે રાજન કર અનહોની, લુંટી લૈહે ઘરનગર ગાવરીયા ॥ સીધો. ૨ ॥ ઉરગુંજાસરી મોર પીછે ધરી, શીરો બનબન પગ પેહેંરી પાવરીયા ॥ સીધો. ૩॥ પ્રેમાનંદ કે પ્રભુ સંપત વિચારી, હાથ લકુટીઓ ઢેકારી કામરીયા ॥સીધો. ૪॥ પદ ૨॥

અજબ સુરત તેરી બનીરે કનૈયા, કહા કહું કછુ બનતન કૈયા અજબ૦ અંગ અંગ પ્રતી અમીત સુંદરતા નીરખી રતીપતી કોટી લજયા ॥કહા. ૧॥ મુખમંદ હસત અમીકન બરસત, ચીતવની ચંચળ

અતી સુખ દેયા ાકહા. ૨ા કટી પટપીત અધરપર મુરલી, લસત માલ ઉરમન હરલૈયા ાકહા. ૩ા પ્રેમાનંદ ઘનશ્યામ લટકપર, વારત તનમન પરી પૈયા ાકહા. ૪ ા પદ ૩ા

કમળ દ્રગનબીચરે ખેરત નારી, મદનપાન છીયોરે બીહારી કમળ૦ નિરખી બદન ઉંડુરા જળજાંનો, ભ્રમત ગગનપંથ તજી થીર તારી ામદ. ૧ા મંદ મંદ ગતી લખીસકુ યાને, ગએ માનસર હંસ વીચારી ામદ. ૨ા પીત બસન દુતી દેખી થકીત કોઇ, કનક અનલ બીચ દીયો તનજારી ામદ. ૩ા પ્રેમાનંદ કહે દસન લખીસ કુચી ભુરે હે અનાર અધો મુખધારી ામદ. ૪ ા પદ ૪ા

રાગ **ભૈરવી.** બાંસુરી બજાઇ લીનીરે, મેરી સુધ સાવરીઆને બાસુ૦ બહુસો બજાઈ મેરી સુધ બીસરાઇ, કીની બેરાગની બાવરી-યાને ામેરી. ૧ા મોરમુગટ પીતાંબર પેરે, લટક ઓઢે કારી કામરા યાને ામેરી. ૨ા બાંસુરી બજાવે ગૈયાં હેરીદે બોલાવે, ઘોરી ઘુમરી પીરી કાજરીયાને ામેરી, ૩ા પ્રેમાનંદ કહે કબ દેખું દ્રગન ભરી. ચંચળ ચતુર ઉતાવરીયાને ામેરી. ૪ા પદ ૧ા

લંગરવા લગાય ગયોરે, જાદુ મોરાં જીયરામેં લંગ૦ જાદુ વેકર ગયો, મન મેરો હર ગયો, કછુ એક દે ગયો બીયરામેં ા જાદુ ૧ા બાવરી ફીરૂં મોહે કછુ ન સોહાવે, ચીટ અટકયો પટ પિયરામેં ા જાદુ ૨ ા સુંરસ્યામ સલોની મુરત, ખટકત આયકે હીયરામેં ા જાદુ ૩ ા પ્રેમાનંદ કહે સુરેત લગીહે, સુંદર શામ સનેહરામેં ા જાદુ ૪ ા પદ ૨ ા

મનમેરો લે ગયોરે, કાના કારી કાંમરી વારો મન૦ મનમેરો લે કછુ એક કે ગયો ચેટક દે ગયો ચંચલ પ્યારો ા કાના ૧ા નંદદે

સખોના ગાપે પટ પઠ ડારયો ટોના બસ ગયો જીયરામેં જાદુગારો ॥ કાના ૨ ॥ હસી મુસક્યાયકે નેહસુ બોલાયકે ચીતહુ ચોરાયકે હો ગયો ન્યારો ॥ કાના ૩ ॥ પ્રેમાનંદ કહે અબ જો મીલેતો કરી રાખુ મારા નેનેકો તારો ॥ કાના ૪ ॥ પદ ૩ ॥

નેના મોરે લાગેરેમા, કુંજકે વિહારીજીશું, નેના૦ દેખી અંગ અંગ પ્રતી અમીત સુભગના અટકે લાલા ગીરધારીશું ॥ કુંજ ૧॥ બરહા પીડ માલ મધુનકી, તનમાલ બનમારીજીશું ॥કુંજ ૨॥ કટી પટ પીત અધરપર મોરલી, મદન ગોપાલ મોરારીજીશું ॥કુંજ ૩॥ પ્રેમાનંદકો નાથ છબીલે નેહકરત વ્રજનારીજીશું ॥કુંજ ૪॥ પદ ૪॥

**પદ રાગ ભૈરવી** ॥ બૈયાં હમારીના છુવોરે બંસી વાયે આ-હીર બૈયાં૦ લોકલાજ મરજાદ ન માનત, ના જાનત પરપીર ॥બૈયાં ૧॥ ધેન ચરાવત બેન બજાવત, ઠાડેહો જમુનાં તીર ॥ બૈયાં ૨ ॥ પઠી પઠી ઢોના ડારત મારત નટવર નેનુદા તીર ॥ બૈયાં ૩ ॥ પ્રેમાનંદકે નાથ બહુરાને, સુંદર શ્યામ સરીર ॥ બૈયાં ૪॥ પદ ૧॥

કાના અનારી કહાં ગઇ લોહરવા મોરો તોરી કાંના૦ હરવા તોરી હાથહી એ ડારયો, નીપટ નીર્લજ બરજોરી ॥કાના ૧ ॥ હાથ હએ ડારી અંગીયાં ફારી, નાજુક બૈયાં મરોરી ॥ કાના ૨ ॥ બૈયાં મરોલી ચુરીયાં ફોરી બોલી બચન કઠોરી ॥કાના ૩॥ પ્રેમાનંદ કહે અબજયો મીલેતો, રાખું દ્રાગન મહી ચોરી ॥કાના ૪॥ પદ ૨॥

બાંધી બનાયકે સાંવરીયા પગીયાં પેચોંદાર બાંધી૦ બાંકી પાઘ બીચ સુમન સેખરપર મધુપ કરત ગુંજાર ॥ બાંધી. ૧ ॥ ભ્રકુટી કાનમેં સુંદર, કુંડળ મકરાકાર ॥બાંધી. ૨॥ નેયન નલીન નાશાશુક સુંદર, બદન વીધુ અનુસાર બાંધી. ૩॥ પ્રેમાનંદકો નાથ સાવરો, મોહનમીતવાહમાર ॥બાંધી. ૪ ॥ પદ ૩॥

નેનાંની હારી નાબહુરે રહે રૂપ લોભાય નેનાં, નીરખી રૂપ મની મન મોહન થકીત ભએ બસજાય ॥ નેનાં. ૧॥ સુંદર શ્યામ મીસે મોહે મગમે, હસે મન મુસકાય ॥નેનાં. ૨॥ બદન કમલપર મધુપજ્યું દોઉ, લપટી રહે લલચાય ॥નેનાં. ૩॥ પ્રેમાનંદ વચનરસ અમ્રત, પાન કરતન અઘ્યાય ॥નેનાં. ૪॥ પદ ૪॥

## પદ રાગ રેખતા.

આશકો દીયારીવે, માસુકન જાનાભુલી ;આશકો૦ સુન સાંવરે સાહેબા મોહોબત હમારીવે, ખાવંદ ખુશી હોયે રખના, દિલમેં બિચારીવે ॥માસુ. ૧॥ એક આશરાહે તેરા, કહે કયા પુકારીવે; પરવર દિગાર દિલકી, તુમ જાનતા સારીંવે ॥માસુ. ૨॥ સુરતલગી કદમોસે, નદરેગ ટારીવે; પ્રેમાનંદકે પ્યારે હમકુ, લેના સંભારાવે ॥માસુ. ૩॥ પદ૧॥

દેખલા દિદાર પ્યારા. મેહેબુબુ હમારા દેખ૦ માસુક જરાજ દેના, નેનાકા નજારા, ઇતનેમેં તો હોવેગા; આસકુદા ગુજારા ॥દેખ. ૧॥ કુરબાન કિયા તેરે નામપર, ઘરબાર સંસારા; ફકીરી લેકે ફીરતાહું કરનેકુ દીદારા ॥ દેખ. ૨ ॥ તકશીર માફ કરના, સુન સરજનહારા; પ્રેમાનંદકુ મુલાખાત દેના નંદ દુલારા ॥ દેખ. ૩ ॥ પદ ૨ ॥

## પદ રાગ કાફી ખ્યાલ.

આવતા કયોં નહીવે સામળડા, આવતા કયોં નહીવે યાર આવ૦ જામા પેરી જરીદા બાંધી, પગીયાં પેચોદારવે; હસતાં હસતાં સુંદર બદન, દેખાવતા કયોં નહીવે યાર ॥ આવ. ૧ ॥ હમરી અલીયાં ગલીયાં મૈયા, સાંજ સવાર કનૈયાવે; મધુરે મધુરે સ્વર મોહન, બંસુબજાવતા કયું નઇવે યાર ॥ આવ. ૨॥ એક અછી તાનાગાવો પ્યારે

દિલ ખુશ હોય હમારાવે; પ્રેમાનંદકે બંસીનેક, સુનાવતા કયોં નઇવે યાર ॥ આવ. ૩ ॥ પદ ૧ ॥

જાનતા કયોં નઇવે હમારી પીર જાનતા કયોં નઇવે લાલ જાનતા૦ નંદ દેસલોને ગબરૂ હમકુ, સુખુરીમેં સમજાવતાપે; બહુત દિનાકી અરજી હમારી, માનતા કયોં નઇવે લાલ ॥ જાન. ૧ ॥ દે દીદાર દયાવંત ખાવંદ, તુમ માલીક મુલકુદાવે; હમ બદુવા તેરી બંદગી કરતહે, પીછાનતા કયોં નઇવે લાલ ॥ જાન. ૨॥ તુમારે ખદહેકા મલકાબીલસ, બહુ નર તેરે હાથવે; પ્રેમાનંદકે પ્યારે હમપર મેહેર આણુતા કયોં નઇવે લાલ ॥ જાન. ૩॥ પદ ૨ ॥

## પદ રાગ જંગલો.

ઇન મોહનાને મેરો મન હરલીનોમા ઇન૦ ચાલે લટકંતી ચાલ બાંધે શીર ફેંટો લાલ, કેસરકો ટીકો નીકો ભાલ બીચે કીનોમા ॥ઇન. ૧॥ કાન બીચે મોતી સોહે, ચીતલની ચીત મોહે; ઉરબન માલા ઓઢે, પીટપટ કીનોમા ॥ઇન, ૨॥ ચંદન કીકીને ખોર ચીતવત મારી ઓર, રસકો રસીલો છેલો રંગહુસે ભીનોમા ॥ઇન. ૩॥ ચાવત હે બીડી પાન દેખી ભઇ ગુલતાન, પ્રેમાનંદ કહે પ્યારો પ્રિતમ પ્રવીનોમા ॥ઇન. ૪ ॥ પદ ૧ ॥

કાના તોસે કોન બોલે નીકો ચલોજારે કાના૦ પગીયા બાંકીસી બાંધે ડારયોહે દુસાલો ખાંધે, મારત સલોને મોહેનેના અનીયારો કાના. ૧॥ બાંસરી બજાવે મીઠી તાનલે સુનાવે, જીયરો નીકાસી લેત પીતપરવારે ॥કાના ૨॥ બાર બાર આવે મોહે નેહશું બોલાવે, મન લલચાવે મોપે મોહની લેડારે ॥કાના. ૩॥ જોરે બરજારી પ્રિત પ્રેમાનંદ કહે મીત, બશ કરલીની મોહેનેનો કાનાકારે ॥કાના. ૪ ॥ પદ ૨ ॥

લાગે તેરા નેના મોહે સામરા ગુમાની, હસત આયકે કાના મારે મોરે નેનબાન, બલાવે બેદરદી મોરી પીરરહુ ન જાની ॥ લાગે. ૧॥ લાગે તીખે નેના સ્યામ ભુલી મેંતો ધનધામ, જપુ તેરા નામ મેંતો ભઇહું દીવાન ॥ લાગે. ૨ ॥ કેસી કરૂં કીત જાઉ કલત પરતકહું. સહીના સકુવે મેંતો દરશકી હાની ॥ લાગે. ૩ ॥ પ્રેમાનંદ કહે પ્યારે કરી રાખુ દગતારે, સંગહુ ચલુગી તેરી તજી કુમકામી ॥ લાગે. ૪ ॥ પદ ૩ ॥

કાહીકુ તે મારે નેના કડીને કરેજમા કાહી૦ તીખે અનીયારે નેન કસીભર મારી સેન લગી બરછી વેમાનુ તરછી તરેજમાં ॥કાહી. ૧॥ એસો કછુ જાદુ કીના જીયરા નીકાસી લીનો, ઠારી તેતો કશ્યા મોહે પ્રિતકી પરેજમાં ॥ કાહે. ૨ ॥॥ ખટકત તીખે નેન બીનુ દેખે નાહી ચેન, કછુન સોહાવે મોહે સુની સુખ સેજમાં ॥ કાહી. ૩ ॥ પ્રેમાનંદ કહે મીતરંગ દીનો મેરો ચીત, લાગીહે ચુરત મેરી કાનારંગરેજમાં ॥ કાહી. ૪ ॥. ૪ ॥

## પદ રાગ ખમાચ.

રૂડા લાગો છો રાજેંદ્ર મંદીર આવતારે ॥ રૂડા૦ જરકસીયો જામો હરી પેરી, માથે બાંધી પાઘ સોનેરી; ગુઢો રેંટો ઓઢી મન લલચાવતારે ॥ રૂડા. ૧ ॥. હડે હાર ગુલાબી ફેરે, ચીત મારૂ રોકી રાખ્યું તોરે; ગજરા કાજુબાજુ મન મારે ભાવતારે ॥ રૂડા. ૨ ॥ કનક છડી સુંદર કર લઇને, ગજગતી ચાલો હળવા રઇને; ચીતડું ચોરો મીઠુ મીઠુ ગાવતારે ॥ રૂડા. ૩ ॥ પ્રેમાનંદના નાથ વીહારી, જાઉં તારા બાદન કમળપર વારી; હેતેશું બેલાવી તાપ સમાવતારે ॥ રૂડા. ૪ ॥ પદ ૧ ॥

વાલી લાગે છે વરણાગી તારી વાંકડીને વાલી૦ લલીત ત્રીભંગી સુંદર શોભે, સુરનર મુનીના લોભે; ચાલો ચાલ ચટકતી પેરી ચાખડીરે ॥ વાલા ૧ ॥ સુંદર હસીત વદનની વાણી, સુણતા વ્રજવીનતા લલચાણી; જોઇને મોહી અણીયાળી ચંચળ આંખડીરે ॥ વાલી ૨॥ નવલ મનોહર સુંદર છેલા, ઓરા આવોને અલબેલા; મળીયે મોહન બાંધી બાયે રાખડીરે ॥વાલી ૩॥ શ્રી ઘનશામ છબીના ધામ, પ્રેમાનંદ ભજે આઠો જામ જોયાની લાગી છે નીશદીન ધાકડીરે ॥ વાલી ૪ ॥પદ૨॥

તારી બાનકની બધહારી મારા નાથજીરે તારી સુંદર રૂપ કલામાં નાવે, શેષ સહસ્ત્ર મુખ પાર ન પાવે; કોટીક કામ લજાઇ જોડે હાથજીરે ॥ તારી ૧ ॥ મોહ્યું મન મુખને મરકલડે, ગીરધરજી ગમી યાછો દલડે, ક્ષણુ ન મલ સાગર તનયા સાથજીરે ॥ તારી ॥ ૨ રૂપ સીલ ગુણુ રસના સાગર, તરૂણુ કીશોર સદા નટ નાગર; વ્રજવીનતાના પ્રાણુજીવન સુખ પાથજીરે ॥ તારી ૩ ॥ કરૂણા રસમય જોવું હસવું, કરૂણા કરી જન ઉરમેં વસવું, પ્રેમાનંદ નીત ગાએ ગુણુ ગાથજીરે ॥ તારી ૪ ॥ પદ ૩ ॥

વારે વારે જાઉં વાલાજી તારે વારણેરે વારે૦ આદી પુરૂષ ઇશ્વર અવતારી કરૂણા રસમય મુરતી ધારી; પતીત પાવન પ્રગટયા આજ અમ કારણે ॥ વારે ૧ ॥ નરનારી અગણીત અથડાતાં, ભવસાગરમે ડુબકા ખાતા, બળવંત બાંહ્ય ગ્રહીને કાઢયા બારણે ॥ વારે ૨ ॥ અધમ ઓધારણુ નામના નામી, બરદ તમારૂ સદાયે સ્વામી, કીધુ સત કળીમેં બહુ જન તારણેરે ॥ વારે ૩ મળ્યા પુરૂષોત્તમ એમ જાણી અચળ આશરો ઉરમેં આણી પ્રેમાનંદ ઠરીને બેઠા ઠારણેરે ॥ વારે ૪ ॥ પદ ૪ ॥

## પદ રાગ હમીર કલ્યાણ.

સુન સુન સજની સ્યામકી બતીયાં મનમાની સુન૦ સુની બતીયાં છતીયાં ભઇ શીતળ, સુધ ભુલી ધન ધામકી ॥ બતી. ૧ ॥ કામ કાજ મોહે કછુએ ન ભાવે, રટના લગી એક નામકી ॥ બતી ૨ ॥ ઘરી ઘરી પલ છીન બીસરત નાહી; મુરતી આતમરામકી ॥બતી. ૩॥ પ્રેમાનંદ ઇવારે સ્યામપર, શોભા કોટિક કામકી ॥બ ૪॥ પદ ૧॥

નિરખી છબી નંદલાલાકી અખીયાં લલચાની નિર૦ મરકત મનીજલ દલબી લાજે, શોભા સ્યામ તમાલકી ॥અખી. ૧॥ ખંજનમીન અલી મ્રગ લાજે, લખી છબી નેન વીસાલકી ॥અખી ૨॥ રાજહંસ સકળ હંસ ઐરાવત, લાજે લટકબી ચાલકી ॥અખી ૩॥ પ્રેમાનંદ વારે મનમથ કોટિક, મુસકની નિરખી ગોપાલકી ॥અખી. ૪॥ પદ ૨॥

રટરટરે મન બાવરે એક નામ હરીકો રટ૦ પ્રગટ હરી રાજતદ્રગ ગોચર, બન્યો હે અલોકીક દાવરે ॥એક. ૧॥ પ્રગટ પ્રમાન રૂપ ઉર ધરીલે, પ્રગટ હરી ગુન ગાવરે ॥એક. ૨॥ બીતે જાતહે અવસર એવો, જ્યું લોહેકો તાવરે ॥એક. ૩॥ પ્રેમાનંદ કહે ફેરી પછતાઇહો, પરીહો દુખ દરીયાવરે ॥એક. ૪ ॥ પદ. ૩ ॥

સ્યામસુંદર સુખદાઇરે, સુનહો મનસેંરે સ્યામ૦ તજદે આશ અસત જગ કેરી, ચરન કમલ ચિત લાઇરે ॥ સુનહો . ૧ ॥ શ્રીહરીક્રશ્ન નારાયણ૦ સ્વામી, લે રસના ગુણ ગાઇરે ॥ સુનહો. ૨॥ તજ આળસ પરમાદ મોહમન, ભજય મનક્રમ જદુરાઇરે ॥સુનહો. ૩॥ પ્રેમાનંદકે નાથ સુનેહા કરલે પ્રિત ઉપજાઇરે ॥સુનહો ૪॥ પદ. ૪ ॥

## પદ રાગ કહેવા.

અટારીયાં મોરી આજરે નંદુકુંવર નટવર આઇલોરે અટા૦ બેઠે બીચ આગનવા મોરે, બડે બડે ગોપ સમાજરે, કહા કરૂ સખી બીચવાંમોરી, બેરનપર ગઈ લાજરે ॥ અટા. ૧ ॥ ઘુંઘટ પટકી ઓટ-મેં નિરખે, નેખ શામસુર રાજરે; એક ટકરહી બીલકટી મોહે, છુટ ગયો ગ્રહકાજરે ॥ અટા. ૨ ॥ પકર્યો મનદ્રગ સેનનમેં જયું તીતર પકરે બાજરે, પ્રેમાનંદકે હસકે ચલે હરી મુખ મોરલી રહી ગાજરે ॥ અટા. ૩ ॥ પદ ૧ ॥

કટારીયાં મારી મોયરે જસોમતી સુતને નનસેં નનદી અટા૦ મે જમુના જલ ભરને ગઇ સંગ નનદ જેઠની દોયરે, ઘુંઘટ ખોલ લગી જગી ભરને ઇતઊત દેખ્યો ન કોયરે ॥ કટા. ૧ ॥ સુદરશામ કદમ તરેયાયકે, રહે ઠાડે મોહી જોઇરે, કહાજાનું મોહે કહા કર દીનો લીનો ચીતવા પ્રોઇરે ॥ કટા. ૨ ॥ બીનું દેખે અબ કલ નપરે મોહે, નીશદીન બીતે રોયરે; પ્રેમાનંદ ઘનસ્યામ દરશકી, પીયા જીયરા હોયરે ॥ કટ. ૩ ॥ પદ ૨ ॥

લંગરવા ઠાડો ગેલરે, મોરી છતીયાં છુલત સાવરીયો લગ૦ મેં અજાન ઘરસે આજ સજની, નીકળી ચલી અકેલરે; બીચ ડગરમેં સુદરવર મોહે, મીલી ગએ મોહન છેલરે ॥ લંગ. ૧ ॥ ઘુંઘટ ખોલ બદન અવિલોકી, પકર્યો કર અલબેલરે; મારી નેનસર ઘાયલ કીની, સુન મોરી હો સહેલરે ॥ લંગ ૨ ॥ બાંધે ભુજે બાજુબંધ ગજરા, પેહેરે હાર ચમેલરે. પ્રેમાનંદકે ઓઢે ઉપરના, કેસરીયા રંગરેલરે ॥ લંગ. ૩ ॥ પદ ૩ ॥

નજરીયાં મારી નેનદી, મોહેનવા નનુવા લે ગઇલોરે નજ૦ મોરહી મોરે આંગનવે આંયકે, સરસ બજાઇ બેનરે; સુનત શુધબુધ બીસરી મોરી, મનમેં વ્યાપ્યો મેનરે ॥ નજ. ૧ ॥ મે આતુર ઉઠકે અવીલોકી, સાવરી સુરત સુખ દેનરે; હસી મુસકાઇ કલમ નેનોદી, મારી સાવરીએ સેનરે ॥ નજ ૨ ॥ અબ મોહે ખટકે સાવરી મુરત, કલ ન પરે દીનરેનરે; પ્રેમાનંદ ઘનશામ દેખું દ્રગ તબ હોઇહે સુખ ચેનરે ॥ નજ. ૩ ॥ પદ ૪ ॥

## પદ રાગ પરદેશી.

મેરમજી વાટડીયું, મુજે પરીયમજી વાટડીયું; ન્યારી થકી અખી ઉડે, કીકરીયાં ભેળું; કી બીસારા ડે છડીઉં મેર૦ આરપણેજી જોડીયું રે મુજી ત્રોડી પ્રિતડીયુંરે ॥ કીક ૧ ॥ કાન ન અચોં ગોઠમેં, ભુજી શુની સેજડીયુંડે ॥ કીક, ૨ ॥ સુખ નહી દીનરાતમાં, નેણે આંસુજી ઝડી ઉંડે ॥ કીક. ૩ ॥ પ્રેમાનંદના નાથજીરે, છબી અંતરમાં ગડી ઉડે ॥ કીક. ૪ ॥ પદ. ૧ ॥

## પદ રાગ જંગલાની ગજલ.

સાંવલા દિદાસે દિલ જખમ કીયા, મારી ઉતરસી બરસી, દિલ હમારા છીન લીયા સાંવલા ફરજનનંદ દાહે ભલાહે સલોના ગબરૂ. છોટીસી ઉમર અખીયાં બડી ગુલચમન કજી ॥ સાંવલા. ૧॥ ખુન ગુજારે ચસમેં ભલાબીચ કુદરત દીસાઈ દીયા ॥સાંવલા. ૨॥ ફુરસત બડીહે તનમેં; જવાનું મીઠી હે મુલામ, શીરપર ગુલાબી ફેંટા દુપટા દુહામીકા; એ કયાં બહુ તારીફકી, પ્રેમાનંદ કુરબાન ગયા ॥ સાંવલા. ૨ ॥ પદ ૧ ॥

## પદ રાગ પરજ પીયાનો ઢાલ છે.

જાદવરાયજી વે મોતીયાંવાળો, ઘણુમુલાને ઘણીખમાં; ઘણુ જીવો ઘણીખમાં, છેલવર આવેરે છોગાળો, રાજેસરને ચરણે નમાં, જગજીવનને ચરણે નમાં ॥ જાદ. ૧॥ માણીગર માણકીએરે રાજે, શોભા જોઇ કામ લાજે; ચમર ઢળેરે છત્ર છાજે, આગે ઘણાં વાજાં વાગે ॥ જાદ. ૨ ॥ કેસરીયાને કોડે કોડે જોઇયે, જોઇ જોઇ દુખ ભાગે; માથે મોતીડાંનો જુડો રૂડો, વીઠલવર વાલો લાગે ॥ જાદ. ૩ ॥ કેસર તીલક કરે કીધાં ભાલે, કાને કુંડળ શોભે કાજુ; સોનેરી વાઘોરે શોભે અંગે, બાંયે નંગ જડીયલ બાજુ ॥ જાદ. ૪॥ ઉરમેં ઉરમેં ઉતરી ઉરે રૂપાળી, ભાળી ભાળી નેણાં ઠરે; હાર હજારો કમર કટારો, પ્રેમાનંદનાં મનડાં હરે ॥ જાદ. ૫ ॥ પદ ૧॥

## રાગ જંગલાની ઠુમરી.

શોભે શોભે રસીકવર છેલરે, હરી ધરમકુંવર સુખકારીરે શોભે૦ રાજત સેખર હાર બાજુબંધ, ગુલગુલાબી ધરેલરે ॥ હરી. ૧॥ ગજરા શિરપર જરકસી પગીયાં, બંકી કલંગી લટકેલરે ॥ હરી. ૨॥ કેસર તિલક મનોહર કીને, કુંડલ નંગ જડેલરે ॥ હરી. ૩॥ કૃશ્નાનંદકે નાથ નિરંતર, ઉરમે બસો અલબેલરે ॥ હરી. ૪॥ પદ ૧॥

પ્યારે પ્યારે લગત દીલદારરે, મનમોહન છેલ ગુમાની પ્યારે૦ અતી સોહત સુંદર ઉંર ઉપર મોતીન હાર ઉદારરે ॥ મન. ૧ ॥ નંગ જડીત છબીદાર મનોહર, નૌતમ કમર કટારરે ॥ મન. ૨ ॥ બંકે પાઘમેં સુમન શીખરપર, ભમર કરત ગુંજારરે ॥ મન. ૩ ॥ કૃશ્નાનંદકે નાથ કૃપાનીધી લીજે મોહન મેરી સારરે ॥મન. ૪॥ પદ ૨॥

ગાવે ગાવે ચતુર ઘનશામરે ગુનસાગર નીજ જન સંગે ॥ગાવે૦ ખેલત જમુના તીર વીહારી, ભકતવચ્છળ સુખ ધામરે ॥ ગુન. ૧॥ નભસુર નિરખે ફુલ નબરવે, બિસર ગએ તન ધામરે ॥ગુન. ૨ ॥ મે.હે વ્રજજન તનસુધ ભુલે, નિરખત મન અભિરામરે ॥ ગુન. ૩ ॥ કૃશ્નાનંદ નટનાગર છબીપર, વારત કોટીક કામરે ॥ ગુન. ૪॥ પદ ૩ ॥

આવો આવો પરમ પરવીનરે, મોરે જીવન ધરમ દુલારે આવો૦ ચંદન ખોર કરે સુંદર તન, ભુસન બસન નવીનરે ॥ મોરે. ૧ ॥ કુંડળમાનુ બદન સુધાકર, દેખત દોરતમીનરે ॥ મોરે. ૨॥ ઝુક રહે લોચન પંકજકેપર ભ્રકુટી ભમર આધીનરે ॥ મોરે. ૩॥ કૃશ્નાનંદકે દીજે દરશન હરી જાનીકે અબ મોએ દીનરે ॥ મોરે ૪ ॥ પદ ૪ ॥

## પદ રાગ ઝીંઝોટી ઠુમરી.

દિલદાર છટા દ્રગ અટક રહી, નટવર હરી પ્યારે સાવરીયાં દિલ૦ તનસપેત ધોતી પેરલીયો, કેસર ચંદન કીસોર કીયા; ધરેફુલ ગેંદકર ગીરધરીયા, પચરંગી શીરપર પાધરીયા ॥ દિલ. ૧ ॥ સોહતહે કમળ કળી અખીયાં. ગળે ફુલમાળ પ્યારી નખીયા, કાજુબાજુ ગજરા ધરીયા; મોતી નસેહરા મન ભાવરીયા ॥ દિલ. ૨ ॥ કાબીલ કામીલ રંગરેલ પિયા નેનનસે તનમન છીન લીયા, હેરતહે રૂપ ઉજાગરીયા શીરદાર યાર નટનાગરીયા ॥ દિલ. ૩॥ સબ રાજનકે રાજા વરીયા, પ્રાન નહુસેં પ્યારા કરીયા; ઓરનકુ ઉરમેં ના ધરીયા, કહે કૃશ્નાનંદ સુખ સાગરીયા ॥ દિલ. ૪ ॥ પદ. ૧ ॥

ગુણ દયા સિંધુ છબી અજબ બની, હરી મુરસદ મોરે આવત હે ॥ગુન. ટેક.॥ બેઠે માણકીપર પ્રાણપિયા, ઘોડેકી ઘુમર ઘેરલીયા; ખેલાવતહે ઘોડી રસીયા, ચિતમોર જોર લલચાવતહે ॥ ગુન, ૧ ॥

કંચનકે બસન બિરાજતહે, સોનેરી પગીયાં છાજતહેં; શીરપેચ કલંગી ઝલકતહે, ફરકન છોગે મન ભાવતારે ॥ ગુન. ૨ ॥ કર સોનેકી છડી સોહતસે, દેખી લગામકુ મન મોહતહે; છડીદાર બાની જય બોલતહે, અસવાર બડે જસ ગાવતહે ॥ગુન. ૩॥ બહુ બાજે આગે બાજતહે, ધનઘોર જ્યુંહી ધન ગાજતહે; છબી દેખી રતિપતિ લાજતહે; મુની દેવ દરસહિત આવતહે ॥ ગુન. ૪॥ નટજ્યું ઘોડી આત નાચતહે; જાકી ચાલચિત ચઉરાવતહે; અસવારી બડી સોહાવતહે, કૃશ્નાનંદ ઉર ઠેરાવતહે ॥ ગુન. ૫ ॥ પદ ૨ ॥

હરી છલછબી મન ભાવનીયા, ઇન લગન મગન મોરી લાગરીયા હરી૦ તન લાબસને અતિ રાજતહે, પ્યારી પગીયાં શીરપર સાજતહે; ગળે મોતીન માલ સોહાવનીયાં, તારેકી જોત લજાવનીયાં ॥ હરી, ૧ ॥ બડી મુસકનીમેં ચીત ચોરતહે; જોરનસેં નેહરા જોરતહે; જાકી શોભા દ્રગ લલચાવનીયાં, કોટી મેનનમાન નસાવનીયાં ॥હરી ૨ ॥ સબ અંગ અંગ બીલસી જોરીતી, કાનડમેં ઝલકતહે મોતી; શીર મોતી નલર લટકા બનીયા, બાનકંજન મન લોભાવનીયાં ॥ હરી. ૩ ॥ ભુસનમણી છબી છાંઇ રહી જીનકી ઉપમા નહી જાત કહી; લટકત મોહન સોહાવનીયા. કૃશ્નાનંદ તાપ બુજાવનીયા ॥ હરી. ૪ ॥ પદ ૩ ॥

ચલની ચંચળ ચિત ચોરલીયા, નિરખી રતિપતિ મતી મોહરીયા ચલ૦ જીન દેખી બડે ગજલાજતહે, શિર બાબારજડારતહે; દેખી હંસમાનસબડદીયા, દુનિયાં તજી બનમેં વાસ કીયા ॥ચલ ૧॥ કુંદન મુંમેં ચટકત ચાખડીયાં, જાકુહેરી ઠરતહે આખડીયાં; કર રૂમાલ ધારે ધારલીયા, ચાલતહે ચાલ ઉતાવરીયા ॥ ચલ ૨ ॥ જીનકે પિછે જન દોરતહે, જીનમેં એકટકદ્રગ જોરતહે; ચલનસેંજન ગુલતાનકીયા, જીને

શાભા મુનિજન ધારલીયા ॥ ચલ ૩ ॥ કવિ ગાવત પાર ન પાવતહે, જેહી કહત શેષ ચકુ ચાવતહે; જીન ધારીકે મેરે ઠરતહિયા, કહે ક્રશ્નાનંદ હરી પ્રાણપીયા ॥ ચલ ૪ ॥ પદ ૪ ॥

## પદ રાગ ખમાચ ઠુમરી.

હરીબાનક બસગઈ અંતરમેં; રતીવર ગરવ હરેરે ॥ હરી ૧॥ એસી છબી કોઇ આ દુનિયામેં ઓર નજર નહી આવેરે; અંગો અંગ સુદર છબી છાઇ હેરત નજર ઠરેરે ॥ હરી ૨ ॥ જાકી ઉપમા કવી નહી પાવે, કહત શેષ ચકુ ચાવેરે; જેહી દેખી નહી ઓર સોહાઇ, દેખત પાપ જરેરે ॥ હરી ૩॥ લાવણ્ય સાર આદીલ જાને, દેખી બદન ઈંદુ લાજેરે; ક્રશ્નાનંદ હરી મુરતહેરી, ભુવન ભોગ વીસરેરે ॥ હરી ૪ ॥ પદ ૧ ॥

## પદ રાગ કાફી.

અમરના સરદાર હરી મારા નેણતણા શણગાર; નેણતણા શણગાર ગુણવંત્ત માણકીના અસ્વાર અમર૦ માથે ધોળી પાઘ મનોહર છોગુ મુગટ અનુસાર ધોળાં અંબર તનપર શોભે, રૂમાલ ધોળો સાર ॥ અમર ૧॥ ભાલ વીશાળ તીલક કેસરનું, કુમકુમ ચંદ્ર ઉધાર; કામતણા મદને હરનારી, ભ્રકુટી ધનુષ આકાર ॥ અમર ૨ ॥ દીપ શીખા શુક ચચુંલ ભરી, નાષ્યા નમણી સાર; દંત છબી જોઇ લાલ જીની, અધોમુખ ઝુરે અનાર ॥ અમર. ૩॥ બીંબ નવાંકુરપર વાળાથી, સારા અક્ષર અપાર; ક્રશ્નાનંદકે મુખપર વારૂ, ચંદ સરોજ હજાર ॥ અમર. ૪ ॥ પદ. ૧॥

પ્રાણતણા આધાર, હરીવર કેસરના અસવાર; કેસરના અસવાર, કમરે સોનેરી કટાર ॥ પ્રાણતણા. ॥ પાઘ સોનેરી છોગે જુત, સીર અટપટી આંટાદાર; નવલ કલંગી મણી મોતીના, તોરા શોભાદાર ॥ પ્રાણતણા. ૧ ॥ સુંદર જરકસી અંબર ધાર્યાં, રાજે તેજ અંબાર; સોના કેરી લગામ કરમેં, ધારી ધરમ કુમાર ॥ પ્રાણતણા. ૨ ॥ ઘોડાની ધુરકમાં ઘેર્યો નટવર પરમ ઉદાર; બીજા કરમેં છડી સોનાની ઝળકે છે અતી સાર ॥ પ્રાણતણા. ૩॥ હરીની કીરતી ગાન કરે છે, ચહુ કોરે અસવાર; કૃષ્ણાનંદ એ શોભા ઉપર, વારી વારમવાર ॥ પ્રાણતણા. ૪ ॥ પદ ૨ ॥

મુનીતણા શણગાર, હરી મારે તમ સંગ લાગ્યો પ્યાર; તમસંગ લાગ્યો પ્યાર, સમરથ મુકતીના દાતાર મુની૦ શીરપર પાઘ સુમનનો સારો, શોભે છે ઉદાર; ફુલનો સુંદર જામો પેર્યો, તેની ફોર અપાર ॥ મુની. ૧ ॥ ફુલના કાજુ બાજુ ગજરા, પ્યારા ઉરપર હાર, ફુલની સુંથણલી નેપુર પદમાં, ધારયો કરીને પ્યાર ॥ મુની. ૨ ॥ અંગ અંગમા રાજે હરીને, કુસુમતણા શણગાર; બાગ કુસુમનો ફુલ્યો જાણી, ભમર કરે ગુંજાર ॥ મુની. ૩ ॥ ફુલ કલંગી ફુલના કાને કુંડળ મહાકાર; કૃષ્ણાનંદ કહે ફુલદડો, ઉછાળ વારમવાર ॥ મુની. ૪ ॥ પદ ૩ ॥

કરતા નઉતમ ખ્યાલ, હરીવર ભકતતણા પ્રતિપાળ; ભકતતણા પ્રતીપાળ, અંગે ધરીયાં અંબરલાલ કરતા૦ છટા મુગટ સમ છોગુ સાંજે, લાલ પાસનો તાલ; લલીત કલંગી લળકે ઝળકે, લટકે તોરા લાલ ॥ કરતા. ૧ ॥ જોઇ ખંજન પંકજ લાજે, ચંચળ લોચન લાલ; કાજુ તીલ ત્રાજુ અતી રાજે, સુંદર જમણે ગાલ, ॥ કરતા ૨ ॥ ચાલે ચાલ લટકતી ચાખડી, લટકતી પેરી લાલ; ચાલ જોઇને

લાજ્યા મનમાં; કુંજરાજ મરાળ ॥ કરતા. ૩ ॥ કરવરમાં લઇને ફેરવે છે, છડી અનોપમ લાલ; કૃષ્ણાનંદ કહે ઉરપર રાજે, મોતીડાની માળ ॥ કરતા. ૪ ॥ પદ ૪ ॥

## પદ રાગ કાફીજાડેજી ભાષાની.

મુજામેરમ સહજાનંદજી, અસાંજમોલ અચીજા, અસાંજમોલ અચીજાડે અચી દીદાર મુકેહ્રીજ્યાં મુજ્યાં૦ આજી અસાકે મીડી વલૈડા, હેવર મુળાખાત ઢીજ્યા; મલુરક ફુલેજી સેજ બીછાંઇયાં, તીન- તેમથે સુમીજ્યા ॥ મુજ્યા. ૧ ॥ આઇજા મુખજી મલુય ગાલીયુ મુકે અચી સુણાઇજા આઇજા; ચપજોરસ અસાંકે, મેર કરીકે પાઇજા ॥ મુજ્યા. ૨ ॥ મલુકખેણુ આસારૂકીપા, આઉ અચીકે આઇ જમી- જા; આંજી અસાંકે મીડયો વલૈડા, તમજા તાપ મીટાઇજા ॥ મુજ્યા. ૩ ॥ મીડે ધુનાખમુજા માફ કરયો, મુકે આઇ જીવટરીજ્યા કૃષ્ણાનં- દચે આઇજી મુરત મુકે દીલડી સાઇજા ॥ મુજ્યા. ૪ ॥ પદ ૧ ॥

## પદ રાગ જંગલો તાલ ત્રેતાળ.

ગુલતાન ગાનકી તામમઇ, હરી સોહતરાસ રસિલેકી ॥ગુલતાન. ૧॥ નાચત થોમ થનનન થનનનનન નેપુર ધુની ઝનનન ઝનનનનનન ધર ભુજબાજુત ધુઘરી ખનનનનન ગિતન છબી રંગ રંગીલેકી ॥ગુલતાન. ૨॥ પદ ઠનાનન ઠનનન ઠઠનનનનન ધરની ધુની ધધન ધનનનનન તોર તતાનન તોમતનનનનન છોગન છબી છેલછબીલેકી ॥ ગુલતાન. ૩॥ મોહજળ ચરથળ ચરગાન ધુની, તજે ખાનપાન તનભાન સુની બિધુરવી રથથિર જીમી દોતશુની, કૃષ્ણાનંદ ચિત બસી- લેકી ॥ ગુલતાન. ૪ ॥ પદ ૧ ॥

## પદ રાગ સોરઠ.

સુની કૃપાસીંધુ અબ અટક રહી, અબ ઘટ પર મોરી નાવરિયાં સુની૦ ઘનસ્યામ કૃષ્ન તુમહી કરીયાં મુખીયાં કોઉ ઓરન ધરધરીયાં, અબ તુમહી છોડી ધાઉ કાકોકરો પારીયાનૈયાં ઝાંઝરીયાં ॥ સુની. ૧॥ યહ અતિઅપાર ભવસાગરહે, જાહા કાલ ભરવરકો આગરહે, મોમો હે આશ તેરી નત નાગરહે, જાકી હેરૂમેં છીનપલ ડાગરીયાં ॥ સુની ૨। અબગુનીકી ભરી એગુ નકીહું, દાંતનહી મુની ચુનકીહું, રાજી હરી નામકી ધુનકીહુ, કારપાર યહ નૈયાં હદહરીયાં ॥સુની. ૩॥ તુમ માખણુ મલાઈ માગી લઇ, દાવાનળ તુમહી ચાખી લઇ; બુડત વ્રજ તુમહી રાખ લઈ, કહે જ્ઞાનાનંદ તુમ અવતરીયા ॥સુની. ૪॥ પદ ૧॥

## પદ રાગ ઠુમરી.

નિરખત લાગ અથાગબીની, ધન પ્રિતમ તેરી પગીયાં લાલ નિર૦ શિરપેચ સોનેરી કોરનસા, આઇ ઝગમગ ઝગમગ ઝગીયાંલાલ ॥નિર. ૧॥ છબી છાઇ રહી ફુલ છોગનકી, બની માનુસો વનકી બગીયાં લાલ ॥નિર. ૨॥ મંદ અંધ સુગંધી ભમે ભમરા, ગોય અમરા ઠમરા ડગીયાં લાલ ॥નિર. ૩॥ બ્રહ્માનંદ આન અલોકી ભઓ અગની તો તમસેં લગીયાં લાલ ॥ નિર ૪ ॥ પદ ૧ ॥

## પદ રાગ કાફી.

નટવર નેણુની થઇ અંતરે આરમપાર કટારીરે નટ૦ હાંરે હાંરે હું જમુનાં પાણી હું ગઇ. લૈ સંગ સખી દસબાર; મુજ સામુ જોઇ આંખડી મારી, કોડીલે નંદકુમાર ॥કટારી. ૧॥ નેણુ કટારી નંદલાલની, સુખ સજેલી ધાર; કર્મના બંધન કાપીને ભીતર બ્રમનો

લાગેલ માર ॥ કટારી. ૨ ॥લાગતાંહું લોટપોટ થઇ એની, રહીને તન સંભાળ; બ્રહ્માનંદકે મનડું વેંધ્યું, ડોલરીએ દીલદાર ॥ કટારી. ૩॥ ૧॥

સલુણા શ્યામનારે, લાગ્યાં લોચનીયાનાં બાણુ આવીનેરે સલુ૦ સરવે સૈયરનાં સાથમાં જાતાં, માથડે મહીની માણુ; આવી મારગમાં મુજને સામો મળીયો, સુંદર શ્યામસુજાણુ ॥ આવી॥ ૧॥ વાટમાં વેતાં વીઠલે મુને, આવીને દીધેલ આણુ; કરડી મીટે જોઇને કાને, મહીનું માગ્યુ દાણુ ॥આવી ૨॥ ચોટ લાગી મારા ચીતમાં, તેણે પરવશ થઇ ગયા પ્રાણુ; બ્રહ્માનંદકે વાલમે વેંધ્યુ નેણુ કરી નીશાણુ ॥આવી. ૩ ॥ પદ ॥

પાતળીયાના પ્રેમની લાગી છાતડલીમાં સાંગ અટારીરે પાતળી૦ કરવું ભુલી કામડુ ઘરનું, ભરવું ભુલી ભોગ, ઘાવ લાગ્યો મારૂ તનડુ ઘુમે; જાણે પીધી લીલી ભાંગ્ય ॥ અટારી. ૧ પ્રાણુજીવન કેરા પ્રેમની બરછી, ખુબ તીખી ખરસાગ;લાગતાં પેલી નિકળી બુડી, સુસરી સાંગો પાંગ અટારી, ૨॥ ઘાવ ન રૂઝે કાંઇ ન સુઝે, લાગે જોર લુહાગ; બ્રહ્માનંદકહેઅંતર ભેદયો, વેદનાં અંગોઅંગ ॥ અટારી. ૩ ॥ પદ ૩ ॥

કોડીલા કાનનાંરે લાગ્યા આંખડલીનાં તીર હૈયામાંરે કોડી૦ ગાયને વાડે ઘોણીયો લને, દોવાહું ગઇતી ખીર; સામુ જોઇ ચકચુર કરી મુને, વ્રજવાલે બળવીર ॥ હૈયામાં. ૧ ॥ ભાળતાં પહેલું. મનડું ભેદયું, રહીને અંતર ધીર; બાહારનાં માણુસ કોઇના બુઝે, ઉંડો ઘાવ ગંભીર હૈયામાં. ૨ ॥ બાણુ નટવર નાથનાં લાગ્યાં. રહ્યું નહી હાથ શરીર; બ્રહ્માનંદ કહે પીડે ઘણેરી; જેમ માછલું થોડે નીર ॥ હૈયામાં ૩ ॥ પદ ૪ ॥

## પદ રાગ રેખતા.

આવરે મેરે મનકે મરમ સલુને શામરે ॥ સુલુને શામરે મે શમરૂ તેરા નામરે ॥ અવરે, ટેક ॥ પેહેલી પ્રીત લગાયકે મત, આશ કરો તુમ દુર; દુર રેહે દુખ હોતહે, મેં તરત મરૂંગી ઝુરરે ॥ મેરમ ૧॥ દરદે દીવાની મે ફીરૂ મેરે વહકા વાધા રોગ, રોગકી મારી રીસમે મેજાઇ પેરૂગી જોગરે ॥ મેરમ ૨॥ પ્રીતમ ડાલા પ્રેમકા તુમ જોર ગલે બીચ ફંદ ફંદકી મારી મે ફીરૂ બલ જાતહે બ્રહ્માનંદરે ॥ મેરમ ૩ ॥ પદ ૧ ॥

આવના મેરે આશકજાની રંગીલે બાલમે, મેરે મનકે માહાસુખ પાલમે ॥ આવના, ॥ ટેક ॥ બોહોત રશીલી બોલની પ્યારી અખીયા તેરી લાલ; લાલ પીયા તેરે કારણેમે, લેઉ ફકીરી હાલરે ॥ રંગીલે, ૧ ॥ પેહેનુ કફની પ્રેમકી લેઉ હકી જોરી હાથ, હાથતેરે મેરા હૈયરા લઇ ચાલો સંગાથરે ॥ રંગીલે, ૨ ॥ બ્રહ્માનંકી બીનતી સુણી લીજીરો સુંદરસ્યામ, સ્યામ પીયા તેરે કારણે મેં રહુ આઠો જામરે ॥ રંગીલે ૩ ॥ પદ ૨ ॥

સામરે મેરે પ્રાણકે પ્રીતમ પ્યારી તેરી બોલની પ્યારી તેરી બોલ ની દીલચોર અલોકીક ડોલની ॥ સામરે. ટેક ॥ લાલ ગુલાબી અખીયાં તેરી છેલ અલોકીક ચાલ, ચાલ લખી તેરી લાલજુ મેરે નેન ભયે ખુશીયાલરે ॥ પ્રીતમ. ૧ ॥ બાલમ તેરે બેનમે ભયા ચિત મેરા ગુલતાન, તાન તેરે દિદારકી મેરે છેલછબીલે કાનરે ॥ પ્રીતમ ૨ ॥ રૂપ તેરા દિલ ભિતરે રટુ રસના તેરા નામ, નામ તેરો કુરબાનમે બ્રહ્માનંદકે સુંદર સામરે ॥ પ્રીતમ ૩ ॥ પદ ૩ ॥

આયકે બસી અંતર મેરે છબી પ્યારે કાનકી, છબી પ્યારે કાનકી લગી રટના બીનેવાનકી ॥આયકે,॥ ટેક મે ભઇ અબ બાવરી મેરા મન રહ્યા નહી હાથ, હાથ બેકાની નાથકે મેંતો જાઉ વાલે સાથરે ॥ મેરે ૧ ॥ કુન ભરે જલ હેલીયા અબ કુંન કરે ઘર કામ, કામ કનૈયા લાલકા કુરબાન કરૂ ધન ધામરે ॥ મેરે. ૨ ॥ બ્રહ્માનંદકે નાથકા અબ ખુબ ચઢા મોય રંગ, રંગ તજ્યા સંસારકા ભઇ દોસ્તી મેરમ સંગરે ॥ મેરે ૩ પદ. ૪ ॥ પુરૂ.

## પદ રાગ દાદરા.

દીલ લગા હમારા ફકીરીસે, દીલ લગા હમારા ફકીરીસે ॥દીલ ॥ ટેક ॥ દુનીયાદાર દુખી સબાદેખે રંક રાવ દીલગીરીસે, દીલ ૧ પાયા ધન સો રેત ન પાવે, મર ગયે કર મેરી મેરીસે ॥ દીલ ૨ ॥ તીન તાપ જગ વ્યાપ રહેહે, જરત મોહ જંજીરેસે ॥ દીલ ૩ ॥ બ્રહ્માનંદ કે આનંદ હોઇએ અદલ બ્રહ્મ અમીરીસે ॥ દીલ ૪ ॥ પદ ૧॥

દીલ લગા અમારા બીહારીસે, દીલ લગા અમારા બીહારીસે ॥દીલ ॥ ટેક ॥ રાજા રક શેઠ સબ દુખીયા, જરતહે ખેર અંગારીશે ॥દીલ ॥ ૧ ॥ કામ લોભ વ્યાકુળ જન દેખે, દીલગીરી દુનીયાદારીસે ॥દીલ ૨ ॥ સગા કુટુંબી સ્વાર્થ ધાવો, કરત નહી રખેવારીસે ॥ દીલ ૩॥ બ્રહ્માનંદ આનંદ ભયેહે, સામ છેલ ગીરધારીસે ॥ દીલ ૪॥ પદ ૨॥

દીલ ખુશી મેરે હરીયારીસે. દીલ ખુશી મેરે હરીયારીસે દીલ ॥ ટેક ॥ એસે તનસો રેત ન પાવે, જારી કરત પેછારીસે ॥દીલ ૧॥ ભુપ મુવે મદ માન હુંન માતે, કર લોભ હસારીશે ॥ દીલ ૨ ॥ અંત સમે કોઇ કામ ન આવે, કરતહે ખોત ખુવારીસે ॥ દીલ ૩॥ બ્રહ્માનંદ મોહ સબ દુનીયા, પાવત પીવત અપારીસે ॥ દીલ ૪ ॥ પદ ૩ ॥

મન બસે મોય બનવારીસે મન બસે મોય બનવારીસે ॥મન ટેક.॥ માતતાત સુત ભ્રાતજે હવે, નારી ખુવારી જમદ્વારસે ॥મન ૧ ॥ રાજસાજ ગજ વાજકુનાહે; દેત સબે દુખ ભારીસે ॥ મન ૨॥ ભોગ સે ઉદાસ ભયેહે, એક સોખહે મોરારીસે ॥ મન ૩ ॥ બ્રહ્માનંદ સ્નેહ કીયોહે ॥ પ્રાણુજીવન છબી સારીસે ॥ મન ॥ ૪ ॥ પદ ૪ ॥ પુરા.

## પદ રાગ જંગલો.

જગમેં મત કીજો અભીમાન જગમેં મતકીજો અભીમાન, પેટ અરથે કો પાપ ન કીજો દો દિનકે મીજમાન ॥ જગ॥ ૧ ॥ પલ છીન ઘડી પોહોર દીન કરકે લેતહે આયુષ તાન ॥જગ ૨॥ બાજત સીરપર કાલદદામાં; સુણુતા નહી અજાણુ ॥ જગ ૩ ॥ બ્રહ્માનદ કહતહે સાચી, ધરી લેજો નીજકાન ॥ જગમેં ૪ ॥ પદ ૧ ॥

## પદ રાગ ઠુમરી.

તજી જાના જરૂર જોબન જાયારે નહી દહેવાનો નિરધાર ઘડી તજી૦ બન્યા જગત સબ જુઠ પસારા, હાંરે મતિ હિન મલીન તેરે મત ભાયારે ॥ નહી તજી. ૧ ॥ મોહકી જાળ બની મતવાલી, હાંરે બાળી ભુલ્યો ભમત કયું ભરમાયારે નહી તજી. ૨ ॥ પંચ વિષયમાં પુરણુ પ્રિતી, હાંરે હરી રસ મેલી મુઢ વીખ ખાયારે ॥ નહી તજી, ૩ ॥ દયાનંદ કહે દેખત નાહી, હાંરે ચોંપેચડી ચપળ શિર કાળ આયારે ॥ નહી તજી, ૩ ॥ પદ ૧ ॥

જુઠી બાજી જગતકીયા બોત બનીરે, દેખી લોભાના દીલ દિવા-ના જુઠી૦ માતતાત સુત ભ્રાત કુટુંબી; હાંરે ગુલતાંન ભયા મંદમેરા-ગનીરે ॥ દેખી જુઠી. ૧ ॥ રાત દિવસ ડોલત તેહી કારણુ, હાંરે પરધન હરતમન પ્યાસ ઘણીરે ॥ દેખી જુઠી, ૨ કુડકપટ માયા મેલી, હાંરે ખાઈ ખરચી નહી ડારી બોમુખનીરે ॥ દેખી જુઠી, ૩॥ દયાનંદ કહે જમદુત ઘેરે, હાંરે તબ અંતર ખોજ તેરા કોણુ એ ઘણીરે ॥ દેખી જુઠી. ૪ ॥ પદ ૨॥

મિથ્યા માંનિરયો મંદ મેરામેરારે, જન્મ સંગાતી જગદિશ તજી મિથ્યા૦ મેડી મંદિર માલખજીના, હાંરે તિલભર નહી કોઇ તામેં તેરારે ॥જન મિથ્યા. ૧॥ સગાં સંબંધી સબ સ્વારથ સાથી, હાંરે ધન ધુતી લેવન નિત આવેનેરારે ॥ જન મિથ્યા. ૨॥ કુકરમ કાજ કરત કર પ્રિતી હાંરે પુરા ભાર કીયા શિર પાપકેરારે ॥ જન મિથ્યા ૩ ॥ દયાનંદકે નરતન પાઇ, હાંરે ફેલી રોયકીયા અમુલ ફેરારે ॥ જન મિથ્યા. ૪ ॥ પદ ૩ ॥

ભજ ભાવ સહિત ભયહારીરે, 'સ્વામીનારાયણુ નામ કહી ભજ૦ સાચે સંતકી સોબત કરકે, હાંરે નિરભે થાના મોહન સિર સ્વામ વરીરે ॥ સ્વામી ભજ. ૧॥ પરધન પરત્રિય દુરસે તજના હાંરે એક એક અચળ અંતર ધરીર ॥ સ્વામી ભજ. ૨॥ નિશદિન નામ રટન રહેરી, તીહારે દેખી દુર જાવે જમદુત ડરીરે ॥ સ્વામી ભજ. ૩॥ દયાનંદ કહત હિત તેરા, હાંરે હઇએ ધરી લે તાકા હિતકારીરે ॥ સ્વામી ભજ. ૪ ॥

**રાગ ઠુમરી.** હરી મીલે બોરસડીકી સૈયા હરી૦ મેં જ્યુ ગઇતી ૦ ભરનેકુ, હસી બોલાઇ મોરે સૈયા ॥ હરી, ૧ ॥ સ્વેત પાઘ

સીર સોહત સુંદર, ફુલ તોરા લટકૈયાં ॥ હરી. ૨ ॥ કેસર તીલકે ભાલ બીચે નીરખી, લપકી લપકી પરી છૈયા ॥ હરી. ૩॥ અવધ પ્રસાદકે મન હરલીનો, સહજાનંદ શુખ દૈયા ॥હરી. ૪॥ પદ ૧॥.

પ્યારી લાગે મોહનજીકી બતીયાં. પ્યારી૦ બતીયાં શુનત મેરો મન હરલીનો, કરીકે નેહ દીન રતીયાં ॥પ્યારી. ૧ ॥ શુંદર મુરતી ધરમકુંવરકી, નીરખી હરખી ઠરી છતીયાં ॥પ્યારી. ૨ ॥ લટક લટક હરી ચાલ ચલતહે, લાજત રતીપતી અતીયાં ॥પ્યારી. ૩ ॥ અવધ-પ્રસાદકે ચીતમેં ગરગઇ ચલત હંસ હરી ગતીયાં ॥પ્યારી. ૪॥ પદ ૨॥

## રાગ ધનાશ્રી.

એક કપટી ન તરેરે મહારાજ ચરન આયે સબહી તરે; પાડવ પાંચ દ્રૌપતી તરી ગયે, કૌરવ ન તરે સમાજ ॥ ચર. ૧॥ નારદ શુખ સનકાદીક તરી ગયે. ન તરે સો રાવનરાજ ॥ચર. ૨ ॥ ભકત ભભાક્ષણ ઓધવ તરી ગયે, ન તરે યવન સીરતાજ ॥ચર, ૩ ॥ ધ્રુ પ્રેહેલાદ પરીક્ષીત તરી ગયે, ન તરે અધમજ રાજ ચર. ૪ ॥ પ્રગટ પ્રતાપસે અગણીત તરી ગયે, અવધપ્રસાદ કહે આજ॥ ચર. ૫ ॥ પદ ૧ ॥

## પદ રાગ હમીર કલ્યાણ.

મોહન મતવારેરે મોહન મતવારે, પ્રીતમ મેરે પ્યારે; ના રહો મોસે ન્યારેરે મોહ૦ એક પલક મોસે ન્યારે રહોતો, વીરહ અગની તન જારેરે ॥ મોહ. ૧ ॥ અબજીન દુરતજો મોય પ્રીતમ, હાથ્ય વીકાનીમે તુમારેરે ॥ મોહ. ૨ ॥ તનમન ધન મે તુમ કુરી દીનો. ઓર સનેહ નીવારેરે ॥ મોહ. ૩ ॥ મુકતાનંદ કહે મે તેરી દાસી, તુમહો નાથ હમારેરે ॥ મોહ. ૪ ॥ પદ ૧ ॥

રસીકનંદ નંદારે રસીકનંદ નંદા, મધુર મુસકાય ડારચો મોય ફંદારે રસી૦ પ્રેમકે ફંદમે જબસેપરી પીયા, તબસે લગતા જગ ગંદારે ॥ રસી. ૧ ॥ પ્રીત કરીત અલોકીક પ્રીતમ, નાજાનત જન મંદારે ॥ રસી. ૨ ॥ તેરોઇ ધ્યાન રટત મુખ તેરો, નિસદીન આનંદકંદારે ॥ રસી. ૩ ॥ મુકતાનંદ કહે નેનકે આગે, રહોજી સદા વ્રજચંદારે ॥ રસી. ૪ પદ ૨ ॥

વાલમ વ્રજવાસીરે વાલમ વ્રજવાસી, ચરનકી મે દાસી ઓરનસે ઉદાસીરે વાલ૦ તેરેઇ ચરન કમળચિન્ત અટકયો. શામસુંદર સુખ રાસીરે ॥ વાલ૦ ૧ ॥ તુમવીન ઓર કછું ન સુહાવત, તેરેઇ દરશનકી પ્યાસીરે ॥ વાલ. ૨ ॥ સબસાધન ફળ શામસુંદર તુમ, કોન ભમે અબકાસીરે ॥ વાલ. ૩ ॥ મુકતાનંદ કહે નેનસે ન્યારે પલક ન રહો અવિનાસીરે ॥ વાલ ૪ ॥ પદ ૩ ॥

સુનોજી ગીરધારીરે સુનોજી ગીરધારી, અરજહે હમારી; મે સરન તુમારીરે સુનો૦ ચરન સમીપ રહુંમે નિસદીન, જયુંબ્રખુભાન કુંમારીરે ॥ સુનો. ૧ ॥ તુમસંગ પ્રેમમે વીઘન પરેતો, નાથજી દીજે નિવારીરે ॥ સુનો. ૨ ॥ પ્રીત પ્રતીત રહો તુમ જનમે, કબહુ ટરે નહી ટારીરે ॥ સુનો. ૩ ॥ મુકતાનંદ કરજોરકે માગત, દીજીએ દેવ મોરારીરે ॥ સુનો. ૪ ॥ પદ ૪ ॥

## પદ રાગ દાદરા.

પીયા મેરા પ્યારા મોહન મતવાલા પીયા૦ મોહનલાલકી મોહીની સુરતી ચંચલ નેન વીસાલા ॥ પીયા. ૧ ॥ ચાલ ચલત કલહંસકી સુંદર, કર અલી રેસમી રૂમાલા પીયા. ૨ ॥ હસત હસત આવત મન ભાવત, ગાવત તાન દેત તાલા ॥ પીયા. ૩ ॥ પ્રેમાનંદકો નાથ મનોહર, ગોપીવર ગોપાળા ॥ પીયા. ૪ ॥ પદ ૧ ॥

જીયા મેરા બાંકા મેવાસી કાના જીયા૦ બંસીને બસ વ્રજ બસ કીનો, નંદગામ વરસાના ॥ જીયા. ૧ ॥ જમુના પેઠે કાલી નાગ નાથ્યો, દાવાનલ કીયો પાના ॥ જીયા. ૨ ॥ નખપર લે ગોવરધન ધાર્યો મધવાકો હરયો માના ॥ જીયા. ૩ ॥ પ્રેમાનંદ ઘનશામ કુંવરપર તન મન ધન કુરબાના ॥ જીયા. ૪ ॥ પદ ૨ ॥

જીયા મેરા જાદુ લગાય વસ કીના જીયા પાનનકી પુડીયાને પ્યારે, કયા જાનુ કછુ દીના ॥ જીયા. ૧ ॥ મન મોહનને મનવા પેરો, હસ હસકે હરલીના ॥ જીયા. ૨ ॥ તરૂન ત્રીયા મન પ્રાન હરનકુ, પરમ ચતુર પરવીના ॥ જીયા. ૩ ॥ પ્રેમાનંદને જાદુગારેકું, અંતરમેં લખ લીના ॥ જીયા. ૪ ॥ પદ ૩ ॥

જરા ચીરેવાલ મેરી ઓર હે રીયે જરા૦ નેકનજર ભર હેરી હરી મેરે, શીર કર પંકજ કરીયે ॥ જરા. ૧ ॥ બની ઠનીકે બહુ નામી મેરે, નેક નેનાં આગે ઠરીયે ॥ જરા. ૨ ॥ ગજરા હાર ગુલાબી બાજુ, પ્રીત કરી ભલા પેરીયે ॥ જરા. ૩ ॥ પ્રેમાનંદ પરમ સુખ પાયો, કમળ નયન કપા તેરીયે ॥ જરા. ૪ ॥ પદ ૪ ॥

## પદ રાગ દાદરો.

બાંસુરીયામેં ગાપે દાદરા સ્યામ સુનાવે, બાંસુ૦ દાદરા ગાવે બિરહ સંતાવે નેના નિર ભરી આવે ॥ દાદરા. ૧ ॥ મીઠી તાને સુનતે કાને, રોમ રોમ સુખ પાવે ॥ દાદરા. ૨ ॥ સાવરી સુરત માધુરી મુરત, મિલન જીયા અકુલાવે ॥ દાદરા. ૩ ॥ નિરખી પ્યારો નેનાકો તારો, પ્રેમાનંદ બલ જાવે ॥ દાદરા. ૪ ॥ પદ ૧ ॥

બંસીકો બજબૈયા દાદરા ગાવે કનૈયા, બંસી૦ જમુનાજીકે તિરે, બાંસુરી બજાવે બલભૈયા ॥ દા, ૧ ॥ દાદરા ગાવે જીયા લલચાવે; સ્યામ સુંદર સુખ દૈયા ॥ દા. ૨ ॥ કર બરજોરે ચિતવા ચોરે, કસી કરૂ મોરી ભૈયા ॥ દા. ૩ ॥ સુની સુની તાન તનમન પ્રાણુ, પ્રેમાનંદ બલજૈયા ॥ દા. ૪ ॥ પદ ૨ ॥

**રાગ દાદરા.** ગુલાબી પાઘ ધારીરે, સોહે સાંવરીયો, ગુલાબી૦ કેસર જામા ધરે અભિરામા, નિલો દુપટો શુભ ભારીરે ॥ સોહે. ૧॥ કેસર ઘોરી અતિ રંગરોરી, કર કંચન પિચકારીરે ॥ સોહે. ૨ ॥ રમે રસરંગે સબ પ્રફુલીત અંગે, નિજ સખા ઘેરે ગિરધારીરે ॥ સોહે. ૩ ॥ અવધપ્રસાદ નિરખી યહી શોભાં તનમન પ્રાન જાત વારીરે ॥ સોહે. ૪ પદ ૧ ॥

**રાગ સહાના દાદરા.** કોન બાહાના રીસાના, હમસુ કોન બાહાના રીસાના ટેક૦ એસી કોન ચુકપર હમસુ, સાચી કહો તુમ કાના ॥ હમસુ. ૧ ॥ જેહી કારન ગોકુળ તજી દીનો સેવત ચરન બીરાના ॥ હમસુ. ૨ ॥ તજી બંદ્રાબન મધુપુર વીલમે, સોની કુરાઈ હમ જાના ॥ હમસુ. ૩ ॥ પ્રેમાનંદકે નાથ તુમારો, કુબરીસુ મન માના ॥ હમસુ. ૪ ॥ પદ ૧ ॥

**પદ રાગ દાદરા.** હમસે કાહે રીસાને કનૈયા ॥ હમ. ટેક, ॥ એસી કૌન ચુક પરી મોસે, બાત ન કહી નીરદૈયા ॥ હમ. ૧ ॥ લોક કુટુંબ મરજાદ ત્યાગ કરી, હાથ તીહારે બીકૈયા ॥ હમ. ૨ ॥ કુબજ્યા સંગ હરી વાસ કરીકે, ખબરી ન લઇ સુખદૈયા ॥ હમ. ૩ ॥ અવધપ્રસાદકે નાથ બીના અબ. તલફી તલફી જીય જૈયહ ॥ હમ. ૪ ॥ પદ ૧ ॥

**રાગ દાદરો.** ઉધો ઘનશ્યામકી સુને કોન બાતરે ઉધો૦ પ્રથમ રહે નેના આગે દીન રાતરે, અબતો પીયા છ્ટકે કાના બોત દયા ઘાતરે ॥ ઉધો. ૧ ॥ ચીત લલચાવે ગાવે બેન બજાત, હમકું સનેહ કયેસેહ દઇ જાતરે ॥ ઉધો. ૨ ॥ જલ બીના મીન જેસે ઉર જાનરે, તેસે વ્રજરાજ બીના કછુ ન સોહાંતરે ॥ ઉધો. ૩ ॥ ક્રશ્નાનંદ ગોપી બીરહ જરા જરે, ઘરી ઘરી પલક કલપ સમ જાતરે ॥ ઉધો. ૪ ॥ પદ ૧ ॥

## પદ રાગ ઠુમરી

ભાડુ ભાડુ ભાડુરે નહી લીયું હું નાવનું ભાડુ, પાર સામે મફત પોહોચાડુંરે નહી લીયું હું નાવનું ભાડુ ॥ ટેક. ॥ હું કર્ણા ધારછું સરજુ નદીનો, સાચું કહી દેખાડુરે ॥ નહી. ૧ ॥ આંકણી ધારને હું કર્ણાધાર છું, નામને કેમ લજાડુંરે ॥ નહી, ૨ ॥ ભાડાને બદલે રમાડવા દો, માનીશ મોટું સપાડુંરે ॥ નહીં. ૩ ॥ નાતીલે નાતનું ભાડું ન લેવું, તે કેમ રીત મટાડુંરે ॥ નહીં ૪ ॥ આ કર્ણાધાર છે ભવસાગરનો, તે બાળ તે હું રમાડુંરે ॥ નહીં ૫ ॥ ભાડું લીધું નહીં ગુરુ રાજાએ ચાલ નવો કેમ પાડુંરે ॥ નહીં ૬ ॥ કુટુંબ સહીત હું તમને ઉતારૂં કહો તો ઉતારૂં ગાડુંરે ॥ નહીં ૭ ॥ લાલ વીહારીના ધામમાં જાતાં, આવે નહીં મને કાંઇ આડુંરે ॥ નહીં ૮ ॥ પદ ૧ ॥

તીરે તીરે તીરેરે સખી જોયા મેં સરજુ તીરે, શ્રીહરી સ્યામ શરીરરે ॥ સખી જોયા મેં ટેક ॥ સરજુ કીનારે સુંદર શોભે, ગીરધર ગુણ ગંભીરરે ॥ સખી જોયા મેં. ૧ ॥ આનંદ વળી અદકો ઉપજાવ્યો, શીતળમંદ શરીરરે ॥ સખી જોયા મેં. ૨ ॥ માતાયે ત્યાં હરીને નવરાવ્યા, નદીના નીર્મળ નીરેરે ॥ સખી જોયા મેં. ૩ ॥

શ્રી હરીનું માથે શરીર લુગ્ગુ, ચંપક વરણે ચીરેરે ॥ સખી જોયા મેં. ૪ ॥ તેમની પાસેથી લેઇ વળી તેડયા, રામપ્રતાપજી વીરેરે ॥ સખી જોયા મેં. ૫ ॥ માલણ એક ત્યાં છાબ ભરી લાવી, ફળ અનાર અંજીરરે ॥સખી જોયા મેં. ૬॥ ભકતી માતાએ તે ભેટ લીધી પછી ચાલ્યા ધીરે ધીરેરે ॥ સખી જોયા મેં ૭ ॥ લાલ વીહારીની ટોપી ભરેલી, માણુક મોતીને હીરેરે ॥ સખી જોયા મેં. ૮ ॥ પદ ૨ ॥

## પદ રાગ ઠુમરી.

બદ્રીપતી નરનારાયણુકો, દવાલીબદ કહાવુંરે ॥ બદ્રી. ટેક. ॥ હુકમ હજુર ધનીકે આગ, ટુક ટુક થાઇ બજાવુંરે ॥ બદ્રી. ૧ ॥ મન ઘોડા મસ્તાન માહાબલ, વશ કરી તાહી ફીરાવુંરે; જુલે રંચ કરે મસ્તાઇ, ચાબક ચોટ લગાવુંરે ॥ બદ્રી. ૨ ॥ કયા કોટ કરૂ મો કબજ, નામનીશાન ચડાવુંરે; કામ ક્રોધ માહારૂ કહરાના, હરીકા હુંકમ બજાવુંરે ॥ બદ્રી. ૩ ॥ પાંચ ચોર પકડ વશ કરીકે, સાહેબ સનમુખ લાવુંરે; બ્રહ્માનંદ શામકે પાસે, મોજ ચરન રતી પાવુંરે ॥ બદ્રી. ૪ ॥ પદ ૧ ॥

## પદ રાગ પીલાની ઠુમરી.

સુનીયો અરજ મોરી મોહન પ્યારે, નંદ નંદન બ્રજરાજ દુલારે વાસુનીયો. ટેક. ॥ જેસે સુની પ્રભુ ભકત પ્રહેલાદકીરે, સ્થંભ ફાડી હીરનાકંસ મારેી ॥ સુનીયો. ૧ ॥ જેસે સુની પ્રભુ વીપ્ર સુદામીકીરે છાંડી સીહાસન તુરત સીધારે ॥ સુનીયો, ૨ ॥ ખોત દીનેકી હેરતહે પ્રભુરે, દરશન દો મેરે પ્રાન આધારે ॥ સુનીયો. ૩॥ બ્રહ્મમુનીકી આશા જદુનંદન, મહેર કરો પ્યારે મદન મોરારે ॥ સુનીયો. ૪ ॥ પદ ૧ ॥

## પદ રાગ જંગલો.

મોહન મન ભાવતા, બાંસુરી બજાવતા, બાંસુરી બજાવતા ॥ટેક॥ ખાંધે કામરીયા હાથમે લકુટીયા, ધેન ચરાઇ મુખે ગાવતા ॥ બાંસુરી ૧ ॥ સીરસોહે પીરી પાગ, તોરા ઝુકે વામ ભાગ; નેનહુસે સુખ ઉપજાતા ॥ બાંસુરી ૨॥ ઉરબન માલ ધારી, કેસર તીલક ભારી ધેન ચરાઇ વ્રજ આવતા ॥ બાંસુરી, ૩ ॥ અવધપ્રાસાદ વારી, મુરતી લગત પ્યારી; સુંદર વદન દેખાવતા ॥ બાંસુરી, ૪॥ પદ ૧॥

## પદ રાગ પરજ.

મનની વાતુ મનમાં રહી રહી ગઇ રહીરે; વાલમ વીના મનની કેની આગે દેખાડું કહીરે ॥ મનની. ટેક. ॥ અરધી વાત ઉચરતાં, આવે અંતર વીચાર થઇરે; પછે પુરૂં પ્રકાશતાં મારૂ હેડું હાલે નહી રે ॥ મનની. ૧ ॥ સાચુ કેતા સંતાપ છે, કહોને કેમ કરીયે ભાઇ રે; જીભ્હાને રાખું જાલવીરે, રખે વધુ જાતી તું વહીરે ॥ મનની. ૨ ॥ વણુ ખપવાળાને વારતા, જો દાખીયે દલ દઇરે, શ્રદ્ધાં વીનાનાં સાંભળી, ઉઠે આપે અવળુ લઇરે ॥ મનની ૩ ॥ જેને દેહને સુખે સુખ છે, તેને દઇએ શીખામણે સઇરે; નીષ્કુળાનંદ ન બોલવું, રહેવુ મને મુન્ય ગ્રહીરે ॥ મનની, ૪॥ પદ ૧॥

શોધી શોધીને શોધીયું, સત્ય વારતા કેરૂં સારરે; દેહ માનીને દુખનો, કહુ કેદી નાવે પારરે ॥ શોધી. ટેક. ॥ પંચ વીસેસું પ્રીતડી, જેની લાગી રહી એક તારરે; તેને સાચુ સમજાવતાં, વળી લાગેલ લગારેક વારરે ॥ શોધી, ૧ ॥ સુતા ઉઠી જે સુખના કરે, ઘીસોરા હજારરે; તેની વાતો ત્યાગની, સુણી લાગો સોમલખારરે ॥ શોધી. ૨ ॥ અનટ ઇચ્છા અંતરે, પેટ પોખવા છે પ્યારરે; તેનું તાન તજાવતાં,

લાગે અંગમાંહી અંગારરે ॥ શોધી. ૩ ॥ પ્રતીત નહી પરલોકની, જેના અંતરમાંહી લગારરે; નીષ્કુળાનંદ એ નરને, કહેવું તે પણ કરી વીચારરે ॥ શોધી. ૪ ॥ પદ ૨॥

ખોળી ખોળીને ખોળીયું, ખળા ખપવાળાની ખોટરે, જેને ન જોએ જાળવ્યા; સુણી સમજે સીધુ સોટરે ॥ખોળી૦ ટેક૦॥ બીજા ઢેલા ન ખસે ઠામથી, રોકે ત્યાં મુકે ડોટરે; સુખ થવાના સાજન ભાગી લઇ કરે છે લાટરે ॥ ખોળી૦ ૧ ॥ જે કર્યાનું તે કરે નહી, અણ કરવાલે ઓટરે; મરવણ લગી મુકે નહી, બાંધી મમતની જે મોટરે ॥ ખોળી૦ ૨ ॥ સ્વારથ અરથ શેઠની, સહુ ચાકર થઇને ચોટરે; સંત કહે જો સુખને, તજે તેસું પાડી ત્રોટરે ॥ ખોળી૦ ૩ ॥ એવા અકોણા નરને કઇએ હેતની વાતુ કોટરે; નીષ્કુળાનંદ કહે ન્યાયમાં આલ્યા, આછી એક કોટરે ॥ ખોળી. ૪ ॥ પદ ૩ ॥

કઇએ કઇને ન કઇએ કોઇનો, નથી કેને કેવાતું કાજરે; પારકા દોષ દેખતા, થાય આપડું અકાજરે ॥ કઇ. ટેક. ॥ ફાટે આભે ન લાગે થીગડી, સીદ દીસે કરીએ કાજરે; લાગો દાઝે ડુંગરે, એ તો ઓલાય નહી આજરે ॥ કઇ. ૧ ॥ આવે પુરે ઉતાવળો, સર્વ સરીતા સમાજરે; રહી તેને જો રોકવા, થાય તન પોતાનું તાજરે ॥ કઇ. ૨ ॥ તીર આદી ગોળો તોપનો, તેનો વારવા જાય વાજરે; ત્યાં જોખમ થાય જીવનું, એની સો પાડે છે હાજરે ॥ કઇ. ૩ ॥ એવા વેગમાં હોય ઉતાવળા, અતી રજ તમને રાગરે; નીષ્કુળાનંદ ન છેડીએ, એને છેડે ખોઇએ લાજરે ॥ કઇ. ૪ ॥ પદ ૪ ॥

# પદ રાગ સોરઠ.

સુન માત જસોદા ગોરી, તેરે લાલે અંગુઠી ચોરી ાાસુન ટેકાા કરત રસોઇ અપને કરસે, કાઢી ધરી એક ઠોરી; કહા જાનુ કહા કરકે માઈ, નજર ચોરાઇ મોરી ાા સુન. ૧ ાા લચ્છન તેરે નવલ લાલકે મેં નહી જાનત ભોરી; લેકે છટક ગયો લરકનમે, કર કર બાત ઠગારી ાા સુન. ૨ ાા નિત નિત્ત ઘરમે પઠકે મખન, લેવત જોરાજોરી, બ્રહ્માનંદ કહે યાકી લીલા, એસી લાખ કરોરી ાાસુન. ૩ાા પદ ૧ ાા

- સુત એસો કામ ન કીજે, છાની વસ્તુ કબહુ ન લીજે ાા સુત. ટેક. ાા આપને સુતકું કહત જસોમતી, પરધન પગ ન ધરીજે; લાજ જાત દેખત લોકનમે, સુને તો રાજા ખીજે ાા સુત. ૧ ાા આપને ઘરમે કમી ન મહિકી, જ્યું ભાવે ત્યું પીજે; સુંદરસ્યામ અંગુઠીયાકી, હસકે પાછી દીજે ાા સુત. ૨ ાા તુમ છોટે અબ તે કૃત એસો, કહો કોન લોક પતીજે; બ્રહ્માનંદ કહે તેરે કારન, કન્યા કડા માગીજે ાા સુત. ૩ ાા પદ ૨ ાા

યહ બોલત ગ્વાલન જુઠી, મૈયા મે નહી લીની અંગુઠી ાા યહ ટેક.ાા મૈયારી મસ્તાન બઇ હે, લરન ભરતમે લુઠી; રાર કરનમે રસના યાકી, કબહુ હોત ન કુઠી ાા યહ. ૧ ાા જોબનધનકો જોર જનાવત, રહતહે નિસદીન રૂઠીઃ છોટો દેખી ડરાવત મોકું, દેવત ગાલ અપુઠી ાાયહ. ૨ ાા કોન જાને યાકી કોન લે ગયો, ઉઘત ઉઘત ઉઠી; બ્રહ્માનંદ કહે નહી માનોતો, બોલ દેખલો મુઠી; યહ. ૩ ાા પદ ૩ ાા

સબ કહતહે જુઠ કનૈયા, સાચી મત માનો તુમ મૈયા ાા સબ. ટેક. ાા મોહન ચોર અંગુઠી મેરી, સોદીની હલવૈયા; સબ દખત

હલવૈયા પાસે, લીની સેર મીઠૈયા ॥ સબ. ૧ ॥ જાય મીઠાઇ દીની લરકનકું, વે સબ કહત ખવૈયા; જો મૈયામે જુઠ કહુતો, પુછ દેખો બલ ભૈયા ॥ સબ. ૨ ॥ નામ નીશાન સહીત ઉનદીને, ચોર કાન કરૈયા; બ્રહ્માનંદ કહે હસી જસોમતી, અબ નહીં એસી કરૈયા ॥ સબ. ૩ ॥ પદ ૪ ॥ પુરા.

## પદ રાગ ધનાશ્રી.

ઓરા આવોને સુંદર શામ, નીરખું નેણા ભરી; મારા લોચનીયા માંહી માવ, રાખું જતન કરી ॥ ટેક ॥ મસ્તક મુગટ જડાવનો, કાને કુંડળ મકરાકર, વદન ઉપર માહરા નાથજી, વારૂ કોટીક અત્રી કુમાર ॥ નીર. ૧ ॥ ભ્રકુટીના પરતાપને, જાણે મોટા મુનીવર ધીર; કાળ માયાદીક થરથરે, કંપે સુરનર અસુર પ્રવીર ॥ નીર. ૨ ॥ ચપલ દ્રગન છબી ઉપરે, વારૂ ખંજર મધુકર મીન, સીંધુસુતાં વાંસે ફરે, જોવા લોચન થઇને દીન ॥ નીર. ૩ ॥ ગુચ્છ ગુલાબી ખોસીયા, બેઉ કાન ઉપર વનમાળી, પ્રેમાનંદ થયો ઘેલડો, તીલ વામ શ્રવણમાં ભાળી ॥ નીર. ૪ ॥ પદ ૧ ॥

તારૂં રૂપ જોઇને રંગછેલ, લોચન લોભી રહ્યાં; કરી વરણુવ વારમ વાર, પાતક ભવના ગયા ॥ ટેક ॥ નાસા સુક શોભા નીધી, રૂડા અધરબીંબ ચીત ચોર, ગોલ કપોળમાં શોભતો, રૂડો તીલ એક જમણી કોર ॥ લોચ. ૧ ॥ હસતું વદન શોભે ઘણું, જાણે પુનમ ચંદ્ર પ્રકાશ, દાંત ડાઢમ કળી દેખતાં, કરે સોક સીંધુનો નાશ ॥ નીર. ૨ ॥ ચીબુક તણી શોભા ઘણી, કંબુ કંઠ શોભે સુખરૂપ; ઉનત ઉભાં ઓપી રહ્યા, રૂડો વીનગુણુ હાર અનુપ ॥ લોચ. ૩ ॥ હૃદય કમળમાં

શોભતું ચીન્હ શ્રીવત્સ્ય રતી એક લાલ, નીરખી ભુજ ભરી ભેટતાં થયો પ્રેમાનંદ નીહાલ ॥ લોચ. ૪ ॥ પદ ૨ ॥

શોભા સી કહું શ્રીઘનશ્યામ સુંદરવર તમ તણી, શું વરણવું રસના એક, લાવણ્યતા અતી ઘણી ॥ ટેક ॥ સ્તન જુગલ પરે શોભતાં, એ છાપ ચીન્હ છબી ધામ, નેણા ભરીને નીરખતાં નવ વ્યાપે ક્રોધ ને કામ ॥ સું. ૧ ॥ ભુજા જુગલ જગદીશની શોભે હસ્તી સુંઢ સમાન છાપ ચીન્હ મનડું હરે, શોભે કુળીયું બીનેવાન ॥ સું. ૨ ॥ કાંડા કઠણ બળવંતજી, રાતી હાથેળીયું સુખરૂપ; આંગલીયું નખ નીરખતાં, થાય દુખડા સરવે દુર ॥ સું. ૩ ॥ કર વર અભય ઉદાર તે, ધરે શીશ ઉપર મહારાજ, પ્રેમાનદ તારે માનશે, થયો સુફલ જનમ મારો આજ ॥ સું. ૪ ॥ પદ ૩ ॥

તારી મુર્તી શ્રી મહારાજ, જીવું છું જોઇને સંભારતા સરવ અંગ; રહ્યું મન મોહીને ॥ ટેક ॥ ત્રીવલી સહીત સોભે ઘણું રૂડું ઉદર અતી અભીરામ ઉંડી નાભી નૌતમ પુરે સરવે મનની હામ ॥ જી. ૧ ॥ કટીલંક અતી રળીયામણો, શોભે સાથળ સુંદર જોડ, જાનું પીંડી નીરખતાં, પુરે સરવે મનના કોડ ॥ જી. ૨ ॥ ઘુટી પાંનીને પેખતાં, વધે હૈડે પુરણ પ્રીત જુગળ તળા સંભારતાં, રૂડી ઉર્ધ્વરેખા ચોરે ચીત ॥ જી. ૩ ॥ ફણા આંગળીયું ઓપતી, જમણા અંગો મના નખ માંહી ચીન્હ, નખ સીખ મુરતી સંભારતા, પ્રેમાનંદ થયો રે લીન ॥ જી. ૪ ॥ પદ ૪ ॥ પુરા.

પીયા પાયા તો ફેર ક્યા સોનાહો, પીયા પાયા તો ફેર ક્યા સૌનાહો ॥ ટેક ॥ પીયા પ્યારે જબ સાર સખનકો, હાડ ચામ ક્યા જોનાહો

॥ પીયા ૧ ॥ મગન ભયા મન મોહન સંગે, મગન હોય ક્યા રોનાહો ॥ પીયા ૨ ॥ બગતર પેરકે રણુમે નીકળે, ગરમ નરમ ક્યા હોનાહો ॥ પીયા ૩ ॥ મુક્તાનંદ મોહ સબ તજીકે, સામ ચરન મન પ્રોનાહો ॥ પીયા ૪ ॥ પદ ૧ ॥

રંગ લગ્યાતો ઇસબીધ રેનાંહો, રંગ લગાતો; રંગ લગ્યા જબ શામ સુંદરકા, તન મન તાકુ દેનાહો ॥ રંગ ૧ ॥ જુઠી આસ જગતકી તજીકે, સુખ દુખ તનમેં સેહેના હો ॥ રંગ ૨ ॥ રોમ રોમમેં રટન હરીકો, જુઠન મુખસે ન કેના હો ॥ રંગ ૩ ॥ મુક્તાનંદ ફંદ સબ તજીકે, જનમ સુફળ કર લેના હો ॥ રંગ ૪ ॥ પદ ૨ ॥

દુસરો કુન સુખદાઇ શામ બીના દુસરો કુન સુખદાઇરે ॥ દુસ. ટેક ॥ ધીરજતા ધ્રુકી ઉર ધારી અચળ પદ ધો આઇરે જુરે જવાબ બહી પકરયો જગકું; સીનમે લીયો છોડાઇરે ॥ દુસરો ૧ ॥ પ્રલહાદકી અતી પીડા પીછાની, પ્રગટ ભયે સ્થંભ માઇરે, હીરણ્યકશીપું મારયો હરીયે, નૃસિંહ એસ બનાઇરે ॥ દુસરો ૨ ॥ પાંડવકું લાખા ગ્રહ હજારે, તાસુલીને બચાઇરે, પંચાળીકે ચીર પુરનકું ધીર તજી આપે ધાઇરે ॥ દુસરો ૩ ॥ જ્યાંહાં જ્યાંહાં ભીર પરે ભકતનકુ ત્યાંહાં ત્યાંહાં હોત સહાઇરે દયાનંદકો નાથ દયાળુ; ભજો ભાવ ઉર લાઇરે ॥ દુસરો ૪ ॥ પદ ૧ ॥

વીપતી કુન નીવારે નાથ વીના વીપતી કુન નીવારેરે ॥ વીપ. ટેક ॥ ઉદરમેં અકલાયો પ્રાની, ત્રાહી ત્રાહી પોકારેરે, દુખીયો જાની દયા આની, વાલમ આયે વારેરે ॥ વીપ. ૧ ॥ ગર્ભ છોડાઇ જન્મ ધડાયો, અંતર અગની જારેરે; ત્રષા ખુઝાઇ ક્ષુધા સમાઇ અગ્રલ કેરે આરેરે

॥ વીપ. ૨ ॥ એસે હરી ઉપકારી વીસારી, ચલીયો સંસાર લારેરે હેત જનાઈ સરવસ ખાઇ નીશ્ચે નરકમે ડારેરે ॥ વીપ. ૩ ॥ જુઠ સગાઈ દુર બહાઇ, ધની મોહન સીર ધારેરે, દયાનંદકો શામ સહાઇ, તુરત પાર ઉતારેરે ॥ વીપ. ૪ ॥ પદ ૨ ॥

જીયકો કુન હીતકારી હરી બીન, જીયકો કુન હીતકારીરે ॥ જીય ॥ કુડી માયા કામ ન આવે દેખો દીલમેં બીચારીરે, મોહ બઢાવે બોત ભમાવે, આપે દુખ અપારીરે ॥ જીય ૧ ॥ ગોપીચંદે સબ તજી દીનો, રાજ સાજ સુખ ભારીરે અતી દુખડાની અસત્ય જાની, ભજીયે ભવ ભય હારીરે ॥ જીય ૨ ॥ ભરતજીયે ભગવંત ભજન હીત તજી સોળસે નારીરે બાજંદે નારીરે બાદસાઈ બહાઇ, પ્રભુપદ પ્રીત બધારીરે ॥ જીય ૩ ॥ એસો વીચાર અચળ ઉર આની, જગ જંજાળ બીસારીરે; દયાનંદકો નાથ ભજે તો, દેવે પદ અવીકારીરે ॥ જીય ૪ ॥ પદ ૩ ॥

અંતર દેખ તપાસી તેરા કુંન અંતર દેખ તપાસીરે ॥ અંત ॥ સગા સબંધી સબ સ્વારથ સાથી, યાકી મત કરો આસીરે, આયુ સહરાવે હરી ભુલાવે, લાલચમેં ન લોભાસીરે ॥ અંતર ૧ ॥ ખોટા ખ્યાલ બન્યા બોત ભાતી, દેખી હોત હુલાસીરે, કપુરકી જેસે માળ મનોહર જોવત આગે ઉડ જાસીરે ॥ અંતર ૨ ॥ ધામ ધરા ધન સંપત્ય સરવે, અસત્ય સત્ય જીને ભાસીરે, તામે લોભાઇ પીડા પાઇ, ભયે જમપુર વાસીરે ॥ અંતર ૩ ॥ અહી દુખ ટારન ઇછાધારો, હોઇ સબસે ઉદાસીરે, દયાનંદ કેહેને સમરો સામળીયો સુખરાસીરે ॥ અંતર ૪ ॥ પદ ૪ ॥ પુરા.

# સતસંગીઓને સુખકારી સીખામણ.

## પદ રાગ ગરબી.

**આજ સખી શામળીયોરે વાલો ઉભા છે જમુનાને તીરેરે એ ઢાળના પદ છે.**

સતસંગી સૌ પરમ વીવેકી ગ્રહી ત્યાગી નરનારીરે; અતી સુખ દાયક વચન અમારા; લેજોને ઉર ધારીરે ॥ ૧ ॥ પાંડે અયવપ્રસાદ ભત્રીજા દતપુત્ર અમર કીધારે તેમ પાંડે રઘુવીર અમારા, દતપુત્ર કરી લીધારે ॥ ૨ ॥ બેઉને ગ્રહી ત્યાગી સૌના, ગુરૂ કીધા આજે મેહરે; બેઉના વચનમાં સૌને વરતવું, મારી આગ્યા છે એહરે ॥ ૩ ॥ પોતાની સમ્રધી પ્રમાણે અનવસ્ત્રાદીક લાવીરે; ઇશ્વર જાણી સેવા કરવી, સેવક ભાવ જણાવીરે ॥ ૪ ॥ ગ્રહી ત્યાગી સૌના હીતકારી, ઇશ્વર અંતરજામીરે મુકતાનંદ કહે એવી રીત્યે બોલ્યા શ્રીમુખે સ્વામીરે ॥ ૫ ॥ પદ ૧ ॥

વળી ઉત્તમ ઉપદેશ અમારો, સુણજો સૌ હરીજનરે; પ્રેમ મગન થઇ મન ક્રમ વચને, માનજો મારૂં વચનરે ॥ ૧ ॥ આપતકાળ પડે જો પોતાને, તો પણ હરદે વીચારીરે; એ બેઉ ગુરૂનું કરજ ન લેવું, મારાં વચન ઉર ધારીરે ॥ ૨ ॥ તેમ એ બેઉના મંદીરમાંથી પણ, કરજ ન કાઢવું લેશરે; તો રહેશે ગુરૂ ભકતી તમારી, એ મારો ઉપદેશરે ॥ ૩ ॥ તેમ એ બેઉના વસ્ત્ર આભુષણ, કોઇ દી માગી ન લેવારે; તેમ તેહનાં વાહન નવ લેવાં, જાણવા પુજ્યા જેવારે ॥ ૪ ॥ તેમ ત્રાંબા પીત્તલના વાસણ, આચારજના જે હોયરે; મુકતાનંદ કહે શ્રીમુખ વાણી, માગી ન લેવા સોયરે ॥ ૫ ॥ પદ ૨ ॥

તેવી રીત્યે હરી મંદીર કેરા, પાત્ર વસ્ત્રાદીક જેહરે; ઘોડા વેલ્યો આદીક જે વાહન, માગી ન લેવા તેહરે ॥ ૧ ॥ એ આદીક જે જે કોઇ વસ્તુ, ગુરૂ કે શ્રીહરીની હોયરે; પોતાના ઘરકામને સારૂ, માગી ન લેવી કોયરે ॥ ૨ ॥ તેમજ કોઇ સારૂ હરી ગુરૂનું, પાત્રાદીક જે કાંઇરે; તે પણ કોઇ દી માગી ન લેવું, ટેક ધરી મન માંહીરે ॥ ૩ ॥ જે જે પદાર્થ ગુરુ કે હરીના, પુજ્યા જોગ કહેવાયરે; તે જો પોતાને અર્થે લગાવે, તો અપરાધી થાયરે ॥ ૪ ॥ ભવજળ પાર કર્યાને સારૂ, શીખામણ સુખકારીરે; મુકતાનંદ કહે શ્રી મુખ વાણી, લેજોને ઊર ધારીરે ॥ ૫ ॥ પદ ૩ ॥

વળી બીજી સુખદાઇ શીખામણ, પ્રેમે કરી ઉર ધારોરે; વચન પ્રમાણે રહી ભજો હરીને, મોહાદીક રીપુ મારોરે ॥ ૧ ॥ પોતાને ઘેર વીવાહ આદીક, મંગળ કારજ હોયરે; અમ ઊપર કંકોતરી તેની, કયારે ન લખવી કોયરે ॥ ૨ ॥ આચારજ કે મોટેરા સાધુ, મંદીરના અધીકારીરે; તેપર પણ કંકોતરી કયારે, લખવી નહીં એ વીચારીરે ॥ ૩ ॥ તેમજ મરણ કાળે વળી પણ. હરી ગુરૂપર ન લખાયરે; લેણુ દેણુ વ્યવહાર કર્યાથી જન અપરાધી થાયરે ॥ ૪ ॥ હરી ગુરૂ સંગે વેહેવાર કરીને શીષ્યને અવગુણ આવેરે; મુકતાનંદ કહે શ્રીમુખ વાણી, તે ભવપાર ન પાવેરે ॥ ૫ ॥ પદ ૪ ॥

## પદ રાગ ઘોળ.

### અવીનાશી આવોરે જનવા કેમ હરી એ ઢાળ.

આજે વાત લખી છેરે કે, વ્યવહારીક રીતી, કરે હરી ગુરૂ સાથેરે કે, તો ન રહે પ્રીતી ॥ ૧ ॥ લેવા આપવામાંથીરે કે, ગુરૂ ગોવીંદ

સંગે; થયા વાદ જરૂરજરેકે થાય અંહતાને રંગે ॥ ૨ ॥ પછે ગુરૂ ગોવીંદનોરેકે, અવગુણ આણી; તે પાપને જોગેરેકે, નરક પડે પ્રાણી ॥ ૩ ॥ પરલોક બગાડીરે કે જમપુરમાં જાયે; આ લોકમાં એનીરેકે, અતી નીંદા થાયે ॥ ૪ ॥ એમ સ્વારથ સારૂરે કે, જે ગુરૂ દ્રોહ કરે; તેનું લોક પરલોકમાંરે કે, કોઇ કારજ ન સરે ॥ ૫ ॥ સતસંગી સૌને રેકે, શીખામણ દીધી; વાલે મુકતાનંદરેકે, અતી કરૂણા કીધી ॥૬॥ પદ ૧ ॥

વળી આ શીખામણરેકે, ઉરમાં લેજો ધારી; અમે વચને કરીને રેકે, સુંદર રીત કરી ॥ ૧ ॥ જ્યારે હરી ગુરૂ સંતનારે, દરશન હીત જાવું; ત્યારે હરીજન સૌનેરેકે, ગાંઠ ખરચ ખાવું ॥૨॥ મારગના હરીજનરેકે, તાણ્ય કરે જ્યારે; તોય હરીજનને ઘરરેકે. જમવુ નહી ક્યારે ॥ ૩ ॥ ગ્રહી ત્યાગી અજાણેરેકે, સંતસંગી જેવો, નીજ ઘર ઉતરવારેકે, ક્યારે નવ દેવો ॥ ૪ ॥ સંતને આચારજરેકે, અમ સારૂ આવી; માગે પદારથરેકે, આપવું નહી લાવી ॥ ૫ ॥ શીખામણ સુંદર રેકે, આપવી સુખકારી; વાલે મુકતાનંદનેરેકે, મેહેર કરી મુરારી ॥ ૬ ॥ પદ ૨ ॥

સુણો વચન અમારા રેકે, હરીજન બડભાગી; જે જે હોય જાણ્યાંરેકે, ગ્રહી અથવા ત્યાગી ॥૧॥ તે પત્ર અમારો રેકે, મોહોર સહીત લાવે; કોઇ માગે પદારથ રેકે, ધુતવા ઠગવા દાવે ॥ ૨ ॥ તેને જાણી ઠગારો રેકે, કાંઈ નવ્ય દેવું; એવું વચન અમારૂં રેકે, અંતર ધારી લેવું ॥ ૩ ॥ જેને હોય ઓળખતા રેકે, તે પાસે કેયે; આજ દીન મોહોરનો રેકે, છાપનો પત્ર હોયે ॥ ૪ ॥ તે પત્ર છે જુઠો રેકે, લખશું પત્ર ફરી; તે પત્ર મનાવશું રેકે, દીવસની અવધ્ય કરી ॥ ૫ ॥ તે અવધીથી બાહીરરેકે, જુઠો જાણી તજો; વાલે મુકતાનંદનેરેકે, કહ્યું એમ કૃષ્ણ ભજો ॥ ૬ ॥ પદ ૩ ॥

સતસંગી હરી ગુણ રેકે, સુણવા મન ધારે; તે હરીજન દ્વીજનેરેકે બોલાવે ત્યારે ॥ ૧ ॥ તે બ્રાહ્મણ પાસેરેકે. ભકતમાં આવ્યાનો; હોય મોહોરનો કાગળ રેકે, કથા વંચાવાનો ॥ ૨ ॥ તે બ્રાહ્મણ પાસે રેકે, સુણજો કથા પ્રિતે; અન્ય પાસે ન સુણવી રેકે. રેહેવું એવી રીત્યે ॥ ૩ ॥ આ આઠ પદમાં રેકે, જે જે વાત લખી; તેમ જે નહી વરતે રેકે, તે સઉ થાશે દુખી ॥ ૪ ॥ તે વચન દ્રોહીને રેકે, ગુરૂ દ્રોહિ જાણી; સતસંગથી બાહીર રેકે, ગણવો તે પ્રાણી ॥ ૫ ॥ સંવત અષ્ટાદશ રેકે, પંચાસી વરસે; માઘ વદી દુવાદશીયે રેકે, પત્રી લખી હરખે ॥ ૬ ॥ આ પત્રીના પદને રેકે, અતી પ્રગટ કરજો; વાસે મુકતાનંદને રેકે. કહ્યું તેમ ઉર ધરજો ॥ ૭ ॥ પદ ૮ ॥ પુરા.

## પદ રાગ ધોળ શીયળ વીશે.

સુણો સમજો સકળ નર નારીયો, મોહટો શીયળ તણો મહીમાય શીયળ પાળો સ્નેહથી ॥ ટેક ॥ જે કોઈ શીયળ સારી રીતે સાચવે, સરવે સુફળ મનોરથ થાય ॥ શીયળ. ૧ ॥ સોના રૂપાની શોભા ન સમજીયે, શોભા સરસ શીયળ શણગાર ॥ શીયળ. ૨ ॥ જેવા નકટાને ભુષણ નાંખીયે, એવા શીયળ, વીના નરનાર ॥ શીયળ ૩ ॥ સુખ સંપતી શીયળથી સેવીયે, રીઝે જગ કરતા જગરાય ॥ શીયળ. ૪ ॥ જરીરે ડરીયે નહી મરણના ડરથી, ભારે ડરીયે શીયળ પડતાં ભંગ ॥ શીયળ. ૫ ॥ તજી લાજ બે અદપી ન બોલીયે, નહી ડોલીયે મદસક માય ॥ શીયળ. ૬ ॥ નીચી નજરે સદા ચીતે ચાલીયે, હાંસી મશકરી કરીએ ન કોય ॥ શીયળ. ૭ ॥ તજવી તજવી સોબત નીત તેહની, તેહની, જેણે લજવી જનેતાની કુખ ॥ શીયળ. ૮ ॥ ભણવું ગણવું તો તેહનું ધન્ય છે, જેણે કુળને ન લગાડયો ડાઘ

॥ શીયળ. ૯ ॥ ભણી ગણીને શીયળ ન સાચવે, એના ભણતરમાં ઉઠી આગ્ય ॥ શીયળ. ૧૦ ॥ હૈયા ફુટયા બોલે બોલ હાંસીયે, દેખી હાંસીને નાસીયે દુર ॥ શીયળ. ૧૧॥ શીક્ષા સુંદર દલપતરામની, ભણી કામની શીખો જરૂર ॥ શીયળ. ૧૨ ॥ પદ ૧ ॥ પુરૂં.

## પદ રાગ ગરબી.

ધન્ય સંતોને ધીરજ રાખી ધરથી, ન ડરયા દુરીજનીયાના ડરથી ॥ ધન્ય. ટેક. ॥ હજાર વાતે હરકત પોચી, પાંડવને પામરથી ॥ ધન્ય. ૧ ॥ સ્વાન ભસે પણ સ્વાનની સામુ, નહી ભસાય કુંજરથી ॥ ધન્ય. ૨ ॥ પાંચ વરસના પ્રેહેલ્લાદજીની છાતી કઠણ વજ્રથી ॥ ધન્ય ૩ ॥ હરીશ્ચંદ્ર હેરાન થયા પણ, નવ તોડયું નટવરથી ॥ ધન્ય. ૪ ॥ રૂષીરાજ બલહારી બળને, તોડયો ગોરના ઘરથી ॥ ધન્ય. ૫ ॥ પદ ૧ ॥

## રાગ ગરબી.

આવો આવો અલબેલડાજીરે મોહન કરોની મેરરે ॥ આ ॥ મેલી ગયા મહાવન મેજીરે પ્રેમદાની શીપેરરે ॥ આ. ૧ ॥ અમૃત પાઇને ઉછેરીઆંજીરે જીવન પાવોમાં ઝેરરે ॥ આ. ૨ ॥ સુખ અમને શીદ આપ્યુંજીરે વાલા કરવું તું વેરરે ॥ આ. ૩ ॥ ભોમા નંદ કહે કૃપા કરોજીરે થાય લીલા લેરરે ॥ આ. ૪ ॥

નાથ નમેરા કેમ થયા જીરે ગુણ સાગર ઘનશામરે ॥ ના. ૧ ॥ અમને મેલી ગયા વનમાંજીરે દોરો કાઢીને જેમ દામરે ॥ ના. ૨ ॥ તમ વીના અમે ત્યાં રહ્યાંજીરે જીવ વીના હાડ ચામરે ॥ ના. ૩ ॥

સુના આમે કાં સોભીએજીરે ધન વીનાનું જેમ ધામરે અબળા અમે કાં આવીએજીરે ભોમાનંદના શામરે ॥ ના. ૪ ॥

લાધો હરીવર હીરલોજીરે વીટીવરી વૃજનારરે ॥ લા ॥ મુર્તિ મનોહર જોઇનેજીરે પામીઆ સુખ અપારરે ॥ લા. ૧ ॥ મોર મુગટ માથે ધરોજીરે ગળે ગુલાબના હાર ॥ લા. ૨ ॥ વગનતીમાં ઝાંખા રહયાજીરે કાનવર નેટી મારરે ॥ લા. ૩ ॥ ભોમાનંદ નાથછોજીરે નેણું નણા સણગાર ॥ લા ॥ ૪ ॥

નાથ ના મેલું વેગળાજીરે હરીવર આવો છો હાથ ॥ ના. ૧ ॥ કલપીનું ધન કરી રાખશુંજીરે સાચી માનો એ ધાતરે ॥ ના. ૨ ॥ ઇછો તમોના આવીએનુરે શામ સુંદર તમો સાથરે ॥ ના. ૩ ॥ તાપ ટાળો અંતરનોજીરે ભેટો મુને ભરી બાથરે ॥ ના. ૪ ॥ ભોમાનંદ-નાજીરે રાખો અમને સંધાતરે નાથ નમેલું વેગળાજી ॥ ના. ૪ ॥

## રાગ આશાવરી.

વૈષ્ણુવ જનતો તેનેરે કહીયે, જે પીડ પરાઇ જાણેરે; પરદુખે ઉપકાર કરે છે તે ગન અભીમાન ન આણેરે ॥ વૈષ્ણુવ ૧ ॥ સકળ લોકમાં સહુને વંદે, નીંધા તે ન કરે કેનીરે; વાંચ કાછ મન નીશ્ચય રાખે તો, ધનધન જનની તેનીરે ॥ વૈષ્ણુવ. ૨ ॥ સમદ્રષ્ટી અને ત્રષ્ણા ત્યાગી, પરસ્ત્રી જેને માતરે; જીવ્હા થકી અસત્ય ન બોલેતો, પરધન નવ ઝાલે હાથરે ॥ વૈષ્ણુવ. ૩ ॥ વણુ લોભીને કપટ રહીત છે, કામ ક્રોધને નીવારયારે; ભણે નરસઇયો તેનું દરશન કરતાં, કુળ ઇકોતેર તારયાંરે ॥ વૈષ્ણુવ. ૪ ॥ પદ ૧ ॥

# ખેડુની ગુજરાતી ભાષાંનુ.

તુંતો હાલને મારે છેતર, રેહો કરહણીયા ॥ ટેક. ॥ કરહણીયા મને દરહણ દેજે. હુંતો ચ્યારની રહીસું તાચી; તારે ને મારે હગપણ હાચું, એતો જાણે જહોદા કાચી ॥ રેહો કર. ૧ ॥ જાહકઝીમાં મેંતો છીસડોરે રાંધ્યો; મઠ ચોળો મહી નાંછયો; આપણ બે ભેળાં બેહીને જમહું, છોરૂ ઉડાડહે માંછયો ॥ રેહો કર. ૨ ॥ નવારે ધઉંનો મેંતો પુંખજ પાડયો, ને માળા હેઠળ મુચ્યો; તારે માટે બેલ્યા કરહણીયારે, મેંતો હળવે રહીને પુચ્યો ॥ રેહો કર. ૩ ॥ હામે હેરડે બોરડી પાચી, તેનાં તે મીઠાં મીઠાં બોરાં; આપણ બે જણાં બોરાં વેણહું. છોરૂ તે ચારહે ઢોરાં ॥ રેહો કર. ૪ ॥ મારા છેતરમાં કારંગડી પાચી તેની તે લાંબી લાંબી લુંબો; મારા છેતરમાં, સાંનો માનો આવજે; રઝેરે પાડતો બુમો ॥ રેહો કર. ૫ ॥ કરહણીયારે મને હેત રાછીને, દાડી દાડી દરહણ દેજે; નરસઇઆના સ્વામી વેલો પધારી, જોયે તે માગી લેજે ॥ રેહો કર. ૬ ॥ પદ ૧॥

# ઘડપણ વિષે પદ રાગ ધોળ.

ઘડપણ કેણે મોકલ્યું, જાણ્યું જોબન રહે સૌ કાળ ॥ ઘડપણ. ૧ ॥ ઉમર તો ડુંગર થયારે, પાદર થયા પરદેશ; ગોળી તો ગંગા થઇરે, અંગે ઉજળા થયા છે કેસ ॥ ઘડપણ. ૨ ॥ નોતું જોઇતું તે સીદ આવીયુંરે, નોતી જોઇ તારી વાટ; ઘરમાંથી હળવાં થયાંરે, કહેશે ખુણે ઢાળો એની ખાટ ॥ ઘડપણ. ૩ ॥ નાનપણે ભાવે લાડવારે, ઘડપણે ભાવે સેવ; રોજને રોજ જોઇએ રાબડીરે, એવી બળી

રે ઘડપણુની એ ટેવ ॥ ઘડપણુ. ૪ ॥ આંખે તો સુઝે નહીરે, થર થર ધ્રુજે કાય; ખાધુ તો અન્ન પચે નહીરે, વળી બેઠા તો નવ રહે વાય ॥ ઘડપણુ. ૫ ॥ પ્રાત;કાળે પ્રાણુ આહારારે, અન્ન વિના અકળાય; ઘરના કહે છે મરતો નથીરે, તેને બેસી રહેતાં શું થાય ॥ઘડપણુ. ૬ ॥ દીકરાતો જુજવા થયારે, વહુવર દે છે ગાળ; દીકરીયોને જમઘડા લઇ ગયારે, હવે ઘડપણુના શારે હવાલ ॥ ઘડપણુ. ૭ ॥ નવ નાડીયો જુજવી પડીરે, આવી પહોંચ્યો કાળ; બાઇરાં છોકરાં ફ્રટ ફ્રટ કરે, નાના મોટા મળી દે છે ગાળ ॥ ઘડપણુ. ૮ ॥ આવી વેળા અતકાળની ત્યારે, દીકરા પધારયા દુવાર; પાંસળીએથી છોડી વાંસળીરે, તેણે લઇ લીધી તેણીવાર ॥ ઘડપણુ. ૯ ॥ એવું જાણી સૌ હરી ભજોરે, સાંભળજો સહુ સાથ, પર ઉપકાર કરી પામશોરે, જે કાંઇ કીધું હશે જમણે હાથ ॥ ઘડપણુ. ૧૦ ॥ એવું નફ્રત છે આ વધપણુંરે, મુકી દો સૌ અહંકાર; ધર્મના સત્ય વચન થકીરે, મેહેતા નરસી ઉતરયો ભવપાર ॥ ઘડપણુ. ૧૧ ॥ પદ. ૧ ॥

## ચાબખા.

મુરખો રળી રળી કમાણોરે, માથે મેલસે મોટો પાણો ॥ ટેક ॥ ધાઇ ધુતીને ધન ભેળુકીધું, કોડીધ્વજ કહેવાણો; પુન્યને નામે પાજઇન વાવરયો, અધવચથી લુટાણોરે ॥મુરખો ૧॥ ભરયા કોઠાર તારા ધરયા રહેશે, નહી આવે સાથે એક દાણો; મસાણુની રાખમાં રોળાઇ ગયા, કઇક રંકને કોણુ રાણોરે ॥ મુરખો ૨ ॥ મંદીર માળિયાં મેલી કરીને, નીચે જઇ ઠેરાણો; ભોજો ભગત કહે મુઆ પછે, જીવ ઘણો ઘણો પસ્તાણોરે ॥ મુરખો ૩ ॥ પદ ૧ ॥

મુરખો માની રહયો મારૂરે, તેમાં કાંઇએ નથી તારૂ ॥ ટેક ॥ સાત સાયર જેની ચોકી કરતા, ફરતુ નીર ખારૂં, ચઉદ ચોકડી રાજ્ય ચાલ્યું ગયું, રાવણાદિકવાળુંરે ॥ મુરખો ૧ ॥ દુખનેતો કોઇ દેખે નહીને, સુખ લાગે સારૂં; વેળાવેળાની છાંયડી તારી, વળી જાસે વારૂરે ॥ મુરખો ૨ ॥ હરીભજનમાં હેતજ રાખો, સુમરણુ કરો સારૂં; ભોજોભગત કહે રાખો રૂદેમાં, પ્રભુનું ભજન પ્યારૂરે॥ મુરખો ૩॥ પદ ૨॥

ભગતી શીશ તણું સાટુંરે, આગળ વસમીછે વાટું; એક દીવસ તો આવી બની રાજા મુરધ્વજને માથે; કાશીએ જઇને કરવત મુકાવ્યુ હરીજનને હાથેરે, ॥ ભગતી ૧ ॥ સત્યને કાજે ત્રણે વેચાયાં રોહીદાસને રાણી; રૂષીને વાસ્તે રાજા વેચાણો, ભરવાને પાણીરે ॥ ભગતી ૨ ॥ પેરો પટોલાં પ્રેમનાંરે તમે શુરવીર થઇ ચાલો, ભોજો ભગત કહે ગુરૂ પ્રતાપે અમરાપર માલોરે ॥ ભગતી ૩ ॥ પદ ૩ ॥

દુનીયા દીવાની કેવાની કેવાશેરે ભુંડી ભીતોમાં ભટકશો ॥ટેક॥ પાપ જ્યારે એનું પ્રગટ થાશે ત્યારે જુવા જતી ઘેર જાશે, ધુણી ધુણી એની ડોકજ દુખશે, ને લેનારો લઇ ખાશેરે ॥ દુનીયાં ૧ ॥ સ્વરગમાં નથી સુપડુને નથી ખાંડણીયોને ઘંટી દુધ ચોખાના જમનારા તમે, કેમ કરી જમશો ખંટીરે ॥ દુનીયાં ૨ ॥ ઢુંગ કરીને ધુતવાને આવે ત્યારે, હાથ બતાવા સૌ જાશે, કયારે આના કર્મનું પાનુંરે ફરશે, એને કયારે પુત્રજ થાશેરે ॥ દુનીયાં ૩ ॥ કીમીયાગર કોઇ આવી મળે, ત્યારે ધનને વાસ્તે ધાશે, ભોજોભગત કહે ભ્રમણામાં ભમતાં ગાંઠની સુડી ગમાશેરે ॥ દુનીયાં ૪ ॥ પદ ૪ ॥

## રાગ ખેરવા.

ગંગજટા શુકરઇ સિરપે, સો ઝરઝર નીર ઝરેરે, ભાલનમેં ઈંદુ અધર બિરાજે, ભ્રકુટી કમાન સમાનરે, પત્રકમલ દો નેનમેંસો અમ ત્રપુર નભરેરે ॥ ગંગ ૧ ॥ નાગનકે દોઉકુંડલ કરને, ઉરજ્યું બીંદુ ગુલાલરે, મંદમંદ મુસકાહત શંકર, હરહર ચિત્ત હરેરે ॥ ગંગ ૨ ॥ વામભાગ ગીરજા અંગ શોભે, શોભા બરની ન જાયરે, કટી પરને ફુરવાઘાંબર, સો પીતાંબર ધરેરે ॥ ગંગ ૩॥ એહી મુરતી ગંગાધરકી, ખોજત મુનીજન ખરેરે, રામેશ્વર હરીચરનકી રજ ઢુંઢત ફીરત ફીરેરે ॥ ગંગ ૪ ॥ પદ ૧ ॥

## રાગ ઠુમરી.

ના કીનો તેં હરીકો સમરન, સબદીન વ્રથા ગયેરે, નાકી૦ કરસે દાન પુન્ય નહી કીનો, તીરથ ડગ ન ભરેરે; કામ ક્રોધમે બસી રહ્યો. છલ શીખ્યો નયે નયેરે ॥ નાકીનો ૧ ॥ બાલપનો હસખેલ ગમાયે, અબતો તરૂન ભયેરે; વ્રદ્ધભયે કઈ વાયુ ઘેરયો, દુખ નહી જાત સયેરે ॥નાકીનો ૨ ॥ મુડમુડાઇ જટા બઢાઇ, જોગીરાજ ભયેરે; પરમારથ કછુ સમજત નાંહી, અધબીચ લટક રહેરે ॥ નાકીનો ૩॥ જગતકો નેહ છે અતીફંદનજે કોઇ આનપરેરે, શુરશામ ગોવીંદ ભજ્યા બીના, કેસે કાજ સરેરે ॥ નાકીનો ૪ ॥ પદ ૧ ॥

## રાગ વેરાગી.

આવ્યો આતમરામ ઝાડેવેર વિસામો લેવારે, આવ્યો પંખીડો ઝાડેવેર વિસ૦ રામનો વાવેલ રૂખડો, જીરે તેની શિતળ છાયા; મુલતો પીયાલે પરઠીયા, થડ લાગે છે આમારે ॥ આવ્યો ૧ ॥ જીરે કેના છોરૂ

કેનાં વાછેરૂ કેનાં માયને બાપ; અંતકાળે જાવું જીવને એકલા, સાથે પુન્યને પાપરે ॥ આવ્યો ૨ ॥ જીરે કેના લોભીને કેના લાલચુ, કેના ડોઠા સવાયા; પ્રભુને ભજીલે પ્રાણીઆ તારી કાચી છે કાયારે ॥આવ્યો ૩ ॥ જીરે રામન મોતીચરો, પંખી ખોલેને ચાંચા, પાંખસમારી સુડલો, છોડી ચાલ્યો છે કાયારે ॥ આવ્યો ૪ ॥ જીરે શીસણુ માથે સરભમે, રખે છેતરી ને મારે; મુળદાસ કે સમરો સાહેબને, પ્રભુ પારય ઉતારેરે ॥ આવ્યો ૫ ॥ પદ ૧ ॥

## રાગ ચોપાઇ ફુલણજી.

જો આવે વીવા કે વરો, ખુબ ફુલાવ્યો ફુલે ખરો; દેવું કરીને ખરચે દામ, તે નરનું ફુલણજી નામ ॥ ટેક. ॥ કરી કચેરી કસુંબા પાય, બાળક ઘરમાં બંટી ખાય; અવળાં કામ કરે જે આમ ॥ તે નર. ૧ ॥ લખી દેખાડે નાણું લાખ. રોકડામાં ચુલામાંની રાખ; કરે કરોડપતીનાં કામ ॥ તે નર. ૨ ॥ ડેલી ઉપર દાવાનાં જોર, ઘરમાં તો અંધારૂં ઘોર; ઠાઠ રચે વેચીને ઠામ ॥ તે નર. ૩ ॥ દોડકું દેખી દીલમાં ડરે, સીંહ સાથે લડવા સંચરે; પ્રથમ પીછાને નહી પરીણામ ॥ તે નર. ૪ ॥ એકે અક્ષરની નહી યાદ, વંદે વડા પંડીતથી વાદ; ગણે મુરખમાં સઘળું ગામ ॥ તે નર. ૫॥ બીજાની ઓથે બડબડે, વળી વીજય પામે તે વડે; તે જાણે નીજ જોર તમામ ॥ તે નર. ૬ ॥ ઓઢે છે જે ઉનાળે શાલ, ચંદ્ર સંતાપે છે જે મરાળ; કારણ વીના કરે ધુમ ધામ ॥ તે નર. ૭ ॥ દીલાસા તો ખાસા દેખ, બંને વખત ત્યાં ફરી બેસેજ; બકે ખરો પણ નદે બદામ ॥ તે નર. ૮ ॥ બોલે મોટા મોટા બોલ, તેમાં પૈસાભાર નહી તોલ; લગારે મોઢે નહી લગામ ॥ તે નર. ૯ ॥ આદરી શકતી થકી ઉપરાંત,

ખાલી મોટી રાખે ખાંત; દીલથી કહે છે દલપતરામ ॥ તે નરનુ ફુલણજી નામ ૧૦ ॥ પદ ૧ ॥

## રાગ ગરબી ફુલણજીની.

ફુલણજી તમે ફુલાવ્યા કેમ ફુલ્યારે ફુલણજી૦ આ ઉપજ ખરચનો અડસટો કેમ ભુલ્યા મારા ફુલણજી. ॥ ૧ ॥ કરજ કરીને વરા ભલા તમે કીધારે ફુલણજી, આ ગરથ પરાયા ખરચીને જસ લીધા મારા ફુલણજી ॥ ૨ ॥ ઘર વેચીને ઘી સાકર તો લીધારે ફુલણજી, આ જમણ સરસ સામો વડીયાંથી કીધાં મારા ફુલણજી ॥૩॥ પીતાંબર પેરી પંગતમાં ફરીયારે ફુલણજી, આ મનમાં ફુલી ફરી મુછે કર ધરીયા મારા ફુલણજી ॥ ૪ ॥ વળતો દીવસ થયો કે માગે નાણુંરે ફુલણજી આ નાણાનાં તો ન મળે ઠેકાણું મારા ફુલણજી ॥ ૫ ॥ ફુલણજી ઉપર અરજી થઇ ત્યાંથીરે ફુલણજી, આ જપત થઇ મીલકત કાઢયા ઘરમાંથી મારા ફુલણજી ॥ ૬ ॥ ફુલણજી તમને જેણે ફુલાવ્યારે ફુલણજી, આ તે તો કોઇ મદદ કરવા નવ આવ્યા મારા ફુલણજી ॥ ૭ ॥ ફુલણજી તો કુવો શોધવા ચાલ્યારે ફુલણજી, આ ગરથ વીના તો અરીણુ ન કોઇએ આલ્યાં મારા ફુલણજી ॥ ૮ ॥ જમતી વખત વખાણ ભલાં જે કરતારે ફુલણજી, આ એ સઉ હાંસી કરે નીંદા આચરતા મારા ફુલણજી ॥ ૯ ॥ એ અવસર તો અધીક વખાણી ચડાવ્યારે ફુલણજી, પણ આ અવસર તો બેવકુબ ઠરાવ્યા મારા ફુલણજી ॥ ૧૦ ॥ પેહેરયાંને પટકુળ બાંધ્યા ચંદરવારે ફુલણજી આ ઘર બાળીને ચાલ્યા તીરથ કરવા મારા ફુલણજી ॥ ૧૧ ॥ ફુલણજીની રાંડ રૂવે મો વાળીરે ફુલણજી, આ ફુલણજી સીખાવ્યા

ટેકો ટાળી મારા ફુલણુજી ॥ ૧૨ ॥ ભોળાને નરસી શીખામણ દેશેરે ફુલણુજી, તે નિસાસાનું પાપ ઘણું શીર લેશે મારા ફુલણુજી ॥૧૩॥ દીલમાં દલપતની શીખામણ ધરજ્યોરે ફુલણુજી, તો ફરજ કરીને નાત વરો નવ કરજ્યોરે મારા ફુલણુજી ॥૧૪॥

## અથ દસ ધામનો પાઠ ઢાળ ચોપાઈ.

સંવત અઢાર અઠોતેર શોભા થયું શ્રીપુરસેહેર, ફાગણ સુદ ત્રીજ તતખેવ; થાપ્યા નરનારાયણદેવ ॥ ૧ ॥ અગનાએસીમાં ભુજધામ, થાપ્યા નરનારાયણ નામ; આશ્રીતના પુર્યા અભીલાખ સુદ પાંચમ એનો વૈશાખ ॥ ૨ ॥ વરતાસે એશીમાં વાસ, સુદ અગ્યારસ કારતીક માસ. લક્ષ્મીનારાયણ તેનામ, શ્રી ઠાકોર ઠર્યા તે ઠામ ॥ ૩॥ આવી ધોળકે ધરમકુમાર, પ્રેમીજનનો જોઇને પ્યાર, ત્રાસીમાં થાપ્યા તતખેવ, મોરલી મનોહર મોટા દેવ ॥ ૪॥ ચોરાશીની સાલજ થઇ, જગજીવન જુનાગઢ જઇ; રાધા રમણ પ્રભુનું રૂપ, પધરાવ્યું પરમ અનુપ ॥૫॥ વળી ચોરાશીમાં વિચરી ધોળેરામાં ઉલટ ધરી; થાપ્યા સાથ સહીત સમાજ; દેવમદન મનોહર માહારાજ ॥ ૬ ॥ પુનમ સુદ પંચાસી તણી ગુણવંતી ગોવીંદે ગણી; હેતસહીત થાપ્યા નીજ હાથ, ગઢડામાં શ્રી ગોપીનાથ ॥ ૭ ॥ માહા સુદ પાંચમ મુળી ગામ, રાધાકૃષ્ણતણું તે ધામ; અઠયાશીમાં એતો થયુ, જોતાં દુખ હરીજનનું ગયું ॥ ૮ ॥ જેતલપર છે જોવા જોગ, ત્યાં ભવભયનો ભાગે રોગ; ત્રાણુંમાં થાપ્યા તતખેવ, કાર્તીક વદ બીજે બળદેવ ॥ ૯ ॥ સંવત ઓગણીસેંને સાત, પ્રગટ છપૈયામાં પ્રખ્યાત; દીવસ જેઠ સુદ એકાદશી, કુંજવિહારીને મન વશી ॥ ૧૦ ॥ ધર્મકુંવરનાં એ દશ ધામ, દાસ કહે છે દલપતરામ; પુજા કરતાં પાઠકરાય, જનમ મરણનાં સંકટ જાય ॥ ૧૧ ॥ પદ ૧ ॥

## રાગ વસંત દોહા.

આઇ રીતુ વસંતકી, ફુલે તરૂબન બેલી, લલીત માલતી મંધીકા, ચંપા જાઇ ચમેલી ॥ ૧ ॥ આઇ રીતુ વસંતકી, મોરયા આંબા મોર; બીરહની ઉમંગી બીથા. સુની કોકિલા સોર ॥ ૨ વસંત રીતુ આઇ સખી, ફુલેફુલ પલાસ; નાહર નરબરૂ દેખીકે, બીરહકી અતી ઉદાસ ॥ ૩ ॥ પરી પલાસકી, ભયો સકળ અંગ સ્યામ; લાલ છબીકે કારણે, સોચન ચાડો જામ ॥ ૪ ॥ વંદ્રાવન પ્રફુલીત ભયો, દેખી ઉપજત પ્યાર; કુંજકુંજ પ્રતિ કુસુમપર, મધુપ કરત ગુંજાર ॥ ૫ ॥ ચલો સખી વસંત વધાઇયે. ધરમ દેવકે દુવાર; પરમ પ્રિતશું પુજીયે, સુંદર ધરમ કુમાર ॥ ૬ ॥ શ્રીફળ અક્ષત ઉબીએ, અબ કુસુમ અંબમોર; પુજીએ પરમ ઉમંગશું, નવઘન ધર્મ કીશોર ॥ ૭ ॥ ચુલા ચંદન અરગજા, મ્રગમદ કુમકુમસાર; અબીલ ગુલાલ લે સ્યામ પર, સિર કીએ કરી પ્યાર ॥ ૮ ॥ સંત મીલે સંશે ગયો. આયો ભવકો અંત; રટન નામ ઘનસ્યામકો, તાકે ત્યાં સદા વસંત ॥૯॥ ભક્તિ ધર્મ સુત સ્યામકે શર્ણે આયો જન; નિરખ્યા નિત્ય ઘનસ્યામકુ, તાકે સદા વસંત ॥ ૧૦ ॥ સહજાનંદ સેજે મિલે, ઉઘડે ભાગ્ય ભાગ્ય અનંત; પ્રેમાનંદ ભયો કોકીલા, શ્રી ઘનસ્યામ વસંત ॥૧૧॥

## પદ રાગ દોહા.

ભોજન અનંત બ્રહ્માંડમેં પુરત આનંદ કંદસો પ્રભુજી મત ભક્ત ગ્રહે, સ્વામી સહજાનંદ ॥ ૧ ॥ બેદ વીધી કરી દેવ રૂષિ કરત યજ્ઞ જેહી કાજ, સોતજી જીમત ભક્ત ગ્રહે માગી માગી મહારાજ ॥૨॥ અનત કોટી બ્રહ્માંડ પતી, જગ્ન પુરૂપ અવીનાસ; સોદ્રગ ગોચરભક્ત ગ્રહે, જીમત જીમાવત દાસ ॥ ૩ ॥ બ્રહ્મા આદી કીટ લગી સબકુ

ભોજન દેત, સો પરગટ નીજ ભક્ત ગ્રહે, ભોજન માગી લેત. ॥૪ નર તન ધરી નીજ ભક્ત ગ્રહે, અવીનાસી અલબેલ; દુધ દહી નવ નીતકી, કરતહે રેલમછેલ ॥ ૫ ॥ દુધ દહી નવનીત ઘ્રત, બીજન વીવીધ પ્રકાર; જીમત જીમાવત મુનીકું, શ્રી હરી ધરમ કુંમાર ॥૬॥ નીજ જન ગ્રહે નીત પ્રગટ પ્રભુ, સહજાનંદ સાક્ષાત, ઢોરત મુની પર દુધ દહીં, આખીન દેખી બાત ॥ ૭ ॥ ઉતમનૃપ કીયો સરીયે, મુંની મંડળકે બીચ; પ્રેમાનંદકે દહીં દુધકો, શ્યામ મચાવત કીચ ॥ ૮ ॥ દોહા પુરા.

રાગ વસંત ખેલત ફાગ નવલ નારાયણ, નવલ વસંત રીતુ આઈ; નવલ નવલ મુની ગન મીલી મંડળ, આએ ચહુ દીશી ધાઇ ॥ ખેલ. ૧ ॥ અબીર ગુલાલ અરગજા કુમકુમ, કેસર રંગ બનાઇ; છિરકત હર્ખિ પરસ્પર બહુ વીધી, સુર નીરખીત નભ છાઇ ॥ ખેલ. ૨ ॥ તાલ મ્રદંગ ઝાંઝ ડફ બાજત, ગાવત વસંત વધાઇ; પ્રેમાનંદ નિરખી યહ શોભા, તનમન ધન બલી જાઇ ॥ ખેલ. ૩ ॥ પદ ૧॥

• નવલ નારાયણ નવલ વસંત રીતુ નવલ વ્રંદ મુની સંગે; નટવર વેષ ધરયો પુરષોત્તમ, ખેલન કાજ ઉમંગે ॥ નવલ. ૧ ॥ નએ વ્રતમાન મુનીગન શોભીત, નેમપ્રેમ જુતઅંગે. નૌતમ નેહ સ્યામ સંગ બિહરત, નહી બતીયાં રસ રંગે ॥ નવલ ૨ ॥ નવલ સમાગમ નિજ સેવક સબ, કરતહે પ્રિત અભંગે; પ્રેમાનંદ નવલ પ્રિતમ સંગ, ગાવત અતહી ઉછંગે ॥ નવલ. ૩ ॥ પદ ૨ ॥

શ્રી પુરષોતમ નારાયણ રૂપી, રંગભર ખેલે હોરી; શિવ સનકાદીક શુક નારદ મુની, મીલી હે ભાવતી ટોરી ॥ શ્રી પું. ૧ ॥ કટી તટક શોહે પિતપટ મોહન, ભરીહે ગુલાલકી ઝોરી; છીરકત રંગ

મુનીન મુખ મીડત, હસત બદન દ્રગ જોરી ॥ શ્રી પુ. ૨ ॥ હર્ખંત દેવસુમન સુરબરખત, ઝુકી આએ સહુ ઓરી; પ્રેમાનંદ પ્રાત પ્રિત-અપર, વારહે તનમન તોરી ॥ શ્રી પુ. ૩ ॥ પદ ૩ ॥

ધન ધન આજ વસંત પંચમી, ધન્ય આનંદ રસ છાયો; નારાયણુ પુરણુ પુરૂષોતમ રંગભર ખેલન આયો ॥ ધન. ધન. ૧ ॥ ઉડત ગુલાલ લાલ ભએ બદુલ, રાગ વસંત જમાયો; ગાવત મિલી સુરીનર મુનિમંડળ. ભયોહે સબન ભાયો ॥ ધન ધન. ૨ ॥ નારાયણુ નિજન મુખ ચિતવત, દુખ સંતાપ નસાયો પ્રેમાનંદ નીરખી એહી શોભા, જન્મો જન્મ જશ ગાયો ॥ ધન ધન. ૩ ॥ પદ ૪ ॥

## પદ રાગ વસંત.

આજ વસંત પ્રથમ દીન આવ્યો, સઉ જનને સુખકારી; છુટી લાજ આજથી સજની, ઉપજયો આનંદ ભારી ॥ આ. ૧ ॥ વન તરૂ લતાવેલી પ્રેમાતુર, નવ પલ્લવ થઇ સારી કુંજ કુંજ પ્રતી કોકીલા સુંદર, બોલત વસંત ખુમારી ॥ અ. ૨ ॥ શ્રી ઘનસ્યામ પીયા સંગ રમવા, અતી આતુર વ્રજનારી; અંગોઅંગ ફુલી સબ અબલા, નોતમ નેહ વધારી ॥ આ. ૩ ॥ રચ્યો મનોરથ રમવા સારૂં, થઇ તરૂણી સઉ ત્યારી; તન મન ધન લઇ સ્યામ છબીપર, પ્રેમાનંદ બલહારી ॥ આ. ૪ ॥ પદ ૧ ॥

ચલો સખી સઉ વસંત વધાવા, ધર્મવંશીને દ્વારે; જોતા વદન શ્રી ધર્મકુંવરનું, મેટે અંગ મદન વીકાર ॥ ચલો. ૧ ॥ મંગલ થાળ ભરો ભામનીયો, સજો સોળે શણુગાર; શ્રીફળ આંબા મોર અક્ષત લઇ પુજીયે ધર્મકુમાર ॥ ચાલો. ૨ ॥ અબીલ ગુલાલ અરગજ્યા કુંમકુંમ, કેસર અગ મદ સાર; પ્રેમ પુલકી ઘનસ્યામ પીયાપર છાંટીયે

વારમવાર ॥ ચલો. ૩ ॥ ધન્ય ધન્ય ભાગ્ય આપણા સજની, ધન્ય લેખે અવતાર; પ્રેમાનંદ ઘનસ્યામ પીયા સંગ, વાધ્યો પ્રેમ અપાર ॥ ચલો ૪ ॥ પદ ૨ ॥

વસંત રમે વંદ્રાવન વાસી, ધર્મ તનય ઘનસ્યામ; જોઇ જોઇ શોભા અંગોઅંગની લાજે કોટીક કામ ॥ વસં. ૧ ॥ પેરયા વસન વસંતી વાસે, અલંકાર અભીરામ; કુસુમના હાર બાજુબંધ બાંધી, છોગલીયું છબી ધામ ॥ વસં. ૨ ॥ અબીર ગુલાલ ઉડાવે હાટે, લઇ સંતોનાં નામ; લીલા રસ વરસાવી કીધું, ઘેલું ગોકુળ ગામ ॥વસં. ૩ ॥ જ્યાં શ્રી કૃશ્ન ત્યાંજ વંદ્રાવન, વસંત રીતું તે ઠામ; તે શોભા નીત્ય જોઇ પ્રેમાનંદ, આનંદ આઠો જામ ॥ વસં. ૪॥ પદ ૩॥

વસંત રમે મોહન મુની સંગે સ્યામ સુંદર સુખરાશી; ધર્મકુંવર ઘનસ્યામ મનોહર, વંદ્રાવનના વાસી ॥ વસં. ૧॥ આવ્યા અગણીત મુનીવર મોટા, હરી દરશનના પ્યાસી; કરી પ્રણામ પહેરાવી માળા, દીવ્ય પુષ્પની ખાસી ॥ વસં. ૨ ॥ લેપન કરયો મુનીના મુખપર, અંતર ઉઠી અવીનાસી; મુખમાં જે લઇ અબીર ગુલાલે, હરીવર કરતાં હાંસી ॥ વસં. ૩॥ ભવ બ્રહ્મા નારદ સનકાદીક, સઉ મુની સહસ્ત્ર અઠયાસી; પ્રેમાનંદકે હરીસંગ રમતા, ભુલી ગયા શીવકાશી ॥ વસં. ૪ ॥ પદ ૪ ॥ પુરા.

## પદ રાગ વસંત.

વસંત વધાવા ચલોરી ભામની, નંદ મહર ઘર જઇએ; નટવર નાથ નીરખી મનમોહન, પરમાનંદ શુખ પઇયે ॥ વસં. ૧ ॥ આછો નીકો જલ, જમુનાકો, કનકકે કુંભ ભરઇયે; નયે નયે ફુલશું મોહર અબકે, તાકે બીચ ધરઇયે ॥ વસં. ૨ ॥ અગ મદ ચંદન ઓર

કુંમકુંમ, કેસર માટ ભરઇરે, પ્રગટ લાલ પ્રીતમ કે અંગપર, જોર પકર ચર ચઇયે ॥ વસં. ૩ ॥ જસોમતીકું કહેગે ફ્રુગવામે, કાન હમારે ચઇયે; બ્રહ્માનંદ નીરખી છબી પ્રીતમ, જનમ સુફળ કરી લઇયે ॥ વસં. ૪ ॥ પદ ૧ ॥

નવલ વસંત વધાવા જઇયે, સબ મીલીકે વ્રજનારી ॥નવ॥ રસીક રાય સંગ જાયકે રમી, લોક લજયા સબ ટારી ॥ નવ ૧ ॥ લઇ હો સાજ ખેલનકો સજની, ચલી હું જુથ મીલ સારી, રંગ ઘોર ભર અજબ ગગરીયાં, દે હુ શ્યામપર ડારી ॥ નવ. ૨ ॥ કાન કુંવરસે જોર પકરકે, લેવેંગે ફ્રુગુવા ભારી; જો અપને હારેગે તો યાકું, દેવેગે રાધા પ્યારી ॥ નવ. ૩ ॥ બોલી હોયકે સરવ ભામની, યું મનમાંઇ વીચારી; બ્રહ્માનંદ નલલ પ્રીતમ સંગ, ચલે વેગે પીચકારી ॥ નવ. ૪ ॥ પદ ૨ ॥

આજ વસંત અજબ જમુના ત્રટ, ખેલ રચ્યો વનમાળી; ॥આ.॥ પાવન નેન કરી સ્યું સજની, નટવર નાથ નીહાળી ॥આ. ૧॥ શામ સુંદર વ્રજ વીનતા સંગ, ગાવે છે દેઇ દેઈ તાળી; માનનીયુંના મન હરવાને, પાઘ ધરી પેચાળી ॥આ૦ ૨॥ ગોપીજન ગુલતાન કરી સરવે, રસીયે રંગ ઉછાળી; પ્રાણજીવન પીચકારી લઇને, મારે છે ભાળી ભાળી. ॥આ૦ ૩॥ કાનકુંવર રંગ ભીનો કાજુ, મોરલી વાયે છે મરમાળી; બ્રહ્માનંદના નાથ સંગ, રમીયે લજ્યા ટાળી ॥આ. ૪॥ પદ ૩॥

આજ વસંત વધાવા ચાલોરી, સબ સખી સાજ કરીને ॥આ૦॥ની શંક થઇ નટવર સંગ રમીયે, અંતર ધીર ધારીને ॥ આ૦ ૧॥ અબીર ગુલાલ લીયો ભર ઝોરી, કેસર માટ ભરીને; રૂડી પેર રંગમે રોલીશું

જ્ઞાન કુંવર પકરીને ॥ આ૦ ૨ ॥ પાતળીયા સનમુખ પીચકારી, ચલવીશું ફરીરે ફરીને; નંદ તણા નાનડીયાને ઝાલી, લેસ્યું ને ફગવા લરીને ॥ આ૦ ૩ ॥ જો રમતાં આપણ હારીસું તો છુટીસું પાય પરીને; બ્રહ્માનંદના નાથને નીરખી, રહેશે ને નયણા ઠરીને ॥આ.૪॥ પદ૪॥

**રાગ વસંત** ચાલ ચાલ સખી સુંદરવર સાથે, રંગભર રમીએ હોરી; ચુવા ચુવા ચુંદન અબીર અરગજા કેસર ગાગર ઘોરી ॥ ચાલ. ૧ ॥ પુરણ પુરૂષોતમ પ્રગટ થઇને, નંદતણે ઘેર આવ્યા; કરૂણારસ પ્રગટ કરી કેશવ, ભક્તતણે મન ભાવ્યા ॥ ચાલ. ૨ ॥ સજી સણગાર સલુણી શ્યામા; પ્રભુ સાથે કરયો પ્રેમ ઘણો, નંદનંદશું ફાગ રમીને, જગમાં તે ડંકો જીતતણો ॥ ચાલ. ૩ ॥ પ્રેમીજનને વશ પાતળીયો, જાણે છે રસની રીતી; મુક્તાનંદનો નાથ રસીલો, કોટી ઘણી કરે પ્રિતી ॥ ચાલ. ૪ ॥ પદ ૧ ॥

આરત રૂડી રંગ રમ્યાની, લાજ ભરયાં કેમ રહીએ; લાજ તજી લખમીવર ભજીએ, તો મહા સુખીયાં થઇએ ॥ આર. ૧ ॥ વસંત રતે વનવેલી ફુલી, મોરયા અંબ મોરારી; રસીઆ સંગ રમવા તતપર થાશું બેડી સોહાય ॥ આર૦ ૨ ॥ અબીલ ગુલાલ અરગજા કુમકુમ, સંગ લીયો અલબેલી; નંદનંદનશું ખેલ કરીશું, કુળ મરજાદા મેલી ॥ આર૦ ૩ રસિકરાય સંગ જે કોઈ રમશે, તેહનાં તે ભવદુખ વામે; મુકતાનંદના નાથને મળતાં, અખંડ એવાતન પામે ॥ આર૦ ૪ ॥ પદ ૨ ॥

વારી વારી જાઉં વસંત રૂતુ ઉપર, લોકલાજ મરજાદ ટલી; આજ રમીશું ફાગન નંદે, સામળીઆ સંગ હળીરેમળી ॥ વારી૦ ૧॥ લટકાળો નંદજીનો લાલો, મધુરીસી બેન બજાવે; વાંસળીમાં વસંત આલેપે, રાગરાગણી ગાવે ॥ વારી૦ ૨ ॥ અસ્થાવર જાત ઉમંગી

આણીરત, જગમાં કેમ થીર રહીએ; ચાલ સખી સુંદરવર સાથે, ફાગ રમીએ સુખ લઇએ ॥ વારી૦ ૩ ॥ હેતે હરીવર ઉર ધરીએ સજની, આ અવસર નહી આવે; મુક્તાનંદનો નાથ રસીલો, લટકેશું લાડ લડાવે ॥ વારી૦ ૪ ॥ પદ ૩ ॥

ચાલ ચાલ સખી શ્રી વંદ્રાવનમાં વાટ જુવે છે વનમાળી; રસીઓ રમવા ત્યાર થયા છે, પ્રેમેશું પલવટવાળી ॥ ચાલ૦ ૧ ॥ રંગમાં રોળી આલીંગન કરશે, રસીઓ રાસ વીહારી; હેત કરી હસી સામુ જોશે, થઇ રહી શું જગ ન્યારી ॥ચાલ૦ ૨ ॥ જેનો કર સાહ્યો શામળીએ, તેને તે ન રહે ખામી; અખંડ સુહાગણુ થાશું સજની, પુરશોતમ વર પામી ॥ ચાલ૦ ૩ ॥ આ અવસર છે અલોકીક સજની, વારમવાર ન આવે; મુક્તાનંદનો નાથ રસીલો, હરી હસી સઉને બોલાવે ॥ ચાલ૦ ૪ ॥ પદ ૪ ॥

આજ સખી શામળીયો વાલો, પરોણા ઘેર આવ્યા; થાળ ભરીને મેં તો મોટે, મોતીડે વધાવ્યા આજ૦ ૧ ॥ કર સાહીને કૃષ્ણજીવનને, મંદીરમાં પધરાવ્યા; નોતરીયા નારાયણુ મેંતો, સહુ વિધી પાક બનાવ્યા ॥ આજ૦ ૨ ॥ ખટરસ ચાર પ્રકાર સુધારી, થાળ ભરીને લાવ્યા; કંચન કળસ ભરીને શીતળ જળ જમુનાનાં લાવ્યા ॥ આજ ૩ ॥ લાડુ પેંડા જલેબી ઘેબર, બહુ પકવાન પીરસાવ્યા; શાક પુર્યાં બહુ કનક કટોરે, જે હરીને મન ભાવ્યા ॥ આજ૦ ૪ ॥ ભજીયાં વડાંને ફાફડા પાપડ, તળેલ તાતાં તાવ્યાં; લીંબુ આદા કેરીનાં બહુ, અથાણાં મંગાવ્યાં ॥ આજ૦ ૫ ॥ દાળ ભાત પીરસીને સાકર, નાંખી દુધ ઓટાવ્યાં; દુધ ભાત જમાડી હરીને, હેતે ચળુ કરાવ્યા ॥ આજ. ૬ ॥ પાનબીડાં અમારાં હરીયે, હાથોહાથ લઇ ચાવ્યાં; પ્રેમાનંદના નાથને ભેટી. તનના તાપ સમાવ્યા ॥ આજ. ૭ ॥ પદ ૧ ॥

# રાગ કાફી હોરી.

રૂપ જોબનપર વારી વ્રજરાજ કુંવરકે રૂપ૦ રૂપ બીલોરક કીસી લાલમો, થકીત ભઇ વ્રજનારી ॥ વ્રજ. ૧ ॥ મુશકની બંક બીલો-કની ઉપર કોટી કામ બલીહારી ॥ વ્રજ. ૨ ॥ શ્રી ઘનશામ છબી પર મોહી, ચંચળ કમળા પ્યારી ॥ વ્રજ. ૩ ॥ પ્રેમાનંદના નાથ પર વારત, ધરમ અરથ ફળ ચારી ॥ વ્રજ. ૪ ॥ પદ ૧ ॥

રંગકી ધુમ મચાઇ રંગબીને સામરે રંગ૦ રંગકે માટ ભરે રંગબીને, નૌતમ રંગ બનાઇ ॥ રંગ. ૧ ॥ મ્રગમદ કુમકુમ કેસર ઘોરી, ભાવક રંગ સોહાઇ ॥ રંગ ૨ ॥ ઉડતહે અબીલ ગુલાલ ચહુ દીસ, પીચકારી નઝર લાઇ ॥ રંગ. ૩ ॥ પ્રેમાનંદ મુદીત છબી નીર-ખત સુરવે માન ભછાઇ ॥ રંગ. ૪ ॥ પદ ૨ ॥

હોરી ખેલત નીરદૈયા મોરી બૈયાં મરોરી હોરી૦ બૈયાં મરોરી ચુરીયાં ફોરી, કર બરજોરી કનૈયા ॥ મોરી. ૧ ॥ મુખમીસ આંજી રંગમે રોરી, મોહન હોરી ખેલૈયા ॥ મોરી, ૨ ॥ હોરી ગાવત રંગ ઉડાવત, બંસીકો બજવૈયા ॥ મોરી. ૩ ॥ પ્રેમાનંદ કહે હોરી ખેલ-તહે, ગોવીંદ ગીરીકો ધરૈયા ॥ મોરી. ૪ ॥ પદ ૩ ॥

શામ સુંદર સંગ હોરી ખેલે શામ ગોરી શામ૦ છીરકત રંગ શામપર શામા, કુમકુમ કેસર ઘોરી ॥ ખેલે. ૧ ॥ મ્રગમદ સોમુખ માજો શામકો, સાથેમેં પગીયાં બોરી ॥ ખેલે ૨ ॥ તેલ ફુલેલ સુગંધ અરગજા, લેપન અંગ બરજોરી ॥ ખેલે. ૩ ॥ પ્રેમાનંદ કહે રૂપ જુગલમેં, અખંડ રહો મતી મોરી ॥ ખેલે ૪ ॥ પદ ૪ ॥

અખીયાંમેં અબીર ગુલાલરે, ધુન મોહન ડારગો ॥ અખી ટેક॥ હાથમેં થાળ ગુલાલ ફેંટમેં, ચલાવત મુઠી લાલરો॥ ધન. ૧ ॥

ગાવત હોરી ડફ બજાવત, કરત અટપટે ખ્યાલરે ॥ ઇન. ૨ ॥ ઠારે બનવારી ભરી પીચકારી, છિરકત ગોપી ગ્વાલરે ॥ ઇન. ૩ ॥ પ્રેમ સખીએ પિયા ગિરધારી, કર ડારીજો નિહાલરે ॥ઇન. ૪ ॥ પદ ૧

નિરખી સુંદર સ્યામરે, લોચન લલચાને ॥ નિરખી. ટેક. ॥ ક્રીટ સ્યામ ધરે અભિરામ સો કોટીક, શોભા ધામરે મોહન મનમાને ॥નિરખી. ૧ ॥ મોઇ વ્રજનાર સનેહ અપારશો, તન મન ડારે વારરે ચરણે લપટાને ॥ નિરખી. ૨ ॥ ડારી બનમાલ મીલી વ્રજલાલસોં કરદીનીહે નિહાલરે અધરામ્રત પાને ॥ નિરખી. ૩ ॥ પ્રેમસખી પિયારૂપ રસાલકે, બીદનકીને ભાલરે મોહન મુસકાને ॥ નિરખી. ૪ ॥ પદ ૨ ॥

## પદ રાગ ભેરવી હોરી

મેરી અખીયાંમેં ખટકે ગુલાલ ન લાજુરેં છોટી મુટી ન ડારો ॥ મેરી અખી. ટેક. ॥ અરૂન ભઇ અખીયાં દોઉ મેરી, મુખ કપોલ રસનારો લલાજ્યુંરે ॥ છોટી. ૧ ॥ નામાજામુખ કુરંગ સારસો, ઘુંઘટપટ ન ઉઘારો લલાજ્યુંરે ॥ છોટી. ૨ ॥ આ વ્રજકે સબ લોક ચવૈયા, ગોકુળ નગર ઠગારો લલાજ્યુંરે ॥ છોટી, ૩ ॥ પ્રેમાનંદ કહે નાથજી માનો ના ખોલો ભરમ હમારો લલાજ્યુંરે ॥છોટી ૪॥ પદ ૧ ॥

મેંતો બરજ બરજ રહી હારી મોરારીરે ના ડારો પિચકારી ॥ મેંતો ટેક. ॥ ભીજેગી મેરી ચટક ચુનરીઆં, ઝગરેગી સાસુ દે ગારી મોરારીરે ॥ ના ડારો. ૧ ॥ કંચુ ભિજેગો કીનખાપકો, લહેંગે લાલ કુલજારી મોરારીરે ॥ ના ડારો. ૨ ॥ ના જાનો પીરપીર સામરે બેદરદી બનવારી મોરારીરે ॥ ના ડારો. ૩ ॥ પ્રેમાનંદ કહે નાથજી માનો છેલકુંવર ગિરધારી મોરારીરે ॥ ના ડારો. ૪ ॥ પદ ૨ ॥

**રાગ કાફી હોરી.** સામરે મેંતો બીજ રહીરે હો સામરે મેંતો બિજ રહીરે; મેં અજાન તુમ ચતુર સીરોમણી, આય, અચાનક ભેટ ભઇરે ॥ સામ ૧ ॥ અબ મોએ મતડારો પિચકારી, રંગડારી મેરી સારી નઇરે ॥ સામ ૨ ॥ અંગઅંગમે રંગ છાય રહ્યો હે, તનકી શુધ બીસરાય દઇરે ॥ સામ ૩ ॥ મુકતાનંદકે નાથ હઠીલે, ના માનો તુમ નીકી કહીરે ॥ સામ. ૪ ॥ પદ ૧ ॥

સામરે મેં તો બોત સહીરે, સામ૦ ભર પિચકારી મેરે મુખપર ડારી, આય અચાનક બાહી ગ્રહીરે ॥ સામ ૧ ॥ ઘુંઘટપટ ખોલ્યો મુખ મીડો, અકહાની બહુ વાત કહીરે ॥ સામ ॥ અંગીયા ફારી ઝટક પછારી, મોતીન માલા છીન લહારે ॥ સામ. ૩ ॥ મુકતાનંદકે નાથ રસીલે, બરજ બરજ મેંતો હારય રહીરે ॥સામ, ૪ ॥ પદ ૨॥

સામરે મેંતો અબ ના સહુંગી સામ૦ જો તુમ મોકુ એક કહોગે, તોમેં એકકી લાખ કહુંગી ॥ સામ, ૧॥ મોતીન માલા દેઉ મનમોહન, અબ ધિરજ ધરનાહી રહુંગી ॥ સામ. ૨ ॥ ખેંચ લહુ પિતાંબર મોરલી, દોનું બાપકે નામ લહુંગી ॥ સામ. ૩ ॥ મુકતાનંદકે નાથ રસીલે મન ભાયો સબ કરને ચહુંગી ॥ સામ. ૪ ॥ પદ ૩ ॥

અબતો નહી છોડુ મોરારી અબ૦ જ્યું તુમ છોટા નંદરાયકે, તેસિમેં બ્રખભાન કુમારી ॥ અબ. ૧ ॥ જાન એકીલી ગ્રહી તુમ પ્રિતમ અબ આ સગરી બ્રજરાની ॥ અબ. ૨ ॥ જ્યુ તુમ છોડ કરી પિયા પેલે, ત્યું અબ ઝીત ભઇહે અમારી ॥ અબ. ૩ ॥ મુકતાનંદકે નાથ રસીલે, નિમખન ન્યારે કરૂં ગિરધારી ॥ અબ. ૪ ॥ પદ ૪॥

**રાગ કાફી હોરી.** સામરોનીકી બેન બજાવે ॥ સામરો ટેક.॥ એજી ઘરઘરસેં ગોપી ચલી આઇ, સુન મોરલી સુખ પાવે; કોઇ

સખી તાલ મ્રદંગ બજાવત, કોઇ નાચે કોઇ ગાવે; સામ મનમોદ બઢાવે ॥ સામરો. ૧ ॥ કોઇ સખી અબીર ગુલાલ ઉડાવત, કોઇ પીચકારી ચલાવે; કોઇ સખી નૌતમ કૌતક કરીકે, મન મોહનકું રીઝાવે; દેખી મોહન મુસકાવે ॥ સામરો. ૨ ॥ એજી બ્રહ્મા ભવસુર રાજ દેવમુની, કૌતક દેખ ન આવે; નાચત નભ અપછરા મુદીતમન તાનસેં તાન મીલાવે; દેખી મોહન મન ભાવે ॥ સામરો. ૩॥ એજી જયજયકાર ભયો ત્રીભુવનમેં, દુંદભી દેવ સુનાવે; મુકતાનંદ ભાગ્ય વ્રજજનકે. નિગમ કહત મુરઝાવે; સારદા અતી સકુચાવે ॥ સામરો. ૪ ॥ પદ ૧ ॥

સામરે રંગધુમ મચાઈ ॥ સામરે ટેક. ॥ એજી ચુવાચંદન અબીર અરગજા, સંગ લીયે દાઉ ભાઈ; કર સુંદર કંચન પીચકારી છટકત ઇતઉતધાઇ; મનકુ કરૂણા લરકાઈ ॥ સામરે. ૧ ॥ એજી ઉર વિશાળ ભુજડંડ પરલમ્બિત, ગજપતિધલત સુહાઈ, સુંદર વદનકમળ દલલોચન, બોલે મંદમુસકાઇ; છબી બરની નહી જાઈ॥ સામરે. ૨ ॥ એજી તાળ મ્રદંગ ચંગડફ બાજત, સુન ગોપી સબ આઇ; છટકત રંગ શામકે તનપર. અરસપરસ ઉરઝાઇ; દેહસુધ સબ બિસરાઇ ॥ સામરે. ૩ ॥ એજી બ્રહ્મારૂપ મુનિવર વિજ્ઞાની, વ્રજકી કરત બડાઇ; મુકતાનંદ શામ સુંદર સંગ, પ્રીત સબનકી છાઇ; મોહગઢદીનો હડાઇ ॥ સામરે. ૪ ॥ પદ ૨ ॥

વ્રજમેં હરી ખેલત હોરી ॥ વ્રજમેં ટેક. ॥ એજી ઉનસે આઇ કુંવરી રાધીકા, સંગ લે ગ્વાલની બેરી; ઇત વ્રજરાજ સખા સંગ લેકર, કેસર ગાગર ઘોરી; પરસપર ખેલ મચોરી ॥ વ્રજમેં. ૧ ॥ એજી ઉડત ગુલાલ અરૂન ભએ અમ્બર, રંગ વરસે બહુ ઓરી;

ઉમંગ ભરી ગોપી રંગડારત, શામ સુંદરપર ધોરી; દેખી રતીનાથ લજોરી ॥ વ્રજમેં. ૨ ॥ એજી મોહન મખ વિધુ દેખત, થકીત ભઇ શ્રી વ્રષભાનકી; છોરી પ્રેમ મગન તનકી સુધ ભુલી, શોભીત માન ચકોરી; રહી એક દ્રગ જોરી ॥ વ્રજમેં. ૩ ॥ એજી જેસેહી ખેલમેં ચતુર સામરો, તેસેહી રાધીકા ગોરી; મુક્તાનંદ મગન છબી નીરખીત, કહાબરનુ મતી થારી; રહો ઇન સંગ રતી મોરી ॥ વ્રજમેં. ૪ ॥ પદ ૩ ॥

પકરે વ્રજજન ગિરધારી ॥ પકરે. ટેક ॥ એજી ઉમંગ ભરી ગોપી અબ આઇ, ખેલ મચાઓ ભારી; ખેંચ લઇ પીતાંબર મોરલી, હાહા કરત મુરારી; હસત સબ દેકરતારી ॥ પકરે, ૧ ॥ એજી જાહ- જીપત મુનીવર વીજ્ઞાની, સકલ વાસના ટારી; સારદ શેશ પાર નહી પાવત, જાંહી જપત ત્રિપુરારી; તાંહી ગોપી દેવત ગારી ॥ પકરે. ૨ ॥ એજી કાળકોકાળ ઇશ ઇસનકો, જીત લીયો સકુવારી; કરજોરી પીતાંબર માગત, દેહુ મોરલીયા પ્યારી; ભઇ અબ જીત તુમારી ॥પકરે. ૩ ॥ એજી ભકત આધિન નિગમ નિત ગાવત, મુનીવર કહત વિચારી; મુક્તાનંદ ભક્ત વછળપર, તારંમવાર બલહારી; મગનકીની વ્રજનારી ॥ પકરે. ૪ ॥ પદ ૪ ॥

રાગ **કાફી હોરી** કુંવર કનૈયો ખેલે હોરીરે જાકુ બેદ બખાને ॥ ટેક. ॥ કોટી કોટી બ્રહ્માંડકો કર્તા, ફગવા માગત દોરી દોરી ॥જાકુ ૧ ॥ શેષ શારદા પાર ન પાવે, ઘેરયોહે ગ્વાલુ કિશોરી ॥જાકુ. ૨॥ અકળ અજીત અખંડીત અદ્વૈત, પકરયોહે રાધીકા ગોરી ॥ જાકુ. ૩ ॥ મુક્તાનંદ મગન છબી નિરખત, અખંડ રહો યેહ જોરી ॥ જાકુ. ૪ ॥ પદ ૧ ॥

રંગ ભિનો રંગ ડારેરી, મોપે કુંવર કનૈયા ટેક૦ કેસર કુમકુમ અબીર અરગજા, પિચકારી ભર મારેરી ॥ મોપે. ૧ ॥ મગન ભએ ખેલત મન મોહન, હોહો ગ્વાલ પોકારેરી ॥ મોપે. ૨ ॥ આંગન આયકે ધુમ મચાવત, ઉર ધરી અગીયાં ફ્રરી ॥ મોપે. ૩ મુકતાનંદકો પ્રભુ મદમાતો, મહીકે માટ પછારેરી મોપે. ૪ ॥ પદ ૨ ॥

કેસે કરૂ મેરી મૈયારે, પલ રહ્યો ન જાવે ॥ ટેક૦ બંસી બજાય લગાયકે ટોના, ચોર્યોહે ચિત કનૈયારે ॥ પલ. ૧ ॥ મેરે મનમાને મનમોહન, હોરીકો ખેલ ખેલૈયારે ॥ પલ. ૨ ॥ રેન દિના મેરે નેનસેં ન્યારો, હોતન હળધર ભૈયારે ॥ પલ. ૩ મુકતાનંદ મગન રંગ ડારી, મોપે બંસીકે બજૈયારે ॥ પલ. ૪ ॥ પદ ૩ ॥

મનમોહન મોસેં ખેલેરે, બડો ભાગ્ય ભયોહે ટેક૦ લોક વેદ કુલ લાજ ન માનુ, બાંહ ગ્રહી અલબલરે ॥ બડો. ૧ ॥ મેં અપને ઘેર સોય રહીતી આય જગાઇ અકેલેરે ॥ બડો. ૨ ॥ સાસુ નણુંદ દે હોરીઆ દેખી, મન માનેતુ કહેલેરે ॥ બડો. ૩ ॥ મુકતાનંદ મગન રંગ ભીની રહુંગી કનૈયાકે ભલેરે ॥ બડો. ૪ ॥ પદ ૪ ॥

**રાગ કાફી હોરી.** શામરે મોકુ રંગમે રોરી ॥ ટેક. બૈયાં પકરકે રંગકી ગગરીયાં, છીનાયકે શીર ઢોરી; રંગમે રસબસ કરકે મોપે, ડારી ગુલાલકી ઝોરી; લગે મુખ ગાવત હોરી ॥ શામરે. ૧ ॥ આએ અચાનક મીલ્હોહે ડગરમેં, દેખકે નવલ કીશોરી, ભીડીભુજામેં મોકુ પકડકે, જીવનને બરજોરી; માલા મોતીયનકી તોરી ॥ શામરે. ૨ ॥ મુરજાદા મેરી નહી રાખી, કહી એક વાત નઠોરી; તણુ મેં ઇનકુ અખુખીયાં દેખાઇ; મત જાનો મોકુ ભોરી, કહુ તેરે ચીતકી ચોરી

॥ શામરે. ૩ ॥ મેરો જોર કછુ ન ચાલ્યો, કંચુકી ક તોરી; ભુમાનંદ કહે મોકુ પકડકે રસીએ રંગમે રોરી, ગઇતીહું નંદકી પોરી શામરે. ૪ ॥ પદ ૧ ॥

આ અવસર નહી આવે ફેરી ॥ ટેક. ॥ એકાહુકો ઠાડોહે અગનમેં અગ મેં આઇહુ હેદી; ચલો સખી સબ મીલકર જઇએ, લીજે લાલકુ ઘેરી; ચલો તુમ સંગ હમેરી ॥ અવસર. ૧ ॥ બિસ પચીસ જાઓ લોપ કરી, હમ સબ રોકેંગે શેરી; અબ અવકાશ ભયો જાનેકો, હાથ ના આવે ફેરી; સખા સબ લાવેગો હેરી ॥ અવસર. ૨ ॥ બાત ક્રિયાનો જોરાવર જીવન, બોલીયું રાધા ગોરી; એક કહે લાલકુ મેં જાઇ લલચાવું, આએ મિલો બોતેરી; લજ્યા નહી લોપે હમેરી ॥ અવસર. ૩ ॥ આજ આયોહી હાથમેં અપને, બાગો અમની પેરી; ભુમાનંદ કહે જાને ના પાવે. સુનહો સખી ચીત દેરી, રખો ધરકે માંહે ઘેરી ॥ અવસર. ૪ ॥ પદ ૨ ॥

સામરે મત મારો પિચકારી ટેક૦ ગત મારો મુરજાદેસેં રેહેના, મેહું કન્યા કુંવારી; તુમહો નિરલજ અમ નહી અસે, સુનોગે મુખરેં ગારી; ફજેતી હોયગી તુમારી ॥ સામરે. ૧ ॥ પરનારીકા પલ્લા પકરો તુમ, મોહન મનમાં વિચારી; માતપિતા તેરે બંધ પરેહે, રાજ કંસકે ભારી; કહુ તોએ સબ બિસ્તારી ॥ સામરે. ૨ ॥ એસી હોંસ હૈએમેં રખો તબ, પરણોની નઉતમ નારી; જાયો પઠાઓ જસોદા મેરે ઘરકું અમહુ અજહુ કુંવારી; ઢુંડે વર માત હમારી ॥ સામરે. ૩ ॥ આગેસેં તમ મેરી ચુનરીયાં, જીવન જોરસેં ફારી; ભુમાનંદ કહે અબ કયાં જાઓગે, આય મીલી વ્રજનારી; પિતાંબર લઉંગી ઉતારી ॥ સામરે. ૪ ॥ પદ. ૩ ॥

મોહન મોસેં ખેલો હોરી ટેક૦ મારગ દેખી કહી હું તમારો, જેસી ચંદ્રચકોરી; વસંત રીતુ બીતી જાતહે જીવન હોંશ પુરી કરો મેરી; માનો મુજકુ નીજ ગોરી ॥ મોહન. ૧ ॥ તેરે સંગ રમત સીએહુ, પેરી મેં નવરંગ ચોરી સોહન તુમ ડારો મેરેપર, રંગકી ગગરાયાં ઢોરી; ફરે ગુલાલકી ઝોરી ॥ મોહન. ૨ ॥ સરવે અંગ તેરે શ્યામ સુંદરવર, કરૂ મેં ચંદન ખોરી; ફેર ભુજામેં બીડી મોકુ બેટા કહુ તુમકુ કરજોરી; મતી મેરી હે થોરી ॥ મોહન. ૩ ॥ ફગુવાકે બદલે મે તુમકુ રખુગી, હારોતો બલદેવ જોરી; ભુમાનંદ કહે તુમ જીતો જો, કરકે રખો મોકુ તોરી; હાર કરે ભૈયા મોરી ॥ મોહન. ૪ ॥ પદ ૪ ॥

## પદ રાગ કાફી હોરી.

સાવરો હરી ખેલત હોરી ॥ સાવ૦ ॥ રચ્યો અખાડો શ્રી બોટાદપુરમે; ભકતાભીર ચહુકોરી, કરકંચન પીચકારી સોહાવે, છીરકે રંગ બરજોરી; લેત હરીજન ચીત ચોરી ॥ સા. ૧ રંગ ઉદાવત મુખ મુસકાવત, ભીજી ભકતજન ટોરી; રંગમે રસબસ રાજત ધરની, મેઘ જ્યું અતી બરસોરી, બજંત બાજે ઘન હોરી ॥ સા૦ ૨॥ સુરકે કે ગાયક મગન ગગનમે, ગાવાત તાનન તોરી, ખેલ બીલોકત દેવ મુદીત મન, નમત પાની જુગ જોરી; દેખી છબીમે નલજ્યોરી ॥ સા૦ ૩ ॥ નાચત નભ સુરનારી મનોહર, હેરત ચંદ જ્યું ચકોરી, કૃષ્ણાનંદ ચતુર મન મોહન, રહો ઇનમે રતી મોરી, સામ મેરી જીવનદોરી ॥ સા૦ ૪ ॥ પદ ૧ ॥

સાંવરો રંગ ધુમ મચાવે ॥સા૦॥ ભરભર ભાજન ચતુર છેલવર. રંગ ઉમંગસું ઉડાવે, ચંચલ લોચન હેરત રસીયો, રંગ ઝડી વરસાવે. દેખી જત આનંદ પાવે ॥ સા૦ ૧ ॥ અતહી દુર ખડે

જેહી નીજ જન, તેહી નીકટ જયુંબી જાવે, રંગ ખેલન ચતુરાઈ મોહનકી, ઉપમા ઓર નહી આવે, ભકત મન મોદ બઢાવે ॥ સા૦ ૨ ॥ રંગકે પુર ચલે સબ મગનમે, લાલ નદી જ્યુ સોહાવે, રંગ રેલ સબ ભકત મંડલમે, સામ સુરત મન ભાવે, દેખી જેહી જન સુખ પાવે, ॥ સા૦ ૩ ॥ આનંદકારી અતહી છબી જીનકી, કહત સેસકું ચાવે, કૃશ્નાનંદ શામ છબી ઉપર, બાર બાર બલજાવે; તેહી અંતર ઠહરાવે ॥ સા૦ ૪ ॥ પદ ૨ ॥

## ચંદ્રાવળા ઉપદેશ વિશે.

પરનારી શું પ્રિત કરી છે, તેને રૂઠયા રામ; માતાને તો ભારે મારી, સુજ્યું ભુડું કામ તે કેવું, એના પિત્રી સ્વરગે કંપે એવું; કહે ગોવીંદરામ એની મત ફરી છે, પરનારી શું પ્રિત કરી છે ॥ તેને પદ ૧ ॥

પરનારી તો વેદમાં વારી, તજવો તેનો સંગ સર્પ થકી એમાં વિખ અદકુ અંધો થાય ભોયંગ, અંધો થાય ભોયંગ તે નારી જ્ઞાનીએ તજી તે જોઇ વિચારી, કહે ગોવીંદરામ ન રીઝે ગિરધારી; પરનારી તો વેદમાં વારી ॥ તજ ॥ પદ ૨ ॥

સર્પ ખાય તો સુખેથી ખાજયો, તેથી રૂડી લ્હાય; પરનારી રૂપ પૈસા સન્મુખ, ચાલે માહા દુખ થાય ચાલે માહા દુખ થાય તે કેવું, ભવ ભટકળમાં નાખે એવું, કહે ગોવિંદરામ એથી અલગા ચાલજો ॥ સર્પ ॥ પદ ૩ ॥

પુરૂષ ચાલી જાય પારકે ઘેર, તે ન હોય સાડા સોલ ઉઘડી કન્યા ઘર ન પુછે માથે ઘાલે મોડ; માથે ઘાલે મોડ તે કન્યા તેએ બે વાતના થાએ અન્યા, કહે ગોવિંદરામ એનું જીવત થૈ ગયું ઝેર; પુરૂષ ચાલી જાય પારકે ઘેર ॥ તે ન. ॥ ૪ ॥

સિલ વિના શોભે નહી કેદી, આભુષણ કહું એક સોળે તણીતો સિલજ શોભા; જેટાણે રાખે ટેક; તે કેવી, તો પરત્રીયા તે માતા જેવી કહે ગોવીંદરામ આ જીવત તો બેદી સિલ વિના શોભે નહી કેદી ॥ આભુ ॥ પદ ૫ ॥

પાંચ પાપ સરવ પાપથી, ભારી, તે માહા પાપ કહેવાય; બ્રહ્મહત્યાને ચોર સોનાનો, ત્રીજો જારી કહેવાય, ત્રીજો જારીને અન્યાએ જે ચાલે મધ્ય કેફી તેની સોબત ઝાલે ગોવીં-દરામ કહે સાંભળો નરનારી, પાંચ પાપ સર્વ પાપથી ભારી ॥ તેમાં પદ ૬ ॥

ગાફલ બંદા ગર્વ નવ કરીએ, ગયું રાવણનું રાજ; સિતા હરીને સર્વે ખોયું, એવું નહી કેને આજ એવું નહી કેને આજ તે ભાઇ, લંકાપતિને સમુદ્રની ખાઇ; કહે ગોવીંદરામ પગલું જોઇને ભરીએ ગાફલબંદા ગર્વ ન કરીએ ॥ ગયું પદ ૭ ॥

જીવ જગતનો એવો ડાહ્યો, કથા સાંભળવા જાય, ભાંડ ભવાઇ ને ભુંગળા વાગે, ત્યાં પણ તઇયાર થાય તે જોવા બુઢાપણુની લાજજ ખોવા કહે ગોવીંદરામ ગધેડો ગંગામાં નાહયો જીવ જીવ જગતનો એવો ડાહયો ॥ કથા પદ ૮ ॥

ગાડા ઉપર વોરો બેઠો, વાટે ચાલ્યું જાય, મારગમાં રોદા આવ્યા ઉંચા નિચું થાય ઉંચા નીચું થાય તે ગાડું, વોરાજી તમે

ઝાલજો નાડું, કહે ગોવીંદરામ જઈ પડ્યો હેઠો; ગાડા ઉપર વેરો બેઠો ॥ વાટે. ॥ પદ ૯ ॥ સવળું કેતાં સમજ્યો આડું, તેની સમજણુમાં બહુ ફેર; ગાડા ઉપરથી પડતું મેલ્યું, માથું થઇ ગયું જેર; માથું થઇ ગયું ઝેર તે ફુટી, તોય મુરખ મેલે નહીં મુઠી; કહે ગોવીંદરામ એ વેરાનું નાડું સવળું કહેતાં સમજ્યો આડું ॥ તેની. ॥ પદ ૧૦ ॥ પ્રથમ કર્યું કરે નહીં મનનું, તેજ હરીના દાસ; માત્ર ઘડીમાં મેરે ચડે ને ઘડીમાં વાઢે ઘાસ, ઘડીમાં વાઢે ઘાસ તે મન તેને જાણે વીવેકી જન, કહે ગોવીંદરામ એ લક્ષણ હરીજનનું, પ્રથમ કહ્યું કરે નહીં મનનું ॥ તેજ. ॥ પદ ૧૧ ॥ જેદી તેદી સતસંગ કરશો, તંહીએ પામશો પાર સર્વ તીરથનું ફળ એ છે, વેદ વચન નીરધાર. વેદ વચન નીરધાર તે માનો, મહા પ્રતાપ નથી કાંઇ છાનો, કહે ગોવીંદરામ ભવસાગર તરશો, જેદી તેદી સતસંગ કરશો ॥ તંહીએ ॥ પદ ૧૨ ॥ કામ ક્રોધ મદમોહના છકયા, જીવ તણાણા જાય, અનીતીમા જઇ આસન વાલે, નીતીમાં ન દીએ પાય; નીતીમાં ન દીએ પાય તે લાજે, માથે નગારા મોતના ગાજે; કહે ગોવીંદરામ જીવ બોલે છે બકયા; કામ ક્રોધ મદ મોહના છકયા ॥ જીવ ॥ પદ ૧૩ ॥ સાકર મુકી રાખજ ખાય, જેમ નાનું બાળ, માવતર જાણે માદું પડશે, મુકાવે તતકાલ મુકાવે તતકાલ તે માબાપ, તેમ તેમ બાળક કરે સંતાપ, કહે ગોવીંદરામ રોતું જાય સાકર મુકી રાખજ ખાય ॥ જેમ ॥ પદ ૧૪ ॥ જીવ જગતમાં બાળક જેવા વિખ ખાવાને જાય; હરીજન માત તાત સમ હેતુ, અહોનીશ અમ્રત પાય; અહોનીશ અમ્રેત પાય તે કેવું ભવ ભટકણુને ટાળે એવું; કહે ગોવીંદરામ એણે ભુંડા હેવા; જીવ જગતના બાળક જેવા ॥ વીખ ॥ પદ ૧૫ ॥

ત્રાહી ત્રાહી કરી તો ભાર ભરશે તેનો હરી ઝાલશે હાથ; કરી તે તે કરી પણ ફરી ન કરવી, જ્યાંથી સુણી સંતની વાત; સુણી સંતની વાત જે જ્યાંથી, કરયો ફેલનો ત્યાગજ ત્યાંથી; કહે ગોવીંદ-રામ ત્રાસ સાહેબનો ધરશે ત્રાહી ત્રાહી કરી તો ભાર ભરશે ॥ તેનો ॥ પદ ૧૬ ॥

ગુના સામુ ગોવીંદ ન જુવે, જો જન દીનજ થાય, અજામેલ ગજ ગુણુકા જેવા, તે પારાંગત જાય તે પારાંગત જાય તે જાય, ચાર વેદ ગીતા એમ ગાય, કહે ગોવીંદરામ સાંભળજો સૌ એ ॥ ગુના જો જન ॥ પદ ૧૭ ॥ તમે હો ડાહ્યા તો પણ ડાહાપણુ મુકો, ત્યાં નથી ડાહાપણનું કામ, કાલા ઘેલાના છે પ્રભુ, સમરથ સીતારામ, સમરથ સીતારામ તે કેવા, અધમ ઓધારણુ નામજ એવા, કહે ગોવીંદરામ સમરણુ કયાં ચુકો, તમે હો ડાહ્યા તો ડાહાપણુ મુકો ॥ ત્યાં નથી ॥ પદ ૧૮ ॥ પ્રથમ ભકિત પ્રહલાદકી કહીએ, જેણે રટવા માંડયા રામ, હિરણ્યાકસ્યપ કહે દે પરચો, કાં મુકી દે નામ, તે ટાણે આવ્યું મોત નીશ્ચે તું જાણે કહે ગોવીંદરામ નામ સમજી લૈએ, પ્રથમ ભકતી પ્રહલાદની કહીએ ॥ જેણે ॥ પદ ૧૯ ॥ ત્રાંબીયાની એક તોલડી લઇએ, તે વગાડી વારમવાર; ગુરૂ કરીએ તો કે છે કાળાઘેલા, એમ વયો જાય સંસાર; એમ વયો જાય સંસાર તે જાશે, પાત્ર એવું કારજ થાશે; કહે ગોવીંદરામ સમજુ તેને કહીએ ત્રાંબીયાની એક તોલડી લેયે ॥ તે વગાડી ॥ પદ ૨૦ ॥

કામી ક્રોધી લોભી લંપટ, પાપી જીવ પીલાય; જમના કિંકર જોડા મારી, જમપુરીમાં લઇ જાય; જમપુરીમાં લઇ જાય તે જ્યારે ખરી ખબર તે પડશે ત્યારે; કહે ગોવીંદરામ ચીચોડા સંપટ, કામી

ક્રોધી લોભી લંપટ ॥ પાપી ॥ પદ ૨૧ ॥ સાકર કહીયે મોઢું, કડુ કદીએ ન થાય; નામ તણું નાડું ઝાલીને, કૈક તણાણા જાય. કૈક તણાણા જાય તે જાશે, પણ ખાધે મોઢૂં મીઠું થાશે; કહે ગોવીંદરામ નામ વીનાનું નામ દીઠું, સાકર કૈએ મોઢૂં મીઠું ॥ કડુ ॥ પદ ૨૨ ॥ ચેતવું હોય તો ચેતજો ટાણે, માથે ગાજે છે મોત; આજ કાલમાં ઉઠી જાવું, કુટુંબ કબીલા સોત. કુટુંબ કબીલા સોત તે જાવું; હરી ભજ્યા વીના હડહડ થાવું. કહે ગોવીંદરામ મન ઉગારો નાણે ચેતવું હોય તો ચેતજો ટાણે ॥ માથે ॥ પદ ૨૩ ॥ શુલી કીધી છે ચોરને કાજે, તેનો મહાજનને ડર નોએ; જો મહાજન કરે ચોરની સોબત, ચડે શુલીયે સોય, ચડે શુલીએ સોય તે ચડશે, ખોટે સંગે પેનરૂં પડશે; કહે ગોવીંદરામ ન્યાય બાંધ્યો છે માહારાજુ શુલી કીધી છે ચોરને કાજે ॥ તેનો ॥ પદ ૨૪ ॥ ગુરૂ કરીએ તો જ્ઞાની કરીએ; સત્ય અસત્યને જોઇ. બળદ લઇએ તો ખેડીને લઇએ, ડોબું લઇએ દોઈ, ડોબું લઇએ દોઇને લઇએ; સમજું નામ તે તેનું કહીએ, કહે ગોવીંદરામ ભવસાગર તો તરીએ, ગુરૂ કરીએ તો જ્ઞાની કરીએ ॥ સત્ય ॥ પદ ૨૫ ॥

## પદ રાગ ધોળ.

અક્ષરના વાસી વાલો આવ્યા અવનીપર નવ ખંડ ધરતીમાં સ્વામી છતરાયા ચાલે રાજ ॥ અક્ષ. ॥ અવનીપર આવી વાલે સતસંગ સ્થાપ્યો હરીજનને કોલ કલ્યાણનો આપ્યો રાજ ॥ અક્ષ. ॥ બાઇયું દેખીને ભાઇઓ છેતરાયા ચાલે પડી વસ્તુ કોઇના હાથે નવ ઝાલે રાજ ॥ અક્ષ. ॥ દેવોના દેવ વાલો ધામના ધામી પ્રગટ પ્રભુ નામ સહજાનંદ સ્વામી રાજ ॥ અક્ષ. ॥ પ્રેમાનંદનો વાલો આનંદકારી પોતાના જનની લેલાજુ વધારી રાજ ॥ અક્ષ. ॥

# અથ વચનામૃત.

સંવત ૧૮૭૬ના માગસર સુદી ૫ પંચમીને દીવસ શ્રીજી માહારાજ શ્રી ગઢડા મધ્યે દાદાખાચરના દરબારમાં રાત્રીને સમે લિરાજમાન હતા અને સર્વે શ્વેત વસ્ત્ર ધારણ કર્યાં હતાં ને પોતાના મુખારવિંદની આગળ સાધુ તથા દેશ દેશના હરીભકતની સભા ભરાઇને બેઠી હતી પછે મયારામ ભટે શ્રીજી મહારાજ પ્રત્યે પ્રશ્ન પુછયો જે હે મહારાજ ઉત્તમ મધ્યમ ને કનીષ્ટ એ ત્રણ પ્રકારનો જે વૈરાગ તેનાં શાં લક્ષણ છે તે કહો ત્યારે શ્રીજી મહારાજ બોલ્યા જે ઉત્તમ વૈરાગ જેને હોય તે પરમેશ્વરની આજ્ઞાએ કરીને અથવા પોતાના પ્રારબ્ધ કર્મવશે કરીને વ્યવહારમાં રહે પણ તે વ્યવહારમાં જનક રાજાની પેઠે લેપાય નહીં અને શબ્દ સ્પર્સ રૂપ રસ ને ગંધ એ પંચ પ્રકારના જે ઉત્તમ વીષય તે પોતાના પ્રારબ્ધ અનુસારે પ્રાપ્ત થાય તેને ભોગવે પણ પ્રીતીએ રહીત ઉદાસ થકો ભોગવે અને તે વીષય એને લેપી શકે નહીં ને તેનો ત્યાગ મોળો ન પડે અને વીષયને વીષે નીરંતર દોષને દેખતો રહે ને વીષયને શતરૂ જેવા જાણે અને સંત શતશાસ્ત્ર ને ભગવાનની સેવા તેનો નીરંતર સંગ રાખે અને દેશકાલ સંગ આદીક જો કઠણ આવી પડે તો પણ એની જે એવી સમજણ તે મોળી પડે નહીં તેને ઉત્તમ વૈરાગવાળો કહીએ અને જેને મધ્યમ વૈરાગ હોય તે પણ ઉત્તમ એવા જે પંચ પ્રકારના વીષય તેને ભોગવે પણ તેમાં આશકત ન થાય ને જો દેશકાલ સંગ કઠણ પ્રાપ્ત થાય તો વીષય વીષે બંધાઇ જાય ને વૈરાગ મંદ પડી

જાય તેને મધ્યમ વૈરાગવાળો કહીએ કનિષ્ટ વઇરાગવાળો હોય તેને સામાન્યને દોષે જુક્ત એવા જે પંચ વિષય જો પ્રાપ્ત થાય ને તેને ભોગવે તો તેમાં ન બંધાય અને જો સારા પંચ વિષય પ્રાપ્ત થાય ને તેને ભોગવે તો તેમાં બંધાઇ જાય તેને મંદ વૈરાગવાળો કહીએ ॥ ઇતિ વચનામૃતમ્ ॥

સંવત ૧૮૭૬ના માગશર શુદિ.૬ છઠ્યને દિવસ શ્રીજીમહારાજ શ્રી ગઢડા મધ્યે દાદાખાચરના દરબારમાં રાત્રિને સમે વિરાજમાન હતા અને સરવે શ્વેત વસ્ત્ર ધારણ કર્યાં હતાં ને પોતાના મુખારવિંદની આગળ મુનિ તથા દેશ દેશના હરિ ભકતનિ સભા ભરાઇને બેઠી હતી પછે શ્રીજી મહારાજ બોલ્યા જે જેને ભગવાનની મુર્તી અંતરમાં અખંડ દેખાતી હોય તેને પણ ભગવાને જે જે અવતારે કરિને જે જે સ્થાનકને વિષે જે જે લીલા કરી હોય તે સંભારી રાખવી ને બ્રહ્મચારી તથા સાધુ તથા સત્સંગી તેની સાથે હેત રાખવું ને એ સર્વેને સંભારી રાખવા તે શા સારૂ જે કદાપિ દેહ મુકયા સમે ભગવાનની મુર્તિને ભુલી જવાય તો પણ ભગવાને જે સ્થાનકને વિષે લીલા કરિ હોય તે જો સાંભરી આવે અથવા સત્સંગી સાંભરી આવે અથવા બ્રહ્મચારીને સાધુ સાંભરી આવે તો તેને જોગે કરીને ભગવાનની મુર્તિ પણ સાંભરી આવે ને તે જીવ મોટી પદવીને પામે ને તેનું ઘણું રૂડું થાય તે માટે અમે મોટા મોટા વિષ્ણુ યાગ કરીયે છઇએ તથા જન્માઅષ્ટમીને એકાદશી આદીક વ્રતના વરસો વરસ ઉછ્વ કરીયે છઇએ ને તેમાં બ્રહ્મચારી સાધુ સત્સંગીને ભેળા કરીએ છઇયે અને જો કોઇક પાપી જીવ હોય ને તેને પણ જો એમની અંતકાળે સ્મૃતિ થઇ આવે તો તેને ભગવાનના ધામની પ્રાપ્તિ થાય ॥ ઇતિ વચનામૃતમ્ ॥

સંવત ૧૮૭૬ના માગશર સુદી ૮ અષ્ટમીને દીવસ શ્રીજી માહારાજ શ્રીગઢડા મધ્યે દાદાખાચરના દરબારમાં વિરાજમાન હતા અને સર્વે શ્વેત વસ્ત્ર ધારણ કરયાં હતાં ને પોતાના મુખારવિંદની આગળ પરમહંસ તથા દેશદેશના હરિભકતની સભા ભરાઇને બેઠી હતી પછે શ્રીજી મહારાજ બોલ્યા જે રાધીકાએ સહિત એવા શ્રીકૃષ્ણ ભગવાન તેનું ધ્યાન કરવું અને તે ધ્યાન કરતે મુર્તિ હૃદયને વિષે ન દેખાય તોપણ ધ્યાન કરવું પણ કાયર થઇને તે ધ્યાનને મુકી દેવું નહી એવી રીતના જે આગ્રહવાળા છે તેની ઉપર ભગવાનની મોટી કૃપા થાય છે ને એની ભકિતએ કરીને ભગવાન એને વશ થઇ જાય છે ॥ ઇતિ વચનામૃતમ્ ॥

સંવત ૧૮૭૬ના માગશર સુદી નવમીને દિવસ શ્રીજીમહારાજ શ્રીગઢડા મધ્યે દાદાખાચરના દરબામાં વિરાજમાન હતા અને સર્વે શ્વેતવસ્ત્ર ધારણ કરયાં હતાં ને પોતાના મુખારવિંદની આગળ મુની તથા દેશદેશના હરીભકતની સભા ભરાઇને બેઠી હતી પછે શ્રીજીમહારાજ બોલ્યા જે આ સત્સંગમાંજે વિવેકી છે તે તો દિવસે દિવસે પોતાને વિષે અવગુણને દેખે છે ને ભગવાનને ભગવાનના ભકતને વિષે ગુણને દેખે છે ને ભગવાનને સાધુ પોતાના હિતને અર્થે કઠણ વચન કહે છે તેને પોતાના હિતકારી માને છે ને દુખ નથી લગાડતો તે તો દિવસે દિવસે સત્સગને વિષે મોટયપને પામે છે અને જે અવિવેકી છે તે તો જેમ જેમ સત્સંગ કરે છે ને સત્સંગની વાત સાંભળે છે તેમ તેમ પોતાને વિષે ગુણ પરઠે છે અને ભગવાનને સંત એનો દોષ દેખાડીને એના આગળ વાત કરે છે તે વાતને માને કરીને અવળી લે છે ને વાતના કરનારાનો

અવગુણ લે છે તે તો દિવસે દીવસે ઘટતો જાય છે ને સત્સંગમાં પ્રતિષ્ટાહિન થઇ જાય છે માટે પોતાને વિષે જે ગુણનું માન તેનો ત્યાગ કરીને શુરવિર થઇને ને ભગવાન ને ભગવાનના સંતને વિષે વિશ્વાસ રાખે તો એનો અવિવેક ટળી જાય છે ને સત્સંગમાં મોટયપને પામે છે ॥ ઇતિવચનામૃત. ॥

સંવત્ ૧૮૭૬ ના માગસર શુદી ૧૨ દ્વાદશીને દિવસે શ્રીજી મહારાજ શ્રી ગઢડા મધ્યે દાદાખાચરના દરબારમાં વિરાજમાન હતા અને સરવે શ્વેતવસ્ત્ર ધારણ કર્યા હતાં ને પોતાના મુખારવીંદની આગળ મુની તથા દેશ દેશના હરિભકતની સભા ભરાઇને બેઠી હતી પછે શ્રીજીમહારાજ બોલ્યા જે શ્રીકૃષ્ણ ભગવાનનો પ્રત્યક્ષપણે નિશ્ચે કર્યો હોય ને તેની ભક્તી કરતો હોય ને તેનાં દરશન કરતો હોય તોપણ જે પોતાના પુર્ણકામ ન માને ને અંતઃકરણમાં ન્યુનતા વરતે જે ગોલોક વૈકુઠાદીક ધામને વીષે જે આને આ ભગવાતનું તેજોમય રૂપ છે તે મુને જ્યાં સુધી દેખાણું નથી ત્યાં સુધી મારૂ પરીપુર્ણ કલ્યાણ થયુ નથી એવું જેને અજ્ઞાન હોય તેના મુખથી ભગવાનની વાત પણ ન સાંભળવી અને જે પ્રત્યક્ષ ભગવાનને વીષે દ્રઢ નીષ્ટા રાખે છે ને તેને દર્સને કરીનેજ પોતાને પરીપુર્ણ માને છે ને બીજું કાંઇ નથી ઇચ્છતો તેને તો ભગવાન પોતે બળાત્કારે પોતાના ધામને વીષે જે પોતાનાં ઐશ્વર્ય છે ને પોતાની મુર્તીઓ દેખાડે છે માટે જેને ભગવાનને વીષે અનન્ય નીષ્ટા હોય તેને પ્રત્યક્ષ ભગવાન વીના બીજું કાંઇ ઇછવું નહી ॥ ઇતીવચનામૃત ॥

સંવત ૧૮૭૬ના માગશર સુદી ૧૪ ચઉદશ ને દીવસે શ્રીજી મહારાજ શ્રીગઢડા મધ્યે દાદાખાચરના દરબારમાં વીરાજમાન હતા, અને સરવે શ્વેત વસ્ત્ર ધારણ કર્યા હતાં ને પોતાના મુખારવીંદની

આગળ મુની તથા દેશ દેશના હરિભકતની સભા ભરાઇને બેઠી હતી પછી બ્રહ્માનંદ સ્વામિને પુછ્યું જે હે મહારાજ વાસનાનું શું રૂપછે તારે શ્રીજી મહારાજ બોલ્યા .જે પુરૂષે જે વિષય ભોગવ્યા હોય ને દિઠા હોય ને સાંભળ્યા હોય તેની જે અંતઃકરણુને વીષે ઇચ્છા વરતે તેને વાસના કહીએ અને વલી જે વિષય ભોગવ્યામાં ન આવ્યા હોય ને તેની જે અંતઃકરણુને વિષે ઇછા વરતે તેને પણુ વાસના કહિએ ત્યારે મુક્તાનંદ સ્વામીએ પૂછ્યુ જે હે મહારાજ ભગવાનનો એકાંતિક ભકત કેને કહીએ ત્યારે શ્રીજી મહારાજ બોલ્યા જે જેને ભગવાન વિના બીજી કોઇ વાસના ન હોય ને પોતાને બ્રહ્મરૂપ માની ને ભગવાનની ભકિત કરતો હોય તે એકાંતીક ભકત કહેવાય ॥ ૬૦ વચનામૃત. ॥

સંવત ૧૮૭૬ના માગશર વદિ ૪ ચોથને દિવસે શ્રીજી માહારાજ શ્રી ગઢડા મધ્યે દાદાખાચરના દરબારમાં વિરાજમાન હતા ને સરવે શ્વેત વસ્ત્ર ધારણુ કર્યા હતાં ને પોતાના મુખાર્વિંદની આગલ સાધુ તથા દેશ દેશના હરિભકતની સભા ભરાઇને બેઠી હતી પછે શ્રીજી મહારાજે એમ વાર્તા કરીજે જે ભગવાનના ભકતને સત્ય અસત્યનો વીવેક હોય તે તો જે જે અવગુણુ પોતામાં હોય તેને જાણે ને વિચારીને તેનો ત્યાગ કરી દે અને સંતમાં અથવા કોઇ સત્સંગીમાં કાંઇક અવગુણુ પોતાને ભાસતો હોય તો તેને ત્યાગ કરી દે ને તેના જે ગુણુ તેનુંજ ગ્રહણુ કરે અને પરમેશ્વરને વિષે તો તેને કોઇ અવગુણુ ભાસેજ નહી અને ભગવાનને સંત તે જે જે વચન કહે તેને પરમ સત્ય કરીને માને પણુ તે વચનને વીષે સંશય કરે નહી અને સંત કહે જે તું દેહ ઇંદ્રિ મન પ્રાણુથી જુદો છું ને સત્ય છું ને એનો જાણુનારો છું ને એ દેહ

દિક સરવે અસત્ય છે એમ વચન કહે તેને સત્ય માનીને તે સરવેથી જુદો આત્મારૂપે વરતે પણ મનના ઘાટ ભેળો ભળી જાય નહી અને જેણે કરીને પોતાને બંધન થાય ને પોતાના એકાંતિક ધર્મમાં ખોટય આવે એવા જે પદાર્થ તથા કુસંગ તેને ઓલખી રાખે ને તેથી છેટેજ રહે ને તેના બંધનમાં આવે નહી અને સવળો વિચાર હોય તેને ગ્રહણ કરે અને અવળો વિચાર હોય તેનો ત્યાગ કરે એવી રીતે જે વરતતો હોય ત્યારે જાણીએ જે તેને વિવેક છે ॥ ઇતિ વચનામૃત. ॥

સંવત ૧૮૭૬ના માગશર વદિ પાંચમને દિવસે શ્રીજીમહારાજ ગઢડા મધ્યે દાદાખાચરના દરબારમાં આથમણે બારણે ઓરડો છે તેમાં કથા વંચાવતા હતા અને ધોળો ખેસ પેર્યો હતો તથા ધોળી ચાદર ઓઢી હતી તથા ધોળી પાઘ બાંધી હતી અને પીળા પુસ્પની માળા પેરી હતી ને પિળા પુસ્પનો તોરો પાઘને વિષે ખોસ્યો હતો અને અતિ પ્રસન્ન થતા વિરાજમાન હતા તે સમયને વિષે મુકતાનંદસ્વામી તથા ગોપાળાનંદ સ્વામી આદિક સાધુને તેડાવ્યા ને શ્રીજી મહારાજ તે સરવે પ્રત્યે બોલ્યા જે આપણા સત્સંગમાં થોડોક કુસંગનો ભાગ રહ્યો જાય છે તે આજ કાઢવો છે ને આ પ્રકરણ એવું ચલાવવું છે જે સર્વ પરમહંસ તથા સાંખ્ય જોગી તથા કર્મ જોગિ સર્વે સત્સંગીમાં પ્રવરતે તે સત્સંગમાં કુસંગ તે શું છે તો જે વાતના કરનારા હિંમત રહિત વાત કરે છે તે સત્સંગમાં કુસંગ છે તે વચન તે યથાર્થ કોણ; પાલિ શકે છે ને વરતમાન ધર્મ પણ યથાર્થ કોણ પાલી શકે છે માટે જેટલું પળે તેટલું પાળિયે ને ભગવાન તો અધમ ઉધારણ છે તે કલ્યાણ કરશે અને વળી એમ

વાત કરે છે જે ભગવાનનું સ્વરૂપ જે હૃદયમાં ધારવું તે કાંઇ આપણું ધાર્યું ધરતું નથી એ તો ભગવાન જેને દયા કરીને ધરાવે છે તેને ધરાય છે એવી રીતની મોળી વાત કરીને ધર્મ જ્ઞાન વૈરાગ્ય ભકિત ઇત્યાદિક જે ભગવાનની પ્રસન્નતાનું સાધન તેમાંથી બીજાને મોળા પાડે છે માટે હવે આજ દીનથી આપણા સત્સંગમાં કોઇ પણ એવી હીમત રહિત વાત કરશો નહી સદા હીમત સહીતજ વાત કરજ્યો અને જે એવી હીમત રહીત વાત કરે તેને તો નપુશક જાણવો અને એવી હીમત વિનાની વાત જે દીવસ થઇ જાય તો તે દીવસ ઉપવાસ કરવો ॥ ઇતી વચનામૃત ॥

સંવત ૧૮૭૬ના પોસ સુદી ૪ ચોથને દીવસ મધ્યાન સમે શ્રીજીમહારાજ શ્રી ગઢડા મધે દાદાખાચરના દરબારમાં ઉગમણે બારયણે ઓરડાની ઓશરીએ ઢોલીયાં ઉપર વીરાજમાન હતા અને સર્વે શ્વેત વસ્ત્ર પેરયાં હતાં ને પાઘને વિષે ફુલનો તોરો ખોસ્યો હતો ને બે કાન ઉપર પુષ્પના ગુછ ધાર્યા હતા ને કંઠમાં ગુલદાવદીના પુષ્પનો હાર પેર્યો હતો ને ઉગમણે મુખારવીંદે વીરાજયા હતા ને પોતાના મુખારવીંદની આગળ પરમહંસ તથા દેશ દેશના હરીભકતની સભા ભરાઇને બેઠી હતી ને પરમહંસ કીર્તન ગાતા હતા પછે શ્રીજીમહારાજ બોલ્યા જે સાંભળો એક વાત કરીયે તારે સર્વે પરમહંસ ગાવવું રાખીને વાત સાંભળવા તતપર થયા પછે શ્રીજીમહારાજ બોલ્યા જે મૃદંગ સારંગી સરોદા તાલ ઇત્યાદીક વાજીંત્ર વજાડીને કીર્તન ગાવવા તેને વિષે જો ભગવાનની સ્મૃતિ ન રહે તો એ ગાવું તે ન ગાયા જેવું છે ને ભગવાનને વીસારીને તો જગતમાં કેટલાક જીવ ગાય છે તથા વાજીંત્ર વજાડે છે પણ તેણે કરીને તેના મનમાં શાંતી આવતી.

નથી તે માટે ભગવાનનાં કીર્તન ગાવવાં તથા નામ રટણુ કરવું તથા નારાયણુ ધુન કરવી ઇત્યાદીક જે જે કરવું તે ભગવાનની મુર્તિને સંભારીનેજ કરવું અને ભજન કરવા બેસે ત્યા તો ભગવાનને વિષે વૃત્તી ન રાખે જ્યારે ભજનમાંથી ઉઠીને બીજી ક્રીયાને કરે ત્યારે જો ભગવાનમાં વૃત્તી ન રાખે તો તેની વૃત્તી ભજનમાં બેસે તારે પણ ભગવાનના સ્વરૂપમાં સ્થિર થાય નહી માટે હાલતાં ચાલતાં ખાતાં સર્વ ક્રિયાને વીષે ભગવાનના સ્વરૂપમાં રાખવાનો અભ્યાસ કરવો તો તેને ભજનમાં બેસે તારે ભગવાનમાં વૃત્તિ સ્થીર થાય અને જેને ભગવાનમાં વૃત્તિ રહેવા લાગે તેને તો કામ કાજ કરતે પણ રહે અને જેને ગાફલાઇ હોય તેને તો ભજમનાં બેસે તારે પણ રહે પણ ભગવાનમાં વૃત્તિ ન રહે તે માટે સાવધાન થઇને ભગવાનના સ્વરૂપમાં વૃત્તિ રાખવાનો અભ્યાસ ભગવાનના ભગતને કરવો એટલી વાત કરીને શ્રીજી મહારાજ બોલ્યા જે હવે કિર્તન ગાઓ ॥ ઇતિવચનામૃત ॥

સંવત ૧૮૭૭ શ્રાવણુ વદી ૧૨ દ્વાદશીને દીવસ સ્વામી શ્રીસહજાનંદજી મહારાજ શ્રીસારંગપુર મધે જીવા ખાચરના ઉત્તરાદે બારય ઓરડાની ઓસરીયે ઢોલીયા ઉપર વીરાજમાન હતા અને સર્વે શ્વેત વસ્ત્ર પેર્યાં હતાં ને પોતાના મુખારવીંદની આગળ મુનિ તથા દેશદેશના હરી ભકતની સભા ભરાઇને બેઠી હતી પછે ચૈતન્યાનંદ સ્વામીએ પ્રશ્ન પુછ્યું જે હે મહારાજ ઇર્ષાનું શું રૂપ છે પછે શ્રીજીમહારાજ બોલ્યા જે જેના હૃદયમાં માન હોય તે માનમાંથી ઇર્ષા પ્રવર્ત્તે મત્સર ને અસુયા તે પણ માનથી પ્રવરતે છે ને ઇર્ષાનું એ રૂપ છે જે પોતાથી જે મોટા હોય તો પણ તેનું જ્યારે સનમાન થાય ત્યારે

તેને દેખી શકે નહી એવો જેનો સ્વભાવ હોય તેને એમ જાણવું જે આના હૈયામાં ઇર્ષા છે અને યથાર્થ ઇર્ષાવાળો જે હોય તેતો કોઇની મોટાઇને દેખી શકેજ નહી ॥ ઇતિવચનામૃત ॥

સંવત ૧૮૭૭ના ફાગણ વદી ૮ અષ્ટમીને દીવસે શ્રીજીમહારાજ ગામ શ્રી પંચાળ મધ્યે ઝીણાભાઇના દરબારમાં ઓટલાને વિષે ઢોલીયા ઉપર વીરાજમાન હતા ને ધોળો ખેસ પેર્યો હતો ને ગરમ પોસની રાતિ ડગલી પેરી હતી ને મસ્તક ઉપર ફેંટો બાંધ્યો હતો ને ધોળિ ચાદર ઓઢિ હતી ને પોતાના મુખારવિંદનિ આગલ પરમહંસ તથા દેશદેશના હરિભકતની સભા ભરાઇને બેઠીહતી પછે સ્વયંપ્રકાશાનંદ સ્વામીયે પ્રશ્ન પુછ્યું જે કિયે ઠેકાણે માન સારૂ છે ને કિયે ઠેકાણે સારૂ નથી ને કીયે ઠેકાણે નિર્માનિપણું સારૂ છે ને કીયે ઠેકાણે સારૂ નથી પછે શ્રીજી મહારાજ બોલ્યા જે જે સત્સંગનો દ્રોહી હોય ને પરમેશ્વરનું ને મોટા સંતનું ઘસાતું બોલતો હોય તેની આગળ તો માન રાખવું વચન રાખવું પણ વિમુખની આગળ નીર્માની થાવું નહી તેજ રૂડું છે અને ભગવાનને ભગવાનના સંતની આગળ તો જે માન રાખવું તે સારૂં નથી ને તેની આગલ તો માનને મુકીને દાસાનુદાસ થઇને નીર્માનીપણે વરતવું તેજ રૂડું છે ॥ ઇતિવચનામૃત ૫ ॥

# અથ પંચવ્રતમાન લિખ્યતે.

## ચોપાઇ.

હવે સાંભળો સંતની રીત, કહુ અતી પરમ પુનીત, જેને મહ્યા પ્રગટ પ્રમાણ, પુરૂષોત્તમ પરમ સુજાણ ॥ ૧ ॥ સુખ સાગર સુંદરશામ, જેને સુખે સુખી સહુ ધામ, તે પુરૂષોત્તમ જેહનાપતી.

તેને ન રહે રંકપણું રતી ॥ ૨ ॥ ચઉદ લોકમાં ન લોભે ચીત, કીટબ્રહ્માસુખ દેખે અનીત, અંતરમાંહી અત્યંત વઇરાગ, તનમન સુખ કીધા ત્યાગ, ॥૩॥ પંચવીષેથી ઉતારી પ્રીત, અસત્ય સુખમાં ન આપે ચીત, કામ ક્રોધ નહી લોભમોહ, એવા સંતતણો જે સમુહ ॥ ૪ ॥ તે કહે પરસ્પર મલી, જો જો જીવ ભ્રમણા છે વલી, માહા દુખ તણી જેહ ખાણી તેમાં જઇને પડયા સુખ જાણી ॥ ૫ ॥ એક આશ્ચર્ય વાત છે એહ, દુખમાં સુખમનાણુ જેહ, મહાનારી છે નરકનો કુપ, કેમ સમજાયે છે સુખરૂપ ॥ ૬ ॥ જે જે નર નરકમાં પડે, તે તો સર્વે નારી સંગવડે, જમપુરિયે જાય છે જીવ, તે તો નારિ થકિ તતખેવ ॥ ૭ ॥ જન્મ મરણુ સહે દુખ અંગે તે તો નારિતણે પરસંગે; લખચોરાસી તંન લહે છે, જેને નારિમાં પ્રિત રહે છે ॥ ૮ ॥ સુણો વાત કહું એક વળી, બહુ દુખ પામ્યા એને મળી; મોટા મોટા થયા માન ભંગ, તે તો નારિતણે પરસંગ ॥ ૯ ॥ દેવદાનવ મનુષ્ય માત્ર, નારિ સ્નેહે કરે જમ માત્ર, પારકિને પોતાની જે નારય, કાપે તન જેમ તરવાય ॥ ૧૦ ॥ વિખ વન્હિ બ્યાલમાં એ ગુણ, તેને પોતાનું પારકું કોણુ; મહા ડાકણી શાકણી સરખી, સર્વે સુરનર લિધા છે ભરખિ ॥ ૧૧ ॥ જેવિ વહવંતિ હોયે વાઘણી ખાયે ખીજવિ જેમ નાગણિ; એહ સાથે છે જેને સ્નેહ. તે તો હારયા છે મનુષ્ય દેહ ॥ ૧૨ ॥ જોઇ ઝેર કનક કટોરે, જો જો પીવા ચડયા નર હોરે; સારિ જોઇ સજી તરવાર, પેટ નાખવા કરે વીચાર ॥ ૧ ॥ તેમ રૂપવંતી નારી જોઇ, નર મરે છે મુરખ મોઇ; જેમ મૃગને ઘંટારવાળ, જેમ પતંગને પાવક ઝાળ ॥ ૧૪ ॥ જેમ કરીને કાગદ કરણી તેમ

નરને એ પ્રાણ હરણી; જેમ અમલ સમલ તોયે, બોલે લાછ અલછ નારિ દોયે ॥ ૧૫ ॥ એહ સાથે થઈ જેને પ્રિત; તેને સુખ નહી કોયે રીત; છે તો નિર્લજ કાઢે છે લાજ; એ તો પુરૂષને બોલવા કાજ ॥ ૧૬ ॥ કાવે અબળાને બળછે બહુ; જેણે વસ્ય કર્યા નર સહુ; ઝાઝી લાજમાં બોલે છે ઝીણું, તેતો પુરૂષનું કરવા હીણું ॥ ૧૭ ॥ ધીરે ધીરે જે પગ ભરે છે, તેણે નરના પ્રાણ હરે છે; હાવભાવ દેખાડે છે અંગ, તે તો ગર તન કરવા ભંગ ॥ ૧૮ ॥ જેમ મુસી ફુંકી ફુંકી ખાય, તેની પીડા તને ન જણાય; તેમ નારી મીઠું મીઠુ બોલી, ખાય નરનાં કાળજાં ફોલી ॥ ૧૯ ॥ એવો દગો જે દેખતા નથી, કહો સંતો સુખ તેને કયાંથી; નારી ઓછાયે અહિઅંધ થાયે, નારી ઓછાયે ધાન રૂઝાયે ॥ ૨૦ ॥ કોયે કેશો એવી કેમ કરી, તેની વાત સુણી લીયો ખરી; જેમ સીકંદરની પુતળી, કરી વેગલા રાખવા વલી ॥ ૨૧ ॥ તેને પાસે જોરે કોય જાયે, ભાગે પોત મોત તેનું થાએ, માટે દુરય રહે દુખ નથી, જોયે તજવી તનમનથી ॥ ૨૨ ॥ તેનો કરવા ઇછે જે સંગ, તે તો મહા દુખ પામશે અંગ, એને નખશીખ નંદવા જેવી, કહીકહી કવી કહે કેવી ॥ ૨૩ ॥ જેના ઘટમાં કામસીંધ ગરજે, બીએ નહીં તે કરતાં વીપર જે, ચઢયા નારી નયણની ચોટે, તેને મારી કરયા લોટપોટે ॥ ૨૪ ॥ એવી ખોટ ખાય છે અભાગી, તોયે તેહને ન શકે ત્યાગી, આવી જેથી અજંપર આલ, બેડી ગીરજાપતીને ગાલ ॥ ૨૫ ॥ એથી થયો ઈંદ્ર અંગે ભંગ, ગીયુ તપ સીભરીનું એ સંગ, લીધો એકલસીંગી લટપટ, ઝાલે છે નારી નરને ઝટ ॥ ૨૬ ॥ તેમાં લોભી રહ્યા જેહ જન, તે તો શું સમજ્યા હશે મન, નારી ઉપર

અંગે ઉજલે, માંહી ભરી છે મુત્રનેમળે ॥ ૨૭ ॥ મજ્જામેદ માંસનો પીંડો થુંક લાળ કફ પીયાસેડો, રગરગમાં ભરયું રૂધીર આસ્તી ત્વચાએ મઢ્યું શરીર ॥ ૨૮ ॥ પરૂપાચ ઉદરમાં ઓકાર, મુખમાંઉ હાડકાની હારય, નખ કેશ શ્લેષ્મસોયે, એમાં કામની વસ્તુ છે કોએ ॥ ૨૯ ॥ જે જે વસ્તુનાં લીધાં છે નામ, તેનું ભરી લઇયે એક ઠામ, તેને કરે ખાવા કોયે ખાંત્ય તે કેમ કેવાય મનુષ્ય જાત્ય ॥ ૩૦ ॥ એમ જાણી કા નકરે અભાવ, ભુલેલ કેમ કરે છે ભાવ, નજેનકાં અષ્ટ પ્રકારે, મુર્ખ સ્યાં સારૂ એને સંભારે ॥ ૩૧ ॥ શ્રવણ મનન કરે ગુહ્યવાત, બોલે દરસેપરસે નારિગાત, મળી એકાંત્યેનારીલુ વસે, સંતો એવા પાપિકોણ હશે ॥ ૩૨ ॥ નારિ કરે જ્યાં ક્રીયા તનની, તે સ્થલં જાવા ઇછે વૃતિ મનની, વલિ નર તે નારિ સંગ હશે, સંતો એવા પાપિ કોણ હશે ॥ ૩૩ ॥ નારિ નાતિ હોય જીયાં નિરે, પેરિ અલ્પવસ્ત્ર શરિરે, તેને જોવા ઇછે ખોટે મસે, સંતો એવા પાપી કોણ હશે ॥ ૩૪ ॥ બેઠા હોયે જન જીયા મલી, આવે વારતાં નારી ત્યાં વળી, પછે ઉઠી યાંથી નનિકસે, સંતો એવા પાપી કોણ હશે ॥ ૩૫ ॥ પેરી અંગે આભુષણ નારી, સજી સુંદર વસ્ત્રે તે સારી, એના વસન ભુષણને પરસે, સંતો એવા પાપી કોણ હશે ॥ ૩૬ ॥ નારી ઉપર યવાસે નીકળી, દીએ દેહની દુરગંધી વળી, તે ગંધ્યેને અંતર અકુળાશે, સંતો એવા પાપી કોણ હશે ॥ ૩૭ ॥ વાટે ઘાટે જો હોયે એકલી, તેને સંગે ચાલે લાજ મેલી; પાપે કરી જે નારી પેખશે. સંતો એવા પાપી કોણ હશે ॥ ૩૮ ॥ અતી હોએ જીયાં અવીકાશ, તોએ નીસરે નારીને પાસ. પંચ

હાથથી ઢુંકડા થશે, સંતો એવા પાપી કોણ હશે ॥ ૩૯ ॥ કરે ચેષ્ટા કાંયેક વળી નારી, ભુલ્યે દેખે ન મેલે વીસારી, વળી ભીત્યને અંતર જે વસે, સંતો એવા પાપી કોણ હશે ॥ ૪૦ ॥ નારી વેશે જે વ્યંઢળી વરતે, નારી. વેષે જે નરત કનરતે જાય જોવા સારૂ એહદશે સંતો એવા પાપી કોણ હશે ॥ ૪૧ ॥ ધાતુ મૃત્યકા કાષ્ટ પાષાણુ, લખી ચીત્રની ચીતારે જાણુ, તેને પગે કરીને જે પરસે સંતો એવા પાપી કોણ હશે ॥ ૪૨ ॥ એહ આદી જે નારી પ્રસંગ, કોયે રતીનો રાખશે અંગ તે તો વારમવાર મરશે, સંતો એવા પાપી કોણ હશે. ॥ ૪૩ ॥ જેમ કુપત રહે ઢાંકેલ, વળી કૈયે વીખની ગે વેલ્ય, તેને ઓછાયે જાણી ઉતરશે. સંતો એવા પાપી કોણ હશે ॥ ૪૪ ॥ નથી નથી નારી હેતું નરની, એ તો ભરી છે પ્રપંચ ભરની, સ્ત્રી ચરીત્ર હોય અપાર, માંહી દયો ન દેખાડે બાર ॥ ૪૫ ॥ એજ દોરડો દેખીને ડરે, એજ સર્પ ઉપર પગ ધરે, એજ ઉંદરીથી ડરી ચાલે, એજ કેશરીના કાન ઝાલે ॥ ૪૬ ॥ એજ ડરે દેખીને અંધારૂ, એજ ફરે કાળી રાતે બારૂં; એજ પાણીમાં પગ દેતી ડરે, એજ સમુદ્ર સેજે ઉતરે ॥ ૪૭ ॥ કરે ચરિત્ર બોલતાં જોતાં, ઘણું આવડે હસતાં ને રોતાં, રિઝિ નારી નર સંગે બળે, ખિજી છેદે શિશ તેનું છળે ॥ ૪૮ ॥ સેજે સબાવે હોએ અવળિ, સીખે વાત ન લીએ સવળિ સુભ ગુણુ પ્રચ નિચારણી કલપના નિકારણી ॥ ૪૯ ॥ મને મેલિને અંગે અશુદ્ધ, તેનો સંગ રાખે કેમ બુધ; મળે નાગણિ વાઘણી વળિ, કપ પતંગ જ્યે પડે વિજળી ॥ ૫૦ ॥ વિખ વેરિ આગ બલા ખારી, એ મળજો ન મળે જોનારી; એથી નથી બીજો નરકકુંડ, નરક નરને નારીનું રૂપ ॥ ૫૧ ॥ મેલી

પુરૂષોત્તમની મુરતી, કરે છે નારી જોવા સુરતી, તેને ચિતવે વારમ-વાર, એવા મુરખને ધીક્કાર ॥ ૫૨ ॥ મેલી સુંદર શામ સ્વરુપ, જઇ જુવે છે નારીનું રૂપ, તેમાં થાએ નર તદાકાર, એવા મુરખને ધીક્કાર ॥ ૫૩ ॥ મેલી મહા પ્રભુજીનું મુખ, દેખે નારીને નર વીમુખ, તેના પર શેનો રાખે છે પ્યાર, એવા મુરખને ધીક્કાર ॥ ૫૪ ॥ મેલી મોહન મુખની વાત, નારી શબ્દ સુણે રળીયાત, નાવે અવગુણ્યનો લગાર, એવા મુરખને ધીક્કાર ॥ ૫૫ ॥ મેલી મુખે હરી ગુણુગાન, કહે નારી ચરી-ત્રને દાન, તેણે ફુલે અંગમાં અપાર, એવા મુરખને ધીક્કાર ॥ ૫૬ ॥ મેલી કેશ કમળ નેણુ, સંભારે છે નારી દુખ દેણુ, નથી સમજતો સાર અસાર, એવા મુરખને ધીક્કાર ॥ ૫૭ ॥ નથી લોભતો લાલને લટકે, મન માન્યુ માનનીને મટકે, ખાધી ખોટ ને થયો ખુવાર, એવા મુરખને ધીક્કાર ॥ ૫૮ ॥ કૃષ્ણ કથામાં ન દીએ કાન, સુણે નારી તણા ગુણુગાન, તેમાં વરપી રાખે એક તાર, એવા મુરખને ધીક્કાર ॥ ૫૯ ॥ મેલી હરી હરી જનનો સંગ રાખે નારી સંગીનો પરસંગ, તેની લાજ ન આવે લગાર, એવા મુરખને ધીક્કાર ॥ ૬૦ ॥ એમ સમજ્યા જે સાર અસાર, તે તો ઉતર્યા ભવપાર, તેને કેમ પીડે વળી કામ, જેણે એ દશ કરી હરામ ॥ ૬૧ ॥ એમ થયા નર નીષ્કામી, જેને અંતરે વેદના વામી, ઉપરચ જતાં અંત ન આવે, જ્યાં લગી ભીતરમાં ભાવે ॥ ૬૨ ॥ અંતરમાંથી ઉલટી થાય, તારે તે પાછું નવ્ય ખવાએ, એ સુખ ઓકી નાંખ્યું સંત આપે, સ્વામી સહજાનંદ પ્રતાપે ॥ ૬૩ ॥ ॥ પુર્વ છાયો ॥ એમ સંત જન સરવે, નર રીયા નીષ્કામ, જેને મળ્યા પ્રગટ પ્રભુ, સહજા-નંદ સુખ ધામ ॥ ૬૪ ॥ જેવો અભાવ નારચનો તેવોજ ધન્યનો

ત્યાગ, દેખે નહીં સુખ દામમાં, જેના અંતરમાં વૈરાગ ॥ ૬૫ ॥ ઇતિ નીષ્કામી વતમાન સંપૂરણમ્. ॥ ચોપાઈ ॥ હવે કહું સંત નીરલોભી, જેણે કરી રીયા જન શોભી; જેમ નારીનો નહીં પરસંગ, તેમ તજ્યો છે દ્રવ્યનો સંગ ॥ ૧ ॥ એવા સંતનો મળે સમાજ, માહોમાંહી બોલે મુનીરાજ; જેને મળ્યા પુરૂષોત્તમ રાયે, તે તો પુર્ણ કામ કેવાએ ॥ ૨ ॥ તેને તુન્ય મનાએ મન, લાધું અખુટ જેને મહાધન, ધુતા ન ધુતે ચોર ન લુટે, ખાતાં ખરચતાં નવ્ય ખૂટે ॥ ૩ ॥ એવું મળ્યું મહાધન જેને, તે કેમ ઘસે આ તન ધનને; જેમાં અનેક રીયા અનર્થ, સંચે ત્યાગી કો વણસે અર્થ ॥ ૪ ॥ ચોરી હીંસા અનર્થ અપાર, કામ ક્રોધ ને દંભ ભંડાર; મદભેદ ને વૈર વ્યસન, સ્મસંસ્પર્દ્ધા જ્યાં હોયે ધન ॥ ૫ ॥ મધપાન સ્રીયા સંગ થાય, ધુત વીધાને વીશ્વાસ જોય; રીયાં એટલાં દ્રવ્યમાં મળી, જેમ જળમાં જંતુ વળી ॥ ૬ ॥ દ્રવ્ય કરાવે પાપ અધર્મ, દ્રવ્ય કરાવે વેર વીકર્મ; દ્રવ્ય કરાવે કપટ છળ, દ્રવ્ય કરાવે કોટીક કળ ॥ ૭ ॥ દ્રવ્ય કરાવે દગા દુષ્ટાઇ, દ્રવ્ય કરાવે કામ કસાઇ; દ્રવ્ય કરાવે ઉચ્ચને નીચ, દ્રવ્ય કરાવે પાખંડ પેચ ॥ ૮ ॥ દ્રવ્ય કરાવે જાતી વીટાળ, દ્રવ્ય ચડાવે સાચાને આળ; દ્રવ્ય કરાવે હાલબેહાલ, દ્રવ્ય કરાવે કૃપણ કંગાલ ॥ ૯ ॥ દ્રવ્ય કરાવે ચોરી ચાકરી, દ્રવ્ય કરાવે ટેલ્ય આકરી; દ્રવ્ય કરાવે જીવની ઘાત, દ્રવ્ય કરાવે પંડનો પાત ॥ ૧૦ ॥ દ્રવ્ય ન્યાયનો અન્યાય કરાવે, દ્રવ્ય જુઠી તે સાખ્ય ભરાવે; દ્રવ્ય લેવરાવે લાંચ બાઝ, દ્રવ્ય કરાવે રાંક શું રાજ ॥ ૧૧ ॥ દ્રવ્ય સતીનું સત્ય ચુકાવે, દ્રવ્ય જતીનું જત મુકાવે, દ્રવ્ય મુનીનું મુન્ય બગાડે, દ્રવ્ય તપસીને તપથી પાડે ॥ ૧૨ ॥ દ્રવ્ય અર્થે પૃથ્વીએ ફરે છે, દ્રવ્ય અર્થે લડીને મરે છે; દ્રવ્ય અરથે વેચે નીજ જન તન, તજે

જીવ તન તજે ધન ॥ ૧૩ ॥ દ્રવ્ય અરથે વળી બાણે ચડે, દ્રવ્ય અરથે પાડે ચડી પડે; દ્રવ્ય અરથે ઘાત ઘણી ઘડે, થાએ અનર્થ બહુ દ્રવ્ય વડે ॥ ૧૪ ॥ દ્રવ્ય ધર્મમાંથી ચળાવે, દ્રવ્ય નીચના ધર્મ પળાવે, જે જે જાય છે નર્કમાં જન, તેનું મુળ કારણુ છે ધન ॥ ૧૫ ॥ કામ ક્રોધ ને મોહ કેવાએ; હરખ શોક લોભથકી થાએ, માન ઇર્ષા મમતા તાણ્ય, લોભ સરવનું કારણુ જાણ્ય ॥ ૧૬ ॥ પામે છે જીવ જુજવા ક્ષોભ, તે તો જેને છે જેવડો લોભ, લોભ સંતશું હેત ત્રોડાવે, લોભ દુષ્ટ શું પ્રીત જોડાવે ॥ ૧૭ ॥ લોભ કરાવે ન કર્યાના કામ, લોભ કરાવે જીવત હરામ; જે જે અવળું જગતમાં થાએ, તે તે સરવે દ્રવ્યથી કેવાએ ॥ ૧૮ ॥ દ્રવ્યે પુત્ર તે પીતાને મારે, દ્રવ્યે શીષ્ય ગુરુને સંધારે; થાએ દ્રવ્યે મહા પંચ પાપ, થાએ દ્રવ્યે કૃતઘ્ની આપ ॥ ૧૯ ॥ એવું અઘ જગે નહીં કોએ, જે કોઇ દ્રવ્ય મળતાંને હોએ; દ્રવ્ય મુકાવે જ્ઞાનીનું જ્ઞાન, દ્રવ્ય મુકાવે ધ્યાનીનું ધ્યાન ॥ ૨૦ ॥ દ્રવ્ય મુકાવે માનીનું મન, દ્રવ્ય કરાવે નીર્લજને દાન; કઇકઇ કેટલા કેવાએ, જે કોઇ દ્રવ્યથી અનર્થ થાએ ॥ ૨૧ ॥ એવા લોભસાંઇ જે લેવાણા, તે તો તૃષ્ણાને પુરે તણાણા; તેને ઉગરવા સઇ આસ, એવું જાણી દુરય રહે દાસ ॥ ૨૨ ॥ લોભે સુર ને અસુર લડે, દઇત્ય ભુત દુખી લોભ વડે; જક્ષરક્ષ સૌ લોભે હેરાન, તેને ઇચ્છે તે નર અજાણ ॥ ૨૩ ॥ લોભે કરાવ્યો કુંટબમેં કળો; પડયો પાંડવ કૈરવમાં સળો; માંહોમાંહી લડી ખોયા પ્રાણ, તેને ઇચ્છે તે નર અજાણ ॥ ૨૪ ॥ લોભે લડે ભોમીયે ભુપતી, લોભે બળે પતી સંગે સતી; લોભ કરાવે પ્રાણની હાણ્ય, તેને ઇચ્છે તે નર અજાણ ॥ ૨૫ ॥ ડાહ્યા શ્યાણા પંડીત પીર, લોભે કર્યા સહુને અધીર; કવી કોવીદ કરયા વેચાણ,

તેને ઇચ્છે તે નર અજાણુ ॥ ૨૬ ॥ સ્વર્ગ મૃત્યુ ને પાતાળ માંહી, લોભે લઈ લીધા જન ત્યાંઇ; એવી પ્રસારી છે મોટી પાણુ, તેને ઇચ્છે તે નર અજાણુ ॥ ૨૭ ॥ લોભે આપી છે અવળી મત્ય, મનાવ્યું છે અસત્યમાં સત્ય; તેની નરને નહીં ઓળખાણુ, તેને ઇચ્છે તે નર અજાણુ ॥ ૨૮ ॥ લોભે નાખી ગળે જેમ ફાંસી, લોભે લેવાડી લખચોરાસી; લોભે ફેરવે છે ચારે ખાણ્ય, તેને ઇચ્છે તે નર અજાણુ ॥ ૨૯ ॥ જન્મ મરણનું કારણુ જેહ, સહુ જણુ જાણો લોભ તેહ; તેની મેલી દેવી જોયે તાણુ, તેને ઇચ્છે તે નર અજાણુ ॥ ૩૦ ॥ જેને લોભ લજમાં લીધા, તેને દીન દળીદ્રી કીધા; સહ્યાં શરીરે દુખ મેરાણુ, તેને ઇચ્છે તે નર અજાણુ ॥ ૩૧ ॥ એવું સમજી સંત અસાર, તજ્યું દ્રવ્યને સર્વ પ્રકાર, મેલી તનમને તેની તાણ્ય, તેને ઇચ્છે તે નર અજાણુ ॥ ૩૨ ॥ મણી હીરા મોતી પરવાળા, રત્ન આદ્યે જે નંગ રૂપાળા, એ તો જમની જાળ જોરાણુ, તેને ઇચ્છે તે નર અજાણુ ॥ ૩૩ ॥ અન્ન જળ ને વસ્ત્ર જેહ, તેણે કરી રહે છે આ દેહ; તેના આપનારા અવીનાશ, એમ સમજે છે હરીના દાસ ॥ ૩૪ ॥ અન્ન ખાવું તે ક્ષૂધાને ખોવા, જળ પાવું તે પ્રાણુને ટોવા; રેવું અન્ય વસ્તુથી નીરાસ, એમ સમજે છે હરીના દાસ ॥ ૩૫ ॥ શીત ઉષ્ણુ નીવારવા તંન, રાખે અંગે વસ્ત્ર હરીજંન; જેવું મળે તેવું રાખે પાસ, એમ સમજે છે હરીના દાસ ॥ ૩૬ ॥ તેહ વીના સર્વેનો ત્યાગ, વીષે સુખ સાથે વૈરાગ; કઇએ ઇચ્છે નહીં જાણી કાશ, એમ સમજે છે હરીના દાસ ॥ ૩૭ ॥ સોના રૂપામાં સુખ ન માને, જેને મહા પ્રભુ આવ્યા કાને; કીટ બ્રહ્મા લગી દેખે ત્રાસ, એમ સમજે છે હરીના દાસ ॥ ૩૮ ॥ એક સમજાણું હરીમાં સુખ, બીજું સરવે જણાણું

છે દુખ; જેવો જમ કીંકર કાળ પાસ, એમ સમજે છે હરીના દાસ ॥ ૩૯ ॥ જેને મળ્યું છે મહા ધન મોટું, બીજું સરવે જણાણું છે ખોટું; પાપ જાણીને ન કરે પ્યાસ, એમ સમજે છે હરીના દાસ ॥ ૪૦ ॥ અહીં વીછુ ને વિષ અંગાર, કાક વિષ્ટામાં હીસીયો સાર; એવું જાણીને તજે સુખ આશ, એમ સમજે છે હરીના દાસ ॥૪૧॥ એવી કોણ વસ્તુ છે આ ભુમાં, જેમાં લોભે જે લ્યોભ્યા પ્રભુમા; રે છે અંતર સઉથી ઉદાસ, એમ સમજે છે હરીના દાસ ॥ ૪૨ ॥ એમ થીઆ નિરલોભ, કોયે સુખ નહી મન ક્ષોભ; જેણે માન્યો બ્રહ્મમો સેવાસ, એમ સમજે છે હરીના દાસ ॥ ૪૩ ॥ એહ રિત્યે લોભને જીતાયે. બીજો છે ઉપરયનો ઉપાયે; થાય અંતરે અભાવ જ્યારે, લોભ તજાયે સમુળો ત્યારે ॥૪૪॥ એમ લોભ લાલચને જીતી, કરિ પુરૂ-ષોત્તમ સાથે પ્રિતિ; તેને કામ ને લોભ ન વ્યાપે, સ્વામી સહજાનંદ પ્રતાપે ॥ ૪૫ ॥ પૂર્વ છાયો, નિષ્કામી નિર્લોભી થઇ, ભજે છે ભગવંત, તેવાજ ત્યાગી સ્વાદના, જેહ નિર્સ્વાદી સંત ॥ ૪૬ ॥ સર્વે રસ જાણી શાશમાં, અન્ય રસ જાણે અનિત્ય, નિર સ્વાદે એવા સંતની કહું સાંભળો સઉ રીત ॥ ૪૭ ॥ ઇતિશ્રી નિર્લોભા વતમાન સંપૂર્ણ ॥ ૨ ॥

॥ ચોપાઇ ॥ હવે કહુ નીર સ્વાદીની રીત, જેણે તજી છે સ્વાદની પ્રીત, સર્વે સ્વાદ જાણી હરીમાંઇ, મન વૃત્તિ લોભે નહી ક્યાંઇ ॥ ૧ ॥ મહારસનું કીધું છે પાન, તેણ્યે થયા છે મગન મસ્તાન, સુખ સુપ્ને ન ગમે સંસાર, વિસે રસ સમજ્યા અસાર ॥ ૨ ॥ મહારસ પીધો જેહ જને, તે ન ચાયે બીજો રસ મને, એ રસ પીધો છે શુકજી આદે, તે તો ન નાચે અન્ય સ્વાદે ॥

॥ ૩ ॥ એ રસ પીધો છે સનકાદીકે, પીધો નવયોગેશ્વરેનીકે, એ રસ પધો છે જનક જેવે, જેનું મન ન રહ્યું બીજું પીવે ॥ ૪ ॥ એ રસ પીધો છે જન પ્રલ્હાદે, મન માન્યું નહી બીજે સ્વાદે. એ રસ પીધો છે દ્રુ અમરિષે, એ રસ પીધો ગોપી ગુડા કેશે ॥૫॥ એ રસ પીધો છે જનજેદેવે, એ રસ પીધો છે ઉદ્ધવ જેવે; એ આદે જે ઋષી રાજન, પીધો આ રસ થયા મગન ॥ ૬ ॥ જે જને હરિરસ પીધો, તેણે સંસારરસ કુચો કીધો, ચૌદ લોકમાં જે રસ રિયો, તે તો ઉલટા અન્ન જેવો થયો ॥ ૭ ॥ જેનું બીજે તે મન નમાને, જે કોય પુરણમાં રસપાને, એ રસ આજ આપને મલ્યો, જે કોયે સર્વે રસથી છે ગલ્યો ॥ ૮ ॥ નથી અન્યરસ એહ સમાન, જેવો આપણે કીધો છે પાન, એ રસ વીના રસ બીજે, તે તો દુખરૂપ માની લેજયો ॥ ૯ ॥ બીજારસમાં જેહ લોભાણા, તે તો ઝખ જેમ જાલે બંધાણા, ખોયું તનને ખોટજ ખાધી, જેની સ્વાદ સાથે પ્રીતી બાંધી ॥ ૧૦ ॥ ત્યાગી થઇ જે રસ ચાખે, તે ત્યાગીનું ત્યાગીપણું જાયે, ખાંડ ખારવો તુપતેજાને, એહઆદે દઇ સ્વાદમાંને ॥ ૧૧ ॥ ખારૂખાટુ તીખું તમતમું, ગલ્યું ચીકણુ જે મનગમ્યું, મનવાંછીત મગાવી ખાયે, તેને ખોટ છે વઇરાગ્યમાંયે ॥૧૨॥ સીરોપુરીને સેવ સુંવાળી, રૂડા મોદકને રોટીકાળી; વિધવિધનાં વિંજનખાયે, તેને ખોટ છે વૈરાગ માંયે ॥૧૩॥ ગર્મ નર્મ તે મનને ગમે, સારૂ સ્વાદુ તે જુગતે જમે; એનો ખાતાં અભાવ ન થાયે, તેને ખોટ છે વૈરાગ માંયે ॥૧૪॥ સારૂ લાગે તે રાખે સંતાડી, થઇ ખાવાની વરતી હરાડિ, રાત્ય દિવસ રસને ધાએ, તેને ખોટ છે વઇ-રાગ માંયે ॥ ૧૫ ॥ કરે સ્વાદની વાત વખાણી, સુણી આવી

મુખ પાણી; તેને અર્થે કરે છે ઉપાયે, તેને ખોટ છે વઇરાગ માંયે ॥ ૧૬ ॥ જીવ્યા માગે છે જુજવારસ, જન થીયા છે જીવ્હાને વશ; તેણે સ્વાદ ન કેદિ તજાય, તેને ખોટ છે વઇરાગ માંયે ॥ ૧૭ ॥ પંચે ઇંદ્રિનું પોષણ સ્વાદ, પંડય પોશતાં વાધે પ્રમાદ; પછે પુરૂષો ત્તમ ન ભજાયે, તેને ખોટ છે વઇરા૦ ॥ ૧૮ ॥ જેને પંડય પોશવા છે પ્રીત, તે શું સમઝે મારસરિત; દેખી પુષ્ટ તનને ફુલાએ, તેને ખોટ છે વઇરાગ માંએ ॥ ૧૯ ॥ તેતો કાવે નહી હરીદાસ, જેને ઉનસિ રસની આસ; એને જલ જંતુ જેવો ગણાએ, તેને ખોટ છે વઇરાગ માંએ ॥ ૨૦ ॥ જે કોએ કેવાએ છે હરિજંન, તેનું લોભે નહિ કિયાં મંન; જેણે કરયું મહા રસપાંન, તેણે કરિયા ગુલ- તાંન ॥ ૨૧ ॥ જેના અંતરમાં નિરવેદ, તેને કોણ પમાંડશે ખેદ; નિત્ય હૈયામા હરિનું ધ્યાન, તેણે કરી રહયા ગુલતાંન ॥ ૨૨ ॥ જાંણી સરવે સાર અસાર, તુછ વસ્તુ કરી તિરસ્કાર; રાખ્યા ભિતરમાં ભગવાન, તેણે કરી રહયા ગુલતાંન ॥૨૩॥ બ્રહ્મા આદે જે કિટ પ્ર- જંત, સરવે સુખ દેખે અંતવંત; જેને પુરૂષોત્તમ સાથે તાંન, તે ણે કરી રીયા ગુલતાન ॥ ૨૪ ॥ એવા સંત મલે સુભ મતિ, કહેજો જો આ જીવની ગતિ; રાખ્યા જોયે જેહ મુખે રામ, તેમાં રાખે છે વસ્તુ હરાંમ ॥ ૨૫ ॥ જેહ મુખે ભજીયે શ્રી હરિ, તેને બગાડે છે કેફે કરિ; ગાંજા ભાંગ્યને પીયે છે માદ, ખાય આમીષ જીવ્હાને સ્વાદ ॥ ૨૬ ॥ જે મુખે ભજીયે પરિબ્રહ્મ તે મુખમાંહિ ખાયે માંજમ; ખાયે મફર કેફને કાજ, એવા નરને રૂઠયા છે રાજ ॥૨૭॥ જે મુખ હરી ભજવા લાગ્ય, તે મુખ માંહિ ભરે છે ભાંગ્ય, આપે જરદો તો ન પાડે નાજ, એવા નરને રૂઠયા છે રાજ ॥ ૨૮ ॥ જે મુખે જો એ નામ પ્રકાસ્યુ

તે મુખ હિંગ લસણે વાસુ, વળી પાપીને પ્યારી છે પીયાજ, એવા નરને રૂઠયા છે રાજ ॥ ૨૯ ॥ જે મુખે હરિ ગુણ ગવાયે, મુખે નર અમલ ખાએ, કાઢે કસુંબા કરે અકાજ, એવા મુરખને રૂઠયા છે રાજ ॥ ૩૦ ॥ જે મુખે હરિ ભજીએ દાડી, તે મુખે પાપી પીએ છે તાડી, સર્વે સજે છે નર્કનો સાજ, એવા નરને રૂઠયા છે રાજ ॥૩૧॥ કેફે કરીને અકલ જાયે, નાશે ડાપણને કુલ થાયે, તો એ નીર્લજને નહી લાજ, એવા નરને રૂઠયા છે રાજ ॥ ૩૨ ॥ એહ સરવે વ્યસન કયાં. એક સ્વાદની વૃતિમાં રયાં તેનો જે નર ન કરે તાજ, એવા નરને રૂઠયા છે રાજ ॥ ૩૩ ॥ સ્વાદ માંહી રિયાં બહુ સુલ, સ્વાદ છે સર્વે પાપનું મુલ, સ્વાદ થાએ નરક સમાજ એવા નરને રૂઠયા છે રાજ ॥ ૩૪ ॥ એવા અનેક અવગુણ જોઇ. સંત સ્વાદ કરે નહી કોઇ, જેહ સમે જેવું મલે અન્ન, જમે નિર્દોષ જોઇ જંન ॥ ૩૫ ॥ અજગર મધુકર વરતી, ગ્રહી સંતજન અનાશ્રતી, કાંતો અણ ઇછ્યું અન્ન આવે, નહી તો બહુ ઘરથી માગી લાવે ॥ ૩૬ ॥ કાચું પાકું જે સુકુંસમીષ્ટ ફલ મુલ ફુલ પત્રપીષ્ટ, હોય હરી પ્રસાદીનું અન્ન, જમે જનતે થઇ મગન ॥ ૩૭ ॥ પણ સ્વાદ સારૂ જે ઉપાયે, ન કરે તે નીસ્વાંદી કેવાયે, આવે સેજેતે જમે સુજાણ, જેમ તેમ કરી પોષે પ્રાણ ॥ ૩૮ ॥ સ્વાદ અસ્વાદની મુકીઆસ, ભજે ભગવાન શ્રાસશ્રાસ; જેના અંતરમાંહી વઇરાગ્ય. તેણે કરયો છે સ્વાદનો ત્યાગ ॥ ૩૯ ॥ કાથો ચુનો ને પાનસોપારી, તજતમાલ એલચી સારી જાયજાવંત્રી લવીંગ જે છે, એહ આદી મુખવાસ ન ઇછે છે ॥ ૪૦ ॥ ચુવાચંદન તેલ ફુલેલ, પુષ્પહારને સુગંધી તેલ, તેને ત્યાગી ન ઇછે તનમાં; જેને વઇરાગ્ય વરતે છે મનમાં

॥૪૧॥ જે જે ખોલા કર્યાં ખાનપાન, તજ્યાં તે સંતે થૈ સાવધાન; અતિ કરયો છે ઉંડો અભાવ, કેદીભુલે થાય નહી ભાવ ॥૪૨॥ કામ લોભ જીત્યા જેમ જંને, તેમ જીત્યો છે સંતે સ્વાદને; થાએ ઉંડો અંતરેથી નાસ, તારે તજાએ બારયેથી આસ ॥ ૪૩ ॥ જે જે ત્યાગે છે બારયેથી બલે, તેને માંહી સ્વાદરેછે છલે, લાગ આવે તો કરે છે ઘાત, નહી તો બેઠો સાંભળે છે વાત ॥૪૪॥ તે તો અંતર ત્યાગથી જાય, બીજે ન ટલે કોટી ઉપાય; ત્યાગ વઇરાગ વિવેક વિચાર, એહ હોયે જ્યાં હોય મોરાર ॥ ૪૫ ॥ તેહ વિના વઇરાગનો વેષ, તેણે ન ટલે કામાદિક લેશ; જ્યારે પ્રભુ સાથે પ્રિત લાગે, તારે કામ લોભ સ્વાદ ભાગે ॥ ૪૬ ॥ એમ જીત્યો છે જે જને સ્વાદ; તેના ટળિયા સર્વે સવાદ, જીતી સ્વાદ થીયા શુદ્ધ આપે, સ્વામી સહજાનંદ પ્રતાપે ॥ ૪૭ ॥ પૂર્વછાયો ॥ સહજ સુભાવે સંતને; અંતરમાંનુ રહે છે એમ, મલેપણ મન નવ્ય ચલે, અણુ મલ્યુ ઇછે કેમ ॥ ૪૮ ॥ એમ સંત શારોમણી, જીત્યા સ્વાદને જેહ; પંડય બ્રહ્માંડ પારય પ્રીતી, કહુ એવા નિઃસનેહ ॥ ૪૯ ॥ ઇતીશ્રી નિઃસ્વાદિ વૃતમાન સંપૂર્ણ ॥ ૩ ॥

॥ ચોપાઇ ॥ હવે નિસ્નેહિ જેહી જન, સુણો રીત્ય તે નિદેઇ મન; એક પ્રભુ સાથે પ્રિત જોડી, બિજા જક્ત સહુ સાથે ત્રોડી ! ॥ ૧ ॥ પિંડબ્રહ્માંડમાં નહિ પીત, ચૌદ લોકમાંહિ નહી ચિત; સેજે નિસ્નેહી જનનિ રિત, પેખે પંડયને પેલુઅનિત ॥૨॥ આદ્યે અંત્યે મધ્ય જોઇ એહ, પછે કરે તનમાં સનેહ; પેખી પ્રસીષ પંડયના હાલ; પછે માને જો મનાએ માલ ॥ ૩ ॥ જારે જુવે વિચ્યારી આ પંડે, દેખે નખ શિખ નર્કનો કુંડ; પરૂપાચને પીયા પ્રસીષ, વહેટરેસે

ડાબ હુ વિધ ॥ ૪ ॥ કફ શુકને લાલ કેવાય, નિત્ય નિસરે તે મુખમાંય; બહુઅલખા આવે ઓકાર, દિશે દાંત હાડકાની હારય ॥ ૫ ॥ મજ્જા મેદને માસ રૂધિર, મલમુત્રે ભરયું આ શરીર; હાડપિંજર મઢ્યું છે ચર્મે; માંહિ ભરયું છે આંતર કર્મે ॥ ૬ ॥ ભરયું રૂધિર તે રગરગે, વહે નરક તે નવ મારગે, નખ કેશમાં કે વસ્તુ ભલી, ભરિભેચે માથાનિ તુંબલિ ॥ ૭ ॥ સ્વેદ શુક્ર શ લેશમ આમ, ગુંગાગિડર આદે અકામ; એવું પેખીયું પોતાનું પંડ. ચોખું જાણ્યું ચમારનું કુંડ ॥ ૮ ॥ પેખી પ્રગટ પંડયમાં એહ, સતે સમજી મુકયો સનેહ; એના સંબંધી જે જગમાંએ, તે સાથે કેમ સનેહ થાએ ॥ ૯ ॥ જ્યાં જ્યાં ધર્યાં જીવે અવતાર, તિયાં કર્યો કુટુંબ પરિવાર; માતતાતને ભગની ભાઇ, સુતા સુતદારા ને વેવાઇ ॥ ૧૦ ॥ તેમાં કોણ અધિકને ઓછે સમ તોલ સગા એ સહુ છે, તેમાં કોણ સાથે પ્રીતી જોડે, વળી કીયા સગા સાથે ત્રોડે ॥૧૧॥ લખચોરાશી કુટુંબ કરયું, સર્વે વળી કીયા સગા સાથે ત્રોડે ॥ ૧૧ ॥ લખચોરાશી કુટુંબ કરયું, સર્વે સગે આ બ્રમાંડ ભરયું; માટે મેલ્યું એ કુટુંબ જેમ. સંતે મેલ્યું આ સમઝી તેમ ॥ ૧૨ ॥ જેમ ગીયો દ્વિજ ઢેડવાડે ભુલેરિયો તિયાં કોઇ દહાડે; તેહ બ્રાહ્મણપણાને ભુલિ, કેમ ફરે શ્વપચમાં ફુલી ॥ ૧૩ ॥ એમ દેહને દેહ સંબંધી, તોડી પ્રીત તે શું બહુ વિધી; જેણે તોડી છે પંડસું પ્રિત, તેનું બીજે બેસે કેમ ચિત્ત ॥ ૧૪ ॥ સ્વર્ગ લોકના સુખ સાંભળી, નથી ઇચ્છતાં તેહને વળી; એક બ્રહ્માના દિવસ માંએ ચાર દંદ્ર આવે વળી જાએ ॥ ૧૫ ॥ તેની કોરનો ભય નઇ કાંઇ, એમ અંધ ધંધ મદ માંઇ; જીયાં ખાનપાનને ખુમારી. મહા મદોનમત નરનારી ॥ ૧૬ ॥ જેવો તરૂણતણે વેશા વાડો, તેવો અહર-

નીશનો અખાડો; પુન્ય ખુટે પડે પાછા એહ, માટે સંત એથિ નિસ્નેહ ॥ ૧૭ ॥ કોએક રીત્યેસુ જાય કૈલાસ, તો તીયાં ભુત ભેરવને વાસ; અતિ ક્રોધીને કરૂર અંગે, એવો રહે છે શિવજીની સંગે ॥ ૧૮ ॥ ભાંગ્ય; ધંતુરા અશુદ્ધ આર, તમો ગુણીને તોરી અપાર; એમાં શુ સુખ જાણી વસેહ, માટે સંત એ નિઃસનેહ ॥ ૧૯ ॥ બ્રહ્મલોકનું સુખ સાંભળી, મન વળગતું નથી ત્યાં વળી; કરયો કામે જઈ તીયાંકલો, અજઅંતરે થિયો આકળો ॥ ૨૦ ॥ વળિ જંઘાથી જાયા અદેવ, અક્ષરક્ષ થિયા તતખેવ; તેતો લેવા તાકયા અજ લાજ, બિજા ઘોડયા છે ખાવાને કાજ ॥ ૨૧ ॥ જોઇ એવો વિકલ લોક એહ, સંતે ન કર્યો સમઝી સનેહ; હશે સુખ જાંએ તેહ, માટે સંત એથી નિઃસ્નેહ ॥ ૨૨ ॥ એમ પેખીયું પીંડ બ્રહ્માંડ, મટી જાએ દીઠી એવા માંડ; નાસે જત કિંચિત છે જેહ, માટે સંત એથી નિઃસ્નેહ ॥ ૨૩ ॥ સ્વર્ગ મૃત્યુ ને પાતાળ માંએ, રેવા જેવિ વસ્તુ નથી કાંએ; રેહે નહિ જે દેખાએ દેહ, માટે સંત એથી નિઃસ્નેહ ॥ ૨૪ ॥ સ્થાવર જંગમ જે જે કેવાએ, સર્વે છે કાળના મુખ માંએ; શું સમજીને કરે સનેહ, માટે સંત એથી નિઃસ્નેહ ॥ ૨૫ ॥ એમ વાત કરે સહુ સંત, તમે સાંભળજો ગુણવંત; જ્યાં લગી મનાએ હું દેહ, તીયાં લગી નહી નિઃસ્નેહ ॥ ૨૬ ॥ દેહ કેડે વળગ્યો સંસાર, પાપ પુન્ય વળી પરીવાર; સુખ દુખ માન, ઉપમાન, હર્ષ શોક વધિ વળી જ્યાન ॥ ૨૭ ॥ એહ સર્વે રીયા દેહ વાસ, દેહ માનતાં સર્વે મનાશે, જારે થાય એ દેહથી નિસપ્રેહ, તારે તુટે સહુ શું સનેહ ॥ ૨૮ ॥ જારે મનાએ આતમા આપ, તારે જાણ એ સર્વે સંતાપ; આતમા રૂપ મનાએ આપણું, તારે નંર પામે નિસ્નેહિપણું ॥ ૨૯ ॥ આત્માને કે મનને તાત, આત્માને કોણુ નાત્ય જાત્ય; કુળ કુટુંબ જે પરિવાર, આત્માને

નહિ સુત નારય ॥ ૩૦ આત્માને નહિ આપાપર, શત્રુ મિત્ર ને નહિ અવર; આત્માને નહિ ધરા ધામ, આત્માને નહિ દેશ ગામ ॥ ૩૧ ॥ આત્માને નહિ ધન માલ, અન્ન વસંન ભુષણુ રસાળ; માટે આત્મા આપે મનાએ, તારે સર્વેથી નિઃસ્નેહ થાએ ॥ ૩૨ ॥ આપે થઇ આત્મ સ્વરૂપ, ભજે પ્રભુ પ્રમાતરૂપ; રાખે પુરૂષોતમ માંહિ પ્રીત, બીજે બેસે નહિ કીયાં ચીત ॥ ૩૩ ॥ તેહ ભક્ત થયા એકાંતિક, જેના અંતરમાં હરી એક; એમ સમઝીયાં જન જેહ, થયા વિધન નિસ્નેહ ॥ ૩૪ ॥ એમ સમજ્યાં વિના જેહ જન, તે નિઃસ્નેહિ નહી નીર વિધન; બીજી રિત્યે થાએ નિઃસ્નેહ તેને કયાંક બધાએ સ્નેહ ॥ ૩૫ ॥ દેહ રૂપ થઇ કરે ત્યાગ, તેનો ટકે નહિ વૈરાગ; દેહ હોય ત્યાં દેહનું કુળ, દેહ સર્વે સનેહનું મુળ ॥૩૬॥ જેમ માથેથી મોડતા વ્રક્ષ, લાગે પત્ર તેને બીજા લક્ષ; જ્યારે મુળથી વૃક્ષ છેદાણુ, સાખા પત્ર ફૂળ ફુલ જાય ॥ ૩૭ ॥ તેમ દેહને ના માને આપ. તારેજ એ સમળો સંતાપ; એમ સમજ્યા સંત સુજાણુ, જેને મળ્યા પુરૂષ પુરાણુ ॥ ૩૮ ॥ થયો સનેહ શામળા સંગે, થયું બીજું અભાવતું અંગે; મન ઢળી આવ્યું એહ ઢાળે, વળે નહિ પાછુ કોય કાળે ॥ ૩૯ ॥ એ કઇ નીઃસ્નેહિની રીત, સેજે રહે છે સંત એમ નીત; નાથે તેનો તે થાપ ઉથાપ, સ્વામી સહજાનંદ પરતાપ ॥ ૪૦ ॥ પૂર્વ છાયો ॥ સુંદર રીત એ સંતની, એમ રહે તોહ નિસ્નેહ; પંડ બ્રહ્માંડ પદારથે, કે દિ કરે નહિ સ્નેહ ॥ ૪૧ ॥ કામ લોભને સ્વાદને જીતી બેઠા તેહ જન; માન તજ્યું છે જે મુનીયે કહું સાંભળજો સહુ જન ॥૪૨॥ ઇતિ શ્રી નીઃસ્નેહિ વ્રતમાન સંપૂર્ણમ્ ॥૪॥

ચોપાઇ, હવે કહુ નર નિરમાન, જેને ભેટયા છે શ્રી ભગવાન; તેહ પ્રભુ છે સહુના સ્વામી, કર્તા નીયંતા અંતરજામી ॥૧॥ જેની ભ્રકુટિ વિલાસમાંયે કોટી બ્રહ્માંડ ભાગે ને થાયે; એવા સમ્રથ શ્રી મહારાજ, સરવે ઉપરય છે અધીરાજ ॥૨॥ જે જે ધારે તે કારજ્ય કરે, તે ફેરવ્યું કેનું નવ્ય ફરે; સરવે કારણ છે જેહ, તેણે ધરયું પ્રથવી પર દેહ ॥૩॥ એવા પુરૂષોત્તમ પરિબ્રહ્મ. જેને નેતિ કેની ગમ; તેહ થઇ મનુષ્ય આકાર, કરે બહુ જીવનો ઉદ્ધાર ॥૪॥ મેલી પોતાની મોટપ્ય નાથ, મલી રહ્યા મનુષ્યને સાથ; થઇ નાથ આપે નીરમાન, કરે સંસારીનું સનમાન ॥૫॥ વલી સહે જગ ઉપહાસ, તોયે ન કરે મા અવીનાસ; જોને રૂષભ દેવે કેવું સહ્યું, અતિશે તિરમાનને ગ્રહ્યું ॥૬॥ જોને કપીલ દેવ દયાળ, જેને મારવા ધાયા ભુપાલ; જોને વામનજી નીરમાની, બળીદ્વારે વસ્યા વરદાની ॥૭॥ જોને રામ કેવા નીરમાન, નાગ પાસે બંધાણા નીદાન; જોને કૃષ્ણ કેવા સમરથ, મેલી માન તાણ્યો ઋષીરથ ॥૮॥ એહ આદિ બહુ અવતાર, કેતાં આવે નહી તેનો પાર; જોવો વ્રતમાન કાલે આજ, કેવા નીરમાની રે છે મહારાજ ॥૯॥ આપે સમરથ સર્વે સહે, એવું નીરમાનીપણું ગ્રહે; કરે તુછ જીવ તિરસ્કાર, તે પરય દોષ ન કરે લગારય ॥૧૦॥ હવે એવા પ્રભુના જે દાસ. કહો કેમ ન સહે ઉપહાસ; જેના નીરમાની ભગવાન. તેના જનને જોઇએ કેમ માન ॥૧૧॥ માન રાખે તે રાક્ષસ ત્યે, જન હોયે સદા માન જીત; માન જોયે હિરણ્યાક્ષ અંગે જેણે યુદ્ધ કર્યો લેરી સંગે ॥ ૧૨ ॥ માન હિરણ્યકસીપુને જોયે, જેને જગમાં જીત્યો નહી કોયે, માન જોયે રાવણ જેવાને, એહ આદિ રાક્ષસ એવાને ॥ ૧૩ ॥ માન જોયે કંશ ભુપાલને,

બીજા શાલવ્ય શિશુપાલને; માન જોયે તે જરાસંધને, માન જોયે ધ્વાષ્ટ અંધને ॥ ૧૪ ॥ માન દુરયોધનને તે જોયે, એહ આદે એવા બીજા કોયે; એવા દુષ્ટને માનજ ધટે, હરિજન તો માનથી હટે ॥૧૫॥ માને કરીને જયવીજય, વૈંકુંઠ થકી પડીયા તેય; માને પડીયો ઇંદ્ર શુરપતી, માને પડીયો નહુષ ભૂપતી ॥૧૬॥ માને પડીયો રાજા જયંતિ, બીજા સુરા સુર પડયા અતી; માને ચિત્રકેતું કર્યો સુર, થયો તેહ ફલી વત્રાસુર ॥૧૭॥ માને દક્ષ પામ્યો અતિ દુઃખ, થયુ મોતને વણુસે મુખ; માને ગયું રાવણનું રાજ, માને થયું બહુંનું અકાજ ॥૧૮॥ માને ગયું કૌરવનું કુળ, માને ગયું છે કંસનું મુળ; માને સુરઅસુર છે દુખી, માન રાખી થયા કોણ સુખી ॥૧૯॥ સ્વર્ગ મૃત્યુ પાતાળ મોઝાર, માને મારી મુકયાં નરનાર; કામ ક્રોધ લોભ કદી જાયે, પણ માન તે તો નવ મુકાયે ॥૨૦॥ નથી બીજા કોયેનો તે વાંક, માને રોળ્યા છે રાજા ને રાંક; એવો નર નજરે ન આવે, જેના મનને માન ન ભાવે ॥૨૧॥ ધર તજી જાયે કોય વંન, એકાંતે બેસી કરે ભજન; અન્ન મુકી ફળફુળ ખાયે, પણ માન તે તો ન તજાયે ॥૨૨॥ કોયે કરે તે નામ રટણ, કોયે કરે અવની અટણ; ગંગા યમુના સદસ્વતિ નાયે, પણ માન તે તો ન તજાયે ॥૨૩॥ કોયે વધારે નખને કેશ, કરે તીર્થ ફરે દેશોદેશ; પેરે નહી પગરખાં પાયે, પણ માન તે તો ન તજાયે ॥૨૪॥ કીયે ઉઘાડારે અબધુત કોયે ભુંસે અંગમાં ભભુત; ધન નારીને નીકટ તજાયે, પણ માન તે તો ન તજાયે ॥૨૫॥ કોઇ જ્ઞાની થઈ કરે જ્ઞાન, કોઇ ધ્યાની થઇ ધરે ધ્યાન; કોઇ ભકત થઇ ગુણ ગાયે, પણ માન તે તો ન તજાયે ॥ ૨૬ ॥ કોઇ રાખે કંથાને ગોદડી, કોઈ રહે

જ્યાં ત્યાં પડી; સહે શીત ઉષ્ણુ અંગ માયે, પણુ માન તે તો ન તજાયે ॥ ૨૭ ॥ કોઇ રહે મુખે મુન્ય સાધી, કોઇ જમે નહી અન્ન રાંધી; કાચૂંપાકૂં મલે તેવું ખાયે, પણુ માન તે તો ન તજાયે ॥૨૮॥ કોઇ તપી થઇ કરે તપ, કોયે જપી થઇ કરે જપ; મેલે વસંનભુષંન ઇચ્છાયેં, પણુ માન તે તો ન તજાયે ॥૨૯॥ કવીકોવીદ પંડીત વીર, જોગી જતી સતી સુરવીર; માન ગયે મરવા ચાહે, પણુ માન તે તો ન તજાય ॥૩૦॥ સર્વે મરે છે માનના માર્યા, માન આગળ કૈક હાર્યા, એવા માનને મેલી મહંત, ભાવે ભજે છે શ્રી ભગવંત ॥૩૧॥ મેલી પીંડ બ્રહ્માંડનું માન, સંત સદા રહે ગુલતાન અન્ય માનને જન ન ઇછે, જેની મતી તે મોટી થઇ છે ॥૩૨॥ આપે માને છે આતમ ધ્રુપ, સોહંમનાણું બ્રહ્મ સ્વરૂપ; સુક્ષ્મ કારણુ દેહ, જાગ્રત સ્વપ્ન સુષોપતી તેહ ॥ ૩૩ ॥ માન બુદ્ધિ ચીત અહંકાર, પ્રાણુ પંચ ઇંદ્રી પરીવાર; પંચ ભુત સપ્ત ધાતુ જેહ, એહ સર્વે મલીને આ દેહ ॥૩૪॥ જેમ કહ્યો શરીરનો સાજ તેમ બ્રહ્માંડનો છે સમાજ; તેને પારય પ્રકૃતિ પુરૂપ, તેથી પરબ્રહ્મ એક રસ ॥૩૫॥ સત્ચ્ચિદ આનંદ સ્વરૂપ, એવું મનાણું આપણું રૂપ; પછે બ્રહ્માદિક કીટ પ્રજંત, તેમાં મોહ પામે કેમ સંત ॥૩૬॥ આપે થયા છે આતમારામ, સદા સુખીયા પૂરણુકામ, મેલી પીંડબ્રહ્માંડનું માન, થયા બ્રહ્મસ્વરૂપ ગુલતાન ॥ ૩૮ ॥ એવા માનમાં મસ્ત છે જેહ, બીજા માનને ન ઇછે તેહ; અવર માનથી ઉતારૂ માન, કરવા પુરૂષોતમ પ્રસન ॥ ૩૮ ॥ એમ સમજ્યા સંત સુજાણુ, તેને રહી નહી કોએ તાણુ; એમ આદ્ય અંત્યે મધ્યે જંમ, તજી માન ભજ્યા ભગવાન ॥ ૩૦ ॥ એવું સમજીને સંત આજ, કર્યું

તનમને માન તાજ; થયા નીરમાંની એમ સંત, જેને ભેટીયા શ્રી ભગવંત ॥ ૪૦ ॥ તજી તનને મનનું માન, રહયા હરી માંહી ગુલતાન; કામ લોભને સ્વાદ સનેહ, મલ્યાં માન આદે પંચ એહ ॥ ૪૧ ॥ શોધી શત્રુનો કર્યો સંહાર, જીત્યાં જંન થવો જેજેકાર; પંચ વેરી મુવે ગયું પાપ, એહ પ્રગટ પ્રભુનો પ્રતાપ ॥ ૪૨ ॥ એહ પંચવેરી પરચંડ, જેને વસ્ય છે પંડય બ્રહ્માંડ; જેને ઝીતીને પામ્યા આનંદ, જેને સ્વામી મલ્યા સહજાનંદ ॥ ૪૩ ॥ પૂર્વ છાયો ॥ સહેજે રહે સતસંગમાં, પંચ વરતને પરમાણ; કામ લોભ સ્વાદને તજી, સનેહ માન સુજાણુ, ॥૪૪॥ એહ રીત ત્યાગી તણી, એમ મુની રહે અનેક; હવે કહુ સુણજો સઉ, સાંખ્ય ગોગી વાયુની ટેક ॥૪૫॥ ઇતી શ્રી નીર્માની વ્રતમાન સંપૂર્ણમ્ ॥ ૫ ॥

ચોપાઈ—હવે કહુ હરીજનની રીત, સઉ સાંભળજો દઇ ચીત; સાંખ્ય ગોગી વાયુ હરીજન, જે નાત પરાયણ તંન ॥ ૧ ॥ સર્વે તજી સંસારની આશ, ભજે અંતરમાં અવિનાસ; પુરૂષોતમ પ્રગટ પેખી, બીજી સરવે છયાં ઉવેખી ॥ ૨ ॥ દેહગેહ તણાં સુખ ત્યાગી, જેની લગની નાથશું લાગી; ખાનપાનથી ઉતારી મન, ભાવે કરે હરીનું ભજન ॥૨॥ વસન ભુષન ન ચાયે ચિત, તેને પુરણ બ્રહ્મશું પ્રિત; એવી મશે બાયુની મંડળી, કરે વાત માંહોમાંહે મલી ॥૪॥ વાતુ સાંભળજો એક વાત, આજ મહારાજ છે રલીયાંત; હસી બોલે છે હેતને નયણે, વળી જુવે છે અમૃત વયણે ॥ ૫ ॥ માટે મોટું ભાગ્ય છે આપણું, છૈયે વાલમને વાલાં ઘણું; ભલે આવીયો આ અવતાર, જેમાં મલીયા પ્રાણ આધાર ॥૬॥ લીધો અલભ લાભને આજ, સર્વે સર્યાં છે આપણાં કાજ; કોઇ વાતની ન રહી ખામી,

આજ મલ્યા સહજાનંદ સ્વામી ॥ ૭ ॥ એવા તજી સુખદાઇ શ્યામ, કોણ કરે મનખો હરામ; એવી કોણ અભાગણી હશે, જે કોય દેહના સુખ ઇછશે ॥ ૮ ॥ દેહ સુખમાં રહ્યો સંસાર, દેહ સુખમાં વિષે વિકાર; દેહ માંહી માન્યુ જેણે આપ, તેને મલ્યાં જે પુરણપાપ ॥૯॥ એવી ગર્ધ્વભી નારી છે ઘણી, શું કહીએ બાઇ વાત તે તણી; નીત્ય પ્રત્યે કરી નવલો રંગ, દેખાડેછે પુરૂષોને અંગ ॥૧૦॥ વસ્ત્ર આભુષણ પેરી અંગ, નીત્ય ફરે નવલો રંગ; ગુંથે કે હમેશ હરાડી, ફરે શેરી બજારમાં દાડી ॥ ૧૧ ॥ તંને ચોપડી તેલ ફુલેલ, આંજી આંખ્યને જુવે છે છેલ; રૂડા પુરૂષ દેખીને રીઝે, ગળે અંતર બીતર બીજે ॥ ૧૨ ॥ જે પુરૂપ માન્યો સુખરૂપ, તેનું સાંભળો કહું સ્વરૂપ; જેને જાણે છે રૂડો રૂપાળો, તેના બીતરનો માલ બાળો ॥ ૧૩ ॥ માંહી ભર્યો મજ્જા મેદ માંસે, તેની અભાગણી કરે આસે; પરૂ પાચ પડે પીયા ઘણા, વહેરી ટસૈડા લજામણા ॥ ૧૪ ॥ કફ થુકને લાળની ખાડી, મુખે ઝેર તે મેઘ અખાડી; પડે બળખા આવે ઓકાર, દિસે દાંત હાડકાની હાર ॥ ૧૫ ॥ મળમુતરે પુરણ પેટ, તેની ભુડણ્ય ચાયે છે ભેટ; કુલટા મન રીઝી કરકે, જેણે કરીને જાશે નરકે ॥ ૧૬ ॥ માંહી ભરીયો આંતર કર્મે, ઉપર મઢયો છે આજે ચર્મે; ભરયું રૂધીર તે રગરગે, એવો અશુદ્ધ નર છે અંગે ॥ ૧૭ ॥ સ્વેદ શુક્ર શલેષ્મ આમ, નખ કેશ એ દિસે નકામ; ગુગા ગીડરે ભરયો ભંડાર, તેનો પાપણી કરે છે પ્યાર ॥ ૧૮ ॥ નર્કકુંડ જેવું નર દેહ, તે શું શંખણી કરે સનેહ, પૂજા કચરા નામ ઉકરડા, દિસે દુરગંધિના ડુંગરા ॥ ૧૯ ॥ દેખી નખસીખા વસ્તુ નકામ, પ્રભુએ સમજીને પાડયાં છે નામ; નાગ વાઘ સીંઘ નામસરે, એથી અબલા કેમ ઉગરે ॥૨૦॥

ગુણે જુકત જો એહ નામ, જેને મલે તેનું ટાલે કામ; કદાપી જો હોએ નામ સારૂ, જેમ કાવે મીઠુ ને છે ખારૂ ॥ ૨૧ ॥ વલી સાંભલો કહુ સાહેલી, નર હોયે ફોગટીયા ફેલી; ગાંજા ભાંગ્ય માજમ મફ્રર, તાડી મદ્ય પીયે દાડી નર ॥ ૨૨ ॥ પિયે અમલ હોકા હમેશ ગીયો જોબને રંગાવે કેશ; ખાયે કવસ્તુ કામના કાજ, પાપી પુરૂષને નહી લાજ ॥ ૨૩ ॥ જે જે ભવમાંહી છે ભુંડાઇ, તે તો સરવે નરમાંઇ, જે જે પૃથ્વી ઉપર થાય પાપ, તેના કરનારા નર આપ ॥ ૨૪ ॥ ચોરી હિંસા કસાઇનાં કામ, કરે નર ન કરે એવામ, યુદ્ધ વિરોધ વેરમાં લડે, સાંમ સામા સિસ બહુ પડે ॥ ૨૫ ॥ ચાલે રૂધિરની તીયાં ધારૂ, મરે મનુષ્ય હજારે હજારૂ; હવે પાપે હોયે નર પુરા, તે તો કાવે જગતમાં સૂરા ॥ ૨૬ ॥ કઝ જીવ કરે કચ્ચઘાણુ, એવા પાપીના થાયે વખાણુ; એવા પાપી પુરૂષના દેહ, તે સુસ્વપ્ને કરે કોણુ સ્નેહ ॥ ૨૭ ॥ એને એ છે અભાગણી નારય, જેને જાવું છે જમને દ્વારય; નારી નર્કમાં જાયે છે આઘે, તે તો પુરષની પ્રીત પ્રતાપે ॥ ૨૮ ॥ વળી કહું પુરૂષનાં પાપ, તમે સાંભળજયો સહુ આપ; નર વિકળ હોયે વિશેક, જેના અંતરમાં નહી ટેક ॥ ૨૯ ॥ કરે પરાણ્યે નારી પાસ, થયો વીકળ કામ વીલાસ; જોને બ્રહ્મા સરવના બાપ, તેણે કરયો સુતાને સંતાપ ॥ ૩૦ ॥ જોને ઇંદ્ર અભાગીનાં કામ, કર્યું અહલ્યાનું જીવતર હરામ; જોને વિધુનો ગયો વિચાર, હરી પરાણ્યે ગુરૂની નાર ॥૩૧॥ જોને નહુષ મુરખ મરવા, જોરે ઇછયો ઇંદ્રાણિને વરવા ॥૩૨॥ જોને જયાતી મુરખ જન, માંગ્યું પુત્ર પાસલે જોબન; એહ આઘે મોટા મોટા જેહ, થયા વિકળ તનમાંહે તેહ ॥ ૩૪ ॥ હવે બિજા રહયા જેહ જન, તેના

ક્યાંથી થીર હોયે મન; માટે પુરૂષ તનને જે પામ્યા, તે તો લાજ ધર્મને વામ્યા ॥ ૩૪ ॥ પાપ મુરતી પુરૂષ પંડ, નર મળે મળ્યો નર્ક કુંડ; તેમાં પડે છે પાપણી જઇ, લજ્યા વોણી અભાગણી થઈ ॥ ૩૫ ॥ હારી મનખો થઇ હેરાન, જેના પુરૂષે હરાણા છે પ્રાણ; નથી સુખ છે દુખ અલોલે, તેમાં અભાગણી સુખ લેશે ॥ ૩૬ ॥ હવે કહું જે આપણી રીત, પ્રભુ વીના ન રાખવી પ્રીત; પાંચ હાથ પુરૂષથી પરૂ, રહેવું ખબડદાર તે ખરૂં ॥ ૩૭ ॥ વાટે ઘાટે ન જાવું એકલું, જો ઇચ્છવું પોતાનું તે ભલું, નર સામું ન જોઈયે નેણ, વળી ભુલ્યે ન બોલીયે વેણ ॥ ૩૮ ॥ સંભારીયા ન સુણીયે વાત, હાસરસ ન પરસી ગાત; ગુહ્ય વારતા ભુલ્યે ન કરીયે, પુરૂષાકાર ચીત્ર પરહરીયે ॥ ૩૯ ॥ તાત ભ્રાત ને સુત સંગાથે, એ શુ વસીએ નહીં એકાંતે; પડે કામ અવસ્ય એ સંગ, તારે બોલવાનો છે પ્રસંગ ॥ ૪૦ ॥ ત્યાગી ત્રીયને તીર્થે જો જાવું, સંબંધી સંગે તીર્થમાં નાવું; દ્રવ્ય રાખવું નીર્વાહ કાજ, નૈ તો આપણી ન રહે લાજ ॥ ૪૧ ॥ અન્ન વસ્ત્ર તે અંગને જોઇએ, જાયે જાચવા તો ધર્મ ખોઇયે; જાડું મોટું મળે જેવું પટ, તેણે કરીને ઢાંકીયે ઘટ ॥ ૪૨ ॥ ખારૂં ખાટું મળે જેવું અન્ન, જમી કરીએ હરી ભજન, આપણું છે અબળાનું તન, તેમાં રાખવી જોએ જતન ॥ ૪૩ ॥ ઘણું વરતવું ઠાઉકું ઠીક, અતી આણી અંતરમાં બીક, જેમ દોરે ચડે નટનારી, ચુકે નજર તો થાએ ખુવારી ॥ ૪૪ ॥ માટે રહેવું સદાએ સચેત. હરી વીના ન રાખવું હેત; આણી અંતરમાં વઇરાગ્ય, કરવાં તન મન સુખ ત્યાગ્ય ॥ ૪૫ ॥ એવી સાંભળી વીખની વાત, સર્વે બાઇયું થૈયું રળીયાત; સત્ય વારતા છે એજ સાચી, એમ સમજ્યા વીના વાત કાચી ॥ ૪૬ ॥ ॥ પુર્વ છાયો ॥

એ હરી ત્યાગી ત્રીયની, જેણે તજયો સર્વે સંસાર; હવે કહું રીત બાઇની, સાંખ્યજોગી જે અહી ઉદાર ॥ ૪૭ ॥ ઇતી શ્રીમદેકાંતીક ધર્મ પ્રવર્ત્તક શ્રી સહજાનંદ સ્વામી શીષ્ય નીષ્કુળાનંદ વીરચીતે ભક્ત ચિંતામણી મધ્યે બાયું ત્યાગીના વતમાન નિરૂપણ નામ એકસો ને અગ્યારમુ પ્રકર્ણમ્ . ॥



# ॥ શ્રી સ્વામિનારાયણ નમો નમઃ ॥

॥ પૂર્વ છાયો ॥ એક સમે અલબેલડે ચોરી ભાભીની અંગુઠી જેહ, તે લીલા તમને કહું નર નાર સુણો ધરી નેહ. ॥૧॥

॥ ચોપાઇ ॥ એક સમય મળી સહુમિત્ર ગયા નાવાને સજ્યું પવિત્ર; નાઇ વસ્ત્ર પવિત્ર પહેરી, દેવ દર્શને ચાલ્યા શ્રી હરિ. ॥૨॥ વળી કરતા રમત રૂડી પેર, પ્રભુજી આવ્યા પોતાને ઘેર; ઘેર બીજુ દીઠું નવ કોઇ, કરતાં હતાં ભાભી રસોઇ. ॥ ૩ ॥ તેની પાસ જઇ તે સ્થાન, માગ્યું ભોજન શ્રી ભગવાન; એનાં વચન અમૃત સમાન, સુણ્યાં ભાભીએ સ્નેહથી કાન. ॥ ૪ ॥ પછે બોલ્યાં સુવાસની બાઈ, બેસો ભોજન આપીશ ભાઈ; થાવા આવી રસોઈ તૈયાર, પણ કાંઇક છે હજી વાર, ॥ ૫ ॥ એવાં સાંભળી વચન, વિચિત્ર, ઇચ્છા કરવા મનુષ્ય ચરિત્ર, કહ્યું લાગી છે મુજને ભૂખ, આપો ખાવાતો ઉપજે સુખ. ॥ ૬ ॥ ત્યારે બોલ્યાં સુવાસની બાઇ, ચણા પૌવા ખાવા આપું ભાઇ; કહો તો આપું સુખડી સારી, આપું મગદળ જાઉં બલ હારી. ॥ ૭ ॥ સુણી બોલ્યા શ્યામ શ્રી મુખ, આપો પેંડા તો ભાગેજ ભુખ, બોલ્યા સુવાસની તે ઠામ, પેંડા ઘરમાં નથી ઘનસ્યામ. ॥ ૮ ॥ પછી ભાભી સુવાસની કેરી, એક મુદ્રીકા હરીએ હરી, હતી ભાભીની પાસે પડેલી, સાવ સોનાની નગે જડેલી. ॥ ૯ ॥ લઇ મોટને વાળી છે મુઠી, ત્યારે ભાભી પકડવાને ઉઠી; દોડયા શ્રી હરી ચચલ થઇને, ભાભી પકડે છે પાછલ જઇને. ॥ ૧૦ ॥ જે છે સર્વ જગતના દાતા પરમેશ્વર નથી પકડાતા. ભાભી અંગુઠી લેવાને કયા, પણ પાછળ દોડીને થાકયાં. ॥ ૧૧ ॥ કહે અંગુઠી લઇને શુ રવો હાલા ચોર તમે શીદ કરશો; કહે શ્રી હરી ચૌટે જઇશ, આપી અંગુઠી પેંડા લઇશ. ॥ ૧૨ ॥ અમો મિત્રો મલીને તે જમશું, પછી રાજી થઇને ભેલા રમશું; કહે ભાભી જશો પતખોઈ, એવું કામ કરે નહિ કોઇ. ॥ ૧૩ ॥ તમે ચોરી કરી તે કહેવાશે, વાત વિશ્વ વિષે તે વચાશે; આવાં કરશો તમે અન્યાય, કોણ પછીથી દેશે કન્યાય. ॥ ૧૪ ॥ ભવ આખો રહેશો બ્રહ્મચારી, નિંદા કરશે ઘણો

સંસારી; કે'શે બાળ પણે ચોરી કીધી તેથી કન્યા કોઇએ નવ દીધી. ॥ ૧૬ ॥ હસી બોલ્યા ત્યારે હરી રાય નથી જો'તી અમારે કન્યાય; ચોરી છો ગામો ગામ ગવાય, તેથી લજ્જા અમારી નવ જાય. ॥ ૧૭ ॥ આવાં ચરિત્ર કરૂં હું જયારે, મને સંભારે સૌ જન ત્યારે, માટે વિચારીને ઠામો ઠામ, એવાં કરવાં ઇચ્છું છું હું કામ ॥ ૧૮ ॥ એવાં વચનમાં મર્મ છે જેહ. જાણે તે તત્વજ્ઞ મુનીવર તેહ વળી ભાખે ભલો તે જો ભાઇ, માનો મારૂં કહ્યું સુખદાઇ ॥ ૧૯ ॥ ભાઇ ખીજશે તમને તમારા, માટે માનો દીયરજી મારા, બહુ ખીજશે તમને બાપો, માટે સમજીને અંગુઠી આપો. ॥ ૨૦ ॥ માતાજી માર મારશે તમને, માટે આપો અંગુઠી અમને એમ કહીને પુરયાં ઘરમાંય, કર્યાં બારણાં બંધ તે ત્યાંય, ॥ ૨૧ ॥ હરીને આવરણુ નવ આવે, એમ વેદ પુરાણુ બતાવે; રહ્યાં બારણાં બંધ તે ઠામ, દીઠા ચોક વિષે ઘનસ્યામ ॥ ૧૨ ॥ લઇ મુદ્રીકા કરમાં દેખાડે, એમ ભાભીને મોહ પમાડે; હતું જાળીયું ઘરનું એક, જોયુ ભાભીએ ત્યાં જઇ છેક. ॥ ૨૩ ॥ ત્યાંતો ઘનસ્યામ દીઠા ઘરમાં, ઉભા અંગુઠી દેખાડે કરમાં; અતી અચરજ ઉરમાં પમાડયું, ત્યારે ભાભીએ દ્વાર ઉઘાડયું. ॥ ૨૪ ॥ હરી નાઠા અંગુઠી લઇને ભાભી પકડી શકયાં નહિ જઇને; દિવ્ય ભાવથી અચરજ આવે વળી તે હરી માયા ભુલાવે, ॥ ૨૫ ॥ ગયા ચૌટામાં શ્રી હરી સીધા, આપી અંગુઠીને પેંડા લીધા; પછી મિત્રોની મંડલી મળી, ગયા વાડીએ એકાંતે વળી. ॥ ૨૬ ॥ જમ્યા ત્યાં સખાઓ મળી, સાથે પેંડા પીરસ્યાં હરી બ્રહ્માદિકને છે દુર્લભ જેહ જમ્યા સર્વ પ્રસાદીને તેહ; ॥ ૨૭ ॥ મનવાણી અગોચર જે છે, તે તો બાલ ચરીત્ર કરે છે; જેને આગમનિગમ વખાણે તેને મૂર્ખ જનો નહિ જાણે. ॥ ૨૮ ॥ હઠ જોગે ન દેખે હકિલા કરે તે પ્રભુ માનુષ્ય લીલા; જોગી જે માટે વનમાં ભમે છે, તે તો બાલકો સાથ રમે છે. ॥ ૨૯ ॥ બેસે બાલકો મંડલી મળી, આપે સર્વને ઉપદેશ વળી: ધર્મ જ્ઞાન વૈરાગ્યની વાત, સંભળાવે હરિ સાક્ષાત ॥ ૩૦ ॥ જન જાણે જે રમત કરે છે, પ્રભુ પુજા વિધી શીખવે છે; કયારે કોઇને ધ્યાન ધરાવે, કોઇને તો સમાધિ

કરાવે. ॥ ૩૧ ॥ તેને ગોલોક આદિક ધામ સર્વ દેખાડે શ્રી ઘનશ્યામ; કરે જોગીને બાલક વાત, પ્રભુ ધામની તે શાક્ષાત. ॥ ૩૨ ॥ જનો સુણવા રહે જે ઠામે, મોટા પંડીત અચરજ પામે, કોઇ ટાણે રમત એવી કરે, પોતે શ્રી પુરૂષોતમ કરે. ॥ ૩૩ ॥ થાયે બાલક એક બ્રહ્માય, બીજો વિષ્ણુ રૂપે વળી થાય; ત્રીજો તો કહે શંકર હું છું; પ્રલયકાલમાં પ્રલય કરૂં છું. ॥ ૨૪ ॥ કોઇ નારદ ઉદ્ધવ નામ, કોઇ વરૂણ ઠરે તે ઠામ; કોઇ તો કહે હું છું ગણેશ, કોઇ તો કહે હું છું સુરેશ. ॥ ૩૫ ॥ કોઇ તો કહે હું શેષનાગ, કહું હરીનાં ચરીત્ર અથાગ; કોઇ સૂર્ય શશી નામ ધારી થાય કુબેર ભંડારી. ॥ ૩૬ ॥ થાય બાલ બીજા દેવો જેવા સર્વ શ્રી હરીની કરે સેવા; ઘનશ્યામની આજ્ઞા પ્રમાણે, સઉ કરમ કરે તેહ ઠામ. ॥ ૩૭ ॥ રહે આજ્ઞા વિષે તે આધિન કરે કોઇ સ્તુતિ થઇ દીન; કોઇ તો કહે હે મહારાજ, અમારા બ્રંહ્માડમાં આજ. ॥ ૩૩ ॥ કળી કાળ અતિ ઘણો વ્યાપ્યો, તેણે વેદનો ધર્મ ઉઠાવ્યો; ઘણાં પાંખડી ચાલ્યા છે પંથ, ગુથ્યા મહામહિમાંનાં ગ્રંથ. ॥ ૩૯ ॥ ગુરૂઓ કરે છે વ્યભિચાર, વળી આચરે છે અનાચાર; માટે આપ કૃપા ઉર ધારો આજ બ્રહ્માંડ માંહિ પધારો. ॥ ૪૦ ॥ સત્ય વેદનો ધર્મ તે થાપો, અતિ ઘોર અધર્મ ઉથાપો; સ્તુંતિ સુણી એવી જગદીશ, આપે વરદાન આપે આશીશ. ॥ ૪૧ ॥ એવી રમત નિહાળવા આકાશે, આવે અમર ચઢીને આકાશે; ખેલ દેખીને અચરજ પામે, પુષ્પ વૃષ્ટિ કરે તેહ ઠામે. ॥ ૪૨ ॥ એમ ઉચરે દેવો આકાશી, ધન્ય ધન્ય અવધ પુરવાસી; તેનાં પુણ્ય તણો નહિ પાર, ખેલે જ્યાં હરી જગદાધાર ॥ ૪૩ ॥ કરે ખેલ નવા નિત્ય રહોને રખવા ઇંદુ આદીત્ય; હું તે કેટલા કહી સંભલાવું નાગણુય ગણ્યાં શું ગણાવું. ॥ ૪૪ ॥ છોટાભાઈ જે છે ઇચ્છારામ તે તેડી રમાડે છે શામ; વળી રામ પ્રતાપના પુત્ર, નંદરામ છે પરમ પવિત્ર ॥ ૪૫ ॥ પાંચ વર્ષની ઉમ્મર એની પણ બુધ્ધિ બહુ સારી તેની; ટાણે રમવાને આવે તે જ્યારે; કહે બાઇ સુવાસની ત્યારે. ॥ ૪૬ ॥ કૃષ્ણ કાકાને બોલાવી લાવો, આટો એ જણ જમવાને આવો; પછી જ્યાં તહાં નંદરામ

તેની સાથે આવે ધનશ્યામ ॥ ૪૭ ॥ જેવી જોડી અશ્વનીકુમાર, જેવી જોડ શોભે તેહ ઠાર; ચંદ્ર સૂર્યની જોડ ગણાય, એવી જોડ તે બેની જણાય ॥ ૪૮ ॥ બન્ને જણની ઉમ્મર છે મલતી, ભલી પ્રકૃતી પણ આવે ભળતી તેથી ઉપજી પરસ્પર પ્રીત, સાથે રમે રૂડી રીત. ॥ ૪૯ ॥

## વસંત તિલકા વૃત.

જેનો સ્વભાવ મળતો વળી એક જાત, ધર્માદી એક મળતી વળી રીત ભાત તુલ્યે જણાય વચમાં મલતાંજ ચિત તો તેહમાંથી ઉપજે પરિપૂર્ણ પ્રીત. ॥ ૫૦ ॥ હે ભૂપ એક વલી ભલી સૂણાવું, છે જાણવા સરખી તે તુજને જણાવું; એવાં ચરિત્ર હરીનાં શ્રુતિ શાસ્ત્ર ગણાય, જે સાંભલી પરમ ભકત પ્રસન્ન થાય ॥ ૫૧ ॥ સુવાસની બની સુભાગ્યવતી ગણાય, જે શામના ચરણ ચિત વિષે ચઢાય; શ્રી કૃષ્ણ નેક દિક મર્જ્જન તે કરાવે. પત્યંગ બેસી મરચણી રૂદે ઠરાવે. ॥ ૫૨ ॥ ત્યાં એકદા ચરણમાં શુભ ચિન્હ જોઈ, જાણ્યું મહા પુરૂષ આ સહભાગી કોઈ; બે હાથ જોડી હરીની વિનતિ ઉચારી, લેજો પ્રતાપી થઇ સુખ્ય તમે અમારી. ॥ ૫૩ ॥ છે આપનો ચરણમાં શુખ ચિન્હ કેવાં, રાજ્યાદિ શ્રેષ્ટ અધિકાર મળેજ એવાં ત્યારે કહે હરી કદી મળશે સુરાજ, સોંપીશ તેહ તવ પુત્ર કરે સમાજ. ॥ ૫૪ ॥ વિદ્વાન મુર્ખ નર છે શુભ તે નઠારો, સંતોષી કે અધિક લાલચ રાખનારો; દૈવી તથા અસુર સારાજ જીવ એ છે, તે ચિન્હથી જન પરીક્ષક જાણી લે છે. ॥ ૫૫ ॥ જો દિવ્ય ભાવનિરખે મન જાદુ જાણે, વૈરાગ્યવાન નીરખી કપટી પ્રમાણે, વાચાલ છે બહુ કહુ ઉપદેશ દેતો, આસુરી સતા રૂપનો નથી ગુણ લે તો. ॥ ૫૬ ॥

## પુષ્પિગાતા વૃત.

અતિ જુગ જુગ જન્મ નાથ લે છે, કવિવર એમ પુરાણમા કહે છે; તદપી તહિ મુર્ખજ લોક માને; મુની સુખ વાત કદી સુણે ન કાને. ॥ ૫૭ ॥

ઇતિ શ્રી વિહારિલાલજી આચાર્ય વિરચિત્તે હરિ લીલામૃતે દ્વિતીય કલશે અચિન્ત્યનંદ વર્ણીદ્ર અભયસિંહ સંવાદે શ્રીહરિ મુદ્રિકા હરણ નામ ત્રયાદશો વિશ્રામ.